મારવાં. એ દંભી જીવન કરતાં એ આકાંક્ષાને સ્વીકારી ને સત્કારી લેવામાં મનુષ્યત્વ વધારે રહ્યું છે.

સાહિત્ય કે કલામાં સંપૂર્ણ આદર્શનો મોહ અત્યારે કોઇને નથીઃ જીવનમાં આવતી એકાદ બે ક્ષણ સાહિત્યમાં ખૂબ તેજદાર રંગથી ઉતારી તેની આશામાં ગાળેલા પૂર્વ જીવન પછી-ઉત્તર જીવનને-તેના વિલાપમાં જ ગાળવાની આજે કોઇને હોંસ નથી. સૌંદર્ય માટેનો મનુષ્યનો તલસાટ એટલો બધો ઉગ્ર બન્યો છે કે, અત્યારે માત્ર એકજ ઇંદ્રિયને તૃપ્ત કરે તેવા સૌંદર્યની પાછળ તે ઘેલો બની શકે તેમ નથીઃ તેને તો પંચેંદ્રિયના રસોત્સવની ભાવના પ્રકટી છે. અને આખું મનુષ્યત્વ સંતોષાય તેવો સૌંદર્યવિલાસ તો માત્ર મનુષ્યજીવનમાંથી જ મળી શકે તેમ છે. કાવ્ય ને કલાનો સમસ્ત રસ બધે સ્થળેથી નીતરી નીતરીને સ્ત્રી-પુરૂષના અંગ પર ઢોળાઇ રહ્યો છે. જીવનમાં માણવાની ને ખેલવાની નવી હોંસ ઉદ્‌ભવી છે. સાહિત્ય ને કલામાં આ રીતે Idealism માંથી Realism નો યુગ સ્થપાઇ ગયો છે.

સાહિત્યમાં જેમ Realism પ્રકટ્યું છે, તેમ સમસ્ત જીવનમાં જ્યારે પ્રકટશે ત્યારે માનવજાતિએ પોતાના સ્વાધીન જીવનનો નવો યુગ શરૂ કર્યો ગણાશે. જેમ જેમ બુદ્ધિવિકાસ આગળ ને આગળ ધપતો જશે, તેમ તેમ લાગણી કે ભાવનાના ઉભરા પર આવી જીવન-કલા ફેંકી દેવાની વૃત્તિ અસ્વાભાવિક બનતી જશે. છે તે છોડીને, મળે છે તે મૂકી દઇને, સ્વાભાવિક રસ જીવનને તુચ્છ ગણીને-કુદરતી મોહ કે આકર્ષણને લાલસા ગણી ધિક્કારીને, માણસ નથી ત્યાં સર્જવાની કે અપ્રાપ્ય મેળવવાની ધૂનમાં નહિં પડે. જેટલું સ્વાધીન વ્યક્તિત્વ એને પ્રકટ્યું છે, એટલાંની મનોદશામાં ઉતરે, તેજ વસ્તુ એ માન્ય કરશે, અને પોતે સ્વસ્થ જીવન કે જે અવસ્થા આખી સંસ્કૃતિનાં આટલાં બધાં સ્વરૂપોનું માત્ર એકજ અંતિમ સ્વરૂપ છે, તે મેળવશે. આમાં તે ભૂલો કરશે, પણ પોતે જ સર્જેલી વિચારજાળમાં સપડાયેલા ગુલામ કરતાં આ સ્વતંત્ર માણસ વધુ સરસ લાગશે. એક વખત એવો આવશે કે જ્યારે મનુષ્યની આ સાચી મનુષ્યભાવના એની કલ્પીત ઇશ્વર ભાવના કરતાં અનેક ગણી શ્રેષ્ટ અને સર્વવ્યાપી બની જશે, અને કુદરતની સૃષ્ટીમાં અકસ્માતેજ આવી ચડતો કોઇ માનવ શ્રેષ્ટ (Superman) મનુષ્યકૃત સૃષ્ટીમાં સદાકાળ હશે. અને દરેક માણસ માનવ શ્રેષ્ટ બનશે.

મુદ્રક અને પ્રકાશક : રા. રાં. ગોવિંદલાલ ઘેલાભાઇ ભટ્ટ,
હેડ—એડવોકેટ ઓફ ઇન્ડીઆ પ્રેસ, ૨૧, દલાલ સ્ટ્રીટ કોટ, મુંબઇ.

# :નવયુગ:

## તંત્રી: સીતારામ જે. શર્મા

પુસ્તક: ૧]  આશ્વિન: ૧૯૮૫  [અંક: ૯

 અનુક્રમણિકા 

## :: નારી વિભાગ ::



---

# લવાજમ.

હીંદમાં રૂ. ૫–૦–૦ પરદેશમાં રૂ. ૭–૦–૦

છુટક નકલ રૂ. ૦–૮–૦.

'હિંદુસ્તાન' અને 'પ્રજામિત્ર–કેસરી'ના ગ્રાહકો માટે

હીંદમાં રૂ. ૪–૦–૦ પરદેશમાં રૂ. ૬–૦–૦

## નવયુગ કાર્યાલય.

૨૧ એડવોકેટ બીલ્ડીંગ, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧.

# ADVERTISEMENT RATES

FOR

# "NAVAYUGA"

## *MONTHLY MAGAZINE.*

| Reading Matter | | Ordinary Position | |
|---|---|---|---|
| One page Monthly | Rs. 15/- | One page Monthly | Rs. 10/- |
| ½ ,, ,, | ,, 8/- | ½ ,, ,, | ,, 6/- |
| ¼ ,, ,, | ,, 4/- | ¼ ,, ,, | ,, 4/- |

*WRITE TO—*

Manager **NAVAYUGA.**

21, DALAL STREET, FORT, BOMBAY.

---

## નવયુગ માટેની જાહેર ખબરના ભાવ.

| વાંચન ભાગ સાથે. | | વાંચન ભાગ બહાર. | |
|---|---|---|---|
| એક પાનું દરમાસે | રૂ. ૧૫ | એક પાનું દરમાસે | રૂ. ૧૦ |
| અરધુ પાનું ,, | રૂ ૮ | અરધુ પાનું ,, | રૂ. ૬ |
| પા પાનું ,, | રૂ. ૪ | પા પાનું ,, | રૂ. ૩ |

લખો વ્યવસ્થાપક નવયુગ,

૨૧ દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.



જેણે તુરંગમાં ચાલતા કાળા ગોરા વચ્ચેના ભેદ તોડવા
પોતાની જાતનું બલિદાન આપ્યું પણ સિધ્ધાંત ન છોડયો.




વર્ષ: ૧ ] આશ્વિન ૧૯૮૫ [ અંક: ૭

# ગુલામોનો પંથ

લેખક

:: તંત્રી ::

જગતભરમાં ટકી રહેલી ગુલામી ગુલામ રહેવા માગતા મનુષ્યો જ ટકાવી શકે છે. જે દિવસે દુનિયાનો એકેક એક મનુષ્ય ગુલામીને દફનાવી દેવા તૈયાર થશે તે દહાડે દુનિયામાં ગુલામીનું નામ-નિશાન નહિં રહે.

માનવી પોતાની મહત્તાના મદમાં ઘેલો બનીને પોતાની જાતને પશુ-પંખી કરતાં મોટી મનાવે છે: તેમ કરતાં પોતાનામાં બુધ્ધિ અને વિચારશકિત વધુ હોવાની દલીલને આગળ કરે છે; પરંતુ એજ માનવીસમુહનો મોટો ભાગ પોતાની બુધ્ધિ અને વિચારશકિતને ગીરવી મૂકીને ગુલામોનો પંથ ટકાવી રાખવામાં ભાગીદાર બને છે ત્યારે પશુપંખી કરતાં પણ તે ઉતરતો બની બેસે છે તેનો બુધ્ધિપૂર્વક વિચાર કરતો નથી. એ વાત તે બિલકુલ ભૂલી જાય છે.

સ્વતંત્રતા એ બુધ્ધિપ્રધાન પ્રાણીનો નૈસર્ગિક ગુણ હોવો જોઇએ. એ ગુણ જેટલો મનુષ્યે નથી ખીલવ્યો તેટલો પશુ-પંખીમાં ખીલેલો જણાય છે. યુકિત પ્રયુક્તિ અને પ્રપંચથી પકડીને પાંજરામાં પુરેલાં પશુ-પંખીનું ધ્યાન નિરંતર સ્વતંત્રતા ઉપર હોય છે. તેના પાંજરાનું બારણું સહજ જ ખુલ્લું થતાં સહુથી પહેલાં તે પોતાની સ્વતંત્રતા સાધી લેવાને તત્પર બને છે. પરંતુ અનેક મનુષ્યો પોતાની જાતે જ એવાં પાંજરાંમાં પરાઇ રહેવામાં ગૌરવ માને છે.

માણસને યંત્રની સાથે સરખાવો તો જરૂર તેને માઠું લાગશે. પરંતુ એજ માણસો જીવનભર યંત્રની માફક ચાલતાં જણાય છે. યંત્ર જેમ તેના શોધકે નક્કી કરેલા માર્ગે ચાલીને નિયત કામ આપ્યાં કરે છે, તે રીતે જ અનેક મનુષ્યો હજારો વર્ષો પૂર્વે થયેલી કલ્પના કે ઘડાયલી યોજનાને જ ચીલે ચાલી, પોતાની બુધ્ધિ કે વિચાર શકિતનો કશો જ ઉપયોગ કરતાં જણાતાં નથી.

ગુલામીનાં સ્વરૂપ જુદાં છે. તેમાં સહુથી મોટી અને ખરાબ ગુલામી બુધ્ધિ અને વિચાર શકિતને ગીરવી મૂકવી તે છે. ગુલામોના પંથ આવાઓને લીધે જ ચાલે છે. રમકડાની માફક અમુક ચાવી દબાવતાં જ આવા માણસો કુદકા મારવા માંડે છે. તેમનામા કુદકા મારવાની શકિત છે પણ બીજો ચાવી દબાવનાર હોય તો જ. હજારો વર્ષો પહેલા અમુક મનુષ્ય એક નિયમ બતાવી ગયા, તે અત્યારે કામનો ન હોય, કામમાં લેવાતો ન હોય, પરંતુ વિચાર શીલ મનુષ્ય જ્યારે એમ કહે કે આ નિયમ નકામો છે; ત્યારે તેની સામે હાહાકાર મચાવવા જેઓ કુદી પડે છે. તેવાઓ ચાવીવાળાં રમકડાંનોજ ભાગ ભજવતા હોય છે. આવા માણસો પોતાની બુધ્ધિને એક પ્રકારનાં કેદખાનામાં પૂરી રાખતા લાગે છે. એ કેદખાનાને કેટલાક 'શુધ્ધ સનાતન' અથવા તો 'પ્રાચીન સંસ્કૃતિ' નાં રૂપાળાં નામ આપે છે, અને એથી તેમાં પરાઇ રહેનારા માનવ દેહધારી ગુલામો રાચે છે. ચાવીવાળા પોપટની માફક તે જ્યારે જ્યારે ચાવીની ચાંપ દબાવાય ત્યારે ત્યારે એક જ જાતના સૂર કાઢે છે. એક જ રીતના કુદકા મારે છે. એવા સૂરને 'સુવર્ણ યુગનાં સર્જન' નાં સંબોધન અપાય છે.

આ જાતનો ગુલામી પંથ ચાલતો રાખવા માટે ચાંપ દાબનારાઓ પોતાની બુધ્ધિને ગીરવી મૂકતા નથી, પરંતુ પંથના અનુયાયીઓને કુદકા મરાવવાના એકજ ધરેડમાં ચાલતા કામ માટે ચાવી દાબ દાબ કરવાથી, તેઓ પણ મુંગાઓની વચ્ચે રહેતા બોલતા મનુષ્યની દશા અનુભવતા લાગે છે.

આવા ગુલામોનો પંથ સકલવિશ્વની પ્રગતિને રૂંધનારો હોય છે. દુનિયામાં જ્યાં સુધી એક જ માણસ ગુલામી દશાથી રાચતો હશે, ત્યાં સુધી જગતનાં તમામ મનુષ્યોને ગુલામીનાં માઠાં ફળ ચાખવાં પડશે. એ વાત જેઓ પોતાની બુધ્ધિ અને વિચાર શકિતનો ઉપયોગ કરે છે, તેવાઓ જાણી જાય છે. એટલે ગુલામોના પંથની સામે પ્રહાર શરૂ થાય છે. તેથી જ ગુલામોના પંથવાળાઓ બુધ્ધિવાદને વરવાં વિશેષણો આપવામાં પોતાની ખીજી શકિતને રોકે છે.

વિચારની શકિતમાં વિસ્મયકારક સામર્થ્ય રહેલું છે. એ શકિત મુડદાં જેવા માણસો ઉપર જાદુઇ ચમત્કાર કરી બતાવે છે; તેથીજ તે શકિત વંદવા–અનુકરણ કરવા યોગ્ય ઠરે છે. વિચારશકિત એ સંજીવની છે, તેથી જ ગુલામોના પંથના અનુયાયીઓનો રોષ એ શકિત જેનામાં જણાય તેની ઉપર ઉતરે છે. એ શકિત મનુષ્યને સાહસ અને પરાક્રમને પુણ્યપંથે દોરી જાય છે. ભટ પુરૂષોની જડતાની સામે તે આક્રમણ કરે છે, સ્થિતિ સ્થાપકતા અને નીતિનાં નામ પામેલી રૂઢીઓનું તે પ્રથક્કરણ કરે છે, અને પ્રથક્કરણના પ્રયોગોને ગુલામોના પંથ પ્રચારકો રૂઢી અને સત્તાની સામેના પ્રયોગો તરીકે માની–મનાવીને ઉવેખે છે.

જેઓ વિચારશકિતનો ઉપયોગ કર્યા વિના જીવનને જૂના ચીલાની ઘરેડમાં ઘસડી જતા હોય છે, તેવા ટોળાથી વિચારની શકિતનો ઉપયોગ કરનારા વેગળા ખસી જાય છે. વિચાર .શકિતની સાથે સાથે જ સહાનુભૂતિનો સદ્‌ગુણ ખીલવા માંડે છે. તેથી ગુલામોના પંથમાં 'મુગ્ધ સનાતનતા' અને 'પ્રાચીન સંસ્કૃતિ' ની ક્રૂર ઘાણીમાં કચડાઇ રહેલા અનેક નિર્દોષ મનુષ્યો તરફ તેનામાં સહાનુભતિની ભાવના જન્મે છે. અહિંજ વિપ્લવવાદનો આરંભ થાય છે.

અને સ્થિતિસ્થાપકતાની ગુલામી પંથમાં ભળેલા અનેક ભદ્ર પુરૂષો શ્રીમંતો; સત્તાવાદીઓ તેથી જ વિચાર શકિતનો ઉપયોગ કરનારાઓને, તેમજ વિચાર શકિતના પ્રભાવથી જન્મેલી વિપ્લવની ભાવનાને નિંદે છે. આપખુદી અને અસહિષ્ણુતાના એ પ્રયોગો તેમ છતાં નિષ્ફળ નિવડે છે, કેમકે એ બન્ને વિચાર .શીલ માનવીનાં હ્રદયમાં વિરોધ કરવાની શકિતને સરજાવે છે. અને આ ઉદાત્ત સદ્‌ગુણને પેલા ભદ્રજનો હલકામાં હલકા દુર્ગણ તરીકે મનાવવા મથે છે અને તેવા ગુણ ધરાવનારને ખુની, ચોર કે બદમાશ કરતાં પણ વધુ ખરાબ ચિતરવામાં આવે છે. કેમકે વિચાર શકિત, વહેમો અને જડવાદના ગાઢ અંધકારને દૂર કરનારો પ્રકાશ આપે છે. તેથી વિચાર નહિં કરનારા મનુષ્ય જે વસ્તુને અચિંત્ય માનીને બેસી રહે છે, તે વસ્તુની ઉપર પણ વિચારશકિત નવો પ્રકાશ પાડી શકે છે. તેથી ઇશ્વર જેવી માન્યતાના સંબંધમાં પણ માણસ વિચાર કરતો થાય છે, અને તેમાંથી જ નિરીશ્વરવાદનો ઉદય થાય છે. આથી બુધ્ધિવાદ કે વિચારશક્તિ સ્થિતિ સ્થાપકતાના પ્રશંસકોને અકળાવે છે; આમ બુધ્ધિવાદ પુરાણવાદીઓને મતે પાખંડ ગણાવા માંડે છે—કેમકે તે તેમના પુરાણા પાખંડો ઉપર જ વિશેષ પ્રકાશ નાંખે છે.

અહિં બીજો પણ એક પ્રશ્ન ખડો થાય છે. બુધ્ધિશળી મનુષ્યો પણ ઘણી વખત પોતાની તર્કશક્તિને વચ્ચે થી જ વાળી લઇને સંતોષ માની લે છે; તેનું પરિણામ વધારે વિપરીત આવે છે. એ રીતે વચ્ચેથી વાળી લીધેલી તર્કશકિત કુંડામાં વાવેલા વૃક્ષની માફક કુંઠિત થઇ જાય છે, તેની મર્યાદા સંકુચિત બની જતાં 'સુવર્ણયુગ'નાં થોથાં ઉથલાવીને સંતોષ માને છે, નવા—જૂનાને સંતોષવા વચલો માર્ગ કાઢવાની સમાધાનવૃત્તિ તરફ વળે છે: તેવું પરિણામ દહિંમાં અને દૂધમાં રહેવા જેવું આવવાથી વધારે ઘાતક નિવડે છે. તેમાંથી ગુલામો પોતાનો પંથ ચાલુ રાખવા મ.ટેના પ્રમાણો ને પ્રેરણાઓ મેળવી લે છે, અને પેલા બુધ્ધિમાનની તર્કશકિતના અડધા મનના પ્રયોગો પુરાણવાદીઓને ખોટું ઉત્તેજન આપે છે.

એટલે બુધ્ધિવાદ, વિચારશકિત કે તર્કને વચ્ચેથી મચડી નાખવાની વૃત્તિ તો છેક જ તિરસ્કારને પાત્ર છેઃ એમ સમજીને જ આગળ વધવાની જરૂર છે.

# ચોરી

રોટી વિના તરફડે સુત છેક નાનો,
ભૂખે રડી રડી મરે નવ રહે જ છાનો;
ભિક્ષુક બાપ દુઃખી નિર્ધન ને અકેલો,
કષ્ટે પીડયો વ્યથિત ચિતડે લાગતો છેક ઘેલો.

શ્રીમંતના ઘેર હતી ઉજાણી,
લાડુતણાં ઝુમ્ખ જામ્યાં હતાં જ્યાં;
વાડી મહીં યુક્તિથી ત્યાં પ્રવેશ્યો,
ને બે લાડુ પિડીને દીકરે ચોરીઆ તે પિતાએ.

ભખ્યો પુત્ર રહ્યો છાનો, ખાવાનું મળવા થકી;
બિચારા બાપનું હૈયું તૃપ્ત એ દેખીને થયું.

શ્રીમંતને વાત થઇ છતી એ,
ને રક્ત તપીયું તેનું પછી તો;
એવા ભિખારી અનંત ભટકે,
શિક્ષા વિના નવ થઇ શકે, કોઇ દી પાંશરા એ.

અટૂલા બાળને મૂકી બાપને ઉંચકી ગયા;
ન્યાય ને શાંતિને માટે, કોરટે સુણવી સજા.

* * *

શ્રીમંત સટ્ટો કરીને કમાણો,
ભૂમિ ખરીદી અનેક લીધાં;
ગરીબડા ખેડૂત નિર્ધનોને,
લૂંટી તેણે કરીજ મૂકીયા છેક રોટી વિહોણા.
પત્ની તણો દ્રોહ કરી હંમેશાં,
વેશ્યાગૃહોમાં રખડે હરામી;
જુગાર ને દારૂ વિના ન ચાલે,
રેંસી પીસી ગરીબ જનને, જે ભરે છે તિજોરી.

લૂંટ, ચોરી છીનાળાં ને, દગો યુક્તિ પ્રપંચ સૌ,
વધારે આબરૂ તેની, અપાવે માન મંદિરે.

કાયદો એ નમી તેની આજ્ઞાને વશ વર્તતો;
સત્તાની મોહિની માંહિ જાણે અંધ બની ગયો.

સમાનવાદી

# વિશ્વબંધુત્વ

:લેખક:
**શ્રી જગદીશ**

તત્ત્વચિંતકોમાંના ઘણા મોટા ભાગે હમેશાં વિશ્વબંધુત્વની ભાવનાનાં સ્વપ્નાં સેવ્યાં છે. ઇશ્વરવાદીઓ કહે છે: સમસ્ત વિશ્વ ઇશ્વરે સર્જ્યું છે. માનવી માત્ર ઇશ્વરનાં સંતાન છે. બધા એકજ ભૂમિ ઉપર વસે છે. સૂર્યનો પ્રકાશ, વાયુ અને પાણી એ સહુને માટે ઇશ્વરે સમાનભાવે સર્જ્યાં છે. અહી માનવી માત્ર બંધુ તરીકે હોવાં જોઇએ.

આવી જાતના વિચારો કરનારા શાંતિ અને અહિંસાની વાતો હમેશાં કરતા આવ્યા છે. અને તે માર્ગે સમસ્ત માનવજાતી ચાલે તેવું ઇચ્છતા આવ્યા છે. પરંતુ એમનાં એ કથન અને એ ઇચ્છા કદી પણ વ્યવહારમાં મૂકી શકાયાં નથી.

આ દિશામાં બુધ્ધે આશ્ચર્યકારક પ્રયોગ કર્યો, પરંતુ એ પ્રયોગનું પરિણામ ભયંકર નિષ્ફળતામાંજ આવ્યું. હિંદુસ્થાનમાંથી બુદ્ધ ધર્મને મારી હઠાવવામાં આવ્યો અને બ્રહ્મદેશ, સીલોન, ટીબેટ, ચીન તેમજ જપાનમાં તેને ખસવું પડ્યું પરંતુ વિશ્વબંધુત્વ અને અહિંસાનાં બુદ્ધનાં બે મૂખ્ય તત્ત્વોનો તે તે દેશોમાં જેટલો ઉપહાસ થયો છે, તેટલો બીજે કદી પણ થયો નથી; એવું ખુદ ધર્માનંદ કોસાંબી જેવા પુરૂષનાં લખાણો અને કથનો ઉપરથી પુરવાર થયું છે.

જ્યારે હિંદુસ્થાનમાં તત્વચિંતન ઘણું થતું હતું, ઋષિ મુનીઓ અધ્યાત્મવાદની ખૂબ જ હિમાયત કરતા હતા, તે યુગનો ઇતિહાસ પણ એ જ બતાવી આપે છે કે, માનવી સ્વભાવે જ સ્વાર્થી હોવાથી યુદ્ધ એ તેનો જાતીય સ્વભાવ થઇ પડયો છે. પરસ્પર વચ્ચે અથડામણો અને ઘર્ષણ આદિકાળના મનુષ્યોથી માંડીને અત્યાર સુધીના માણસોમાં જણાતાં આવ્યાં છે. એટલું જ નહિં પણ કહેવાતી દેવોની દુનિયામા પણ લડવા શિવાય બીજો કશો જ ધંધો ન હોય તેવી જ દશા દેખાય છે.

આમ વિશ્વબંધુત્વ અને અહિંસાના "આકરા" માર્ગને દેવો અને ઋષિઓ પણ જીવનમાં ઉતારી શકયા નથી, એ દેવ-ઋષિઓની કાલ્પનિક સૃષ્ટિના વાતાવરણમાં જીવનારાઓએ જાણવા જેવું છે.

મનુષ્યની દૃષ્ટિએ હરેક વસ્તુને તેના સત્ય સ્વરૂપમાં જોનારને ખંડે ખંડના ઇતિહાસ બતાવી આપે છે કે, વિશ્વ બંધુત્વની ભાવના ગમે તેટલી સુંદર હોય છતાં વ્યવહારમાં તે ઉતારી શકાય તેમ નથી; અહિંસાની વાતો ઉપદેશ આપતી કે સાંભળતી વખતે રૂડી-રૂપાળી દેખાતી હોવા છતાં કોઇ કાળે માનવ સમુહ તેને જીવન સફરમાં ધ્રુવ તારક બનાવી શકયો નથી.

મનુષ્યનો સ્વાર્થ મૂખ્યત્ત્વે આમાં નડતર કરનાર છે. પણ એ સ્વાર્થરહિત દુનિયા ઘડવાનો કીમીઓ કરનાર કોઇ જાદુગરને આજ સુધી દુનિયાએ જાણ્યો કે જોયો નથી.

જેમની પાસે પૈસા છે તે ગરીબને કચડી પૈસા વધારવામાં રાચે છે, સામ્રાજ્ય જમાવી બેઠેલી પ્રજા પરાધીન પ્રજાઓને કચડતી

રાખવામાં મહત્તા માને છે, સત્તાવાળાઓ બીન સત્તાવાળાઓને દબાવી રાખવા માગે છે, કુલીનો સામાન્યોને છૂંદવામાં કુલીનપણું સચવાતું સમજે છે. એ સ્થિતિમાં વિશ્વબંધુત્વની વાતો અને અહિંસાનો ઉપદેશ સાંભળવા કોને નવરાશ હોય?

ગાંધીજીની વાતો સાંભળવા તેથી જ હવે હિંદનો બુદ્ધિમાન વર્ગ તૈયાર નથી, કેમકે તે જેવી દુનિયાને કલ્પે છે, તેવી આજ સુધી હતી નહિં અને આજે છે નહિં. ભવિષ્યમાં તેનું શું થશે તે જોવાનું કામ આજના માણસને ઓછું હોય. આવતા યુગના માનવીની બુદ્ધિની, તેના આત્મ-સામર્થ્યની અવગણના કરી, તેને માટેના માર્ગ આજે નિર્માણ કરવા બેસવાનો, આડંબર કરવાનો, આજના માણસને શું હક્ક છે? એ હક્ક ત્યારેજ પ્રાપ્ત થાય જ્યારે તે પોતાના વર્તમાનને સુધારી શક્યો હોય, તો જાતે જગતમાં માનવ જાતિને વીંટી વળેલા નાનામાં નાના સ્વાર્થથી પણ મુક્ત હોય.

છેલ્લા મહાયુદ્ધની ગરમીમાં દુશ્મનની સામે વેરની વૃત્તિ પ્રબલતાથી જાગૃત કરી, તેમાં દુશ્મનદળોને ભસ્મિભૂત કરવા માટે, રાજપુરુષોએ યુક્તિપુરઃસર વિશ્વશાંતિની, ન્યાયની, આત્મનિર્ણયની અને એવી અનેક જાતની વાતો કરી પોતાનો દાવ સાધ્યો હતો; પરંતુ એ લાગણીથી નીતરતા શબ્દોના ગર્ભમાં, એ શાંતિની કાલ્પનિક વાતોના પડદા પાછળ જ, છેતરપિંડી અને સર્વ સત્તાધિશ થવાની ભાવના પ્રબળ વેગથી ઉછળી રહી હતી. એ ભાવનાના ભેદ ન સમજી શકનાર પ્રમુખ વિલ્સન ઠગાયો અને વિશ્વબંધુત્વની એની બધી જ વાતો સંધ્યાના રંગની માફક ઘડીક ચમકીને અલોપ થઇ ગઇ! આજે યુદ્ધ શમ્યાને એક દશકો વીતી ગયા પછી પણ દુનિયા શાંતિની દિશામાં, ન્યાયની દિશામાં, નિર્બલોને રક્ષવાની દિશામાં, બંધુભાવ અને સહકારની દિશામાં, તેમજ આત્મનિર્ણયની દિશામાં આગળ વધવાને બદલે પાછી હટી છે.

એ યુધ્ધમાંથી રશિયન પ્રજાએ મુક્તિનો માર્ગ શોધ્યો: પરંતુ આત્મનિર્ણય, ન્યાય' સમાનતા અને બંધુભાવની વાતો કરનારાઓ જ, આજે એ રશિયાને દુનિયાથી અલગ રાખી તેને માટે ફાવે તેવી કલ્પિત કથાઓથી જગતની પરાધિન પ્રજાઓને ભરમાવવામાં યુધ્ધ સમયની જેવી તૈયારીનો જેટલીજ મહેનત કરી રહ્યા છે.

દર વર્ષે યુદ્ધસામગ્રી ઘટાડવાની વાટાઘાટ કરવાની ભવાઇઓ ભજવાતી આપણે જોઇએ છીએ, પરંતુ તે જ દેશોમાં યુદ્ધ સામગ્રી વધુ અસરકારક કેમ થતી જાય તેની નવી નવી શોધો થતી પણ આપણે જોઇ શકીએ છીએ. અત્યારે અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં લશ્કર અને નૌકાદળને માટે પ્રત્યેક ચોવીસ કલાકે ૨૦ લાખ ડૉલર [લગભગ ૬૦ લાખ રૂપીઆ] નો ધુમાડો થાય છે—એટલુંજ શું કરવા? પશ્ચિમનાં તમામ રાજ્યો, તેમજ પૂર્વનું જપાન યુદ્ધને જ માનવ જાતિનો મોટામાં મોટો ઉદ્યોગ બનાવી બેઠાં છે. એટલે યુદ્ધનો જગતમાંથી સમૂળ નાશ કરવાની કે વિશ્વબંધુત્વ અને અહિંસાની વાતો માત્ર સ્વપ્નાં જેવી રહી છે અને રહેવાની છે, એ સમજીને સાધુઓ કે તત્ત્વચિંતકોને ચાળે ચડવાની અને તેમ કરીને સમય તેમજ શકિતનો નકામો વ્યય કરવાની જરૂર નથી.

રાજ્યકારીઓ, યુદ્ધ વિશારદો, ધનકુબેરો અને વૈજ્ઞાનિકો જગતને ધારે તે દિશામાં ઘસડી જઇ શકે છે. તેમનાં હૃદયમંથન જુવો અને પછી કહો કે, દુનિયાની હાલની [illegible]માં ગાંધી[illegible] [illegible] થશે"

યુગો સુધી મહેનત કરીને પણ શું અહિંસાને તેમજ વિશ્વબંધુત્વને તેમની પાસે સ્વીકારાવી શકે તેમ છે ખરા ? હા થોડાક શ્રદ્ધાળુઓ તેમની હા માં હા મેળવશે, પણ તેથી કંઇ દુનિયાના રૂપ રંગ પલટાઇ જવાના નથી.

એક અંગ્રેજ લેખક જે લશ્કરી ખાતાનો માનીતો લેખક છે, જેનાં લખાણોને લોર્ડ કીચનર જેવાઓ પણ પ્રમાણભૂત માનતા, જેણે ૧૯૦૮ માં લખેલા પોતાનાં પુસ્તકમાં આપેલા નિર્ણયો ૧૯૧૪–૧૮ ની મહા યાદવીમાં સાચા નિવડયા છે. તે જે. ફીટ્ઝ-રાલ્ફ લી. એક સ્થળે લખે છે: "There is no such thing as a brotherhood of all mankind. there never was, and there never will be." **[વિશ્વબંધુત્વ જેવી કોઇ વસ્તુ છે જ નહિં તે અગાઉ કદી હતી નહિં ને હવે પછી કદી બનશે પણ નહિં.]"**

એ વિચાર ખોટા પણ નથી. કુદરતી ક્રમ જ એવો છે કે, જેમાં એકને ભોગે જ બીજો લાભ લઇ શકે છે. અને લાભ મેળવવાની વાત ન હોય ત્યાં જગતના યંત્રનું તંત્ર જ ચાલતું અટકી જાય તેમ જણાય છે. એવી કલ્પના તો એચ. જી. વેલ્સ કે કોનન ડોઇલ જેવા કોઇક લેખકો કાલ્પનિક કથાનકોમાં કરી શકે તો ભલે, પણ વ્યવહારમાં તેમ બનવું અશક્ય છે.

અમેરિકાના લક્ષાધિપતિ નીગ્રોને તેના શરીરની ચામડીનો રંગ કાળો હોવાથી લંડનના હોટેલમાં જગા ન મળે, મદ્રાસ ઇલાકામાં વિદ્વાન, ગુણવાન અને સ્વચ્છ મનુષ્ય તે અંત્યજ નામથી ઓળખાતા માબાપને પેટ જન્મવાને લીધે ઉજળીયાત વર્ગના રસ્તા ઉપર ચાલી ન શકે, લંડનના ઉમરાવને ત્યાં જન્મેલો અંગ્રેજ પૂર્વ લંડનમાં વસતા, ગરીબ માણસને ત્યાં જન્મેલા અંગ્રેજની તરફ ઘૃણાની દૃષ્ટિ વિના જોઇ ન શકે: તે દશામાં અહિંસા, શાંતિ, ન્યાય અને વિશ્વબંધુત્વની વાતો કરવી એ ધખધખતા અગ્નિમાં ઉભા રહીને શાંતિ શોધવા જેવું નથી એમ કોણ કહેશે?

એકાદ વાઘ કે સિંહને પાળીને કદાચ તેનો હિંસક ભાવ ભલાવવાનો પ્રયત્ન કોઇક અનેક વર્ષોની મહેનત પછી સિધ્ધ કરી બતાવે; તેથી એમ ન માની શકાય કે વાઘ અને સિંહ નામનાં પ્રાણીઓના સમુહને તેનો હિંસકભાવ ભુલાવી શકાશે. તેજ રીતે સ્વાર્થવશ માનવસમુહના દિલમાંથી સ્વાર્થીવૃત્તિને મૂળમાંથી ઉખેડી નાંખવાનો દાવો પણ કોઇ કરી શકશે નહિં. માત્ર એટલું જ કરી શકાય કે, એ સ્વાર્થ ઉપર સંયમની મર્યાદા મૂકી શકાય, એક માનવજાતિ બીજી માનવજાતિને ગળી જાય તેટલી હદે સ્વાર્થી બની ન શકે તેના ઉપાય યોજી શકાય; પરંતુ તે ઉપાય બીજી જાતિને ગળવા તત્પર થનારા ન અજમાવે, તે કામ ગળાઇ રહેલી જાતિ કરી શકે, અને તે જેવાની સામે તેવા થઇને જ. તે શિવાયની બીજી કોઇ રીત અત્યાર સુધી શોધાઇ નથી અને શોધી શકાય એવું હાલ તુરત તો શક્ય લાગતું નથી.

# સ્વતંત્રતાનો સરળ પંથ

હિંદીઓ !

માતૃભૂમિની એકનિષ્ટ ભક્તિ માટે તમારી એ ફર્જ છે કે, આપણા દેશના જ વ્યાપાર ઉદ્યોગને મદદ અને ઉત્તેજન આપવાં.

એમ કરતાં કદાચ તમને આનો બે આનો વધુ ખરચવા પડે તોપણ માતૃભૂમિના હિતની ખાતર તેની તરફ જોશો નહિ.

આ દેશના ઉદ્યોગો ટગુમગુ દશામાં છે, કેમકે તેની સામે ગંજાવર ભંડોળવાળા પરદેશી ઉદ્યોગો જબ્બર હરિફાઇ કરે છેઃ



જાપાનીઝ માલના બહિષ્કાર માટે ચીનમાં પ્રજામત જાગૃત કરવા સારૂ તૈયાર કરેલાં હિંવાલપત્રોમાંનાં બે.

અને તેમને પોતપોતાના દેશવાસીઓનો તેમજ સરકારનો હૃદયપૂર્વકનો ટેકો છે. આથી આ દેશના હુન્નર ઉદ્યોગ તમારી મદદની વાજબી રીતે આશા રાખે છે. એ મદદ આપવી તે પ્રત્યેક હિંદીનો પવિત્ર ધર્મ છે.

તમારાં દેશનાં સેંકડો સ્ત્રી પુરુષો અને બાળકો ભૂખે મરતાં કંગાલ દશામાં સડી રહ્યાં છે. એ ભૂખમરો અને કંગાલિયત પરદેશમાં વ્યાપાર દ્વારા ઘસડાઇ જતા ધનને લીધે છે. તે વહેતી નીક બંધ કરો, તો આ દેશની કંગાલિયત અને અહિંનો ભૂખમરો નાબુદ થઇ જાય. તે માટે દેશના હુન્નર ઉદ્યોગને ઉત્તેજન આપવું એજ સીધો અને સરળ માર્ગ છે.

હિંદીઓને માટે હિંદી માલજ દુનિયામાં સહુથી શ્રેષ્ઠ મનાવો જોઇએ. હિંદી માલને કોઇ પણ દેશના માલથી ઉતરતો ન માનો, અને જ્યાં જાવ ત્યાં હિંદી માલજ માગો: કેમકે તમે તે માલ માટે જે નાણાં ખર્ચો છો તે તમારા જ દેશમાં જાય છે એમ માનજો.

હિંદુસ્થાનની પરતંત્રતા વ્યાપારી કારણે જ છે. એટલે જે માલ હિંદનો મળતો ન હોય, તે માલ બીજા કોઇ પણ દેશ પાસેથી લેજો, પણ તમારી માતૃભૂમિને પોતાના વ્યાપારના કારણે જ પરાધીનતાની બેડીઓમાં જકડી રાખનાર ગ્રેટબ્રિટનની પાસેથી, કે તેનાં જે સંસ્થાનો હીંદીઓને અંત્યજ જેવાં માનનાં હોય તે સંસ્થાનો પાસેથી ન જ લેવાનો નિશ્ચય કરજો.

અમેરિકાનો કે જર્મનીનો માલ લેજો, કેમકે તે દેશમા જનાર પૈસો તમારી પરાધીનતાની બેડીઓ મજબુત કરતો નથી.

પરાધીન થઇ પડેલા ચીને પરદેશી-તેને દબાવનાર જપાન અને બ્રિટિશ-માલના બહિષ્કારથીજ પોતાના દેશને સ્વતંત્ર બનાવ્યો છે. પરાધીન હિંદ એજ માર્ગે પોતાની સ્વતંત્રતા મેળવી શકશે.

એક હિંદી

# ગોરી સર્વોપરિતા અને રંગીન જાતિઓ

: લેખક :

શ્રી સુધાકાન્ત ભટ્ટ

એશિયા શિવાય પૃથ્વી ઉપરના જે જે ભાગમાં ગોરી ચામડીવાળા માણસો વસે છે, તે દરેકના માથામાં એકજ ધૂન ભરેલી છે કે: ગોરી ચામડીના માણસો જ સંસ્કારસ્વામીઓ છે, તે શિવાયની પૃથ્વીપટ ઉપરની તમામ રંગીન પ્રજા સામાન્ય છે. ગોરાઓના બધા જ રીત રિવાજ, રહેણી કરણી, ધાર્મિક માન્યતાઓ, જીવનમાં વિવિધ ક્ષેત્રોના સંબંધના સિધ્ધાંતો જ સંસ્કૃતિવાળા છે, તે શિવાયની પ્રજાઓના રીત રિવાજ, રહેણી કરણી, સામાજિક તેમ જ ધાર્મિક સિધ્ધાંતો એ બધું ઉતરતા પ્રકારનું છે.

અને જે વિચારો અથવા સમાજવ્યવસ્થા કે રાજ્યવ્યવસ્થા કે અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના સિધ્ધાંતો તેમના છે, તેને માટે ગોરાઓ જ યોગ્ય છે. રંગીન પ્રજા કદી પણ તેને યોગ્ય હતી નહિં, છે નહિં કે થશે નહિં.

આવા તુમાખી ભર્યા વિચારથી પ્રેરાઇને 'ગોરી સંસ્કૃતિ'ને સાચવવાના બહાના નીચે અમેરિકામાં ત્યાંના મૂળ વતનીઓને સીધીઓને અને હવે તો હિંદીઓને ઉતરતા માનવામાં આવે છે. [અમેરિકન કાયદા પ્રમાણે છેક હમણાં સુધી હિંદીઓને, તેઓ આર્ય પ્રજા છે એમ માનતા. અને અમેરિકાના ગોરાઓ પણ મૂળ આર્ય જાતિના હોઇ, કાયદાની નજરે ગોરાઓ જેટલા હક મળતા હતા, પરંતુ બ્રિટિશ ખટપટીઆઓની ખટપટથી હિંદીઓના એ હક્ક ઉપર થોડાંક વર્ષો ઉપર—સને ૧૯૨૩ માં—કાપ મકવામાં આવ્યો છે.] દક્ષિણ આફ્રિકામાં, કેનિયામાં, ફીજીમાં કે ઓસ્ટ્રેલિયામાં પણ હિંદીઓને તેમજ બીજી રંગીન જાતિને, પોતાના કરતાં સામાન્ય માનીને તેમની સાથે અપમાનકારક રીતે વર્તવામાં આવે છે. અને હવે તો ખુદ ગ્રેટબ્રિટનની કેટલીક કેળવણીની સંસ્થાઓમાં પણ એ ચેપ દાખલ થયો છે.

જો કે 'ગોરી સંસ્કૃતિ'ની આવડી મોટી બાંગોની પાછળ સંસ્કારિતાના સંરક્ષણની ભાવના, કરતાં સામ્રાજ્યવાદ અને ઉદ્યોગવાદને અમરપટા અપાવવાની ભાવનાનાં જ વહેણો પ્રબલપણે કામ કરી રહેલાં છે. માત્ર તેની ઉપર વાણીના વિલાસ અને આડંબરનાં પહેલ પાડવામાં આવ્યાં છે એટલું જ.

આ સંબંધમાં એક અનુભવી અંગ્રેજ લડવૈયાના વિચારો જાણવા જેવા છે. બ્રિટિશ સામ્રાજ્યને તેની હાલની દશામાં ટકાવી રાખવા, તેમ જ દુનિયાના મનુષ્યોથી વસેલા ભાગના છઠ્ઠા ભાગ જેટલી ભૂમિ ઉપર પ્રસરેલા એ સામ્રાજ્યની હાલની જ મહત્તા ટકાવી રાખવા માટે વિચાર કરતાં એ લેખક કહે છેઃ

"વિજ્ઞાનનાં સાધનોના, તેમ જ રેલ્વે અને નૌકાના વિકાસ સાથે રાજકીય સત્તાઓની તુલાઓનું કેન્દ્રસ્થાન વારંવાર બદલાતું જ જાય છે. ભૂતકાળમાં તે કેન્દ્રે ભમધ્ય

ન્ડુ, વાનન્ન યુરપ, ઉત્તર એટલેન્ટીક, ઉત્તર સમુદ્ર અને મેક્સીકના સ્થાન પલટા અનુભવ્યા છે. પણ પનામાની નહેર ખુલ્લી મૂકાતાં, તે કેન્દ્ર ઇતિહાસમાં પહેલી જ વખત પેસિફીક મહાસાગરમાં ગયું છે. આ બધા પરિવર્તનનો અભ્યાસપૂર્ણ વિચાર જેટલો આપણા રાજ્યદ્વારીઓને માટે અગત્યનો છે, તેટલી જ અગત્યનો જલ–સ્થળની સેનાના લડવૈયાઓને માટે પણ છે. પરંતુ બીજી કેટલીક બાબતો એવી છે કે, જે બ્રિટિશ સેનાના સેનાનીઓ અને કાફલાના નાવિકો પાસેથી ગંભીર લક્ષ પૂર્વકના કાળજી ભર્યા અભ્યાસને આપો આપ માંગી લે છે. તેમાંની એક બાબત તે મહાન વ્યાપારી માર્ગો.

બ્રિટિશ સામ્રાજ્ય દુનિયાના વ્યાપારી દેશોમાં અગ્રગણ્ય છે; અને જે કોઇ પણ **બાબતની વ્યાપાર ઉપર અસર થાય તેમ હોય, તે બાબત બ્રિટિશ સામ્રાજ્યને માટે પણ અસરકર્તા થઇ પડે છે.** વ્યાપારી રસ્તાઓ પછી મહત્ત્વના પ્રશ્નો કોલસાનાં કેન્દ્રસ્થાનો, તારનાં દોરડાં (Cables), તેલનાં ક્ષેત્રો અને હવાઇ માર્ગને લગતા છે; આ બધી બાબતો જલ–સ્થળની સેનાઓને સંયુક્ત હુમલાને માટે ઘણામાં ઘણી અગત્યની છે.

આ ઉપરાંત ભવિષ્યમાં જે પ્રશ્ન ઉભો થવાને સરજાયો છે, અને જે ઉપર બતાવેલા તમામ પ્રશ્નો કરતાં સવિશેષ અગત્યતા ધરાવનારો છે તે 'ગોરી પ્રજાઓની સર્વોપરિતા'નો છે.

રંગીન પ્રજાઓએ અગાઉ મહાયુધ્ધોમાં વિજય મેળવ્યા છે અને બીજી પ્રજાઓ ઉપર પોતાની રાજ્યસત્તા ચલાવી છે, અને તેઓ હવે પછી તેમ કરે તો કંઇ અશક્ય પણ નથી.

ગોરાઓને જેટલી વધુમાં વધુ તકો મળી છે, તેવી તકો બીજી કોઇ પણ જાતિને ભૂતકાળમાં સાંપડી નથી. પરંતુ તે તકોનો ગોરી જાતિઓએ ઘણોજ દુરૂપયોગ કર્યો છે.

ગોરી પ્રજાઓની શેખીખોર સંસ્કૃતિ પરાકાષ્ટાએ પહોંચી, ત્યારે અકાળે તેણે ૨૦,૦૦૦,૦૦૦ માનવ પ્રાણીઓનો સંહાર કર્યો, અને કોટિ કોટિ માણસોવાળી રંગીન જાતિઓએ, તે કાર્યને આનંદ પૂર્વક નિહાળ્યું. હવે ભલે ગોરાઓ પીળી પ્રજા સાથે દોસ્તી બાંધે કે કાળા લોકો સાથે સંબંધ સાંધે. તેથી બહુ બહુ તો ગોરી પ્રજાનો જે વિનાશ નિર્માયેલો છે, તે થોડાક વખત માટે પાછો ઠેલાશે. પરંતુ રંગીન માણસોની સ્મરણ શક્તિ વિશિષ્ટ પ્રકારની હોય છે; અને તેઓ પણ પોતાનો 'દિ' આવવાની વાટ જોઇ જ રહેલા છે.

પૂર્વથી પશ્ચિમ સુધી રંગીન પ્રજાને ગોરાઓજ કેળવણી આપી રહેલા છે; અને **કેળવણી તે તો ગુપ્ત શક્તિ છે.** એશિયાની પિત્તવર્ણી પ્રજાઓએ અને આફ્રિકા તેમ જ યુનાઇટેડ સ્ટેટસની શ્યામવર્ણી પ્રજાઓએ આ તત્ત્વ તારવી કાઢીને અપનાવ્યું છે; અને જ્યારે તેમને લાગશે કે, તેઓ સંપૂર્ણ સામર્થ્યવાન બન્યા છે, ત્યારે પોતાની અગણિત સંખ્યાબળની સર્વોપરિતાનો તેમજ પોતાની શક્તિનો ઉપયોગ ગોરી પ્રજાઓની સામે કરીને તેમને કચડી નાખવા માટે કર્યા વિના નહિં જ રહે. તે કાર્યની તૈયારીમાં હજી ભલે કેટલાંક વર્ષો વહી જાય, પરંતુ અત્યારે પણ આકસ્મિક રીતે એ પડદાનો જે થોડાક ભાગ ઉંચકાયો છે, તેને લીધે આપણને તેની પાછળ ડોકીઉં કરી જોવાની તક મળી છે; તે ઉપરથી ભવિષ્યમાં બનનારા એ પ્રસંગનું વહન કઇ દિશાએ થઇ રહ્યું છે.

તેનો આપણે [ગોરાઓ] નિર્ણય કરી શકીએ તેમ છીએ.

મંચુરીઅન યુદ્ધ પછી થોડા જ દિવસમાં જપાનના એક લાગવગવાળા તેમ જ બહુ જ વંચાતા પત્રમાં એક લેખ પ્રસિદ્ધ થયો હતો. તેમાં ઉપસંહારમાં આ શબ્દો લખાયા હતા: "એટલે હવે, યુરોપના માનનીય સદ્‌ગૃહસ્થો, જ્યારે તમે જપાનમાં આવો, ત્યારે તમારે સારી રીતે વર્તવું, અને બીજાઓને મળતી વખતે જાણે તમારાથી ઉતરતાઓ સાથે તમે મળતા હો. તેવી સર્વોપરિતાનો ઉદ્ધતાઇ ભર્યો જે દેખાવ તમે કરો છો, તે તમારે દૂર કરવો પડશે. અમે તમારાથી કોઇ પણ રીતે ઉતરતા નથી, પરંતુ ભારેમાં ભારે કસોટીઓમાંથી સફળ થઇને અમે સાબિત કરી આપ્યું છે કે, અમે તમારામાંના સર્વશ્રેષ્ઠ કરતા પણ સર્વોપરી છીએ; એટલે 'મળ્યા અને હવે પછી અમારા સાથેના વ્યવહારમાં તમે આ વાત જરૂર તમારા ધ્યાનમાં રાખજો."

આટલું લખીને પેલો અંગ્રેજ લેખક આ પ્રમાણે ટીકા કરે છે

"આ વચનો એવા દેશ તરફનાં છે, કે જે દેશના વતનીઓ માત્ર સાઠ જ વર્ષ પહેલાં તીર-કમઠાંથી લડી જાણતા હતા, ઘોડાને જંગલી અને ભયંકર પ્રાણી માનતા હતા, અને વરાળથી ચાલતી હોડી [Steam-boat] ને મહાસાગરમાંનો છવતો રાક્ષસ સમજીને, તે નજરે પડતાં જ જમીન ઉપર લાંબા થઇ, તેની ભક્તિ અર્થે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતા હતા. તાજેતરના બનાવો ઉપરથી સિદ્ધ થયું છે કે, રાષ્ટ્રીય કૃતજ્ઞતાના ગુણોની યુરોપીયનોમાંજ ખામી છે; એટલે જો આપણે તેની રંગીન પ્રજાઓમાં આશા રાખીએ તો, આપણે તેમાં ભયંકર નિષ્ફળતા મેળવીશું.

જગતના ઇતિહાસમાં બનનારો એવો એક પ્રસંગ ઘણો જ નજીક આવી રહ્યો છે કે, જ્યારે ગોરો માણસ એકેકે એક માણસની સામે થયો હશે, અને દુનિયાનો એકેકે એક મનુષ્ય ગોરાઓની સામે ઉભો રહ્યો હશે. તે દિવસે પોતાના અસ્તિત્વને માટે ગોરા માણસને એવું યુદ્ધ ખેલવું પડશે કે જેવું યુદ્ધ હજી તેણે કદી ખેલ્યું નથી. અને છેવટે તેને જગતના તમામ વિશાળ ભૂમિપરો ઉપરથી હાંકી કાઢીને, તેના વડવાઓની પ્રાચીન ભૂમિ, The Isles of the Gentiles માં ભરાઇ જવાની ફરજ પાડવામાં આવે એ પણ શક્ય છે. તેના અસ્તિત્વનો ગુંચવણ ભર્યો પ્રશ્ન, ગોરાઓના કબ્જામાં દરિયો રહે તેની ઉપરજ રહેશે. જ્યાં સુધી તે કાબુ તેના હાથમાં હશે ત્યાં સુધી જ તેનું અસ્તિત્વ ટકી શકશે. આ ઉપરથી જણાશે કે આપણામાંના [બ્રિટિશ પ્રજામાંના] જેઓ 'ગોરા ઓસ્ટ્રેલીઆ' [ઓસ્ટ્રેલીઆમાં માત્ર ગોરી પ્રજાજ રહી શકે]ની ભાવના સેવે છે તેઓ સામાન્ય રીતે માનવામાં આવે છે, તેમ ખોટા કે ટૂંકી દૃષ્ટિના નથી જ."

અને એમ કહીને પછી ગોરી પ્રજાએ રંગીન પ્રજાની જાગૃતિને ઉગતી જ કચડવી જોઇએ, એવી ખુલ્લી સલાહ આપવાને બદલે અર્થસૂચક ભાષામાં કહે છે:

"જૂની આરબ દંતકથામાં એક ભલા દિલના શેખને પસ્તાવો થયો હતો તેની વાત છે. તેણે ઉંટને મનુષ્ય જાતિની સાથે હળી ગયેલું પ્રાણી સમજીને પોતાના તંબુમાં માથું ખોસવા દેવાની પરવાનગી આપી; તેને માટે તેને પાછળથી પસ્તાવું પડયું; કેમકે માણસોની સાથે ગમે તેટલું હળી જવા છતાં આખરે તો તે ઉંટ જ હતું અને ઉંટ જ રહ્યું. પણ પેલા ઉદાર દિલના

આરબનો પરતાવો પછી તો ક ચેળાનો નીન-ડ્યો હતો.''

દંતકથાની વાત આટલેથી જ લેખકે પતાવી છે પરંતુ કદાચ તેનો અર્થ એમ હશે કે, ઉંટે પોતાની ઉપર સ્વારી કરવા છતાં, તેની સ્વાધીનતા ઝૂંટવી લેવા માટે, તેને પેટ પુરતું ખાવા નહિં આપવા માટે, અને બળબળતા રણમાં પાણીને માટે તેનો [ઉંટનો] પ્રાણ લેવાની પણ માણસની તૈયારીને માટે, ગુસ્સે થઇને તેણે બચકું ભર્યું હશે. અને તેથી અંગ્રેજ સૈનિક લેખકનો એ બતાવવાનો આશય છે કે, રંગીન પ્રજા ગમે તેવી ભલી દેખાય પણ તેનો વિશ્વાસ કદી ગોરી પ્રજાએ કરવો નહિં, તેમ રંગીન પ્રજાને કેળવવી નહિં કે તેમનામાં પેલા વામનજીઓ જેવા જપાનીઝોના જેવી સ્વમાનની વૃત્તિ જાગૃત થવા દેવી નહિં.

પરંતુ એ અંગ્રેજ સૈનિક અને તેના જેવા વિચાર ધરાવનારાઓ, જગતની માનવ જાતિના દિલમાં જાગૃત થઇ ચૂકેલી સ્વમાનની જ્યોતને હવે કદી પણ બુઝાવી શકે તેમ નથી. તેમ જ કોઇ પણ એક મનુષ્ય પોતાના રંગ, જાતિ કે દેશના ભેદને કારણે બીજા માણસને દબાવી શકે તે હવે બનવાનું નથી જ; એટલી આત્મશ્રદ્ધા તો પ્રત્યેક માનવ હૈયે અત્યારે ઉગી ચૂકી જ છે. અલબત્ત એ આત્મશ્રધ્ધાનું દર્શન જૂદી જૂદી પ્રજા અને જૂદાં જૂદાં મનુષ્યોમાં સમય, સંજોગ અને વાતાવરણની અનુકૂળતાઓ અનુસાર થાય છે. તેમ છતાં 'ગોરી સંસ્કૃત્તિ' અને 'ગોરાંગ સર્વોપરિતા' ની ભાવના પાછળ રહેલા ભેદના ભ્રમ ખાસ કરીને યૂરોપીય યાદવી પછી એટલા ઉઘાડા પડી ગયા છે કે, રંગીન પ્રજા હવે, એ ભ્રમની આસપાસ ખડા કરેલા આભાસથી અંજાઇ જાય, અને ગોરી પ્રજા કરતાં, પોતાના ચામડીનો રંગ જૂદો હોવાને લીધે તેનું આધિપત્ય કાયમને માટે સ્વીકારી લે એ બનવું અશક્ય છે.

ઉપર જે અંગ્રેજ સૈનિકના લેખમાંથી અવતરણ ઉતાર્યું છે તેમાં માત્ર જપાનીઝ પ્રજાની જ વાત કરવામાં આવી છે [કેમકે તે પુસ્તક ૧૯૨૨ માં લખાયું છે]; પરંતુ હવે તો ચીનમાં, હિંદમાં, અરબસ્તાનમાં, પેલેસ્ટાઇનમા, ઇજીપ્તમાં કે તુર્કસ્થાનમાં જ નહિં પણ આફ્રિકાના સીદીઓમાં પણ એજ જાતનું આત્મભાન જાગૃત થયું છે, અ બીજી કોઇ પણ જાતિ આગળ તેઓ પોતાને ઉતરતા કે હલકા માનવા તૈયાર નથી. હિંદીઓ પણ ગોરી પ્રજા સાથે સમાનતાથી મિત્રભાવે સંબંધ રાખવા તૈયાર છે, તેમન ગુલામ તરીકે. તેમના દબાયલા રહીને કે તેમનાથી ઉતરતા પ્રકારના હોઇ તેમની સત્તા નીચે કચડાતા રહીને - નહિં: એ વાત છેલ્લાં દશ વર્ષથી સમસ્ત હિંદ રાષ્ટ્રે જગતની ગોરી પ્રજાઓને તેમ જ ખાસ કરીને બ્રિટિશ પ્રજાને સંભળાવી દીધી છે જ.

# દાન વિરૂદ્ધ કામ

[દુનિયામાં મોટરનો ઉદ્યોગ વીજળીની ગતિથી કુચકદમ કરે છે. યૂરોપ તથા એશિયાની પ્રજાને મોટરોની સહુથી વધુ સગવડ પૂરી પાડનારા બે મોટાં કારખાનાંઓમાં હેનરી ફોર્ડનું કારખાનું વિશેષ પંકાયલું છે. કેમકે હેનરી ફોર્ડ પોતાના કામદારોના સુખી અને સંતોષી જીવનમાં અટળ શ્રધ્ધા રાખે છે. કામદારો જો તંદુરસ્ત અને સુખી હોય તો કામ ઉત્તમ થાય છે, એ તેમનું સૂત્ર છે, આથી તે કામદારો માટે કેવા વિચાર ધરાવે છે તે જાણવું અગત્યનું થઇ પડશે.]

: : લેખક : :

**શ્રી ધીમંતરાય એસ. મહેતા.**

મને ભારે વેતનમાં શ્રદ્ધા છે, સખાવતમાં વિશ્વાસ નથી. દરેક વ્યક્તિએ પોતે ઉત્પાદક બનવું જોઇએ.

સખાવતી સંસ્થાઓ ગરીબને દાન કરવાના વિચારથી ઉભી થાય છે તે ગેરવાજબી છે. કેમકે અપંગોના સમુહોને એકત્ર કરવાની પાંજરાપોળોથી કંઇ ફળ મળતું નથી. તે માટે કરેલી તમામ મહેનત અફળ જાય છે, માટે સારા બાંધાના, સુદ્રઢ કામદારો ઉત્પન્ન કરવા અને આવી ધર્માઉ સંસ્થાઓને બંધ કરવી. કેમકે તે કશોય ઉત્કર્ષ સાધની નથી કે નથી તે એકેય માનુષી દોષ દૂર કરતી. આથી સખાવતનો વિચાર હું પસંદ કરતો નથી. રીતસર ભીખ માગવી કે સખાવત કરવી એ પ્રથાજ બંધ થવી જોઇએ અને થશે પણ તેમજ. જો યથા વીધી મહેનત કરવામાં આવે તો સમાજનું પોષણ થાય તેટલું ઉત્પાદન શા માટે ન થાય? મારા કારખાનામાં કામદારો ઉચ્ચ જીવન ગાળી શકે તેટલી કમાણી કરે છે. કોઇ, કોઇને કશુંજ મફત આપતું નથી.

અન્યને મદદ કરવાથી નિષ્ફળતા પ્રકટે છે. તેથી અમે કામદારોને કશુંજ ફોકટ આપતા નથી. તેઓ મજુરી કરીને કમાણી કરે છે. મનુષ્યમાં બુદ્ધિ અને બળ છે તેનો ઉપયોગ તેણે કરવોજ જોઇએ; જો તેઓ તે પ્રમાણે કરે નહિ તો તેઓને બીજી રીતે મળવું જોઇએ નહિ.

મોટરના કુશળ કારિગરો તેની ખીલવણીની સલાહ આપે છે તેમ સખાવતી દોસ્તો એ ધંધાની પ્રગતિ કરવાનું કહે છે. પણ મારા મોટરના ધંધામાં ઉસ્તાદો નથી, છે માત્ર મનુષ્યો અને કારિગરો. તેમના સહકારથી છ મહિનામાં અમે એટલી બધી ખીલવણી કરી છે કે અમારૂં કારખાનું સૌથી વધુ ઉત્પન્ન કરે છે. તેથી વધુ કામ માટે નવાં યંત્રો ગોઠવવાં પડ્યાં છે. મનુષ્ય અને યંત્રોને રાત દિવસ કામ આપવાથી ઉત્તમ ફળ મળતાં નથી; પરંતુ કામદારોને સ્વેચ્છાથી કામ કરવાની હોંસ આવે છે. જો કામદારોને કુટુંબ પોષણ પુરતું મહેનતાણું મળતું ન હોય, તેમનાં રહેઠાણ કંગાળ હોય, શાહુકારોની ઉઘરાણી સતત ચાલુ હોય અગર ચાકરી ગુમાવવાનો ભય તેમને માથે કાયમ ઝઝૂમતો હોય તો, કદી પણ તેઓ સ્વેચ્છાથી કામ કરી શકે નહિ. કામદારો

અજ્ઞાન નથી. દરેક પોત પોતાના કામમાં કુશળ છે. દરેકને માટે નિયત કરેલું કામ હોય છે. જેવી જેની બુદ્ધિ તેવી જાતનું કામ સોંપવામાં આવે છે. આથી દરેક ખાતામાં કામ ઝડપથી ખીલે છે.

વિજ્ઞાનની મદદ, યથાસ્થિત સૂચના, ઉત્તમ અનુકૂળ ઓજારો, અને ચાલુ જમાનાની સગવડતા વાળું ઉત્તમ કારખાનું: એટલી સામગ્રી હોય, તો ગમે તેવો કુટુંબ પણ માત્ર આઠ કલાકના કામથી પોતાનું સુખેથી પોષણ કરી શકે છે.

કામદારોને ઓછો પગાર શા માટે આપવામાં આવે છે તેનાં બે કારણો છે: કારખાનાવાળા એકજ જગાએથી અનેક વસ્તુઓ બનાવે છે. છતાં એકજ વસ્તુ કરતાં વધુ બનાવવાની કોઇ કારખાનામાં સગવડ હોતી નથી, કે નથી હોતાં હોશિયાર વ્યવસ્થાપકો, કે જેથી બધી વસ્તુઓમાંથી નફો મેળવી શકે.

વસ્તુની પેદાશ અને વહેંચણીના અજ્ઞાનથી વસ્તુઓ ગેરવલ્લે કે અફળ જાય છે માટે એકજ કારખાનામાં એકજ જાતની વસ્તુ બનાવવી જોઇએ.

શેર બજારના ખેલાડીઓને કારણે પણ કામદારોને ઓછા પગાર મળે છે. ધારો કે કારખાનામાં સારી વસ્તુ મોટા પ્રમાણમાં ઉત્પન્ન કરવી છે તો શેરના ભાવ બહુજ ઉંચા બોલાવવા માટે શેરદલાલને ડીરેક્ટર નીમવામાં આવે છે અને તે દલાલ પોતાના અભણ લાગતા વળગતાઓને કારખાનામાં ઉંચી જગાએ ગોઠવે છે, આથી કારખાનાના ઉપરીઓ તદન ભોટ માલુમ પડે છે, પરિણામે પહેલેથી છેલ્લે સુધી દરેક ખાતું અજ્ઞાન કામદારોથી ભરાય છે. અને પછી વહેંચણી આપવા અને ખોટ ભરપાઇ કરવા કામદારોને ઓછા પગાર આપવા પડે છે. અને કામ કરવાના કલાક તેથી વધુ રાખે છે; આથી બમણી નુકસાની થાય છે.

ઉત્તમ શહેરી, સુખી મનુષ્યો ઉત્પન્ન કરવાને બદલે શેર બઝારના ખેલાડીની રાહે ચાલીને કારખાનાને કાતિલ હરિફાઇમાં ઉતરવું પડે છે તેથી એ વસ્તુની ઉપયોગિતાનો નાશ થાય છે અને પરિણામે કારખાનું પાયમાલ થાય છે.

અમારા કારખાનામાં ત્રણ હજાર કામદારોએ ઓછા પગારની માગણી કરી છતાં અમે પગાર વધાર્યા અને કામ કરવાના કલાક પણ ઘટાડ્યા.

કોઇ અબજપતિ મને આવીને મારા ધંધાની જે કમાણી થાય છે તેટલાં નાણાં આપે અને કારખાનાનું સુકાન લેવા માગે તો હું કદી તેવી ગોઠવણ પસંદ કરૂં નહિ. મને તે ગમે પણ નહિ અને કામ કર્યા સિવાય મારો તો છુટકો થાય નહિ. મનુષ્યને પોષણ માટે અન્ન બહુ થોડું જોઇએ, તેથી તેમાં મોટો ખર્ચ થાય નહિ, અને મૃત્યુ વેળા તે ગમે તેટલું કમાય છતાં સાથે લઇ જતો નથી, માટે મારી પાસે જે છે તે સાચવું.

પ્રજા કેવી રીતે મહત્વાકાંક્ષી થાય, જીવન ધોરણ કેવી રીતે ઉચ્ચાશયી બનાવે એ મારી માગણી છે. જ્યાં સુધી પ્રજા મહત્વાકાંક્ષા રાખશે નહિ ત્યાં લગી તે ઉચ્ચ જીવન ગાળી શકશે નહિ. પણ સખાવત કરનારાઓ તો કહે છે કે કામદારોએ થોડામાં સંતોષ માનવો જોઇએ. પણ જો કામદાર સુખી અને તંદુરસ્ત હોય નહિ તો ઉત્તમ પ્રકારનું કામ કદી કરી શકશે નહિ. ઘરભાડું ચુકવવાની કે શાહુકારોને દેવાં ભરવાની જ્યાં સુધી કામદારોને ફીકર રહે છે ત્યાં લગી તેઓ ઉત્તમ કામ કરી શકે જ નહિ.

અમારા કારખાનામાં સખાવતબહાદુરો નથી, પરંતુ ઉપરીઓ છે, કે જે કામદારોને ઉત્તમ જીવન ગાળવા માટે વધુ વેતન માગવાનું શિખવે છે. ઉપરીઓ પણ કારખાનાના કામદારો માંથી બન્યા છે, તેઓ મોટરો વધુ કેમ ઉત્પન્ન કરવી અને સુખી કામદારોનું જીવન કેમ ગાળી શકાય તે મંત્રો પહેલેથી પઢેલા છે. દુનિયાના સૌથી આદર્શરૂપ ચિત્ર માટે હું તો દસ દોકડા પણ આપું નહિ, બલ્કે હું તો સુખી, સંતોષી, કામદારોના બાળકો અને માતાઓને મારી આસપાસ આનંદ કરતા જોવાનું પસંદ કરૂં, એટલુંજ નહિ પરંતુ દરેક કામદારને ઘેર પુસ્તકાલય હોય એવીયે મહત્વાકાંક્ષા રાખું.

રશિયા તથા બીજા મુલકોમાંથી અત્રે આવી કામ કરતા મજુરો ઓછા પગારથી હવે કદી સંતોષ પામશે નહિ, અને તેઓ કુલીનું જીવન ગાળશે નહિ.

અમારા કારખાનામાં પોલ, રશિયન, રૂમાનીયન, સરવીયન, આર્મીનીયન, હંગેરીયન, શીરીયન, ટર્ક, ઓસ્ટ્રીઅન, ગ્રીક ઈ.વ., વગેરે પરદેશી કામદારો છે, અમે તેઓને અમેરિકાના જીવનના સિદ્ધાંતો અને ધોરણો શિખવ્યાં છે. આથી તેઓ અમારા જેવા જ બન્યા છે તેઓ મહત્વાકાંક્ષા રાખે છે અને ભવિષ્યમાં એ કામદારો દુનીયાને ઉપયોગી મહાન નેતાઓ બનશે એમ પણ હું માનું છું.

ગરીબાઈથી નિરાશા ઉત્પન્ન થાય છે તેથી મનુષ્યો માંદા અને બેહાલ બને છે, એટલે દવા દારૂથી ફાયદો થતો નથી. તેથી કામદારોને આરંભમાંજ ઉત્તમ ઔષધ, સારો ખોરાક અને જીવનની પુરતી જરૂરિયાતો પૂરી પાડવી જોઇએ, તે સાથે તેઓમાં એવો વિશ્વાસ ઉત્પન્ન કરવો જોઇએ કે, તેઓ ભવિષ્યની પ્રજાના નેતા થવાના છે.

સેનીટેરીયમમાં હવા ફેર માટે ગયેલા કામદારોને કામ ઉપર લાવ્યા પછીજ તેઓ બળમાં, વજનમાં અને જીવન નિભાવમાં વધુ સંગીન બન્યા છે. કેમકે સેનીટેરીયમમાં તો દરેક માંદા હોય છે, તેથી ત્યાંનું વાતાવરણ પણ માંદલુંજ રહે છે, ત્યાં તો નિરાશાજ પ્રધાન હોય છે; પરંતુ કારખાનામાં આવ્યા પછી વાતાવરણ બદલાયેલું જોઇને આત્મશ્રધ્ધાથી, માંદા પણ સાજા થાય છે.

કામદારો કોઇ જાતની દુનિયાની ઉપાધી ગ્રસ્ત હોવા જોઇએ નહિ અને જો તેઓને સારી રીતે જીવન નિભાવવા જેટલો પગાર મળતો હોય તો, તેઓ સુખી અને તંદુરસ્ત રહે છે.

ઊંચા પગારના દરોમાં મને શ્રધ્ધા છે, એટલે જો તે આપવામાં આવે તો, પછી સખાવત કરવાની અગત્ય રહેશે નહિ એવી મારી સંપૂર્ણ ખાત્રી છે.




પુષ્પવાટિકામાં

## ગરીબ બિચારી બાલ વિધવાની વહારે.



કપોળ સુધારકોએ ઉપાડેલી લડતને શ્રી કરસનદાસ
મૂળજીનો ઓળો ધન્યવાદ આપે છે.

## હિંદુ સમાજમાં દ્વંદ યુદ્ધ.



'માં નવા વિચારના અને ધર્માંધો હાથોહાથ
આવી જાય છે.

નવયુગ : આશ્વિન '૮૫.

## હાર પછીનો દેખાવ !



હિંદી ધારાસભામાં 'શારદા બીલ'ન
વિરોધીઓએ સજ્જડ હાર ખાવા છ-
હજી ખોટો મમત છોડયો નથી

[ હિંદીપંચના સૌજન્યથી ]

# બાળસાહિત્યમાં લગ્નતત્વ

: લેખક :

શ્રી નટવર વીમાવાળા; તંત્રી 'ગાંડીવ'

એક પત્રકારે એક બાળ ચોપડીની સમાલોચના કરતાં આમ લખ્યું છે:

"આવી વાતોમાં ખાસ કરીને કુંવરીને પરણવાની વાત આવે છે તે બાળ માનસને કેટલે અંશે બંધબેસતી છે તે વિચારવા જેવું છે. બાળક બહાદુરીમાં સમજે, પણ પરણવામાં ન સમજે. અને આ પણા બાળલગ્નની દુષ્ટ પ્રથામાં જ ફસાયલા સમાજમાં બાળકોના કુમળા મગજ ઉપર પરણવાના વિચારની છાપ પાડવી એ કેટલું બધું નુકસાનકારક છે તેનો બાળવાર્તા લખનારાઓ વિચાર કરે તો સારૂં"

(નવ ગુજરાત ૧૯:૮:૨૯).

આ પત્રકારનો દષ્ટિકોણ સાચો છે—સાચો પણ છે, તેમ ખોટો પણ છે. પરણવાના વિચારની આપણે બાળકોના મગજ પર છાપ ન પાડવી એવો જો સિધ્ધાંત હોય (હું જે પર ભાર મૂકું છું) તો તો આપણે જાતે પરણતા પરણાવતા અને પરણવાને લગતી વાતો કરતાજ તદ્દન બંધ થવું જોઇએ. આ તો આપણે ધૂમ પરણ્યાં રહેવું, લગ્નાદિ પ્રસંગોમાં બાળકોને લઇ જવાં, બાળકો સમક્ષ જ માંહોમાં હાથેવાળા જોડવા—અને તે ઉપરાંત લગ્ન વિવાહાદિ વસ્તુઓ વિષે ચર્ચા ઉહાપોહ તો એટલો બધો કરવો કે જાણે આપણું જીવન જ લગ્નમય હોય—અને,—અને તે પછી બાળકોના મગજ પર પરણવાની છાપ બાળ ચોપડીઓમાંથીજ બેટી પડી બેસશે એમ વિચારવું એકે વડી મોટી ભૂલ કહેવાય! અલબત્ત, સમાલોચકે જે લખ્યું છે તે બ્હીતાં બ્હીતાં લખ્યું છે, છતાં એણે એ વાત પર સૂચના કરી છે તે બરાબર જ છે. બાળસાહિત્યમાં લગ્ન વિવાહાદિ વિષેની માહિતી વિચાર કરવાની જો કે તેવા પ્રસંગોની વાતોમાં શું થશે આવવી જોઇએ કે નહિ, તેના વિના ચાલી શકે કે નહિં, અને આવે તો તે કેવી રીતે આવવી જોઇએ એ વસ્તુ ખરેખર વિચારવા લાયક છે.



શ્રી. નટવરલાલ વીમાવાળા

* * *

આ ળ ઉછેરનો મુખ્ય ને મોટામાં મોટો સિધ્ધાંત એ છે કે જે વસ્તુ બાળક ન કરે એમ આપણે ઇચ્છીએ તે આપણે પોતે ન કરવી. અને

તેમાંનો એક મુખ્ય મુદ્દો એ છે કે આપણે ન કરીએ એટલું જ બસ નથી, બાળકની આસપાસના વાતાવરણમાં કોઇ જ ન કરે એમ થવું જોઇએ. કેટલીક વસ્તુઓ સંબંધે આ શક્ય છે. કેટલીક માટે તે શક્ય નથી. દાખલા તરીકે પાન બીડી જેવાં વ્યસન. એ વ્યસન આપણને ન જ હોવું જોઇએ એ પહેલી શરત. તેમ ન બને (અક્ષમ્ય છતાં) તોયે આપણું બાળક બીડી પીતું ન થાય એવી આપણી ઇચ્છા હોય તો તેની હાજરીમાં આપણે ન જ પીએ. તેમ બીજા કોઇ ન પીએ એવો, શક્ય તેટલો બન્દોબસ્ત કરીએ. આ વાત કંઇક અંશે બને તેવી છે.

પરંતુ સમાજમાં લગ્નો થતાં અટકાવી શકાય તેમ નથી, તેથી બાળકને પરિણય સંબંધી વિચારોથી પણ કેવળ મુક્ત રાખી શકાય તેમ નથી. સગાવહાલાં–પાડપડોશ મિત્રસ્નેહી વગેરેમાં એવા પ્રસંગ તો ખૂબ આનંદના ને બાળબચ્ચાંને પણ મહાલવાના જ લેખાય. તેમ બાળકોનો એવો આનંદ બાળકો પાસેથી ઝુંટવી લઇ ન જ શકાય.

* * *

બીજો વિચાર એ છે કે પરણવા સંબંધેના વિચારો બાળક કરે એ ઇષ્ટ છે કે કેમ? મને તો એમાં કશું અનિષ્ટ દેખાતું નથી. બાળક પણ મોટું થવાનું છે, પરણવાનું છે એ વાત લગભગ નક્કી છે. હજાર બાળકમાં એક બાળક એવું નીકળે જે આજીવન બ્રહ્મચર્ય સેવનારૂં થાય. વળી વિશ્વનો નિયમ લગ્નનો છે–બ્રહ્મચર્યનો નથી. એ (કેમકે વિશ્વનું અસ્તિત્વ જ એ પર છે) વાત કેવળ નિર્વિવાદ છે. જોઇએ તો પશુમાં જુઓ, પ્રાણીમાં જુઓ, વનસ્પતિમાં જુઓ; ગમે ત્યાં જોશો ત્યાં વિશ્વનો નિયમ કેવળ બ્રહ્મચર્ય નથી પણ સુનિયત લગ્ન સંબંધજ છે. આ સંજોગમાં બાળક પણ પરિણય–વિવાહ–લગ્ન સંબંધે વિચાર તું થાય તો તેમાં ખોટું શું છે એ કલ્પી શકાતું નથી.

* * *

પણ એ વિચારણામાં Thus far and no further–બસ, આટલે સુધીજ ત્યાંથી આગળ નહિ–એવી હદ રાખવા વિષે જરૂર વિચાર કરવો જોઇએ. લગ્નનો જે બાહ્ય શિષ્ટાચાર છે–વરઘોડો, માંડવું, હાથેવાળો–એ બાળક જુએ છે, એ વિષે વિચારે છે. એ શિષ્ટાચારના પડદા પાછળ કંઇ છે કે કેમ એનો વિચાર એને કંઇ જ આવતો નથી. શિવાય કે તેના ઉછરવાના સંજોગ બહુજ ખરાબ હોય–(મુંબાઇમાં મીલ મજુરોને જેવી કોટડીઓમાં રહેવું પડે છે, તેવા જ કંઇક) બાળ વાર્તાઓની ચોપડીમાં જ્યાં સુધી લગ્ન વિષે આવો શિષ્ટાચાર દર્શક ઇશારો આવતો હોય ત્યાં સુધી કશો જ વાંધો કોઇથી પણ કાઢી ન શકાય, અને ઘણી ખરી ચોપડીમાં એવા ઇશારાથી વિશેષ કંઇજ હોતું નથી. (અલબત્ત બાળસાહિત્યમાં બાળલગ્ન કાચી ઉમ્મરના લગ્નનો પ્રસંગ તો કદિ જ ક્ષમ્ય ન ગણાય) મારી સંપૂર્ણ ખાતરી છે કે એવા ઇશારાથી બાળમાનસ પર કશી જ અનિષ્ટ અસર થતી નથી. અને તેથી એ જાતની પ્રસંગ ગુંથણી બાળવાર્તામાં હોય સમાલોચક કે માબાપે એ ન ગભરા મારી નમ્ર સૂચના છે.

* * *

વારૂ, પરંતુ આ સંબંધે પણ એક બીજો અગત્યનો મુદ્દો વિચારવાનો છે. લગ્ન પરિણયાદિ પ્રસંગની ગુંથણી બાળ વાર્તાએમાં ભલે આવે, પરંતુ તેની અતિશયતા કદિ ચલાવી લઇ ન શકાય.

જીવનમાં લગ્ન એ જ મહત્વની વસ્તુ છે ને લગ્ન શિવાય બીજું કંઇ અગત્યનું જીવનમાં છે જ નહિ. એવી જાતની છાપ બાળક પર કદિ પણ પડવી ન જોઇએ. પરણુ પરણુ ને પરણના પ્રસંગોથી જ જે વાર્તા કે બાળચોપડી ભરપૂર હોય—તે જ વિષય જેમાં પ્રધાન હોય—તે ચોપડી ખરેખર બહિષ્કાર પામવી જોઇએ. લગ્નથી પણ ઘણી મહત્વની વસ્તુ જીવનમાં છેઃ શૂરાતન, ત્યાગ, સાહસ, સેવા—એવી વસ્તુની પ્રેરણા બાળકને જે સાહિત્યમાંથી મળે તે જ તેના સમક્ષ ધરાવું જોઇએ. થોડાક વખત પર એક ચોપડીની (ચોપડીનું નામ અહિં આપવાની મારી ફરજ લેખું છું, પ્રકાશક કે લેખકનું નથી આપવા ઇચ્છતો)–પ્રધાનપુત્રીના પરાક્રમો—ની સમાલોચના કરતાં જાણીતા "ગુજરાતી" પત્રના સમાલોચકે ઘણી કડક રીતે લખ્યું હતું કે, આ વાતમાં પરણુ પરણુને પરણુ જ આવ્યાં કરે છે અને તેથી એ વાતને એ સમાલોચકે બાળકો સમક્ષ મૂકવાને માટે અયોગ્ય ગણી હતી. મેં પોતે એ ચોપડી વાંચી નથી તેથી હું અભિપ્રાય નથી આપી શકતો. પરંતુ ગુજરાતીના સમાલોચકનું દૃષ્ટિબિન્દુ મને તદ્દન સાચું લાગ્યું.

* * *

**આ** દૃષ્ટિએ એક વાત બીજી પણ સ્પષ્ટ કરવા જેવી છે. આ નજરે આપણી અસલી લોકવાર્તા બાળકો સમક્ષ મૂકવા જેવી–બધીજ, અને છે તેવી ને તેવીજ–છે કે કેમ એ વસ્તુ વિચારવા લાયક છે. હમણાં હમણાં તો લોકગીતોને લોકવાર્તા તરફ જનસમાજનું આકર્ષણ ઘણું વધી ગયેલું છે. અને લોક સાહિત્યને નામે સાવ લોખંડ પણ સોના પેરે ખપી જાય છે, કે ગણાઇ જાય છે. આપણી લોક વાર્તામાંની ઘણીકમાં પરણુ પરણનું તત્વ ઘણા વધારે પ્રમાણમાં હોય છે એ વાત છૂપી રહી શકે તેમ નથી. તેથી એવી લોકવાર્તાને સમાર્યા શિવાય, સુધાર્યા શિવાય બાળકો પાસે ન જ મૂકવી જોઇએ એવો મારો અભિપ્રાય છે. મારા અભિપ્રાયના સમર્થનમાં મારે "દાદાજીની વાતો"માંના ફકરા ટાંકવા પડશે. ભાઇ મેઘાણી પ્રત્યે મને ખૂબ જ માન છે, તેમ છતાં મારે કહેવું જોઇએ કે, એ પુસ્તક બાળકો આગળ મૂકવા લાયક મને નથી લાગ્યું. એ ચોપડીમાં ત્રણ મોટી લોકવાર્તાઓ છે. ને ડોશીમાની વાતોના જોડીયા પુસ્તક તરીકે એ પ્રસિદ્ધ થયું છે.

એમાંની વાતમાંના નીચેના ફકરા જુવોઃ વડલાને માથે વાતો સભળાણી :

અરે હે હંસી રાણી !

શું કહો છો હંસલા રાજા ?

આ સોદાગર આપણો મ્હેમાન છે.

હા.

આજ બરાબર વૈશાખની પૂનમ. અમૃત ચોઘડીયું: સોદાગર એને ઘેર હોય તો એની અસ્ત્રીને પેટ રાજતેજનાં ઓધાન રહે.

---

"ગુજરાતી" તા૦ ૨૩:૬:૨૯ સમાલોચકના શબ્દોજ ટાંકુ તો ઠીક, તેથી કોઈને અન્યાય ન થાયઃ

"ભાઈ...(લેખક). આખી ચોપડીમાં પરણાવ પરણાવ શિવાય બીજું કાંઇ દેખાડી શકતા નથી. પરણવું એ જાણે જીવનનું છેલ્લું મહાકાર્ય હોય તેમ આખી ચોપડીમાં પરણવા શિવાય બીજુ કંઈ નજરે પડતું નથી. અત્યારમાથી 'પરણવાનું' શિક્ષણ આપી ભાઈ... (લેખક) શું કરવા માંગે છે તે સમજાતું નથી...આશા છે કે લેખક આ પુસ્તક બાળકોની દૃષ્ટિ આગળથી પાછુ ખસેડી લેશે. વગેરે વગેરે.

હે સ્વામીનાથ! એ તે શી રીતે બને? અહિંથી ૭ મહિનાનો પંથ.

હે અસ્ત્રી! વાત આકરી નથી. સોદાગર સમદરમાં સ્નાન કરી મારી પીઠ ઉપર અસવાર થઇ જાય તો એક પહોરમાં એને ઘરે પહોંચાડું. અને એક પહોરમાં પાછો આણું.

સાંભળીને ફુલ સોદાગર થડક થઇ ગયો. નક્કી આ કોઇ દેવી વાણી! જોઉં તો ખરો, પંખી સાચું ભાખે છે કે ખોટું?

દરિયામાં સ્નાન કરીને ફુલ સોદાગરે સાદ દીધો.

હે દેવતાઇ પંખી! સરસ્વતીના સાચા વાહન હો તો બોલ્યું પાળજો!

ફડ ફડ પાંખો ફફડાવીને હંસલો નીચે આવ્યો. સોદાગર અસવાર થયો જાણે વિમાન ઉડ્યું. પહોર વીત્યે એના ઘરના આંગણામાં ઉતારી મેલ્યો.

ફુલ સોદાગર! વહેલો વળજે હોં! ઉંઘ ન આવી જાય!

ઓરડાની સાંકળ ખખડાવીને સોદાગરે સાદ દીધો: ઉઘાડો.

કોણ બોલાવે છે! આજ અધરાતે કોનો વિધાતા વાંકો થયો છે. હું પતિવ્રતા અસ્ત્રી: મારા સ્વામી બાર વરસને દેશાટણે; ઘીના દીવા બાળીને હું જાપ જપતી જાઉં છું. ભરથારે બારણાં ઉઘાડવાની ના પાડી છે. મારા હાથમાં ખડગ છે. ચેતજો! દેવ હો કે દાનવ હો! આબરૂ સોતા પાછા વળી જાજો!

ઉઘાડો સતી, હું દેવ નહિ, દાનવ નહિ, હું તમારો પતિ. મને હંસલો લાવ્યો છે. વૈશાખની પૂનમનાં તમારે નસીબે રાજતેજનાં ઓધાન લખ્યાં છે. ઝટ ઉઘાડો!

નિશાની શી?

શંખલાની માળા!

કમાડ ઉઘડ્યાં. ૭ મહિનાથી વિખરાયલી વેણી સ્ત્રીએ સમારી સેંથે હીંગળો પૂર્યો. આંખે કાજળ આંજ્યાં.

એક પહોર વીત્યો. હંસલે સાદ દીધો: ફુલ સોદાગર, ચંદ્રમાની કળા સંકેલાય છે, ચાલો! ચાલો.

ફુલસોદાગર ઉઠયો. ફુલવંતી બોલી કે "હે સ્વામી! માને અને બ્હેનને મોઢું દેખાડતા જાજો હો! નીકર મારૂં મોત બગડશે."

સાંભળ્યું ન સાંભળ્યું સોદાગર તો હંસને માથે સેસવાર થયો. ઘરરર! હંસે ટાપુમારગ સાંધ્યો.

[આવૃત્તિ બીજી પૃષ્ઠ ૮૦–૮૧–૮૨]

બાળવાર્તા ગણાતી આ વાર્તાના આ પ્રસંગ માટે શું ધારવું? માબાપ પાસે બાળક એ વિષે સવાલ પૂછે, 'ઓધાન' નો અર્થ પછે ને જરા નફટાઇથી કહેવા દો કે પેલા વીતેલા પહોર દરમ્યાન સોદાગરે ને ફુલવંતીએ શું કર્યું એમ પૂછે, "નીકર મારૂં મોત બગડશે" ની સમજૂતિ માગે એને માબાપ શી રીતે, શું જવાબ આપે? અલબત્ત ઘણા બાળકો આ પ્રસંગ ગળી જતા હશે. કોઇજ સવાલ પૂછતા હોય એમ બને. પણ પછે તેનું શું?

આ આખી ચોપડી પરત્વે મને બીજા ઘણી ઘણી જાતના વાંધા છે. પણ આજે તો એક આ દ્દષ્ટિનો જ વાંધો રજુ કરૂં છું. જો કે આ ચોપડીમાં બીજા પણ આવા પ્રસંગ છે. અને ફુલ સોદાગર વાળી તો આખી વાતજ ફક્ત લગ્ન સંબંધના વિષય પર વીંટળાઇ હોય તેવી છે.

* *

મારો એક અભિપ્રાય અહિં ટાંકવો મને જરૂરી લાગે છે અને તે આ કારણે. રા. મેઘાણી પોતાની પ્રસ્તાવનામાં લખે છે કે: "નાનાં મોટાં બાળકોએ પણ

છટાદાર ચાવણી જોશ સાથે એ વાર્તા મોટા અવાજે વાંચી શુધ્ધ બાળકાથી કલ્પનાના વિહાર માણ્યા છે....ટુંકમાં બાળકોએ રસપૂર્વક વાંચ્યા છે, બાળકોને બહુ ગમી છે.” મારો અભિપ્રાય એ છે કે બાળકને ગમે તે સઘળું બાળક સમક્ષ મૂકવા લાયક જ એમ ન ગણી શકાય. દશ વરસના બાળકને મેં તો “વિલાસ” આદિકના અંકો પણ રસભેર વાંચતા જોયા છે. બાળકને તો ખુલ્લા ચપ્પુ સાથે રમવું ય ગમે છે. પણ આપણે તે તેને નથી સોંપી શકતા. તેમ બાળકને ગમ્યું તે બધું જ લખાણ સારૂં અને બાળકોને વંચાવવા જેવું—બાલભોગ્ય એમ નથી માનતો—નથી માની શકતો.

• • •

**આ**મ આવી રીતે લખાયલા બાળ સાહિત્ય સામે તો વાંધો ઉઠાવવો જરૂરી લાગે છે, પરંતુ આ સંબંધે નવીન દૃષ્ટિથી જ વિચાર કરીએ, તો જુના જમાનાના માણસો ચોંકી ઉઠે એવી એક આવશ્યક વસ્તુ તરી આવે છે. લગ્ન સંબંધનું જે શરીરતત્વ છે, એ વસ્તુ બાળક આગળથી છૂપી રખાવી જ જોઇએ ખરી? હું નથી માનતો. જે Problem—જે અતિશય મહત્વની અને અગત્યની સમસ્યા બાળક સમક્ષ મોટપણે રજુ થવાનીજ છે તેનું બીજરૂપી જ્ઞાન બાળકને શા માટે ન અપાવું જોઇએ? એવા અજ્ઞાનની તરફેણમાં પણ ઘણી દલીલો રજુ કરી શકાશે. પણ તે દલીલો સામેના રદીયા હું અહિં નથી આપવા ઇચ્છતો. ખરૂં જોતાં Sex Knowledge—ઇન્દ્રિય જ્ઞાન—ના અંકુર બાળપણથી જ બાળકમાં રોપાવા જોઇએ. એ Sex Knowledge ના અજ્ઞાનને લીધે આપણા કુમારોમાંના કેટલાયે કુમારત્વ ખોયું, યુવાનોએ યૌવન ખોયું, અને ઘણાએ તો જીવન પણ ખોયું હશે એ વાતનો અસ્વીકાર કરી શકાય તેમ નથી. (કુમાર માસિક અને છાત્રાલય માસિક પણ આ ચર્ચામાં ઝંપલાવ્યું છે તે માટે ખરેખર તેમને અભિનંદન ઘટે છે) પરન્તુ એ વસ્તુ, બાળક ન ગભરાય ન અકળાય તેવી રીતે, તેનામાં કુસંસ્કાર ન પડે એવી રીતે સુંદર પ્રણાલીથી, સ્વચ્છ અને સુઘડ સ્વરૂપમાં, શાસ્ત્રીય અને છતાં સહેલી બાનીમાં—આકૃતિમાં મૂકનારો કોઇ ભડ લેખક ન પાકે ત્યાં સુધી એ વિષયને અણછેડયો રહેવા દેવામાં જ મઝા છે. મારા પૂજ્ય મિત્ર શ્રી. નર્મદાશંકર બાળાશંકર પંડયાએ * મને કહ્યું હતું કે એવી એક પુસ્તિકામાળા (જાતીય જ્ઞાન આપનારી—Sex Knowledgeને લગતી) ઇંગ્રેજીમાં નીકળી ચુકી છે, અમેરિકાથી પ્રસિદ્ધ વિદ્વાન જાતીયતત્વવેત્તા હેવલોક એલીસની એક કૃતિમાં એને વિષે ઉલ્લેખ છે. હું પોતે હજુ એ ઉલ્લેખ જોવાનો અવકાશ કે તક નથી મેળવી શક્યો. પરન્તુ એ સંબંધે બને તો કંઇક પ્રવૃત્તિ કરવી એવી મારી ઇચ્છા તો છે જ. આ પરથી સ્પષ્ટ કે sexology નું શાસ્ત્ર પશ્ચિમના દેશોમાં દિન પ્રતિદિન પ્રગતિમાન થતું જાય છે તેમ બાળકોમાં એનો પ્રચાર કેવી રીતે કરવો તે વિષે પણ ત્યાં ગંભીર વિચાર ચાલી રહ્યા છે. પણ અત્યારે આપણે ત્યાં પ્રગટ થતી બાળ ચોપડીઓનાં લગ્ન વિષેની ચર્ચાને અમુક મર્યા-

---

* રા૦ પંડયાં પોતે એ વિષયના અભ્યાસી હોઇ એમણે એ વિષયનું એક બાળ પુસ્તક લખવાની યોજના ઘડી છે. તે પુસ્તક લખવા મેં એમને વિનંતી કરેલી છે.

ન. વી.

દાઓ રાખવી જ જોઇશે. એ મર્યાદા કેવી કેટલી હોવી જોઇએ, હોઇ શકે તે ઉપર સ્પષ્ટ કર્યું છે. હમણાં હમણાં બાળસાહિત્ય તરફ પ્રજાનું ખૂબ લક્ષ ખેંચાયું છે એ આનંદજનક છે. એ છતાં હજુ બાળસાહિત્યના વિષય પર તો ખૂબ જ અજ્ઞાન પ્રવર્તે છે એમ કહેવું જોઇએ. એક અતિ ડાહ્યો-Puritanic-વર્ગ; લગ્ન સંબંધનો જરાયે ઇશારો બાળપુસ્તકમાં આવે તો તેથી પણ ગભરાઇ જનારો વર્ગ છે—નથી એમ નહિ. હું ધારૂં છું કે આ વિષયમાં મારા વિચાર હું ઠીક સ્પષ્ટતાથી રજુ કરી શક્યો છું. હજુ ઘણું લખવા જેવું રહ્યું છે, પણ તે કોઇક બીજે પ્રસંગે.

કરમચંદઃ "અલ્યા ફીકલા પાંચ પાંચ ધક્કા ખાવા છતાં તું મારા પસા હજી આપતો નથી."

ફીટલોઃ "છેર! ટીમાં હું કેઇ ગીયું, હું પાંચ વખટ આયવો ટીમાં હું ધાડ માયરી! પહા લેવા હું ટારે ઘેર આડ વખત ધક્કા ખાઇ ગીયલો ટારે ટેં એક વખટ પહા આપેલા જે!"

■ ■ ■

"એના ચહેરા ઉપરથી હું કહી આપું કે તે કરકસરીઓ માણસ છે."

"શું કહો છો?"

"હા, કેમકે તે હાથે હજામત કરતો દેખાય છે."

સુશીલ [ગરબા પાર્ટીમાં એક સ્ત્રી મિત્રને]: ત્રીદીપા ક્યાં હશે એ શોધી કાઢવાનું મુશ્કેલ લાગે છે; એટલે હું તમારી સાથે વાત કરવા આવ્યો.

કુમુદઃ એટલે?

સુશીલઃ એજકે મને તમારી સાથે વાત કરતાં જોશે એટલે ત્રીદીપા જ્યાં હશે ત્યાંથી અહિં આવી પહોંચશે.

■ ■ ■

વક્તા : [ભોજન સમારંભ વખતે]: ગૃહસ્થો હું તમને ફરીથી પુછું છું કે તમે વિચાર કરવા માટે કદી અટક્યા છો?

કંટાળેલો શ્રોતાઃ આપ અટકવા માટે કદી વિચાર કરો છો?

# ખેડૂત ગૃહોની જરૂર

: લેખક :

શ્રી. જાનકીનાથ ભટ્ટ

ગુજરાતમાં અમદાવાદ બાદ કરીએ તો બાકીનાં આંગળીને ટેરવે ગણાય તેટલાં શહેરોમાં રહ્યાં ખડ્યાં કારખાનાં કે મીલો છે, તે શિવાય તો મોટો ભાગ ખેતી ઉપર આધાર રાખે છે.

આ ખેડૂતવર્ગનાં કષ્ટનો પાર નથી અનાજનો ઉત્પન્ન કરનાર ખેડૂત, તેનાં છોકરાં પેટપુરતું પોષક તત્ત્વ મેળવી ન શકે, તે કુદરતના ક્રમથી જ કેટલું બધું ઉલટું કહેવાય? પરંતુ હકીકત એ છે કે, ખેડૂતને ઘેર પોતાના કુટુંબનું સરી રીતે પોષણ કરવા જેટલું અનાજ પણ મળી શકતું નથી.



{૧} મોરક્કોમાંનું ખેડૂતો માટેનું મધ્યસ્થગૃહ.
{૨} ગૃહની મુલાકાત લેનાર ખેડૂત.

એની બાજુમાં રહેનાર શરાફને કદી ખેતરમાં મહેનત કરવા જવું પડતું નથી, તેમ છતાં તે ઋતુ ઋતુને અનુકૂળ અનાજ વાપરે છે. વિધવિધ પ્રકારનાં ભોજનની વાનીઓ તેને ત્યાં નિરંતર થાય છે. એની સ્ત્રી અને સંતાનો પેલા ખેડૂતની સ્ત્રી અને સંતાનો કરતાં સુંદર અને કીંમતી વસ્ત્રાભૂષણો સજી શકે છે. માંદગીમાં તેને ત્યાં દાક્તર આવે, એનાં છોકરાંને ઘરમાં કે ખેતરમાં મજુરી કરવી પડે નહીં. એ તો ઇચ્છામાં આવે ત્યાં સુધી ભણી શકે.

ખેડૂતને તાલુકાના ગામ જવું હોય ત્યારે પગ ઘસડવા પડે, પેલો શરાફ ઘોડે ચડીને જાય. અથવ

તો પેલા ખેડૂતનું જ ગાડું જોડાવીને મજા માણતો મુસાફરી કરે.

એટલેથી જ ખેડૂતની કંઠણાઇઓ પૂરી થતી નથી. તેને તો સદાય પેલા શરાફના દેણદાર રહેવું પડે છે. ઘર, ખેતર, દાગીના અને દાણા બધું તેને આપતાં છતાં તે શરાફનો દેણદાર જ રહે છે.

અને જ્યારે બધો રસાકસ સાઇ ગયો હોય, ત્યારે પેલો શરાફ પોતાના લહેણા માટે અદાલતમાં ફરિયાદ કરવા જાય છે.

આવી ફરિયાદ કરવાની કચેરીઓ ગામડાંમાં કે તાલુકાઓમાં હોતી નથી, પણ ગામડાંથી કેટલાય ગાઉ દૂર જીલ્લાના ગામોમાં અથવા ઠરાવેલાં કેન્દ્રસ્થાનોમાં હોય છે.

શરાફને એવા સ્થાને અનેક વખત જવાનું થાય. જતી વખતે ઘી, અનાજ શહેરમાં લેતો જાય અને આવતી વખતે કાપડ તેમજ બીજી વસ્તુઓ લેતો આવે: આમ જતાં ને આવતાં ને તો વેપાર કરે. વળી વકીલો અને કારકુનો સાથે તેને ઓળખાણ, એટલે ખેડૂતો સામે લડવામાં એનું તો કશું જાય નહિં, ને અગવડ પણ નહિં.

પણ બિચારા ગરીબ ખેડૂતને? કચેરીનું સાક્ષી સમન્સ જેવું ધૂળ જેવું કાગળીયું અને સરકારી માણસ જોયો કે એના તો હાંજાજ ગગડી જાય. તેમાંય લેણદાર દેવા માટે ફરિયાદ કરે અને ઘેર અદાલતનો બેલીફ આવે એમાં તે પોતાની આબરૂ જતી માને, તેથી તો બેવડો ગભરાય. કેટલાક કચેરીના કામકાજની રીત જ જાણે નહિં, એટલે સમન્સને 'ડીક્રી' માની બેસે અને અદાલતમાં બચાવ પુરતા એ જાય નહિં, પરિણામે એકપક્ષી હુકમનામું તેની વિરૂદ્ધ થઇ જાય.

અને જે અદાલતમાં જાય તેને અનેક જાતની ઉપાધી. શહેરમાં એનું ઓળખાણવાળું ભાગ્યે હોય એટલે વીશી શોધવી પડે. શહેરનો અજાણ્યો આ સાદો, ભલો અને ભોળો ખેડૂત સ્ટેશને પગ મૂકે ત્યારથી જ ઠગાય. એની સાદાઇ, ભલમનસાઇ અને શહેરીઓથી ભય પામવાની રીત જ એને દગો દેનારાં નીવડે. વીશીમાં કાં તો પૈસા વધારે લે કે ખાવાનું પુરતું ન આપે.

વકીલ શોધવો એ પણ તેને માટે મોટે ભાગે મુશ્કેલ થઇ પડે, એટલે પોતાના ગામના એકાદ ચૌદશીઆને સાથે તેડી ગયો હોય, તે પણ તેને ટે અને ટાવરાવે. પૈસા લેવા છતાં વકીલ આવા અસીલનું અને તેટલું અપમાન કરે. તું-તાં કહીને વાત કરવી એ તો વકીલનો જન્મસિધ્ધ હક્ક. પોતાને પૈસા ખટાવવા આવનાર પોતાના એ શેઠ [ અસીલ થઇને ગયેલા ]ને, પોતાના પગ સામે ભોંયે બેસાડવામાં એનું ગૌરવ સચવાયલું માને. આમ છતાં તેની પુરતી વાત પણ સાંભળે નહિં. આથી બિચારા ગરીબ-નિર્ધન ખેડૂતને વકીલના ગુમાસ્તાની ખુશામદ કરી તેને પણ દંડ દેવો પડે.

તે પછી પણ તેને જ અનેક રીતે હેરાન થવું પડે, અને પાછળથી શરાફ નાણાં આપવાનું બંધ કરે એથી હરેક રીતે ખુહાર થઇ ગયેલા ખેડૂતનો નાશ જ થાય.

આ દુર્દશા અટકાવવા માટે કમીમાં કમી ગુજરાતમાં જીલ્લાવાર એકેક ખેડૂતગૃહની જરૂર છે. આવાં ગૃહોમાં ખેડૂતોને જમવા રહેવાની વ્યવસ્થા કરી આપવા ઉપરાંત, તેને કાયદાને લગતી મદદ આપવાની તજવીજ કરી શકાય તેવી ગોઠવણ કરવી જોઇએ. આપણે જાણવું જોઇએ કે દેશનું ખરેખરું પીઠબળ તો ખેડૂતો છે, તેમની સંખ્યા પણ કંઇ જેવી તેવી નથી, એટલુંજ નહિં પણ સ્વરાજ્ય મેળવીને નિભાવી રાખવાનો આધાર પણ તેમની જ ઉપર છે; એટલે આવાં ખેડૂતગૃહોની પાછળ કરવામાં આવ-

નારૂં ખર્ચ તે કોઇ પણ રીતે વધારાનો બોજો નહિ, પણ અનિવાર્ય કાર્ય મનાવું જોઇએ.

બારડોલી, બોરસદ, ખેડા વગેરેનાં પ્રકરણો ઉપરથી આપણે એ જોઇ શકયા છીએ કે, ખેડૂતોને સાચા સલાહકારોની તેમ જ માર્ગદર્શકોની જરૂર છે. તેમ જ બારડોલી તાલુકાના આશ્રમો તરફથી થતા કામનાં આવેલાં પરિણામો ઉપરથી એ પણ જોઇ શકાયું છે કે, ખેડતોને માટે વિશાળ પાયા ઉપર આવાં ગૃહો ઉભાં કરવામાં આવે તો ઘણા થોડા વખતમાં તેમને તૈયાર કરી શકાય.

આને માટે ખેડુતગૃહોની સાથે ખેતિવાડીની સુધારણા માટે કાયમી પ્રદર્શન અને રાજકીય તેમજ સામાજિક શિક્ષણ માટે ગૃહોની સાથે જ વ્યાખ્યાનોની કાયમી ગોઠવણ કરવી ખાસ જરૂરી છે. ખેતિવાડીને લગતાં જે સરકારી પ્રદર્શનો ભરાયાં છે, તેમજ બીજી જે કંઇક તકો તેમને આપવામાં આવી છે તેનો લાભ તેમણે પોતાની શક્તિ અને સંજોગના પ્રમાણમાં ખૂબ જ લીધો છે; એટલે ખેડૂતો આવાં ગૃહોમાંથી લાભ ઉઠાવી ન શકે એવી દલીલ કરી શકાય તેમ નથી.

આવાં ગૃહોની કેન્દ્રસ્થ સંસ્થા તરફથી સહકારી ધોરણે ખેડુતોને નાણાંની સગવડ કરવાની બેન્કોની પણ વ્યવસ્થા કરી શકાય અને તેમ થતાં, તેમને લોહી ચૂસતા શરાફોના પંજામાંથી ઉગારી લઇ શકાય.

∴

રશિયામાં આવા ધોરણે ખેડતોની ઉન્નતિ ઘણીજ થોડા વખતમાં સાધી શકાઇ છે. મોસ્કોમાં ખેડતો માટેની એક વિશાળ મધ્યસ્થ સંસ્થા ૧૯૨૨ માં ઉઘાડવામાં આવી છે. તેનો ઉદ્દેશ ખેડૂતોની ખેતિવાડીને લગતી, અદાલતોના કામોને લગતી તેમજ સાંસ્કૃતિક અને રાજકારણને લગતી જરૂરિયાતો પુરી પાડવી તે છે. આ સંસ્થામાં ખેડૂતો ને માટે વાસો રહેવાની અને જમવાની સગવડ રાખવામાં આવી છે. અને સાડાપાંચ વર્ષના ગાળામાં [કેમકે ત્યાં સુધીની હકીકતો જાણવા મળી છે] એ સંસ્થાએ પ્રત્યેક ક્ષેત્રમાં ભવ્ય કામ કરી બતાવ્યું છે. તેમાંયે ખેતિવાડીને લગતી તેમ જ વ્યવસ્થાને લગતી મદદ આપવામાં તો તે સંસ્થાએ કમાલ જ કરી છે. આટલા સમય દરમિયાન ખેતિવાડી, તેને લગતી વ્યવસ્થા, તેમાં નડતી ગૂંચોનો ઉકેલ અને સહકારી ધોરણે કામ કરવાના સંબંધની તમામ શકયતાઓ સરળતાથી બતાવનારાં ૧૦૦ વ્યાખ્યાનો આપવામાં આવ્યાં છે. અને એ કામ નિષ્ફલ ગયું નથી. કેમકે આરંભનાં વર્ષો પછી તે વ્યાખ્યાનો સાંભળવા જનારા ખેડતોમાં થતો જતો વિકાસ સ્પષ્ટ જોઇ શકાય તેટલો જણાતો ગયો છે. હવે તો ખેડતો પણ ભાષણો આપવા ઉઠતા થયા છે. શરૂ શરૂમાં તેમ કરતાં તે ડરતા, કાં તો મશ્કરી થવાને ભયે નામ છૂપાવતા હતા, પણ પછી તો તેમનો એ ભય જતો રહેલ અને તેઓ પોતાના અનુભવો ખુલ્લે દિલે વર્ણવતા થઇ ગયા.

આરંભમાં જ્યારે તેમને ખેતિવાડીમાં સુધારા કરવાની રીતો બતાવવામાં આવતી, ઢોરોની હાલત સુધારવાની અને તેમના ખોરાકમાં સુધારો કેમ કરી શકાય તે શીખવવામાં આવતું, ત્યારે રશિયન ખેડતો પણ ગુજરાતીઓની માફક કહેતાઃ "અમારા બાપ દાદા જે રીતે કામ કરતા હતા તે બરાબર હતું—અમે પણ એમ જ કરવાના." તે હવે હરેક નવીનતાને ખુશીથી અપનાવી લેતા થઇ ગયા છે એટલું જ નહિં પણ, ખેડૂતો-

માં અંદર અંદર થતા પ્રયોગોના કેન્દ્રસ્થાન-રૂપ થઇ પડ્યાં છે.

આ સંસ્થામાં ખેતિવાડીને લગતું મ્યુઝીઅમ તેમ જ સલાહ આપનાર ખાતું પણ છે; તે તો ખેડૂતોને ઘણાં જ અગત્યનાં થઇ પડયાં છે. મ્યુઝીઅમમાં જાદાં જૂદાં બીઆંના નમૂના, જૂદે જૂદે ધોરણે ચલાવવામાં આવતાં ખેતરોના નમૂના, તેમજ સમાજવાદને ધોરણે ખેતિવાડી કેમ કરી શકાય તેની રીતો બતાવનારા નમૂના રાખવામાં આવ્યા છે. ખેતિવાડીને લગતા યંત્રોનો વિભાગ પણ છે, તે વિભાગમાં ખેડૂતો બહુ જ રસ લે છે, અને કયું હળ પોતાને અનુકૂળ આવે તેમછે તેનો નિર્ણય કરી શકે છે. પ્રયોગશાળામાં જમીનની જાત, ખાતર, ઋતુ ઋતુના ફેરફારો, કુદરતી આફતોની સામે . ની રીતઃ વગેરે બતાવવામાં આવે છે.

આ મ્યુઝીઅમની જાત્રાએ તમામ જીલ્લાના ખેડૂતો આવે છે. અને તેમની સાથે કમદારો, શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓ પણ ભળે છે. અહિં ખેતિવાડીને લગતી વાતો, ચર્ચાઓ, ખુલાસો અને સલાહોની લેવડ દેવડ થયાં જ કરે છે. સલાહ આપનાર ખાતું ખેડૂતને કયું હળ ખરીદવું ઠીક થઇ પડશે, તેની કેટલી કીંમત આપવી પડશે, ઢોરને કયે વખતે કયો ખોરાક આપવો ઠીક થશે, અને પોતાના ખેતર માટે કઇ જાતનાં બીજ અનુકૂળ થશેઃ એ બધી જાતની સલાહો આપે છે, તે ઉપરાંત ખેતિવાડી અને કેળવણીને લગતાં શિક્ષણની સગવડ માટે ભાષણો તેમ જ વિવાદો ગોઠવવામાં આવે છે; તેથી ખેડૂતોને અનેક જાતની નવી નવી વાતો અને હકીકતો જાણવા-સમજવા મળે છે.

કાયદા કાનુનને લગતી સલાહ આપનાર ખાતાનો લાભ પણ ચારે તરફથી આવતા ખેડૂતો મોટી સંખ્યામાં લે છે. તેમાં ઘર ખટલાને લગતા સવાલો, ભાગીદારોના સવાલો, જંગલના પ્રશ્નો, સ્થાનિક સત્તાવાળાઓ સામેની ફરિયાદોને લગતા પ્રશ્નો-બધી બાબતમાં સલાહ આપવામાં આવે છે. આ ખાતાની સાથે પત્રવ્યવહાર કરીને સલાહ મેળવનારા પણ અનેક ખેડૂતો હોય છે. તેથી પ્રત્યુત્તરો વાળવા માટે લખોપટી પણ પુષ્કળ કરવાની હોય છે.

આ સંસ્થા તે ઉપરાંત વાંચનાલયો, લાયબ્રેરી, સીનેમા, અને મુસાફરીઓને લગતી ગોઠવણો પણ કરે છે અને તેમાં પણ ખેડૂત સમુહ ભારે રસ લે છે. પોતાની હયાતીનાં પહેલાં પાંચ જ વર્ષોમાં આ સંસ્થાએ પાંચ લાખથી પણ વિશેષ ખેડૂતોની સેવા બજાવી છે, કાયદા કાનુનની સલાહ આપનારા ખાતાનો લગભગ ૬૦,૦૦૦ ખેડૂતોએ લાભ લીધો છે; તેમ જ ૧૫,૦૦૦ ખેડૂતોને નાણાંની મદદ આપવામાં આવી છે.

હવે તો અનેક ખેડૂતો આ સંસ્થાને કયાં પુસ્તકો વાંચવાં ત્યાંથી માંડીને ખેતિવાડીને લગતી તેમ જ ઢોર ઢાંખરની તમામ હકીકતો પછાવતા અનેક પત્રો નિત્ય લખી રહ્યા છે.

આવી સંસ્થાની રશિયાના ખેડૂતને જેટલી જરૂર હશે તે કરતાં ગુજરાતી ખેડૂતોને માટે સવિશેષ જરૂર છે. તે માટે કોંગ્રેસ અને ધારાસભા બન્ને મારફત કામ કરવામાં આવે, અને પ્રત્યેક જીલ્લે જીલ્લે આવી સંસ્થાઓ સ્થાપવામાં આવે તો જ ખેડૂતોને ઉંચા લાવી શકાય. તેમને રેંટીઓ અને શાળ જ બતાવ્યાં કરવાને બદલે, રેંટીઆ પાછળ વેડફી નાખવામાં આવતી રકમનો આવી સંસ્થાઓ સ્થાપવા માટે ઉપયોગ કરવામાં આવ્યો હોત તો કોંગ્રેસના એક કરોડ રૂપીઆમાંથી કેટલું બધું કામ થયું હોત ? પરંતુ ઢોળાઇ ગયેલા દૂધની વાતો કરવામાં વખત ગુમાવવાને બદલે, આવી સંસ્થાઓ પ્રયોગ દાખલ પણ શરૂ કરવા માટે પ્રયાસ કરવામાં આવે તો પણ હજી બહુ મોડું થયું નથી.

# પુરસદની વેળા



સુશિક્ષિત બહેનો ઉપયોગી વાંચનમાં ગાળે !

નવયુગઃ આશ્વિન' ૮૫.

# ફુરસદની વેળા



શ્રીમંતની સુંદરીઓ વાતોમાં વખત વિતાડે છે.

નવયુગ : આશ્વિન' ૮૫.

# વેરનો બદલો

[ નવલિકા ]

: લેખક :

શ્રી. યશકિશોર

[૧]

વાઘજી મીલમાંથી ઘેર આવ્યો ત્યારે એની સ્ત્રી તાવથી પીડાતી પથારીમાં પડી હતી. નાનકડી ઓરડીમાં ગાઢું અંધારૂં જામ્યું હતું. ઘોડીયામાં સતેલું એનું બાળક ભુખ્યું રડી રહ્યું હતું. બહાર વર્ષાદ ધોધમાર પડતો હતો.

મીલોના ધૂમાડા અને કોલસાની ભૂકીથી ઘેરાયલા દરિયાપુરના વાતાવરણમાં કોટને પડખે ઉભેલી પાટીયાંની નાની ભેજવાળી ઓરડીમાં તે રહેતો હતો. કશીપણ સગવડ વિનાનાં મનુષ્ય નામધારી જનાવરોને પુરવાનાં એ પાંજરાં અમદાવાદના કોઇક લક્ષાધિપતિએ બાંધ્યાં હતાં. એનું ભોંયતળીયું સદાય ભેજવાળું રહેતું. કાણાં, નકામાં જેવાં પતરાંનું છાપરૂં હોવાથી ચોમાસામાં કાયમ પાણી ટપકતું. ગરીબ મીલ મજુરો એ ઓરડીઓમાં રહેતાં.

બહાર વરસાદની ઝડીઓ દેમાર પડતી હતી. આખો દિવસ મીલમાં કામ કરીને થાક્યા પછી, છેક નરોડાને રસ્તેથી ઘેર આવતાં વાઘજી અડધો ભીંજાઇ ગયો હતો. અને ઘેર આવ્યો ત્યારે તો દીવોએ થયેલો નહિં !

વાઘજીએ છત્રી બંધ કરીને બહારના ખૂણામાં મૂકી, ભીંજાઇ ગયેલું ધોતીયું નીચોવ્યું અને ઘરમાં જઇને દીવો પ્રગટાવ્યો.

ચારે તરફ ટપ્ ટપ્ થતાં વર્ષાદનાં પાણી પડતાં હતાં, આખી ઓરડી ભીની ભીની હતી. એકજ ખંડમાં રસોડું, બેસવા ઉઠવાનું અને સુવાનું હતું. હાડકાં તોડી નાખવા છતાં તેને મીલમાંથી એટલો પગાર મળતો ન હોતો કે તે વધારે ભાડું ભરી સારી ઓરડીમાં રહી શકે.

એક ખૂણામાં અર્ધી ફાટેલી ગોદડી પાથરી એવી બીજી ગોદડી ઓઢી વાઘજીની સ્ત્રી ગંગા સતી હતી. વાઘજીએ જોયું ત્યારે તાવથી એનું શરીર ધખી જતું હતું. બોલવાનીયે શુધ્ધી નહોતી. એની બાજુનાં ઘોડીયામાં વાઘજીનું બાળક રડી રડીને ગળું ઘસી રહ્યું હતું.

કામ ઉપરથી આવેલો પુરૂષ ઘરની આ સ્થિતિ જોઇને ક્ષણભર અકળાયો. પણ અકળાવાથી દુઃખ ઓછુંજ ઘટવાનું હતું ?

ઝોળીમાંથી બાળકને બહાર કાઢી પાણી પાયું. ભીંનું થયેલું બળોતીયું બદલી બીજો કકડો પાથર્યો. ફરીથી તેણે બાળકને ઝોળીમાં મૂક્યું.

અડધા બળેલા લાકડાના ભીના કકડાઓમાં બે ત્રણ કાકડી મૂકી ત્યારે ચુલો ચેત્યો, તેણે ખીચડી કાઢી, ધોઇને ચુલે ચડાવી.

ત્યારે તે ગંગા પાસે આવવા છૂટો થયો.

[૨]

વાઘજી નિર્ધન હતો પણ ધનવાન પતિ પોતાની પત્નીને ચહાય તે કરતાં એ ગંગાને વધુ ચાહતો. ગંગા પણ વાઘજીને જોઇને અડધી અડધી થઇ જતી, તે બિચારી

છૂટક મજુરી કરી આવતી અને પતિની ટૂંકી આવકમાં મદદ પુરાવતી.

વાઘજી પોતાના નાનકડા કુટુંબમાં સુખી હતો. જ્યારે તે મીલમાંથી આવે ત્યારે એની વાટ જોઇને ઓરડીનાં બારણામાં, નાની જમનાને તેડીને ઉભેલી ગંગાને જોતાંજ એનો થાક જતો રહેતો, અને જે જાડી પાતળી રાબ મળે તે સંતોષથી ખાઇ તેમાં સુખ માનતો.

તે સંસ્કારી હતો. ચાર ચોપડી શીખેલો બાપદાદાએ ખોટી મોટાઇ બતાવવા કરેલા દેવામાં ઘર ખેતર મૂકી, પેટનો ખાડો પુરવા અમદાવાદ આવ્યો હતો. દારૂ કે બીડીનું એને વ્યસન નહોતું, ટંટો તોફાન એને ગમતાં નહિ.

પોતાનું કામ પૂર્ણ વફાદારીથી કરતો. પણ જાતની જાહેરાત કરવાની કળાથી અજાણ્યુ એટલે એની પાછળ આવેલાઓ કરતાં તે પાછળ રહી ગયેલો, મુકાદમ કે કારકુનની ખોટી ખુશામદ તે કરી શકતો નહિં, તેમ લાંચ આપવાનું જાણે નહિં, એટલે સહેજ ભલ પડતાં એનો દંડ થાય. એક દિવસ કારણસર ઘેર રહેવું હોય તો એ દિવસનો પગાર કપાય, અને શેઠીઆઓને તો આવા માણસોની ખરી વાત જાણી ન્યાય આપવાનું કદી સૂઝે જ શાનું ?

સવારે તે કામ ઉપર ગયો ત્યારે ગંગાને શરદીને લીધે સહેજ કમકમાં આવતાં હતાં, પણ એકાએક આટલો તાવ ચડશે એવું તેણે ધાર્યું નહોતું. અને મનુષ્ય જેવું ધારે તેવું જ તો દુનિયામાં કંઇ ઓછું જ બને છે?

ગંગા પાસે બેસીને તેણે એના કપાળે હાથ મૂક્યો અને બીજા હાથથી એનું મોં પકડીને તે પત્નીને ઢંઢોળવા લાગ્યો.

"ગંગા, ગંગા, ઓ ગંગા !"

ત્રીજા સાદે ગંગાએ આંખ ઉઘાડી. તે બોલી શકી નહિ.

"તાવ બહુ આવ્યો ?"

ડોકું હલાવીને તેણે હા કહી.

"માથું દુઃખે છે ?"

તે ધીમે ધીમે ગંગાનું માથું દાબવા લાગ્યો. ગંગા તાવના સજ્જડ હુમલાથી બેહોશ બની ગઇ હતી. માથું દબાવવાથી તેને કંઇક આરામ થયો અને હાથની ઇશારતથી પાણી માંગ્યું.

વાઘજી પવાલું સાફ કરીને પાણી લાવ્યો, અને છાતીને ટેકે ગંગાના માથાને ટકાવી રાખીને પાણી પાઇ ધીમે રહીને તેને પાછી સુવાડી.

[૩]

મીલનાં ભુંગળાં વાગ્યાં અને રાક્ષસી ચીમનીઓએ ધુમાડાના ગોટેગોટ કાઢી શહેરના વાતાવરણને મલીન બનાવવાનો આરંભ કર્યો, ત્યારે વાઘજી જાગ્યો.

ગંગાનું ડીલ જોયું તો તાવ સહેજ પણ નરમ પડયો નહોતો. એને આ દશામાં મૂકીને મીલમાં જવાનું એનું દીલ ન ચાલ્યું. વહેલા વહેલા તે નળ ઉપર સ્નાન કરી આવ્યો, પાણી ભરી કાઢયું અને ચુલો ચેતાવી ગંગા માટે મસાલાવાળો રસો તથા પોતાને સારૂ રોટલા કર્યાં. ઘરમાં જોયું તો એક રૂપીઓ ને સાડાચાર આના હતા. તેમાંથી ૭ આના લઇ તે દવાખાનામાં જવા નીકળ્યો.

ગરિબાઇને દુનિયાના લોકો ગુન્હો માને છે એનો તેને પૈસા આપતાં છતાં અનુભવ થયો. એમ. બી, બી. એસ. નું પાટીઉં લટકવાને બેઠેલા ડૉકટરે તેની પાસેથી દવાની ફી પૂરી લેવાં છતાં તેની વાત અડધીપડધીય ન સાંભળી !

બિચારો આશાભર્યો ડૉક્ટર પાસે આવ્યો હતો. ગંગા ક્યારે સાજી થઇ જશે? એ પ્રશ્નનો આશ્વાસન ભર્યો ઉત્તર તે ડૉક્ટર પાસેથી મેળવવા માગતો હતો. પણ તેની વાત પુરી થાય તે પહેલાં તો ડૉક્ટરે કેસ લખી લીધો અને દવાઓનાં નામ ચીતરી 'મટી જશે, મટી જશે' કહી, બીજા લોકો સાથે વાતો કરવા માંડી.

તેણે દવાનો એક ભાગ ગંગાને પાયો, નાની જમનાને થોડું દૂધ પાઇને સુવાડી અને ગંગાને કંઇક ખવરાવ્યું.

"તમે હવે મીલમાં જાઓ." ગંગાએ સુતાં સુતાં કહ્યું.

"તને માંદી મકીને કેમ જવાય?"

"મને હવે ઠીક છે, તમે નહિ જાઓ તો બે દહાડાનો પગાર કપાશે. અને વખત છેને કહાડી મકે તો?"

ગંગાના એ શબ્દોએ વાઘજીને ચમકાવ્યો. "ખરૂં છે, બધા મારી વિરૂધ્ધમાં છે. જો નોકરી જાય તો આવા વખતે શું ખાઇએ?" એ વિચાર થતાં તેનું દિલ પીગળવા લાગ્યું.

અરેરે! વીસમી સદીનો મજુર? હાય! યંત્રવાદની મજુરી!

"ગંગા, તને એકલીને ફાવશે?" શબ્દે શબ્દે તેના હૃદયમાં કટાર ભોંકાતી હતી.

"મને કશું નથી થવાતું. તમે નોકરી સાચવો."

વાઘજીને પણ માંદી પત્નીને સાચવવા કરતાં નોકરી સાચવી લેવી એ ભૂખે મરી જવું ન હોય તો જરૂરનું લાગ્યું.

તેણે ગંગાની પથારી પાસે પાણી, કાચનો પ્યાલો અને દવાની બાટલી મકયાં. જમનાના ઘોડીઆની દોરી લાંબી કરીને બાજુમાં મકી, અને રડતા હૃદયે તે મીલમાં જવા નીકળ્યો.

[૪]

બે દિવસની રજા લેવાનો એણે રસ્તામાં વિચાર કર્યો હતો, પરંતુ મોડા જવા માટે મુકાદમે મંગલાચરણમાં જ ઠપકો આપ્યો.

વાઘજીને ખૂબ દુઃખ થયું. પોતાનું ખારૂં વતન–ગામડું, ઘર, ખેતર સાંભર્યાં. લહેણદારોએ એકનાં એકવીસ કરી એનાં ઘર ખેતર લઇ લીધાં ન હોત તો? ગામડામાં સુખી ખેડૂત હોત તો માંદી પત્નીને ઘેર મૂકીને આવવા છતાં આટલાં અપમાન સહન કરવાં પડત? આટલી પરાધીનતા વેઠવી પડત?

એને લહેણદાર ઉપર ગુસ્સો થયો. "કેવળ પૈસાના જોરે જ એ દુષ્ટો મારા જેવાની ખીલેલી વાડીને આમ વેડરી નાંખે છેને?... આ મીલવાળો શેઠ પણ પૈસાના જ જોરે મજુરી કરાવી કરાવીને મારી નાખ્યા છતાં પેટ પુરતું ખવાય ને સુખે રહેવાય તેટલો પગાર આપવાની ના પાડે છે, અને ભૂખ-મરાના ડરની તલવારની ધાર ઉપર રાખે છે ને?" વાઘજીના અજ્ઞાન મગજમાં અજાણતાં મૂડીવાદ સામેના બળવાનાં બીજ નંખાયાં. પૈસાદારોજ ગરીબોના દુઃખનું મુખ્ય કારણ છે એવો તેણે નિશ્ચય કર્યો.

બપોરની રજામાં તે મુકાદમને કરગર્યો. ગંગાની ગંભીર માંદગીની વાત કરી તેણે બે દિવસની રજા માંગી.

મજુરો સાથે કામ લઇ લઇને કઠોર હૃદયનો બનેલો મુકાદમ પીગળ્યો નહિ. કારકુન પાસે ગયો. તેણે તો એની વાત જ સાંભળવાની ના પાડી.

મરતા રાક્ષસની ચીસ જેવી ચીસ મીલના ભંગળામાંથી નીકળી. દોડાદોડ કરતા હજારો મજુરો યંત્રની માફક જઇને પોતપોતાના કામે વળગ્યા.

વાઘજી પણ કામે લાગ્યો પણ એનું ચિત્ત ગંગા પાસે હતું. મીલના બૉઇલર જેવો અગ્નિ એના હૃદયમાં ભડભડી રહ્યો હતો. એની આસપાસ દોડી રહેલાં-ફરી રહેલાં યંત્રોની માફક એના મગજનું યંત્ર દોડાદોડ કરી રહ્યું હતું.

'ખુદ શેઠને મળું તો?' એને નવોજ વિચાર સૂઝ્યો. "એમને બૈરાં છોકરાં છે. શેઠાણીની માંદગી હોય છે ત્યારે તે મીલમાં સુધ્ધાં આવતા નથી. છેલ્લાં શેઠાણી ગુજરી ગયાં ત્યારે ચાર દિવસ સુધી તો એમણે અનાજ પણ નહોતું લીધું એવી વાતો જગો ને રઘો તે દહાડે કરતા હતા. જરૂર એમને મારી દયા આવશે જ."

દુઃખી માણસને મનના જેવું બીજું એકે આશ્વાસન નથી. વાઘજીને એવું આશ્વાસન મળ્યું. તે શેઠ આવે ત્યાં સુધી રાહ જોતો કામમાં ચિત્ત લગાડવા માંડ્યો.

## [ ૫ ]

પણ મદનલાલ શેઠે તો વાઘજીને કહી દીધું: "એવાં કામ અમારાં નથી. મુકાદમને મળ."

"પણ સહેબ, મારી વાત કોઇ સાંભ ........"

"માથું ના ખા, સિપાઇ ઉસકો ધક્કા મારો!"

વાઘજીની વાત અધૂરી રહી. મોટી ડાંગવાળા પઠાણે તેને ધક્કો મારીને ઑફીસમાંથી બહાર કાઢ્યો.

આશ્ચર્ય! વાઘજી જેટલોજ ગરીબ પેલો ધક્કો મારનાર પઠાણ પણ છે. પણ ધનવાન શેઠ ગરીબોને ધક્કા મારવા એને પગાર આપે છે એટલે મૂડીવાદના ચાલતા યંત્રના એક હથિયારરૂપ બનેલો ગરીબ મજુર પઠાણ પોતાનાજ જેવા બીજા ગરીબ મજુર-વાઘજીને ધક્કો મારવા તૈયાર થાય છે! પરાધીન પ્રજાને સત્તાવાદીઓ બીજી પરાધીન પ્રજા દ્વારાજ દબાવે છે!

વાઘજી બિચારો ઑફિસની બહારના રસ્તા ઉપર ઘડીભર ઉભો રહ્યો. એનું માથું ફરતું હતું.

તે સીધો ઘેર આવ્યો.

ગંગાની તબિયત કાલ કરતાં આજે વધારે ખરાબ હતી. તેનાથી દવાનો ત્રીજો ભાગ પણ પીવાયો નહોતો. આખી દુનિયા ચારે તરફથી સળગતી હોય અને પોતે વચ્ચે ઉભો હોય તેવું વાઘજીને થયું.

એક થાળી, લોટો ને પવાલું કપડામાં વીંટાળી તે બહાર ગયો. થોડાજ વખતમાં તે આવ્યો ત્યારે એના ખીસામાં બે રૂપીઆ હતા. પેલી ત્રણ ચીજો વેચીને તે બે રૂપીઆ લાવ્યો હતો.

તે સવારવાળા ડૉક્ટરને દવાખાને ગયો. આગ્રહપૂર્વક તે એને પોતાની ઓરડીમાં લઇ આવ્યો.

મેલા ગાભામાં પડેલી ગંગાને તપાસી ડૉક્ટરે કહ્યું: "આને ન્યુમોનિયા થયો છે. અડધું ફેફસું આખું ભરાઇ ગયું છે, ભાગ્યેજ બચે. ખૂબ શેક કરજે અને હું આપું તે દવા પાજે. તારાં નશીબ હશે તો બચશે."

વાઘજીના માથામાં કોઇએ બે હાથ ભરીને લાકડી મારી હોય તેવું થયું. તેના પગ નીચેથી પૃથ્વી સરી જતી હોય, આખી દુનિયા ફુદડી ફરતી હોય તેમ તેનાથી ઉભા પણ ન રહી શકાયું.

"ડૉક્ટર સાહેબ કંઇ પણ કરીને તમે એને બચાવો. હું તમારો જીંદગી સુધીનો ગુલામ થઇશ." વાઘજીની આંખમાં પાણી ભરાયાં.

"બહુ મોડું થયું. ગઇ કાલે જો [illegible] ઉપાય લીધા હોત તો દર્દી બચત. પણ :

દશામાં, આ ભેજ, ગંદવાડ, મેલી તૂટેલી પથારી, એમાં 'ન્યુમોનિયા' નો દર્દી શી રીતે બચે? આને 'ટાઇફોઇડ' છે."

વાઘજી ડોક્ટરના 'ન્યુમોનિયા' કે 'ટાઇફોઇડ' માં કશું સમજતો ન હતો. અને ભેજ વગરનું ઘર, સ્વચ્છ પલંગ ને પથારી વસાવી શકે તેમ નહોતું.

પેલા બે રૂપીયા ડોક્ટરને ફીના આપ્યા. ડોક્ટર ગયો. વાઘજી નિરાશાથી ફસડાઇ પડયો એને કશું સુઝતું નહોતું.

ઓ! ભારત! તારાં રંક બાળકોની આ દશા?

[ ૬ ]

ડોક્ટરે કહ્યું હતું એમજ થયું. આખી રાત ને બીજો દિવસ વાઘજીએ ગંગાને શેક કર્યો. રહ્યાં સહ્યાં બે ત્રણ વાસણ વેચી દવા લાવીને પાઇ, પણ છેવટે બીજા દિવસની મધરાત પછી ગંગાનો 'હંસલો' ઉડી ગયો!

વાઘજી આખી રાત ગંગાના મૃતદેહ પાસે બેસી રહ્યો. રડવા જાય પણ રડાય નહિ, બોલાય નહિ. ચારે તરફથી અંધકારનાં જુથ એનો ગ્રાસ કરવા આવતાં હોય તેવા ભણકાર એને વારંવાર થાય. રાતનો એકેક કલાક દિવસ જેટલો લાંબો થતો હોય એમ તેને લાગ્યું. પિતાનો લહેણદાર, મીલવાળા મદનલાલ શેઠ, ખાતાનો કારકુન, મુકાદમ અને પઠાણ એ બધા એને મન એક મોટી રાક્ષસી ટોળીના ભાગીદાર હોય તેવું તેને થવા માંડયું. વાઘજી એ સહુનું લોહી પીવા તરસ્યો થઇ રહ્યો.

વહાણું વાયું. વાઘજીએ ઘર ઢંઢોળ્યું પણ ચાર છ આનાથી વધુ કંઇ ન મળ્યું. ઘોડીઆમાં સુતેલી જમનાના પગમાં ચાંદીની બે કલ્લીઓ અને ડોકમાં ચાંદીની હાંસડી હતી, તે જોયાં. ઘડીભર જમના તરફ વહાલભરી નજરે જોતો તે ઉભો રહ્યો. પણ ગંગાનું મડદું યાદ આવતાં જ તે જમનાની કલ્લીઓ ને હાંસડી કાઢવા નીચે નમ્યો.

એ પૈસાની મદદથી તેણે ગંગાના શબને અગ્નિસંસ્કાર દીધો. સ્મશાનમાંથી ઘેર આવ્યો ત્યારે વાઘજીને ચારે તરફથી દુનિયાં ખાવા ધાતી હોય અને તે બધાની આગેવાની ગામડાના લહેણદારે, મીલના માલીકે, મુકાદમે, કારકુને અને પઠાણે લીધી હોય તેવી ભ્રમણાઓ થવા લાગી.

સાંઝ સુધી તે પડી રહ્યો. પણ મા વિનાનું બનેલું પેલું નાજુક ફુલ તેને સાંભર્યું. તે ઉઠયો અને બહાર જઇ પાશેર દૂધ લાવી, ગરમ, કરી જમનાને પાવા ગયો.

ગંગા જ્યારથી માંદી પડી ત્યારથી બિચારી નાની જમનાની પુરી કાળજી લેવાઇ નહોતી. ભીના ઘોડીઆમાં પડી રહે તોયે કોણ બદલાવે? આથી જ્યારે વાઘજીએ તેને ખોળામાં લીધી ત્યારે તે પણ તાવથી તપેલી હતી.

"શું મારી ગંગાની એકની એક સ્મૃતિને પણ તું લઇ લેવા બેઠો છે?" વાઘજી આંસુભરી આંખે આકાશગમ જોઇ, મૃત્યુને ઉદ્દેશીને, ઠપકો આપતો હોય તેમ બોલ્યો.

જમનાને દૂધ પાઇને પાછી ઝોળીમાં સુવાડી.

પણ એ બિચારી ઉઠી ત્યારે એની માની વાંસે જવા માટે જ, વાઘજીના મુખમાંથી નીકળેલા શબ્દો જાણે કુદરતે જ બોલાવ્યા હોય તેમ. ત્રીજે દિવસે ગંગાની એકની એક સ્મૃતિ પણ વાઘજીની પાસેથી જતી રહી!

[ ૭ ]

ઉપરાઉપરી પડતી આપત્તિથી મનુષ્ય કાં તો ક્રૂર બની જાય છે કે દીવાનો. વાઘજીમાં એ બન્ને પરિવર્તન ઝાંખાં રૂપે થતાં હતાં; પણ દુનિયામાં જેને પોતાનાં કહે

એવા બે જણને મૃત્યુના દૂતને સોંપ્યા પછી, પાંચમે દિવસે તે મીલમાં ગયો અને તેની નોકરી તૂટી જવાની ખબર મળી ત્યારે, બન્ને જાતના માનસિક વિકારો સંપૂર્ણ રીતે એનામાં વિકસેલા જણાયા. એક અઠવાડિયા જેટલી ટૂંકી મુદતમાં એની ઉપર ઉપરા-ઉપરી ત્રણ ફટકા પડયા. સ્ત્રી ગઇ, બાળકો ગઇ અને નોકરી પણ ગઇ. એનો સંસાર ચૂંથાઇ ગયો અને રોટલાનું સાધન લૂંટાઇ ગયું. છેલ્લા આઘાતે વાઘજીના હૃદયને મૂળ-માંથી હચમચાવી મકયું.

જે મીલમાં તેણે અટઆટલાં વર્ષ નોકરી કરી, તે મીલનો માલિક સ્ત્રી માંદી હોય ત્યારે માગવા જતાં તેને રજા ન આપે, અને મરતી પત્નીની સુશ્રૂષા કરવા તેને ગેરહાજર રહેવાની જરૂર પડે ત્યારે તેના એ ગુન્હા [?] માટે એની નોકરી છીનવી લે? આ વિચાર વાઘજીને મનુષ્યમાંથી વિકાળ-પશુ જેવો બનાવી દેવા માટે પૂરતો હતો

વાઘજી પશુ જ બન્યો. મડીવાદના ચક-ચકના ખંજરે એના મર્મમાં કારી ઘા ઉપર ઘા કરી એને પશુ બનાવી મૂકયો.

[ ૮ ]

અને હવે તો વાઘજીને પડી રહેવા માટે તૂટેલી ઓરડી પણ નથી.

તે જ્યાં હોય ત્યાં પડી રહે છે, રખડે છે. ભીખ માગીને, કે મળી જાય તો મજૂરી કરીને પેટ ભરે છે. મજૂરીમાંથી પૈસા મળે ત્યારે ગાંજો કે દારૂ પણ તે લેતો થયો છે. એના હૈયામાં વેરની હોળી ભડભડી રહી છે. એની આંખોમાં ખૂન ટપકે છે.

કોઇક વખત દિલના ઉભરા બહાર વહી જાય છે ત્યારે શેરીઓનાં છોકરાં એને ગાંડો કહીને તેની ઉપર ધૂળ–પત્થર ફેંકે છે.

સાંઝ સવાર તે મીલની આગળ ભટકે છે. પેલો મુકાદમ ને કારકુન ત્યાંથી પસાર થાય ત્યારે તેમની સામે દાંત કચકચાવે છે. મદનલાલની મોટર જોઇ જીભની લગામ છૂટી મૂકે છે.

[ ૯ ]

મદનલાલના શાહીબાગના બંગલામાં એક રાત્રે આગ સળગી; અને તેજ વખતે એના સાધન સંપૂર્ણ સુંદર શયનખંડમાં સુતેલી તેની પત્નીને તેમજ તેના નાના છોકરાને કોઇએ છરી ભોંકી ને મારી નાંખ્યાં. ભય, ત્રાસ અને ક્રોધની ઉછળતી લાગણીએથી ત્યાં કોલાહલ થઇ રહ્યો. પોલીસ અને નોકર ચાકરોએ ધાંધલ મચાવી દીધી. ખૂનીને પકડવાની દોડાદોડ કરી મૂકી.

એજ વખતે એક દીવાનો માણસ અટ્ટ-હાસ્ય કરતો બંગલામાંથી નીકળ્યો. એના વાળ વિખરાયલા, મેલા, ગમે તેમ ઉડતા હતા. ફાટેલું પાટલુન અને તૂટેલું પહેરણ એના ગંદા શરીર ઉપર લબડતાં હતાં.

"આ હોળી મેં સળગાવી છે........ મદનલાલનાં બન્ને વ્હાલાંઓનાં ખૂન મેં કર્યાં છે." પોલીસ સમક્ષ આવી, તે આમ બોલતો ફરીથી અટ્ટહાસ્ય કરવા લાગ્યો. એના હાસ્યના પડઘાથી ત્યાંનું વાતાવરણ ગર્જી ઉઠયું.

કેવું ચિત્ર?

એક તરફ ઉભેલો મીલમાલેક મદનલાલ પોતાનાં પુત્ર–પત્નીનાં ખૂન થવાથી, તેમજ બંગલો સળગી જવાથી પોકેપોક મૂકી રડતો હતો: બીજી તરફ પોલીસના હાથમાં પકડાઇ કેદી બનેલો દીવાનો ખડખડાટ હસી રહ્યો હતો!

એ દીવાનો મદનલાલની મીલનો મજુર વાઘજી.

[ ૧૦ ]

સેશન્સ સમક્ષ આરોપીના પાંજરામાં ચાવજી ઉભો હતો. ખૂન કરવાનો, તેમજ આગ લગાડવાનો એવા બે આરોપ તેની સામે મૂકવામાં આવ્યા હતા. મેજીસ્ટ્રેટની અદાલતમાં આરોપીએ આખો વ



બંગલામાં આગ સળગી ત્યારે એક દીવાનો માણસ અટ્ટહાસ્ય કરતો નીકળ્યો. [પૃષ્ઠ : ૭૫૪]

માત્ર દસ્યાંજ કર્યું હતું. પરંતુ સેશન્સકોર્ટમાં તે ખુલાસો કરવા તૈયાર થયો, હતો; તે જાણીને અદાલતનો આખો ખંડ કુતુહલ ભર્યા પ્રેક્ષકો અને શ્રોતાઓથી ચિકાર ભરાઇ ગયો હતો.

"સાહેબ, મારી ઉપર મૂકાયલા બન્ને આરોપ હું સ્વીકારું છું."

ડાહ્યો માણસ બોલતો હોય તેવી છટાથી વાઘજીએ બોલવા માંડ્યું.

"પરંતુ મેં તો માત્ર વેરનો અદલો જ લીધો છે. જાતિ બચાવની છૂટ તો કાયદો પણ આપે છે. મેં તેથી વિશેષ કશું જ કર્યું નથી. સાહેબ, આજ મદનલાલે એક વખત મારા સર્વસ્વનો નાશ કર્યો હતો. મારી સ્ત્રીનું અને મારી બાળકીનું એમ બે ખૂન તેણે કર્યાં હતાં. એટલુંજ નહિં ... મારી રોજનું સાધન ખૂંચવી લઇ ... મારા ઘરમા આગ મૂકી હતી. અને મેં ... થી વિશેષ શું કર્યું છે? માત્ર એના ... વગતો અદલો જ લીધો છે. મદનલાલે ... પૈસને બળે કર્યું તે મેં મારી શારીરિક ... મહેનત બળે કરી બતાવ્યું. બસ્સ મારે ... હવે દુનિયામાંનું તમામ કામ ખતમ થયું છે. તમે ભલે મને ફાંસીએ લટકાવો. મદીવાદની ભયંકર ક્રૂરતાએ મારા હૃદયમાં બળવાનાં બીજ રોપ્યાં હતાં. એનાં ફળ મુડીવાદે આપ્યાં. હસ્સ! હી હી હી હી!"

વાઘજી વળી ખડખડાટ હસવા લાગ્યો. વળી પાછાં દીવાનાપણાનાં ચિહ્નો એનામાં તરી આવ્યાં.

જ્યુરી કે જડ્જ ગરીબડા વાઘજીની વાત માનવા તૈયાર નહોતા. દીવાનાપણાના આવેશમાં તે લવે છે, એમ ગણી લઇ, જ્યુરીએ તેને સર્વાનુમતે ગુન્હેગાર ઠરાવ્યો. જડ્જે તે અભિપ્રાયને મળતા થઇ વાઘજીને ખૂન માટે ફાંસીની અને આગ લગાડવા માટે જન્મદેશનિકાલની સજા ફરમાવી. પણ વધારામાં એવો નિર્ણય આપ્યો કે, તેનું ગાંડપણ દૂર થતાં જ પહેલી સજાનો અમલ કરવો, દરમિયાન તેને ડાહ્યો બનાવવાના પ્રયત્ન કરવા માટે એને દીવાનાશાળામાં મોકલાવવો,

જડ્જે પોતાના આ ફેંસલામાં વળી ઉમેર્યું:

"કોઇક છૂપા ચળવળીઆઓએ આના મગજમાં બોલ્શેવીઝમનો ચેપ ઘુસાડ્યો છે; અને વાઘજી જેવો ભલો આદમી તે દુષ્ટાત્માઓનો ભોગ બને છે. આથી પોલીસે એવા ચળવળીઆઓને જેમ બને તેમ જલદી શોધી કહાડવા જોઇએ.

* * *

જડ્જે ત્યારે મુડીવાદની નઠોર રીતભાત સામે કશી જ ટીકા કરી નહિં પણ મદનલાલની નજર સમક્ષ, પોતે વાઘજીને ધક્કા મરાવી ઑફિસમાંથી હડસેલી મકાવ્યો હતો તે દૃશ્ય તો છંદગી સુધી દેખાયા જ કર્યું.

# વીમા મારફત ઘસડાઇ જતું દ્રવ્ય

:લેખક:

**શ્રી સુભદ્ર**

હિંદુસ્થાનની દિન પ્રતિદિન વધતી જતી નિર્ધનતાનાં અનેક કારણો છે. પરદેશીઓ આ દેશમાં વ્યાપાર કરીને કરોડો રૂપીઆ અહિંથી પરદેશ ઘસડી જાય છે. આપણે પરતંત્ર હોવાથી તેમની ઉપર અંકુશ મૂકી શકતા નથી. પરંતુ પરતંત્ર પ્રજાને સુદ્ધાં રાજ્યસત્તા અમુક જ માલ ખરીદવાનું, કે અમુક જ બેંકમાં ખાતું રાખવાનું અથવા અમુક જ કંપનીમાં વીમો ઉતરાવવાની ફરજ પાડી શકે નહિં. એટલે અત્યારે આપણે નિર્ધન બની રહ્યા છીએ, તેમાં બ્રિટિશ સત્તાનો જેટલો દોષ છે, તેથી આપણો દોષ સહેજ પણ ઓછો નથી.

આ દેશમાં અનેક પરદેશી કંપનીઓ વીમા ઉતરાવવાનું કામ કરે છે, અને તે માર્ગે દર વર્ષે દશ કરોડ રૂપીઆ અહિંથી પરદેશ ઘસડાઇ જાય છે. ગાંધીજી પોતાની અને દેશનાં શક્તિશાળી નર–નારીઓની શક્તિને એકલા રેંટીઆ તેમ જ ખાદી પાછળ વાળીને, અનેક માર્ગે લુંટાઇ રહેલા દેશના વતનીઓનું ધ્યાન, તેને લાગુ પડેલાં અનેક ભગંદરો તરફ જતાં રોકે છે; તેથી ખાદી ને રેંટીઓ જે થોડો ઘણો લાભ કરતાં હશે, તે કરતાં બીજી તરફ દેશના કાર્યકરોનું ધ્યાન જતું રોકવાથી નુકશાન વધુ થઇ રહ્યું છે. એટલે એકલા રેંટીઆની તેમ જ ખાદીની માથાકુટમાં પડી રહેવાને બદલે, જે જે માર્ગે ડચા મારી તે દ્રવ્ય દેશવાસીઓની પાસે કેમ રહે. તે કરવની ખાસ જરૂર છે.

જે પરદેશી વિમા કંપનીઓ અહિંથી દર વર્ષે દશ કરોડ રૂપીઆ ઘસડી જાય છે, તે ધન આ દેશમાં સાચવી રાખવું હોય તો, તે દિશામાં નિષ્ણાત અને જનતાનો વિશ્વાસ જીતી શકે તેવા હિંદીઓની વિમા કંપનીઓમાં જ હિંદીઓએ પોતાના વિમા ઉતરાવવા જોઇએ. એથી કરોડો રૂપીઆ પરદેશ તણાઇ જતા બચશે; અને દેશી વિમા કંપનીઓ પાસે જે નાણું સંચિત થાય તે આ દેશના જ વ્યાપાર ઉદ્યોગની ખીલવણીમાં ખપ લાગે. તેથી હિંદી બેંકો સદ્ધર થઇ પોતાનું કામ પરદેશીઓની કાતિલ હરિફાઇમાં પણ સારી રીતે કરી શકે.

આપણે સનાતની વેડાની અને પ્રાચીન સંસ્કૃતિની મોટી મોટી વાતો કરીએ છીએ, પરંતુ અત્યારના પલટાયલા જમાનામાં જે જે વસ્તુઓની અને સંસ્થાઓની આપણને જરૂર પડે છે, તેનો વિચાર આપણે હજી હવે કરતા થયા છીએ, ત્યારે પરદેશીઓ તે દિશામાં આપણાં કરતાં સેંકડો વર્ષો આગળ છે; તે ભૂલવાની તેમ જ મિથ્યા અભિમાનથી જ ફુલાઇને બેસી રહેવાની જરૂર નથી.

વિમાની જ વાત લઇએ તો છેક તેરમી સદીમાં 'લોઇડસ' નામનાં કોફીના દુકાન ચલાવનારા માણસે દરિયાઇ વિમાનું કામ શરૂ કર્યું ત્યારથી પરદેશીઓ વિમા ઉતરાવનારી પેઢીઓ ચલાવતા આવ્યા છે.

આમ વિમાનું કામ આરંભમાં સંકુચિત ક્ષેત્રમાં શરૂ થયું, પણ ૧૬૬૬ માં લંડનમાં ભયંકર આગ લાગતાં, તેમાં ૪૦૦ ઉ

મકાનો અને ૧૩૦૦૦ મકાનોનો નાશ થયો, ત્યારે આગના વિમા ઉતરાવવાનું કામ શરૂ થયું; તેમ જ મકાનો અને મિલ્કતોનો વિમો ઉતરાવવો તે પછી શરૂ થયો. તે વખતે જે મકાનમાં આગ લાગે, તે મકાનનો વિમો જે કંપનીએ ઉતાર્યો હોય, તેની તરફથી આગ હોલવવા માટે બંબા નિભાવવામાં આવતા.

પરંતુ હવે તો વિમાનું ક્ષેત્ર વિસ્તાર પામતું પામતું [૧] જીંદગીનો વિમો, [૨] આગનો વિમો, [૩] ચોરી અને લુંટફાટથી થતી નુકશાનીનો વિમો, [૪] મિલ્કતોના નાશથી ભાડાંમાં જતા નુકશાનનો વિમો, [૪] કુદરતી તોફાનની થતાં નુકશાનનો વિમો, [૪] હુલ્લડ અને તોફાનનો વિમો, [૫] ધરતીકંપ અને બીજા અકસ્માતોથી થતા નુકશાનનો વિમો, [૬] મોટર અકસ્માતથી થતા નુકશાનનો વિમો: આમ અનેક દિશામાં કામ કરી રહ્યું છે. અને સ્વતંત્ર દેશો પોતપોતાના દેશની વિમા કંપનીને કાયદાથી રક્ષણ આપે છે; તેથી વિમા ઉતારવાના ધંધાને હજી પણ ઘણા વિસ્તારી તેમ જ વ્યાપક બનાવવામાં આવે છે.

અત્યારે આખી દુનિયામાં એકંદર ૫૨૨૮ વિમા કંપનીઓ છે. તેમાં ઇંગ્લંડમાં ૪૫૦, અમેરિકામાં ૧૨૯૭, જાપાનમાં ૯૨, ચીનમાં ૭૮, આર્જેન્ટાઇનમાં ૧૧૬ અને બ્રાઝીલમાં ૬૧ વિમા કંપનીઓ છે. આમાંથી ઘણી ખરી કંપનીઓ તો વિમાના ધંધાને મહત્ત્વને સમજ્યા પછી ઘણા દેશોમાં પાછલાં દશ-વીશ વર્ષોમાં જ ઉઘાડવામાં આવી છે. તે રીતે પ્રત્યેક સ્વતંત્ર દેશમાં વિમાને પ્રજાકીય ઉદ્યોગ બનાવવાની સાવધાની ત્યાંની સરકાર રાખે છે. ત્યારે હિંદમાં હિંદી વિમા કંપનીઓને માત્ર ૧૦ ટકા જેટલું કામ મળે છે અને ૯૦ ટકા જેટલું કામ પરદેશીઓને ફાળે જાય છે. પરંતુ સરકાર તરફથી તે માટે કશુંજ કરવામાં આવતું નથી! છતાં જો આપણા લોકો પરદેશી કંપનીઓ પાસે વિમો ઉતરાવવા ન જતા હોય તો, તેમને એટલું કામ ક્યાંથી મળે?

અને આમાં એકલી જનતાનો પણ વાંક કાઢી શકાય તેમ નથી. કેટલાય બીનઅનુભવી માણસો લીમીટેડ કંપનીઓ કાઢી હિંદી પ્રજાના એટલા રૂપીઆ હજમ કરી ગયા છે, કે જ્યાં સુધી પ્રજાને જેમની ઉપર નિશ્વાસ પડે તેવા માણસો આ ક્ષેત્રમાં પડે નહિં ત્યાં સુધી જનતાના હૃદયમાં જોઇએ તેવો વિશ્વાસ બેસાડી શકાશે નહિં. છેલ્લી લડાઇ પછી આ દિશામાં કંઇક પ્રગતિ થઇ છે, એટલું જ નહિં પણ હિંદી વિમા કંપનીઓ તરફથી પણ લોકમત કેળવવાની હિલચાલ ઉપાડી લેવામાં આવી છે. તો પણ આ હિલચાલ રાષ્ટ્રીય દ્રષ્ટિએ હજુ ઘણા જ વિશાળ ધોરણે ઉંચકી લેવાઇ હોય તેવું દેખાતું નથી.

વિમાને હિંદમાં પ્રજાકિય ઉદ્યોગ તરીકે સારામાં સારી રીતે ખિલવવાની તક છે. બા સદીની વાત કરીએ તો દુનિયામાંના કેટલાય એવા દેશ હતા કે જેમણે આ દિશામાં લગારે લક્ષ આપ્યું નહોતું, પરંતુ પાછલા બે દશકાનો વિમાનો ઇતિહાસ જોઇએ તો એ મામલામાં એકદમ પલટો થઇ ગયેલો દેખાય છે: લગભગ તમામ સભ્ય દેશોએ પ્રજાકીય મુડીથી પ્રજાકીય નેતાઓની વ્યવસ્થાભરી દેખરેખ નીચે પોતપોતાની વિમા કંપનીઓ સ્થાપી છે, અને તે દેશ વાસીઓની માતૃભૂમિ તરફની એકનિષ્ઠાવાળી ભક્તિને લીધે, એ કંપનીઓને સારામાં સારૂં કામ મળવા માંડ્યું છે. આથી અગાઉ જે દેશોમાંથી પરદેશી વિમા કંપનીઓ અનગળ

દોલત ઘસડી જતી હતી, તેનો ૯૦ ટકા જેટલો ભાગ સ્વદેશમાં રાખવા તે દેશો શક્તિમાન થયા છે.

હિંદીઓ આ બાબતમાં સ્વદેશીને બદલે પરદેશી વિમા કંપનીઓને ઉત્તેજન આપવાનું હજુ ચાલૂ જ રાખે છે. ત્યારે સ્કોટલેન્ડની કે જર્મનીની પ્રજાને જોશો તો પરદેશી કંપનીને વિમાના પ્રિમીઅમ દ્વારા એક પાઇ પણ કમાવા દેતી નથી. આ જાતનું સ્વદેશાભિમાન હિંદીઓમાં જાગૃત થવાની જરૂર છે. હિંદ પરાધીન દેશ છે એટલે ગમે તે દેશની પરદેશી વિમા કંપનીઓ અહિં આવીને કામ કરી શકે છે. તેવી કંપનીઓએ તેને કંપનીઓમાં વિમો ઉતરાવનારા હિંદીઓની વિમાની રકમની જામિનગિરી માટે આ દેશમાં અમુક રકમ 'ડીપોઝીટ' મૂકવાની પ્રથા, અથવા તો બીજા કેટલાક દેશોમાં છે, તેમ પહેલાં હિંદી વિમા કંપનીઓને રક્ષણ આપવા માટે, પરદેશી કંપનીઓ ઉપર બીજા કોઇ અંકુશની ફરજ પાડનારો કાયદો નથી: આથી અત્યારે દર વર્ષે દશ કરોડ રૂપિયા પરદેશ ઘસડી જતી કંપનીઓ ફાલી ફુલીને હિંદને નિર્ધન બનાવી રહી છે.

વિમો એ વેપાર ધંધાનો પાયો છે. દરેક સ્વતંત્ર દેશના વેપારી જીવનમાં વિમા કંપનીઓ અગત્યનો ભાગ ભજવે છે. તેઓ પોતાનું નાણું ખાસ કરીને સરકારી લોન, બોંડ, તેમજ બીજી મિલ્કતોમાં રોકવા ઉપરાંત પ્રજાકીય ઉદ્યોગોને મદદ આપે છે. તેમજ તે તે દેશની સ્વદેશાભિમાની પ્રજાએ પણ પોત પોતાના દેશની જ સંસ્થાઓને ઉત્તેજન આપે છે. ન્યૂયોર્કની મેટ્રોપોલીટન વિમા કંપની પોતાના દેશને આર્થિક નજરે પુષ્કળ મદદ કરે છે. તેજ રીતે યુદ્ધ દરમિયાન રણસામગ્રી બનાવવા માટે અમેરિકાએ ઇંગ્લંડ પાસે ૧,૩૦,૦૦,૦૦૦ પાઉંડ રોકડા માગ્યા હતા ત્યારે ત્યાંની પ્રુડેન્શીઅલ વિમા કંપનીએ બ્રિટનની સરકારને તેટલી મદદ કરી, દેશને કટોકટીને ઘડીએ મુસ્કેલીમાંથી બચાવી લીધો હતો. આટલું સ્વદેશાભિમાન હિંદી વેપારીઓએ પણ ખિલવવું જોઇએ, અને દેશની સ્વતંત્રતા માટે બ્રિટિશ માલના બહિષ્કારના પ્રશ્નને પડખે ઉભા રહેવા જેટલી દેશભક્તિ બતાવી, પ્રજાકિય ઉત્તેજન માટેની પોતાની યોગ્યતા પુરવાર કરી આપવી જોઇએ.

વિમાના ક્ષેત્રમાં માત્ર કમિશનની ખાતર આ દેશમાંથી કરોડો રૂપિયા પ્રિમીઅમ રૂપે પરદેશ મોકલાવી આપવામાં, આપણા જ દેશ બંધુઓએ પરદેશી વિમા કંપનીઓના આડતિયા તરીકે કામ કરી તે કંપનીઓને સધ્ધર બનાવે છે. તેવા પરદેશી કંપનીના આડતિયાઓએ પણ સ્વદેશાભિમાનનો જુસ્સો કેળવી સ્વદેશી કંપનીઓને કામ અપાવવા માટે બહાર પડવું જોઇએ..

હિંદીઓએ જો સ્વતંત્ર થવું હોય, મનુષ્ય તરીકે જીવવું હોય, અને પ્રગતિના પંથે આગળ વધવું હોય, તો ખાસ કરીને જપાનનો દાખલો જીવનમાં ઉતારવો જોઇએ. ત્યાંના સ્વદેશાભિમાની લોકોએ પોતાના વર્તનથી જ પરદેશી વિમા કંપનીઓના કામમાં ૩૩ ટકાનો ઘટાડો અને સ્વદેશી કંપનીઓનાં કામમાં ૪૦૦ ટકાનો વધારો એક જ દશકામાં કરી બતાવ્યો છે. હિંદીઓને માટે તો જપાનની પ્રજાનું કડક અનુકરણ કરવા માટે ઘણાં કારણો છે.

બ્રિટિશ પ્રજા સ્વતંત્ર હોવા છતાં એકજ 'લાઇ બીલ'ની સામે તેણે કેટલી ઉથલ પાથલ કરી મુકી છે. હિંદનો દરિયા કિનારો હિંદીઓ માટે જ હોવો જોઇએ—જેમ બ્રિટનનો દરિયા કાંઠો બ્રિટનને માટે હોવો જોઇએ તેમ—છતાં હિંદીઓ બ્રિટનવાસીઓએ જમા-

પેલા પગદંડાને લગાર ડગમગાવવા જાય છે, તેટલામાં કેટલો કોલાહલ અને ખળભળાટ ફરી રહેલ છે? તો અહિં તો દર વર્ષે ૧૦ ક્રોડ રૂપિઆ પરદેશ તરફ ઘસડાઇ જતા અટકાવવાનો મહા પ્રશ્ન છે. સિંધીઆ કંપ- નીની એકજ સ્ટીમર હોવા છતાં તેને પરદે- શીઓએ લગારે ઉત્તેજન આપ્યું નહિં અને છેવટે એ સ્ટીમરે બ્રિટનને યુદ્ધમાં મદદ કરેલી છતા તેને મુસાફરી માંડી વાળવી પડી! તેની ઉપરથી પણ હિંદીઓ ધડો શું કામ ન લે!

આ દેશની બેંકોનો ઇતિહાસ કેટલો બધો કરૂણ છે તે સહુ જાણે છે. તેનું કારણ પરદેશીઓની દ્વેષભરી હરિફાઇ નહિં તો બીજું શું છે? આપણે—હિંદીઓ—માત્ર તેમાં એટલું જ સ્વદેશાભિમાન બતાવીએ, હિંદી વેપારી શાહીવાદને અડગનિશ્ચે મદદ

સ્વદેશાભિમાની બને તો થોડા જ વખતમાં આ દેશમાં વેપાર કરીને તેને નિર્ધન બનાવી રહેલી અનેક પરદેશી પેઢીઓને પોતપોતાનું કામ સમેટી લઇને સ્ટીમરો પકડવી પડે, પરંતુ હિંદનો વેપારીવર્ગ પ્રજાનો પ્રેમ અને વિશ્વાસ મેળવવાને બદલે, શાહીવાદના કાંધીઓ બનવામાં અત્યારે ગૌરવ માની રહ્યો છે; શાહીવાદીઓએ ઉભા કરેલા અનેક 'આઉ'ઓને અપનાવી લઇ, પોતાના ધંધાને ખિલવી ટકાવી રાખનારા હિંદી કામદારોથી તેમ જ હિંદી ગ્રાહકોથી દૂર જતો જાય છે, ત્યાં સુધી તેમના કામમાં હિંદી પ્રજા વિશ્વાસ રાખીને તેઓનો સાથ પુરાવી શકે તેમ નથી. એટલી વાત સમજીને જો તેઓ ખુદ મુડીવાદી અને શાહીવાદના ટેકા બન- વાને બદલે સ્વદેશાભિમાની હિંદી બને તો તેથી આ દેશને પુષ્કળ લાભ થોડા સમયમાં થઇ શકે.

# ખાદીની ખરી કસોટી

: લેખક :

શ્રી. અનીલ બરન રાય

**આ**ગળના લેખપર મી. "ખાનદેશી" નામની કોઇ વ્યક્તિએ ટીકા કરી હતી. તેના જવાબમાં નીચેનો લેખ લખાયો હતો.

## ખાદી માટે અપાતા ભોગ.

આગળના લેખમાં ખાદી વિષે મેં જે સ્પષ્ટ હકીકતો લખી હતી, તેના જવાબમાં મિ. "ખાનદેશી"એ જે દલીલો કહી છે તેમાં કંઇ વજુદ નથી, અને એ દલીલોનો જવાબ પણ મારા ગયા લેખમાં આવી જાય છે, છતાં જરા વિચારોની ગેરસમજ ન થાય તે માટે હું ભાઇ "ખાનદેશી"ને વિગતવાર જવાબ આપવા માગું છું. મને આશા છે કે દેશને માટે બહુજ અગત્યના આ વિષયની વધુ ચર્ચા વાંચકો ધીરજથી ધ્યાનમાં લેશે.

મિ૰ ખાનદેશી પોતાનો જવાબ, આ વાકયોથી શરુ કરે છેઃ "ખાદીના કોઇ પણ હિમાયતીએ, કદી પણ કહ્યું નથી કે રેંટિયાથી ગરીબ લોકોની દશા વાસ્તવિક રીતે સુધરી છે." આખરે આ એક ખાદીવાદી મળ્યા ખરા કે જે ખુલ્લી રીતે કબુલ કરે છે કે રેંટિયો "આર્થિક દૃષ્ટિએ" ગરીબ લોકોને મદદરુપ થતો નથી. તો પછી ખાદી માટે આટલી બધી ધાંધલ શા માટે કરવામાં આવે છે? આ તદ્દન નિરુપયોગી રેંટિયા પાછળ શા માટે આખા દેશની રચનાત્મક શકિત અને સંપત્તિ એકઠી કરવાની માગણી કરવામાં આવે છે? અને ખાદી ખરીદવા માટે હિંદના ગરીબ લોકોને પૈસાનો મોટો ભોગ આપવાનું શા માટે કહેવામાં આવે છે? એને બદલે "ગરીબ લોકોને આર્થિક રીતે મદદ કરવાનો સાચો માર્ગ" શોધી કાઢી, તેના પર આપણે આપણા સઘળા પ્રયાસો શું એકત્રિત કરવા જોઇતા નથી?

## કારીગરો કેમ ખુવાર થયા?

આગળના લેખમાં, રેંટિયાનો ઉદ્યોગ નાશ કરવા માટે બ્રિટિશો પર જે તહોમત મૂકવામાં આવે છે તે વિષે મેં પ્રસંગોપાત ઇસારો કર્યો હતો. એ તહોમત એટલું બધું સામાન્ય છે અને આપણા દેશમાં તેનો એટલી બધી બહોળી અને આગ્રહભરી રીતે પ્રચાર કરવામાં આવ્યો છે કે, ભાઇ ખાનદેશીએ મને રમેશચંદ્ર દત્તનો "હિંદનો આર્થિક ઇતિહાસ" જોઇ જવાની સૂચના કરવાની મહેનત ન લીધી હોત તોપણ ચાલત. એ તહોમત વિષે ઇસારો કરવાનો મારો ઇરાદો એ બાબત વિષેની સાચી હકીકત તરફ મારા દેશબંધુઓનું ધ્યાન દોરવાનો હતો. હું એ હકીકતનો જરાય ઇન્કાર કરતો નથી કે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના નોકરોએ આપણા કારીગરો પર અમાનુષી ત્રાસ વર્તાવ્યો હતો. પણ તેઓએ મુખ્યત્વે વણકરો સામેજ હુમલા કર્યા હતા. છતાં વણાટનો ઉદ્યોગ આજે પણ ચાલુ છે અને રેંટિયો પગભર થઇ શકતો નથી એનું

કારણ શું છે? ઈસ્ટ ઇન્ડિયા કંપનીના ઇર્ષાળુ અધિકારીઓએ, આપણા રૂનો ઉદ્યોગ ભાંગી પાડવા ગમે તેવી રીતો અખત્યાર કરી હોય, તોપણ એટલું તો ચોક્ખુંજ છે. કે, બ્રિટિશ મીલોના સૂતરે જ રેંટિયાને ખરી રીતે હરાવી કાઢ્યો છે. અને હાથ-વણાટનો ઉદ્યોગ આજે થોડો ઘણો સજીવન રહ્યો છે તેનું કારણ એ છે કે તેમાં મીલના સુતરનો ઉપયોગ કરવામાં આવે છે, આ સંબંધમાં, યંત્રોનાં આગમન પછી. બ્રિટનના હાથકારીગરો કેમ ખુવાર થયા તે વિષે, એક અમેરિકન ઇતિહાસકારના શબ્દો ટાંકું છું:

"કારીગરો કારખાનાની હરિફાઇ સામે ટકી શક્યાં નહિં તેનું કારણ એ છે કે હાથ કરતાં યંત્રોએ સારો નહિં તો, વધારે સસ્તો માલ ઉત્પન્ન કર્યો. અને પરિણામે, એ યંત્રો અથવા "લોઢાનાં માણસો"થી ઘણા કારીગરો પાયમાલ થયા. આ "લોઢાના માણસો" (યંત્રોને એ વખતે તેઓએ આ નામ આપ્યું હતું.) સામે ઘણાં હુલ્લડો થયાં. ઉશ્કેરાયેલાં ટોળાંએ ઘણાં યંત્રો ભાંગી નાંખ્યા અને કાંતવાના યંત્રના શોધક, મિ. હરગ્રીવ્સપર પણ લોકોએ હલ્લો કર્યો. પરંતુ યંત્રો સામેની આવી આશા વિનાની ને નિરર્થક લડત, થોડા વખતમાંજ કારીગરોને છોડી દેવી પડી હતી."

["આધુનીક યુરોપ"માં મી. જે. એસ. સ્કેપીરો.]

## "સુતર માટે માગણી નથી."

મારી દલીલ એ છે કે જુનો પુરાણો રેંટિયો હિંદમાંથી નાબુદ થયો તેનું ખરું કારણ એ છે કે, મીલસુતર સામે રેંટિયાના સુતરની હરીફાઇ ટકી શકી નહીં. કાંતવાની કળા, જે અત્યારે સજીવન કરવામાં આવે છે તે, જ્યારે રેંટિયો છોડી દેવો પડયો ત્યારે, હયાત હતીજ. છતાં રેંટિયો નવી ઉઘડેલી મીલો સાથે હરીફાઇમાં ટકી શકયો નહિં. અને આજે તો એ મીલોની ઉત્પાદક શક્તિ ત્યારના કરતાં અનેક ગણી વધી ગઇ છે. મ્હૈસુરમાં ખાદી હિલચાલની શક્યતાઓ વિષે વિવેચન કરતાં ત્યાંના ઉદ્યોગખાતાંના ડાયરેક્ટરે જણાવ્યું હતું કે "હાથે કાંતવાનું કામ લગભગ વીસ વર્ષ ઉપર બંધ થયું હતું. આજની કેટલીક ઘરડી સ્ત્રીઓને તેમણે નાનપણમાં રેંટિયો કાંતવાનું કામ કર્યું હતું તે બરોબર યાદ છે. તેમના ઘરમાં હજી પણ રેંટિયા પડી રહ્યા છે. સુતર માટે માગણી ન હોવાથી જ એ ધંધો છોડી દેવામાં આવ્યો હતો."

"સુતર માટે માગણી નથી" આ શબ્દોમાંજ આખા વિષયનું રહસ્ય સમાયું છે. છતાં મહાત્મા ગાંધીની સરદારી હેઠળ, ખાદીના હિમાયતીઓ તેને માટે કૃત્રિમ માગણી ઉભી કરવા એક પણ પ્રયત્ન ખાલી જવા દેતા નથી! રેંટિયા માટેનો પોકાર તદ્દન નિરર્થક છે એમ બતાવી હિંદ સેવક સંઘ [સર્વન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાયટી] વાળા શ્રી વેંકટ સુબૈયાએ કહ્યું હતું કેઃ "મીલોની હયાતીને લીધે રેંટિયો નાબુદ થયો છે. રેંટિયાને સજીવન કરવા માટે હમણાં પ્રયત્નો થાય છે પણ હું માનું છું કે એ માત્ર કૃત્રિમ ઉત્તેજન છે. એનું કારણ એ છે કે રેંટિયો કાંતનારને આઠ કલાકના કામ માટે માત્ર દોઢ આનો મળે છે ત્યારે મીલમાં તેને એક રૂપીયો મળે છે. વળી મીલનું કાપડ પણ વધારે સસ્તું અને સારું હોય છે."

હું ના કહેતો નથી કે હિંદમાંજ નહિં પણ આખી દુનિયામાં, એવી છુટી છવાઇ જગ્યા પડી છે, જ્યાં ગૃહઉદ્યોગ તરીકે, લોકો જાતે કાંતીને તેમજ વણીને પોતાનાં

કપડાં તૈયાર કરે છે. તેઓ આ જમાનાના પ્રવાહથી હજી રંગાયા નથી; તેઓ હજી પણ તેમની અસલની સાદી જીંદગીને વળગી રહી જૂની રીતે પ્રમાણે વર્તે છે. પરંતુ તેમની સંખ્યા બહુજ ઓછી છે અને દિન પ્રતિદિન ઓછી થતી જાય છે. ખાદીની હીલચાલથી તેઓમાં કદાચ થોડો વધારો થયો હશે, પણ તેઓ માત્ર અપવાદરૂપ છે અને તેથી આગળનો નિયમજ સિદ્ધ થાય છે. અત્યારની ખાદીની ચળવળનો ખુલ્લો હેતુ ગરીબ લોકોની મામુલી આવકમાં થોડો વધારો કરવાનો છે અને દેશ ભરમાંની ખાદી સંસ્થાઓ પણ મુખ્યત્વે કાંતનારાઓ પાસેથી મેળવેલા સુતરનો નિકાલ કરવામાં જ રોકાઇ છે.

## ઉદ્યોગવાદનાં અનિષ્ટો દુર થશે.

ઉદ્યોગવાદ આપણાપર આવી પડયો છે એમ કબુલ કરવા છતાં મિ૦ ખાનદેશી કહે છે કેઃ

"એ ઉદ્યોગવાદ અમુક હદ સુધી જ જવો જોઇએ, વધારે આગળ નહિં!" આ તો "અજવાળું થવા દો એમ કહેતાંની સાથેજ અજવાળું થઇ ગયું." એ જાતના દૈવી ફરમાન જેવી વાત લાગે છે! મેં આગળ બતાવ્યું છે કે, મોટાં યંત્રો અને વધારે પ્રમાણની ઉત્પત્તિ, આપણી પ્રજાની ઉંડી ગરિબાઇ ટાળવા માટે અનીવાર્ય છે. આમ કહેતી વખતે હું ઉદ્યોગવાદનાં અનિષ્ટો સામે આંખમીંચામણાં કરતો નથી, છતાં હું કહું છું કે મોટાં યંત્રોથી જ ઉદ્યોગવાદના અનર્થો દાખલ થશે જ એવું કાંઇ નથી. અને વળી એવા અનર્થો ટાળવાના પણ દરેક જગ્યાએ પ્રયત્ન થઇ રહ્યા છે. મિ૦ ગ્રેગ પોતાની ચોપડીમાં પશ્ચિમના ઔદ્યોગિક જીવનની કાળી બાજુ ખડી કરે છે. પરંતુ તેમણે દોરેલું ચિત્ર ઉદ્યોગવાદના શરૂઆતના દિવસો, પૂરતું જ સાચું છે. ઇંગ્લાંડમાં સને ૧૮૩૩ માં કારખાનાંનો કાયદો પસાર થયો ત્યારથી એ સંજોગોમાં બહુ ઝડપભેર સુધારો થયો છે. ૧૯ મી સદીના છેલ્લાં વરસોની પશ્ચિમની સ્થિતિ વિષે બર્ન યુનિવરસિટિના ડૉ૦ લુડવીગ સ્ટીન જણાવે છે કેઃ "સમાજના અનેકવિધ પ્રશ્નોમાં પરોપકાર બતાવવાનો વખત હવે પરો થયો છે. કામદારોની શક્તિના ગેરવાજબી વ્યય સામે, કામ કરતી વખતે તેમની તબિયતને હાની પહોંચાડે એવી વસ્તુઓ સામે, સમાજે નક્કી કરેલા કામના કલાકો લંબાવવા સામે, અને કામદારોને આરોગ્યની દૃષ્ટિએ નુકશાન થાય એવી જગ્યાઓમાં રાખવા સામે, અને સ્ત્રીઓ તથા બાળકો પાસે મજુરી કરાવી ભવિષ્યની પ્રજાને હાની પહોંચાડવા સામે રક્ષણ આપવાની જરૂર છેજ. સમાજની આ બધી વાજબી જરુરતો, સમાજની ન્યાયની તીક્ષ્ણ લાગણીને પ્રતાપે; આજે સામાન્ય રીતે સ્વીકારવામાં આવી છે."

અને હવે પશ્ચિમના કારખાનાના મજુરો જે જીંદગી ગુજારે છે તે આપણા ખેડુતોના કંગાળ જીવનની સરખામણીમાં બહુજ સુખસગવડ ભરેલી છે. અમેરિકામાં તો કામદારો ઘણે સ્થળે પોતાની મોટર રાખી શકે એટલું કમાય છે. ઇંગ્લેંડ ખાસ કરીને ઉદ્યોગ પ્રધાન દેશ છે. છતાં ત્યાંના જીવનની સાધારણ સ્થિતિ પણ એક સામાન્ય હિંદીની કલ્પનામાં આવી શકે એમ નથી! આ બધા તો મુડીવાદી દેશો છે. વળી સમાજવાદી રશિયાએ તો ઉદ્યોગવાદના અનર્થોના ઉકેલનો નવો જ આદર્શ જગત સમક્ષ ધર્યો છે. હિંદ પણ પોતાની રીતે એ પ્રશ્નનો નિકાલ કરશે. પણ જ્યાં સુધી એ બાબતમાં આપણે

પ્રવેશ જ ન કરીએ ત્યાં સુધી એન અનુથીં પણ કેમ ટળી શકાય?

## અમેરિકાને પગલે ચાલવું જોઇએ.

અમેરિકાનો યુનાઇટેડ સ્ટેટ્સ, દુનિયામાં આજે સૌથી આગળ પડતો ઔદ્યોગિક દેશ છે. ૬૦ વરસ પહેલાં તે મોટે ભાગે ખેતી પ્રધાન દેશ હતો અને તેની સ્થિતિ આપણા દેશ જેવીજ ખરાબ હતી. પરંતુ તેણે ખેતી સાથે મોટા પ્રમાણમાં ઉત્પત્તિ થાય એવા ઉદ્યોગો પણ દાખલ કર્યા. અને એમ કરીને દેશના આર્થિક સાધનોનો પૂરેપૂરો ઉપયોગ કર્યો. આ જ તેની આર્થિક અને રાજકીય મહત્તાનું રહસ્ય છે. હિંદે પણ એજ દિશામાં ચાલવું જોઇએ. એક વખત તેની રાજકીય ગુલામી ટળી ગઇ કે પછી તે અજાયબી પમાડે તેવી પ્રગતિ સાધી શકશે.

## ફુરસદના વખતમાં રેંટિયો.

મિ૦ ખાનદેશી રેંટિયાને તાજગી અને આનંદ આપનારું એક સરસ સાધન ગણે છે! એ ભાઇએ કદી કાંતી જોયું છે કે માત્ર શ્રમમાંજ ગોથાં ખાય છે તે વિષે મને અચંબો ઉપજે છે! કાંતવાનું કામ પણ બીજા કોઇ પણ કામ જેટલું જ કંટાળાભરેલું છે અને લોકો તેમની જરૂરતને સંતોષવા ખાતર કંઇક મેળવવાના હેતુથી જ રેંટિયો કાંતે છે. આપણા મજુરો અને ખેડુતોનો ફુરસદનો વખત, એવા કામમાં નહિં પણ, અભ્યાસ, આરામ અને ગમ્મતથી મળતા સાચા મનોરંજનમાં જવો જોઇએ. પશ્ચિમના કામદારોની હાલની સ્થિતિ વિષે લખતાં એક ઇતિહાસકાર જણાવે છે:

"જુના વખતમાં, જ્યારે ગુલામો પાસે મજુરી કરાવવામાં આવતી ત્યારે થોડા પૈસાદાર લોકોજ ફુરસદનો ઉપભોગ મ્હાણી શકતા, પણ હવે માણસની મહેનતને બદલે યંત્રોથી કામ થાય છે ત્યારે, લાખ્ખો લોકો અમુક પ્રમાણમાં ફુરસદ મેળવી શકે છે. કામ કરવાનો દિવસ ધીમે ધીમે આઠ કલાકનો થાય છે, રજાઓ ઘણી મળે છે અને વેકેશન પણ સામાન્ય થઇ પડી છે. આથી જેઓ આગળના જમાનામાં દારિદ્ર અને અજ્ઞાનમાં સબડતા હતા, તેમાંના ઘણાને આનંદ મેળવવાની અને સંસ્કારિતા ખીલવવાની તક મળે છે."

## ગ્રામ્ય સુધારણાના કાર્યનું તાત્પર્ય.

ગામડાંઓની પુનર્ઘટનાના માર્ગમાં રેંટિયો આડે આવે છે એવાં મારાં વિધાનથી ઘણાને આઘાત થયો છે. કારણ કે અસહકારના દિવસો પછી રેંટિયાને ગ્રામ્યસુધારણાના કાર્ય સાથે એકરૂપ ગણી લેવાની રૂઢી પડી ગઇ છે. અને તેથી આપણી આંખો બરાબર ઉઘડે તે હેતુથીજ મેં જાણી જોઇને એ આઘાત પહોંચાડયો છે. એમ કહેવાય છે કે ખાદીના કાર્યકર્તાઓ, પ્રસંગોપાત, માંદાને દવા આપી તેમની સારવાર કરવાનું, અભણોને ભણાવવાનું અસ્પૃશ્યતાનું કલંક ધોઇ નાંખવાનું અને એવું બીજું કામ કરે છે. પણ ખાદીના અફળ કાર્ય પાછળ એ કાર્યકર્તાઓની મોટા ભાગની શક્તિ બરબાદ થાય નહિ અને એ કામોને ગૌણ ગણવામાં આવે નહિં તો એ બધી વસ્તુઓ વધારે સારી રીતે થઇ શકે. વળી, ગામડાનું સાચું કામ શું છે? ગામડામાં દવા વહેંચીને અથવા તો પ્રાથમિક શાળાઓ અને લાયબ્રેરીઓ ઉઘાડીને ગ્રામ્યવાસીઓનું સંગઠન તમે કરી શકો નહિં. ગામડીઆઓના જીવનમાં નવું ચેતન અને નવી જાગૃતિ લાવી, તેમના જીવનનું

થનાર ઉચ્ચ વર્ગના જનસમાજની ઇચ્છા તેમના હૃદયમાં પ્રેરવી અને પોતાની સ્થિતિ શક્ય હોય તેવી દરેક રીતે સુધારવા માટે એક બીજાની સાથે જોડાઈ જવાનું તેમને ઉત્તેજન આપવું—આજ ગ્રામ્ય સુધારણાના કાર્યનું ખરૂં તાત્પર્ય છે. આ બધું ખાદીથી થતું નથી. ઉલટું, એ તો, ગરીબીમાં સદ્ગુણ સમાયો છે એમ પ્રજાને શીખવે છે. અને તેમની કંગાળ માસિક આવકમાં માત્ર થોડા આનાનો વધારો કરી તેમની દુર્દશામાં સંતોષ મનાવે છે! રેંટિયો એ ખરેખર, ચેન ચડાવનાર વસ્તુ છે. એનાથી દેશમાં નવજીવન આવી શકે નહિં.

## વિચારોની અંધતા ટાળો.

"ઇશ્વરે, બરાબર તપાસ કર્યા વિના ખાદીની ટીકા ન કરવાની મિ० ખાનદેશી મને સલાહ આપે છે! હું એ ભાઈને ખાત્રી આપું છું કે તે અને તેમના મિત્રો ધારે છે તે કરતાં ખાદી વિષે મેં ઘણું વાચ્યું છે. અને આપણા ગરીબ લોકોની ચોક્કસ સ્થિતિ તથા ખાદીપ્રચાર માટે થતું કાર્ય, વધારે સારી રીતે જોયું છે. હવે હું ખાનદેશી તથા બીજી જગ્યાઓના ખાદીવાદીઓને કહું છું કે, જો તેઓ ગરીબોના સાચા મિત્ર થવા ઇચ્છતા હોય તથા આપણી મહાન માતૃભૂમિની સેવા કરવાની કલ્પના સેવતા હોય તો, તેઓએ તેમનાં મન અમુક વિચારો કે ખ્યાલોથી જડ બનાવી દેવાં જોઈએ નથી. વધુમાં તેઓએ અમુક સિદ્ધાંતો કે ભ્રમોથી અંધ ન બની જતાં ખુલ્લા મને સાચી વસ્તુસ્થિતિ અને હકીકતો બરાબર ધ્યાનમાં લેવી જોઈએ. અને સૌથી અગત્યનું તો એ છે કે દેશના સાચા હિતને નુકસાનકર્તા જણાય તો તેઓએ તેમના વહાલી યોજના અને રીતો ત્યજી દેવાની જ નહિં પણ પોતાને હાથે થયેલાં કામો પણ નિર્દય રીતે ભુંસી નાંખવાની હિંમત અને પ્રામાણિકતા બતાવવી જોઈએ. આ આત્મત્યાગનું મહાન અને મુશ્કેલીભર્યું કાર્ય છે અને દેશના અત્યારના કટોકટીના વખતે, હિંદમાતા પોતાના સર્વ સંતાનો પાસે તેની આશા રાખે છે.

# ગ્રેટબ્રિટનની પરાવલંબિતા

: લેખક :

**શ્રી રાષ્ટ્રપ્રેમી.**

ગ્રેટ બ્રિટનનું મહાન સામ્રાજ્ય, યુક્તિ પ્રયુક્તિથી રાજ્ય ચલાવવાની તેની કલા અને વ્યાપારી બુદ્ધિને લીધે જ વિસ્તર્યું છે, ટક્યું છે અને ટકે છે. પોતાના દેશનાં ઓછામાં ઓછામાં ઓછાં માણસો અને ઓછામાં ઓછો પૈસો વપરાય, અને તેમ છતાં હિંદ જેવા વિશાળ દેશ ઉપર હિંદી લશ્કર અને હિંદી નાણાંની મદદથી બ્રિટીશ સત્તા ટકાવી રાખવામાં આવે તે જેવી તેવી કુનેહ નથી. તે જ રીતે પોતાના દેશને જીવનની જરુરિયાતની તેમજ મોજશોખની લગભગ ઘણી ખરી વસ્તુઓ ઉપર, પરદેશો ઉપર આધાર રાખવો પડે, તેમ છતાં દુનિયાના દેશોમાંથી કાચો માલ સગવડ ભરી રીતે સસ્તા દરે ઘસડી જઇ, એજ દેશોનાં બજારોમાં પોતાની તિજોરી તર થઇ શકે તેવા મોંઘા દરે તૈયાર કરેલો માલ વેચી વ્યાપારી આલમમાં પોતાનું સ્થાન સાચવી શકે, તે બ્રિટીશ પ્રજાની બુદ્ધિ, ખટપટ. રાષ્ટ્રભક્તિ અને વ્યાપારી કુનેહનેજ આભારી છે. એ દિશામાં આ દેશના પુરાણવાદી ચોખલીઆઓને, તેમજ ઋષિમુનીઓની સંસ્કૃતિ સાચવી રાખવામાં મહત્તા જોનારાઓને પણ, જો સ્વતંત્ર થવું હોય, સ્વાશ્રયી થવું હોય, મર્દ થવું હોય, માણસ થવું હોય [પરાધીન, પરાવલંબી, કાયર અને જંતુ તરીકે જીવવામાં આત્મસિધ્ધિ માનનારાઓને કશું કહેવાનું નજ હોય] તો તેમના માર્ગ જોવા પડશે, જાણવા પડશે અને શીખવા પણ પડશે. એ ગુણોને લીધે એક નાનકડો ટાપુ મહાન સામ્રાજ્ય જમાવીને, જગતભરમાં પોતાનાં મૂઠીભર આત્મભોગી માણસોને લીધે ગ્રેટબ્રિટનની પ્રતિષ્ઠા જમાવી શક્યો છે.

## બધોજ આધાર પારકા ઉપર

મોજશોખની વાત બાજુએ મૂકીએ તો પણ, જીવન ગાળવા માટે જરૂરની તેમજ યુધ્ધ પ્રસંગે આવશ્યક વસ્તુઓ માટે પણ ગ્રેટબ્રિટનવાસીઓને બધો જ આધાર પારકા ઉપર રાખવો પડે છે. તેમ છતાં એ નાનકડા ટાપુવાસીઓ, દુનિયા ઉપર સારામાં સારી રીતે વિલાસ–વૈભવ ભોગવી શકે છે, સારામાં સારી રીતે [પોતાને લાભ થાય તે અર્થમાં] રાજ્ય ચલાવી શકે છે, સારામાં સારી રીતે જળ, સ્થળ અને હવામાં લડાઇ કરી શકે છે! જૂના યુગનો માણસ તો કહાય એમાં કોઇક પ્રભુની કૃપાદષ્ટિ, આગલા જન્મના કર્મનાં ફળ [જો કે ખ્રિસ્તીઓ પુનર્જન્મને જ માનતા નથી તો પણ], અથવા તો ચમત્કાર જ માની લેત. પરંતુ વર્તમાનમાં તમામ હકીકતો અને આંકડા થોડીક મહેનત લેતાં મળી શકે છેઃ એટલે હવે આપણે ગ્રેટબ્રિટનની પરાવલંબિતા જોઇએઃ

દુનિયામાં પાકતા ઘઉંના હિસાબે બ્રિટીશ ટાપુમાં માત્ર બે ટકા જેટલા જ ઘઉં પાકે છે, અને માત્ર પાંચ ટકા જેટલા જવ પાકે છે. આ પણ મોટે ભાગે પૂર્વ ઇંગ્લંડ–જ્યાં આખા વર્ષમાં ૩૦ ઇંચ કરતાં ઓછો વર્ષાદ પડે છે, તેમજ માર્ચ અને નવેમ્બરની વચ્ચે પારો ૪૧ થી નીચે જતો નથી ત્યાં જ પાકે છે. બ્રિટીશ ટાપુની બીજી અગત્યની પેદાશ ઓટ અને બટાટાની છે, તે પણ

માત્ર પૂર્વ સ્કૉટલેન્ડમાં તેમજ આયર્લેન્ડના અગ્નિ અને ઇશાની પ્રાંતોમાં જ થાય છે. આ રીતે જો ગ્રેટબ્રિટનને ચારે દિશાએથી સખ્ત રીતે ઘેરી લેવામાં આવે, અને બહારથી કોઇ પણ જાતનો ખોરાક અંદર જાય નહિં, તો પોતાની ભૂમિની પેદાશ ઉપર આધાર રાખનાં ગ્રેટ બ્રિટનની જનના માત્ર એકજ અઠવાડિયામાં ભૂખે મરવા લાગે.*

બાકી અત્યારે તો ત્યાં વપરાતા પ્રત્યેક શેર વહુ દીઠ પાશેર યુનાઇટેડ સ્ટેટસમાંથી. પાશેર બ્રિટિશ સામ્રાજ્યના બીજા દેશોમાંથી, અને ત્રણ અધોળ ગ્રેટ બ્રિટનના કિનારાથી ૩૦૦૦ માઇલ દૂર આવેલા આર્જેન્ટાઇનમાંથી ગયેલા હોય છે.

## ખાંડ અને માંસ પણ બહારથી જ

યુરોપી યાદવી પહેલાં ગ્રેટ બ્રિટનમાં વપરાતી સાકરમાં પ્રત્યેક અઢી મણે દોઢ મણ સાકર જર્મનીમાંથી જતી હતી, જ્યારે ૮ શેર હોલેન્ડમાંથી, ૬ શેર ફ્રાન્સમાંથી અને માત્ર ૨ શેર જેટલી જ સાકર ગ્રેટબ્રિટનના તાબાના વેસ્ટ ઇન્ડીઝના ટાપુઓમાંથી જતી હતી. આમ યુધ્ધ પહેલાં ગ્રેટબ્રિટનમાં એકલું જર્મનીજ દર વર્ષે ૮૪,૦૦૦,૦૦૦ મણ [અથવા ૧,૫૦૦,૦૦૦ ટન] સાકર મોકલાવતું હતું.†

*માત્ર ડેવનશાયર અને ચેશાયર એકલાં પોતાની પેદાશ ઉપર ૭ મહિના સુધી જીવી શકે, અને એકલા બટાટા ખાઇને જીવી શકાય તો લીંકશાયરને તેમાં ઉમેરી શકાય.

†જર્મની આટલી બધી સાકર કેમ બનાવતું, તે ઘણા લોકો જાણતાં નથી, પણ તે શણનાં જૂનાં ચીથરાંને સલ્ફ્યુરીક એસીડની સાથે ભેળવી, લીંબુના રસથી ખુબ ધોઇને, મોટે ભાગે સાકર બનાવે છે. તેને 'ગ્લુકોઝ' કહેવામાં આવે છે.

એવી ગણતરી કરી શકાય છે કે. શેરડીના એક એકર જેટલા વાવેતરમાંથી એક ટન [૫૬ મણ] જેટલી સાકર બને છે, અને હવે તો ગ્રેટબ્રિટને એકલા જમૈકામાં જ્યાં શેરડીનાં વાવેતર થાય છે ત્યાંજ ૨,૭૦૦,૦૦૦ એકર જમીનમાં શેરડીનું વાવેતર કર્યું છે—એટલે જર્મનીના પંજામાંથી તે છૂટી શક્યું છે.

બ્રિટીશ પ્રજા માંસાહારી છે. તે સહુથી વધુ ગોમાંસ ખાય છે, તેમજ બકરાંનું અને ડુક્કરનું માંસ પણ તેને ખપે છે. આ ક્ષેત્રમાં તેઇએ તો તેને જોઇતા ગોમાંસના ૬૦ ટકા જેટલું ગ્રેટબ્રિટનમાં તૈયાર થાય છે; બાકી લગભગ ૧૫ ટકા જેટલું યુનાઇટેડ સ્ટેટસમાંથી અને તેટલુંજ આર્જેન્ટાઇનમાંથી તેને આયાત કરવું પડે છે. બીજી જાતનાં માંસનો ઠીક ઠીક જથ્થો બ્રિટનમાં થાય છે, તો પણ તેની જરૂરિયાતના ૧૨ ટકા જેટલું માંસ ન્યુઝીલેંડ તેમજ આર્જેન્ટાઇનથી બરફની સગવડવાળી સ્ટીમરોમાં લાવવામાં આવે છે. ડુક્કરનું માંસ ૫૦ ટકા જેટલું યુનાઇટેડ સ્ટેટસ અને કેનેડામાંથી, તેમજ ૩૦ ટકા જેટલું ડેનમાર્કથી આયાત કરવામાં આવે છે.

## ચોખા તો હિંદમાંથી જ

બ્રિટીશ પ્રજાને જોઇતા તમામ ચોખાનો જથ્થો હિંદ અને બ્રહ્મદેશમાંથીજ મંગાવવામાં આવે છે; સારાયે બ્રિટિશ સામ્રાજ્યમાં ચોખાની મોટામાં મોટી નિકાશ રંગુનથી થાય છે. ગ્રેટબ્રિટનમાં થોડાક ચોખા માત્ર સિઆમ અને ડચ તાબાના ઇસ્ટ ઇન્ડીઝના ટાપુઓમાંથી જાય છે.

ગ્રેટબ્રિટનમાં વપરાતી મકાઇનો લગભગ પોણો ભાગ યુનાઇટેડ સ્ટેટમાંથી અને આર્જેન્ટાઇનમાંથી જાય છે; જ્યારે બાકીના ૨૫ ટકા જેટલી મકાઇ દક્ષિણ આફ્રિકામાંથી જાય છે. મહાયુદ્ધ પહેલાં ઓટસનો મોટો જથ્થો ત્યાં ઝારનાં તાબાના રશિયાથી જતો, પરંતુ સર્વ પ્રજાને સ્વતંત્રતા મળે, અને કોઇ એક પ્રજા બીજી પ્રજાને કચડી ન શકે, એવા મતનો રશિયાએ સ્વીકાર કર્યો ત્યારે ગ્રેટબ્રિટને તેનો સંબંધ છોડી દીધો છે, એટલે હવે ઓટસ કેનેડા, યુનાઇટેડ સ્ટેટસ, આર્જેન્ટાઇન અને દક્ષિણ આફ્રિકાથી મંગાવવામાં આવે છે.

## માખણ ડેન્માર્કનું !

આને રોટલી ખાવામાં કે બીજી રસોઇમાં કંઇ માખણ વિના ભાગ્યેજ ચાલે તેમ છે. પણ ગ્રેટબ્રિટનમાં તો તેનાયે વાખા છે. માખણ અને ચીઝ પણ તેને બહારથી જ મંગાવવાં પડે છે, તેમાં ખાસ કરીને માખણ ડુક્કરનું માંસ અને ઇંડાં મોટે ભાગે ડેન્માર્કથી જાય છે, તેમજ બાકીનું માખણ અને ચીઝ કેનેડા, ઓન્ટારીઓ અને ક્વીબેકથી જાય છે. આમાં પણ માખણની પેદાશ વધારવા માટે રાજાજીએ લશ્કરી બરાખિની એક વખતે મુલાકાત લીધી ત્યારે ભલામણ કરેલી, એટલે અમેરિકન ટાઇપરાઇટરોને બદલે બ્રિટિશ યંત્રો વાપરવાની વૃત્તિની માફક માખણની દિશામાં સ્વદેશી માખણ ખાવાની ભાવના જગાડવાનો પ્રયત્ન થયેલો; પરંતુ તે દિશામાં ગ્રેટબ્રિટનની પરાવલંબી દશા જાય તેમ નથીજ.

ઉનનાં ઢોર ઢાંખર પણ ઘણે ભાગે યુનાઇટેડ સ્ટેટસમાંથી આવીને લીવરપુલ અને લંડનનાં બંદરે ઉતરે છે.

## ચહા પણ હિંદની

લંડન એ આખી દુનિયાંમાં ચહાનું મોટામાં મોટું બજાર ગણાય છે. અને તે બજારમાં બધીજ ચહા હિંદ તેમજ સીલોનનીજ જાય છે; કોકો વેસ્ટ ઇન્ડીઝ અને ગીઆનાથી જાય છે; ત્યારે કોફી ઉપર તેને બ્રાઝીલ ઉપર આધાર રાખવો પડે છે. આમ ચાહનું મુખ્ય બજાર લંડન, તેની પેદાશ હિંદ તેમજ સીલોનમાં–પણ અહિંના ચહાના બગીચાના માલિક ગોરાઓ ! તેઓ તો હિંદી કામદારો ઉપર ભયંકર જુલ્મ ગુજારીને પણ લંડનના બજારમાં મોંઘા ભાવે ચહા વેચવા, અને તેટલી સસ્તામાં સસ્તી મજુરીએ ચહા તૈયાર કરાવે !

## હિંદી રૂનો ઘટતો જથ્થો

હવે ખાવા પીવાની વાત બાદ કરી, કપડાંની અને બીજી જરુરિયાતોની વસ્તુઓ તરફ વળીએ:

ગ્રેટબ્રિટનમાં કેટલુંક ઉન થાય છે. બાકી ન્યૂઝીલેન્ડથી ત્યાં ઉન જાય છે. યુધ્ધ પહેલાં ન્યૂઝીલેન્ડથી જતા ઉનનો અર્ધો અર્ધ ભાગ લંડનના બંદરે ઉતરતો, અને ત્યાંથી એ જ ઉનનો મોટો ભાગ ફ્રાન્સ તેમજ જર્મની મોકલવામાં આવતો હતો.

કાચું રૂ યુનાઇટેડ સ્ટેટસ, ઇજીપ્ત અને હિંદમાંથી જાય છે. પરંતુ હિંદી રૂ જાપાન તરફ વધારે જતું હોવાથી, તેમજ હિંદી મીલો પણ તેનો કેટલોક ભાગ ખાતી હોવાથી, હવે ગ્રેટબ્રિટનનાં બંદરે ઉતરતા હિંદી રૂની ગાંસડીઓમાં ઘટાડો થયો છે.

ગ્રેટબ્રિટન પોતાને જોઇતું ઉંચી જાતનું શણ [Hemp] ફીલીપાઇના ટાપુઓમાંથી આયાત કરે છે, જ્યારે કોથળા વગેરે બનાવવા માટેનું ઉતરતી જાતનું શણ [Jute];

હિંદમાંથી મંગાવે છે. ચહાની માફક આ ધંધો પણ મોટે ભાગે બંગાળામાં અંગ્રેજોનાજ હાથમાં છે. જ્યુટની આયાત કરવા માટે ડંડીનું બંદર આગેવાન મનાય છે.

## ઇમારતી લાકડું ને રબર.

ઇમારતી લાકડાનું કામ ગ્રેટબ્રિટનમાં ઘણું જ થાય છે છતાં તેને માટે પણ તેને વિદેશ ઉપરજ આધાર રાખવો પડે છે. હલ, લંડન અને લીવરપુલનાં બંદરે સ્વીડન અને નોર્વેથી લાખ્ખો ટન ઇમારતી લાકડાં, હિંદમાંથી સાગવાન લાકડું, મધ્ય અમેરિકા અને પશ્ચિમ આફ્રિકાથી મેહોગની અને લોગવુડ, તેમજ ભૂમધ્ય સમુદ્રના કિનારાના દેશોમાંથી દેવદાર જેવું [cedar wood] લાકડું જાય છે. ગ્રેટબ્રિટનમાં આ રીતે દર વર્ષે ૧૦,૦૦૦,૦૦૦ ટન જેટલું ઇમારતી લાકડું પરદેશથી આયાત થાય છે. યુદ્ધ પછીના બીજા વર્ષે [૧૯૧૫ માં] એકલું ઇમારતી લાકડુંજ ૧૯૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની કીંમતનું ત્યાં મંગાવવામાં આવ્યું હતું. અને તેથી કેટલાક લેખકોએ અને લશ્કરી અમલદારોએ એવા પોકાર પણ ઉઠાવેલા કે, ગ્રેટબ્રિટનમાં ૨,૦૦૦,૦૦૦ એકર જમીન નકામી પડી છે, તેમજ ૧૨,૦૦૦,૦૦૦ એકર જેટલી ડુંગરાળ જમીન છે, તેમાં ઇમારતી લાકડું ઉગાડવું જોઇએ, પણ બીજી રીતે વધુ લાભ મળતો હોવાથી ગ્રેટબ્રિટનના મૂડીવાદીઓ અત્યાર સુધી એ દિશામાં કશું જ કરવા તૈયાર થયા નથી.

મોટરના અને ટાયરોના બીજા ઉદ્યોગોમાં રબ્બર ગ્રેટબ્રિટન માટે બહુજ અગત્યની વસ્તુ મનાય છે; અને કેટલાક પત્રકારોએ —ખાસ કરીને જર્મનસંઘના તંત્રી હોરેશીઓ બોટમલી—રબ્બરની પેદાશ ગ્રેટબ્રિટનમાં કરવા માટે થોડા સમય ઉપર બહુજ ધમાલ કરી પણ હતી, પરંતુ લડાઇ પહેલાં રબ્બર મોટે ભાગે જર્મનીમાંથી લીવરપુલ જતું હતું, અને લડાઇ પછી તે સ્થાન બ્રાઝીલ અને પશ્ચિમ આફ્રિકાના રબ્બરે લીધું છે. બહુ જ થોડાં વર્ષો પહેલાં આ રબ્બરનો ઘણોજ મોટો જથ્થો મલાય ટાપુમાંથી જતો હતો, પરંતુ તેના સંબંધમાં ગોરા મૂડીવાદીઓએ આંખો મીંચીને ચલાવેલા ધૂમ સટ્ટાએ મલાય ટાપુનાએ ધીકતા ઉદ્યોગનો નાશ કર્યો; પરિણામ એવું આવ્યું છે કે, આઠ આનાની કીંમત જેટલું રબર ઉત્પન્ન કરતાં ત્યાં ચૌદ આના જેટલું ખર્ચ કરવું પડે છે! અને જ્યાં કમાણી ન હોય ત્યાં તો ગોરા વ્યાપારી કદી પણ પોતાનાં નાણાં નાખે ખરા કે?—શિવાય કે સામ્રાજ્યના હિતનો પ્રશ્ન હોય.

## ધાતુઓ માટે પરાધીનતા

ગ્રેટબ્રિટનમાં કોલસો અને લોખંડ ખાસ કરીને પુષ્કળ જથ્થામાં થાય છે, તેમ છતાં સ્પેન અને સ્વીડનમાંથી ત્યાં કાચું લોખંડ તેમજ તૈયાર લોખંડ પણ મોટા જથ્થામાં જાય છે. દક્ષિણ વેલ્સનાં કાર્ડીફ, લાનેલી અને ન્યુ પોર્ટમાં સ્પેનનું કાચું લોખંડ જાય છે, ત્યારે સ્વીડનથી જતું તૈયાર લોખંડ ગ્રીમ્સ્બી અને હલ ઉતરે છે.

ચીલી અને ઑસ્ટ્રેલીઆથી ત્યાં ત્રાંબુ જાય છે; અને સ્ટ્રેટ સેટલમેન્ટસમાંથી* કલાઇ જાય છે. તેમજ નીકલ અને જસત કેનેડામાંથી જાય છે.

---

* સ્ટ્રેટ્સ સેટલમેન્ટ એ નામ મલાયા ટાપુમાંના તાજ નીચેના સંસ્થાન [Crown Colony] ને આપવામાં આવે છે; આ નામ મલાક્કાની સામુદ્રધુની ઉપરથી પાડવામાં આવ્યું છે. હિંદ અને ચીન વચ્ચે આ

નાઇગીરીઆમાંથી પામઑઇલ; અને સીલો-નથી કાથો [દોરડાં માટેનો] તેમજ કોપરેલ જાય છે. તેજ રીતે રેશમી માલ જપાન અને ચીનમાંથી; સોનું ટ્રાન્સવાલ, ઑસ્ટ્રેલીઆ, બ્રિટિશ કોલંબીઆ અને યુકોનથી; હીરા દક્ષિણ આફ્રિકામાંથી તેમજ થોડાક બ્રાઝીલથી; મોતી સીલોનમાંથી અને ઑસ્ટ્રેલીઆમાંથી; અને શહામૃગનાં પીંછાં આફ્રિકામાંથી જાય છે.

## એકલા હિંદમાંથી જ

ગ્રેટબ્રિટનનો હિંદની ઉપર અનેક રીતે આધાર છે. રાજ્યસત્તાને લીધે મળતા લાભ તો જુદા, પણ તેથી વ્યાપારી લાભો ઘણા મોટા છે. આ રીતે કેટલીક

---

અગત્યનો ભાગ છે. તેનો વિસ્તાર ૧૬૦૦ ચોરસ માઇલ અને વસતિ ૮૦૦,૦૦૦ જેટલી છે. વસતિમાં મુખ્યત્વે ચીના અને મલાય લોકો જ છે. આ સંસ્થાનનું પાટનગર સીંગાપોર છે. તેમાં સીંગાપોરના ટાપુ ઉપરાંત, પીનાંગ, વેલેસ્લી, મલાકા અને લાબુઆન ટાપુ એવા મુખ્ય વિભાગ છે. નઇકના પૂર્વના મુલકોમાં સીંગાપોર મોટામાં મોટું વેપારી મથક છે. તેમાં મુખ્ય પેદાશ સારામાં સારી કલાઇ, રબર, ચોખા, ખાંડ, સાબુચોખા, પીપર અને કોલસા [થોડાક]ની છે. આ સંસ્થાનનો મુખ્ય વેપાર ડચ ઇસ્ટ ઇન્ડીઝ [પૌં. ૯,૦૦૦,૦૦૦], ગ્રેટબ્રિટન [પૌં. ૯,૦૦૦,૦૦૦], બ્રિટિશ હિંદ [પૌં. ૪,૫૦૦,૦૦૦] હોંગકોંગ [પૌં.૪,૫૦૦,૦૦૦], સીઆમ [પૌં. ૩,૦૦૦,૦૦૦] અને યુનાઇટેડ સ્ટેટ્સ [પૌં.૧,૫૦૦,૦૦૦] સાથે છે. પરંતુ આ આંકડા ૭ વર્ષ પહેલાંના છે, કેમકે લેખકને તાજા આંકડા મળી શક્યા નથી.

વસ્તુઓ ઉપર ગ્રેટબ્રિટનના વ્યાપારનો આધાર છે. તેમાંની ઘણી માત્ર હિંદમાંજ થાય તેવી છે. આવી વસ્તુઓમાં મેન્ગેનીઝ અને અબરખ પણ છે. તેમાં પહેલી મધ્યપ્રાંતો અને મદ્રાસ ઇલાકામાંથી, અને બીજી બંગાળામાંથીજ મળે છે અને તે ઇંગ્લંડ જાય છે.

## દારૂ અને ફળફળાદી

બ્રિટનવાસીઓ જે દારૂ પીએ છે તે ફ્રાન્સ, સ્પેન, ઑસ્ટ્રેલીઆ, અને દક્ષિણ આફ્રિકાથી જાય છે.

ફળોમાં પણ ગ્રેટબ્રિટનને દુનિયાના ઘણા દેશો ઉપર આધાર રાખવો પડે છે. ત્યાં નારંગી, અંજીર, કેળાં અને ઓલીવ [જૈતુનફળ] ભૂમધ્ય સમુદ્રના કાંઠાના દેશોમાંથી તેમજ પશ્ચિમ અને પૂર્વ ઇન્ડીઝના ટાપુઓમાંથી જાય છે. ત્યારે ખારેક અને ખજુર મેસોપોટેમીઆમાંથી જાય છે.

## તેલ માટે પરાવલંબિતા

અત્યારે બળતણ માટે ખાસ કરીને ઉદ્યોગી દેશોને તેલવાળા પ્રદેશો ઉપર મોટે ભાગે આધાર રાખવો પડે છે; અને ગ્રેટબ્રિટને એ દૃષ્ટિથી જ મેસોપોટેમીઆમાં પગદંડો જમાવ્યો છે. મેસોપોટેમીઆમાં તેમજ ઇરાનની સરહદમાં તેલનો જથ્થો સારો છે. તેથી ગ્રેટબ્રિટનને હિંદની ઉત્તર તરફની સરહદમાં કે તેની આસપાસ, બીજી કોઇ પણ ગોરી સત્તાની લાગવગ રહેવા દેવાનું પાલવતું નથી. બ્રહ્મદેશમાંથી અત્યારે તો ઘણા મોટા જથ્થામાં ગ્રેટબ્રિટનને તેલ મળે છે, પરંતુ કેનેડામાં તેલનો ઘણો મોટો જથ્થો નીકળે તેમ હોઇ, ગ્રેટબ્રિટનનો ડોળો ત્યાં પણ છે. કેમકે ખુદ બ્રિટિશ ટાપુમાં તો નહીવા જેવું જ તેલ મળે છે. આથી બ્રિટિશ સામ્રાજ્યમાં, તેમજ સામ્રાજ્ય

અહ્નરના પ્રદેશમાં બ્રિટિશ લાગવગ, નાણું અને સત્તાના કાણુ નીચેનાં તેલનાં ક્ષેત્રો સાચવવાં અને ખીલવવાં તે સામ્રાજ્યવાદીઓ માટે મોટામાં મોટો પ્રશ્ન થઇ પડયો છે—એજ પ્રશ્ન ને માટે ગ્રેટબ્રિટનને યુનાઇટેડ સ્ટેટ્સની સાથે ભવિષ્યમાં અથડામણમાં આવવું પડે તેવા પણ સંભવ છે. કેમકે અત્યારે બ્રિટિશ સામ્રાજ્યમાં જે તેલ નીકળે છે તે દુનિયામાં નીકળતા તેલના જથ્થાના માત્ર ૨ ટકા જેટલું છે, તેમાં એકલા બ્રહ્મ દેશમાંજ ૧.૬ ટકા જેટલું તેલ નીકળે છે. બ્રહ્મદેશને સાથે ગણતાં સારાયે હિંદમાં થતી તેલની નિપજ દુનિયાની નિપજનાં ૧.૯ જેટલી છે. જો કે હિંદમાં રાવલપીંડી અને પેશાવરની વચ્ચે અટકની પાસે તેલનો નવો જથ્થો નીકળ્યો છે, દક્ષિણ અમેરિકાની ઉત્તરીય સરહદ પાસેના વેસ્ટ ઇન્ડીઝના ટ્રીનીદાદમાંથી પણ સારો જેવો તેલનો જથ્થો મળે છે, પરંતુ તે બધા કરતાં સુએજની નહેરની પાસે પડે, તેવાં તેલનાં ક્ષેત્રોની ઇજીપ્તમાં થયેલી શોધ, સામ્રાજ્યવાદીઓને માટે લલચાવનારી થઇ પડી છે. વળી ઓસ્ટ્રેલીઆમાં પણ torbanite નામનો અજાણ્યા કામમાં આવે તેવો પ્રવાહી નીકળ્યો છે, છતાં ખરા તેલની ગરજ તેથી સરે તેમ નથી; આથી બ્રિટનની તેલ માટેની પરાધીનતા ઘણી વસમી છે, તેને લીધેજ હિંદ, ઇરાક, મેસોપોટેમીઆ, અને ઇજીપ્તની રાજદ્વારી પરાધીનતાને અમરપટ્ટો આપવા બ્રીટનવાસીઓ આટલાં બધાં ફાંફાં મારે છે.

પરંતુ લશ્કરી કામ માટે આ તમામ વસ્તુઓ ઉપરાંત ચામડું એ પણ ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે તેને માટે પણ ગ્રેટબ્રિટન પરાવલંબી છે.

## પરાધીનતામાં સ્વાધીનતા

"આમ આવડું મોટું બ્રિટિશ સામ્રાજ્યનું તંત્ર ચલાવનાર ગ્રેટબ્રિટનની અંગત પરાધીનતાનો પાર નથી. પરંતુ એ પરાધીનતાને સ્વાધીનતામાં ફેરવી નાખવી એજ સામ્રાજ્યની ભાવનાનો ભેદ છે. પોતાની જરૂરિયાતોની પરાધીનતા દૂર કેમ કરવી તે ગ્રેટબ્રિટનની પ્રજા જાણે છે—નથી જાણતી હિંદી પ્રજા. તેમાંજ હિંદની પરાધીનતાની ચાવી છે. હિંદીઓ એ પરાધીનતાની જંજીરોને ફગાવી દેવા તૈયાર થયા છે, પરંતુ જ્યાં સુધી એ લડતનો બધો આધાર ખાદી, રેંટીયા અને સત્યાગ્રહ ઉપરજ રહેશે ત્યાં સુધી, તે જંજીરો દૂર થાય તેવી ઓછી આશા છે. નવજવાન હિંદીઓ એ વાત જાણી લે, અને ગ્રેટ બ્રિટનના માલનો બહિષ્કાર કરવા ઉપરાંત, ગ્રેટબ્રિટનના નવજુવાનો અને રાજદ્વારીઓની નીતિ, રીતિ તેમજ દેશભક્તિ અને આત્મભોગની ભાવનાનો અભ્યાસ કરી, ખાદી-અને રેંટીયાની ભ્રમણામાંથી છૂટી, ખાદીનાં અર્થશાસ્ત્રનાં ઉંધાં ચશ્માં ઉતારી, સાચા અર્થશાસ્ત્રના સિદ્ધાંતના માર્ગ સ્વીકારે. ગ્રેટબ્રિટનની આ પરાવલંબિતા આપણને એટલું તો જરૂર શીખવી શકે તેમ છેજ.

# ઇશ્વરનો અંતિમ એકરાર

## (સૃષ્ટિના સૃજનકાળની કથા)

'ઇશ્વરનો અપઘાત' એ 'નવયુગ'ના ગતાંકમાં પ્રસિદ્ધ થયેલા નાટકના અનુસંધાનમાં 'ઇશ્વરનો અંતિમ એકરાર' શ્રીયુત 'અંકખોર' લખી મોકલે છે. તેમાંથી નિર્મળ હૃદયના વાંચકના ચિત્તમાં નવા વિચારની ચીનગારીનો એકાદ તણખો તો પ્રગટયા વિના નહિંજ રહે.

: લેખક :

'અંકખોર'

માનવ નગરમાં ભારે દોડધામ મચી રહી. જ્યુરી હાઉસમાં પડેલા ઇશ્વરના માનવ દેહને નિહાળવા માટે મોટી મેદની જામી. શાળામાંથી અધ્યાપકો અને વિદ્યાર્થીઓ, ઓફિસોમાંથી કારકુનો અને મીલોમાંથી મજુરો, દુકાનેથી વ્યાપારીઓ અને ખેતરોમાંથી ખેડુતો ઇશ્વરના મૃત દેહને નિહાળવાને દોડી આવ્યાં. સ્ત્રીઓ પણ ઘરકામ છોડી આ અજાયબીભરેલી વસ્તુ જોવા જ્યુરી હાઉસ તરફ દોડવા લાગી. આમ ઇશ્વરે આઘાત થવાથી આપઘાત કર્યો ત્યારે તેની ખબરથી માનવનગરમાં જબરો કોલાહલ મચી રહ્યો.

વર્તમાનપત્રોની ઓફિસોમાં તો સનુસનાટી મચી રહી. દરેક પત્રના પ્રતિનિધિઓ ટ્રામમાં, ગાડીમાં કે ટેક્ષીમાં જ્યુરી હાઉસ તરફ દોડવા લાગ્યા. પોલીસ પલટનની એક ટુકડી પણ ઇન્સ્પેકટર હાઉચીનસન અને સબઇન્સ્પેકટર ખટખટેની સરદારી નીચે વ્યવસ્થા જાળવવા ત્યાં હાજર થઇ ગઇ. કોઇએ મ્યુનિસીપલ એમ્બ્યુલન્સ માટે ટેલીફોન કર્યો હશે કે પછી માનવ મેદનીમાં તેમની જરૂર પડશે એમ ધારીને એમ્બ્યુલન્સવાળાઓ પણ ત્યાં સઘળા સાધન સાથે હાજર થઇ ગયા હતા.

જ્યુરી હાઉસની આજુબાજુના લત્તામાં વસતા લોકો એકાએક તે તરફ ધસી આવતા પ્રચંડ માનવપુરથી ગભરાઇ ઘરને અંદરથી તાળાં મારી, ધ્રુજતાં ધ્રુજતાં રસ્તામાં થતા શોરબકોરને સાંભળતાં હતાં.

ધીરે ધીરે જ્યુરી હાઉસ તરફ માનવોનો સમુદાય એટલો તો ઉભરાવા લાગ્યો કે રસ્તામાં એક તસુભર પણ જગ્યા ન રહી.

પત્રકારોએ ઇશ્વરના આપઘાતને લગતાં આખા પાનાનાં મથાળાં મોટા કાળા અક્ષરે કર્યાં હતાં. તેમજ તંત્રીસ્થાનેથી આ કરૂણ બનાવની સખેદ નોંધીયે લીધી હતી. પણ તેઓમાં બે પક્ષ પડી ગયા હતા. નિરીશ્વરવાદી તંત્રીઓએ હર્ષ જાહેર કર્યો હતો, ત્યારે ઇશ્વરવાદી તંત્રીઓએ તે વસ્તુને માનવાની જ ના પાડી હતી.

લાખોની વસ્તીવાળા માનવનગરના લત્તાઓમાં વર્તમાનપત્રો વેચનારા સેંકડો છોકરાઓ પત્રો ખપાવવા મોટેથી બોલી રહ્યાં હતા: 'ઇશ્વરનો આપઘાત!' 'ઇશ્વરનું મરણ!' વાતાવરણ એ પોકારોથીજ ઉભરાઇ રહ્યું હતું. ત્યારે કેટલાક સંશયાત્માઓ

અંદર અંદર પૂછતા હતાઃ 'ખરેખર, આ વાત સાચી છે?"

પછી તો પ્રયોગશાળામાંથી અનેક વૈજ્ઞાનિકો તેમજ વિદ્યાર્થીઓ આ અજાયબ સત્યને સમજવા આતુરતા અને કુતુહલતાથી વેગથી જ્યુરી હાઉસની દીશા તરફ જવા લાગ્યા.

આ બનાવથી કેટલાક દિલગીર થયા ત્યારે કેટલાક હર્ષ પામ્યાં. નિરીશ્વરવાદીઓએ આ પ્રસંગને આનંદોત્સવ તરીકે ઉજવવાનો નિર્ણય બહાર પાડયો. અને "ઇશ્વરના મૃત્યુ માટે આનંદો! ઓ જગતના લોક!"નાં ગીતો ગાતા ફરવા લાગ્યા, પણ શ્રધ્ધાળુ વર્ગની ગમગીનીની તો સીમાએ ન્હોતી. ઇશ્વરના અસ્તિત્વમાં પરમ શ્રધ્ધા રાખનારા એ વર્ગને ઇશ્વર એ દુઃખનો દીલાસો હતો. એટલે તેમને ભૌતિક વિપત્તિઓ સહન કરવામાં સહાય આપતા ઇશ્વરના મૃત્યુથી તેમનાં મગજ વિચારોના વમળમાં ગુંચવાઇ ગયાં હતાં. 'આ વાત માનવી કે ન માનવી એ તેમને કંઇ જ સમજાતું નહોતું' તેથી ભ્રમિતોની પેઠે તેઓ આમ તેમ રખડતા હતા. અને 'એમ બનેજ નહિં', એમ બનેજ નહિ" એવા પોકાર કરતાં આ શ્રધ્ધાળુ વર્ગમાંના કેટલાકો પોતાની ખાત્રીને માટે યત્ન કરવા તત્પર થયા હતા.

માનવનગરમાં એક એવો પણ વર્ગ હતો કે જે એમ માનતો હતો કે, સૂર્યમાળાના સર્વ ગ્રહો, રાત્રે ચમકતા સર્વ તારલા. ચંદ્રમા અને નક્ષત્રો એ સર્વ ઇશ્વરી શક્તિના નમુના છે. એટલે ઇશ્વરના આપઘાતની વાત કાને પડતાં જ તેમને પૃથ્વીનું પરિભ્રમણ અટકતું લાગ્યું. સૂર્ય તેજ સમેટતો દેખાયો, અને રાત્રે તારલા ઉગશે કે કેમ તેની તેમને શંકા થઇ. ઇશ્વરના મૃત્યુથી પૃથ્વી ઉપર શું શું આપત્તિ આવશે તેના વિચારથી એ વર્ગ અકળાવા લાગ્યો.

આ વખતે વરિષ્ઠ ન્યાયમંદિરમાં વળી બીજુંજ દૃશ્ય માલમ પડતું હતું. વકીલોના ખંડમાં ઇશ્વરના આપઘાત માટે કાયદાના દૃષ્ટીબિન્દુથી ચર્ચા શરૂ થઇ હતી અને વકીલો તે માટે અંદર અંદર અથડાઇ પડય. હતા. કૃષ્ણલાલ વકીલે કહ્યુંઃ "ઇશ્વરે આપઘાત કરી ફોજદારી કાયદાની ૩૦૯ મી કલમ પ્રમાણે ભયંકર ગુન્હો કર્યો છે." જ્યારે એડવોકેટ જનરલ એ મતના જણાતા હતા કે. કાયદો માનવરચિત હોવાથી ઇશ્વર ઉપર આત્મઘાત કરવાનો આરોપ મૂકી શકાય નહિં.

આના જવાબમાં એક જાણીતા બેરિસ્ટર પોતાનાં ચસ્માં કાઢી નાખીને બોલ્યા કે, "ઇશ્વરે માનવ દેહના સ્વરૂપમાં આપઘાત કર્યો છે માટે આત્મઘાત કરવાનો પ્રયત્ન કરવાના આરોપ માટે ઇશ્વર પણ દોષિત ઠરી શકે છે."

અને કુતુહલતાથી સમગ્ર માનવનગર ઇશ્વરના મૃત દેહને નિરખવા જ્યુરી હાઉસની આજુબાજુ જામ્યું હતું. 'ઇશ્વર મરી ગયો છે' એ કલ્પના જ જ્યાં ભયંકર હોય ત્યાં એ સત્ય હકિકત નજરે નિહાળ્યા શિવાય માનવાની કોણ હા પાડે? ઇશ્વરના અસ્તિત્વમાં સંપૂર્ણ વિશ્વાસ ધરાવતા વર્ગને તો આ વાતથી જ આંચકો લાગ્યો હતો. અને પરલોક ઉપર મીટ માંડી બેઠેલા વર્ગને તેમનાં સ્વર્ગમંદિર તૂટતાં લાગ્યાં હતાં; પોતાને દુઃખ દેનાર કે દબાવી રાખનારને 'ભગવાન લેશે!' એમ માનીને દુઃખ સહન કરતા વર્ગ ઉપર અંધાર ઉતરતો લાગ્યો; ધર્માચાર્યો આ વસ્તુને માનવી કે ન માનવી તેની અકળામણમાં પડી ગયા; મંદિરોમાં અને ઘેર પ્રાર્થના કરતા ભદ્રેશો આ વિસ્મય-

જનક વાત સાંભળી ચમકી ઉઠયા; દેવ-મંદિરમાં દર્શનાર્થે ગયેલાઓ આ અપ્રિય ધ્વની સાંભળીને આભાજ બની ગયા!

ત્યારે આ વર્ગને ઓછી જ ખબર હતી કે તેઓ આવી દશા ભોગવી રહ્યા હતા તે વખતે એથી પણ વધુ વિસ્મયકારક વસ્તુ જ્યુરી હાઉસમાં બની રહી હતી!

ત્યાં ઇશ્વરના મૃત દેહ સમક્ષ સાત ડૉક્ટરો ઉભા હતા. દરેક જણ ઇશ્વરને થયેલા આઘાતની ચર્ચા કરતો હતો. કેટલાક કહેતા હતાઃ "મગજ ઉપર એકદમ લોહી ચઢી જવાથી ભગવાનનું મૃત્યુ નીપજ્યું છે." તો કેટલાક વદતાઃ "પ્રાણવાયુ વગર ફેફસાં કામ કરતાં અટકી જવાથી મૃત્યુ થયું છે." ત્યારે વળી બે એક ડૉક્ટરનો મત એવો હતો કે, "ઇશ્વરને મૂળથીજ હૃદયનો રોગ હોવો જોઇએ એટલે આકસ્મિક શ્રમથી હૃદય એકદમ બંધ પડી ગયું હશે."

જ્યારે આ ડૉક્ટરો આ ચર્ચા કરતા હતા ત્યારે, તેમાંથી એક કુશળ પણ નવો ડૉક્ટર ઇશ્વરના મૃત દેહને તપાસી રહ્યો હતો. નાડી વગેરે જોતાં તેને શરીર જરા ગરમ લાગ્યું. ત્યારે પ્રથમ તો મૃત્યુ પછી શરીરમાં થોડીક ક્ષણ પસરતી તે ગરમી હશે. એવું તેને અનુમાન થયું. પણ પાંચેક મિનીટમાં તો નાડી પણ પાછી આવવા લાગી. અને ડૉક્ટરે બુમ મારીઃ 'હજી ઇશ્વર જીવે છે!'

અને "હું" શબ્દનો ઉચ્ચાર કરી બીજા છએ ડૉક્ટરો વાંકા વળી બારીક નજરે ઇશ્વરને જોવા લાગ્યા. કેટલાકનો હાથ અણવિચાર્યો સ્ટેથોસ્કોપ લેવા ખીસ્સા તરફ લંબાયે, એટલામાં તો ભગવાનની આંખ ઉઘડી!

બાહ્ય વિપક્ષે પ્રચંડ માનવ મેદનીમાં વાયુ વેગે સમાચાર ફરી વળ્યાઃ 'ઇશ્વર જીવે છે!' ધર્માચાર્યોને, ભૂદેવોને, શ્રદ્ધાળુ વર્ગને અપાર સંતોષ થયો, ત્યારે બિચારા નિરીશ્વરવાદીએ કંઇક નીચું જોવા લાગ્યા. ત્હેમના આનંદમય મુખ ઉપર વિષાદની છાયા છવાઇ.

ડૉક્ટરોમાં નવું ચેતન જણાવા લાગ્યું, કેટલાક ઓકસીજન, વગેરે ચેતના પ્રેરક વસ્તુએ લઇને ઇશ્વર તરફ દોડવા લાગ્યા. પણ ઇશ્વરે તેમને ત્યાંજ સ્થંભી જવાની ઇશારત કરી અને ગંભીર સ્વરે ભાષણ કરતા હોય તેમ બોલવા લાગ્યાઃ "માનવ નગરનાં ઓ સ્ત્રીઓ અને પુરૂષો, જાણે કે મ્હારો અંતિમ કાળ નજીક છે. અને તેથી જ હું ત્હમારી સમક્ષ મ્હારો છેલ્લો એકરાર કરવા ઇચ્છું છું.

સૃષ્ટિના સર્જનકાળની આ કથા છેઃ મ્હારો જન્મ ક્યારે અને કેવી રીતે થયો તે કોઇને ખબર નથી.

એક સુંદર પ્રભાતકાળે કોઇ એક મહા માનવીની વિચારસૃષ્ટિમાં હું કલ્પના તરીકે એકાએક પ્રગટયો.

કેટલાય કાળથી એ માનવી 'આ બધું કેમ ઉત્પન્ન થયું?' તે પ્રશ્ન તેના દિલને પૂછતો હતો. આ વાદળાં, આ સૂર્ય, આ વૃક્ષ બધું કેવી રીતે પ્રગટ થયું તે માટે એ વિચાર કરતો હતો. પછી સૃષ્ટિ ઉપર ભ્રમણ કરવાથી વિવિધ પ્રાણીઓનાં દર્શન થવાથી તે આભો બની ગયો. એકાએક તેને વિચાર આવ્યોઃ "આ સર્વ વસ્તુ એક શક્તિએ ઉત્પન્ન કરેલી હોવી જોઇએ.' અને પછી તેણે પોતાની એ કાલ્પનિક શક્તિને ઇશ્વરનું નામ આપ્યું. સૃષ્ટિના સર્જનકાળમાં માનવ બુધ્ધિનો વિકાસ થયો ન હતો. એટલે તેણે દરેક વસ્તુને માટે તે 'દેવ' હોવાની કલ્પના કરી. આદી કાળના એ માનવીને માટે આકાશનો

દેવ, સમુદ્રનો દેવ, વરૂણ દેવ, અગ્નિદેવ, વાયુ દેવ એમ અનેક દેવ તેમજ દેવીઓ આમ સર્જાયાં. ત્યારે તે અનેક દેવોનું જગત ઉપર દૈવી શાસન શરૂ થયું! પણ જ્યારે માનવીએ પર્યટણ કરવા માંડયું અને સૃષ્ટિની વિશાળતા દૃષ્ટિએ પડવા માંડી ત્યારે તેના દેવની 'શક્તિ'માં પણ વિકાસ થવા લાગ્યો. ત્હેની કલ્પના શક્તિ પણ વધુ તેજસ્વી બની. અને તેમાંથી એક 'મહાન ઇશ્વર'ની કલ્પનાનું સૃજન થયું!

આ સર્વશક્તિમાન ઇશ્વરની શક્તિ સર્વ દેવો કરતાં. મહાન ગણાઇ. પછી તો પેલા દેવો બધા ઇશ્વરના હાથ નીચેના ન્હાનકડા અધિકારીઓ જેવા બની ગયા; છતાં કલ્પના તો વિસ્તરતી જ ચાલી અને સ્વર્ગ લોકનું સૃજન થયું!

સ્વર્ગ લોકના એ સૃજન કાળ પછી મ્હારી સત્તા વધુ વિસ્તરતી ચાલી. તે વખતમાં જગતની માનવજાતિમાં શાસક અને શાસિત એવા બે વિભાગ નહોતા પડયા. માનવ સૃષ્ટિ ત્યારે પણ આદીકાળની સ્થિતિમાં પર્યટણ કરતી હતી.

પણ પછી માનવપ્રજા ટોળે વળી રહેવા લાગી ત્યારે ભયની લાગણી જન્મી અને તેથી એક માનવસમુહ બીજા માનવ સમુહ ઉપર પોતાના પશુબળથી વિજય મેળવી, તેમને ગુલામ બનાવી ત્હેમની મ્હેનત ઉપર મોજ કરવા લાગ્યો. આ મોજ કરનાર વર્ગ તે શાસક વર્ગ (Ruling Class.) તે વર્ગ શાસિત વર્ગ ઉપર અનિયંત્રીત અધિકાર જમાવવાના નવા નવા માર્ગો શોધવા માંડયા. અને છેવટે પોતાના લાભ અને હિતની જાળવણી માટે પાંચ પ્રકારનાં સાધનો શોધી કાઢયાં. તે આ: (૧) લશ્કર, (૨) પોલીસ, (૨) શિક્ષણની સંસ્થાઓ, (૪) ધર્મ અને (૫) હું પોતે એટલે ઇશ્વર!

પેલા શાસક વર્ગે તે પછી પોતાની સત્તા મજબૂત બનાવવા ગુલામોને મારે નામે કહ્યું: 'ઇશ્વરે ત્હમને ગુલામ સૃજાવ્યાં છે માટે ગુલામી એ દૈવી વસ્તુ છે એમ માનીને ગુલામી વેઠી લો!' આમ ઇશ્વર સૃજીત વસ્તુઓ અને વિચારો માનવી હૃદયમાં એટલે સુધી દૃઢ થઇ ગયા કે માનવ સૃષ્ટિને સરજાયે દીર્ઘ કાળ વીતી ગયો છતાં હજી શાસકવર્ગ પોતાના સ્વાર્થ માટે મ્હારો ઉપયોગ સારી રીતે કરી શકયો છે, અને કરી રહ્યો છે.

મ્હારે તમારી આગળ ભારે શરમ સાથે અત્યારે કબુલ કરવું રહ્યું કે, મ્હારા નામના ઉપયોગથી જગતમાં જેટલો માનવ સંહાર થયો છે તેટલો બીજા કોઇ માટે કોઇ કાળે નહિં થતો હોય. મ્હારે સારૂ હજારો મનુષ્યોએ બલિદાન આપ્યાં છે. વિજેતાઓની ઇચ્છાને ધાર્મિક સ્વરૂપ આપી કરોડો જનનો સંહાર પણ જગત ઉપર મારે જ નામે થયો છે. આમ ધર્મ અને ઇશ્વરને નામે થયેલા જન સંહાર માટેની જવાબદારી કોને શીરે મૂકવી, તે હવે તમે જ વિચારી લેજો.

મારા નામે સામાન્ય જનતાની પ્રગતિ અટકાવવા માટે પણ ઘણું થયું છે. સેંકડો બુદ્ધિમાન મનુષ્યો મ્હારાંમાં વિચાર કરતાં કરી દઇને તેમની દ્વારા માનવજાતિનું થતું કલ્યાણ અટકાવવામાં, તેમજ તેમની વિચક્ષણ બુદ્ધિમતાને 'મ્હારાં' સ્વરૂપના ચિન્તનમાં અટવાવી દઇને તેમને ભ્રમિત કરી દેવામાં મારા નામનોજ દુરપયોગ થયો છે. પોન્ડીચેરીમાં બેઠેલા અરવિન્દ બાબુ જેવા જવાનીમાં અપૂર્વ બુદ્ધિમતા અને તેજસ્વીતાનો પરિચય આપી હિંદના રાજ્ય પરિવર્તનને શકય કરી બતાવે તેવી આશા આપનારા માણસને કારાગૃહમાં મ્હારા નામનું ... લાગ્યું. અને હવે

તો તે એકલા પોન્ડીચરીમાં મ્હારા નામનો જાપ કરતા બેઠા છે! તેથી મને કોઇ બ્રિટિશ શાહીવાદનો મિત્ર કહે તો તેમાં કંઇ અસત્ય નથી. કારણ કે હમેશાં શાસક વર્ગે હું એમનો પરમ મિત્ર હોઉં તે રીતેજ મારા નામનો ઉપયોગ કર્યો છે અને મેં કદી તેમનો વિરોધ નહિં કરીને તેમની આજ્ઞાનું જ પાલન કર્યું છે.

જ્યારે જંગલી પ્રજાના માનવોને પકડીને ગુલામ તરીકે વેચવામાં આવતાં, ત્યારે તેમને મારી પ્રાર્થના કરવાનું કહેવામાં આવતું! આમ મ્હારે લાગતા વિચાર અને શ્રધ્ધા વડે તેમની ગુલામી ચિરંજીવી બનાવવામાં આવતી.

મેં માનવજાતિનાં શાસક વર્ગનું કામ તેની મરજી પ્રમાણે કર્યું છે. જો કે તે મ્હારો વિધાતા નથી. પણ મ્હારી સત્તાના પ્રચારમાં તેજ સહાયક છે. જ્યારે શાસક વર્ગ રાજા તરીકે જગતમાં અન્ય ઉપર શાસન કરતો હતો ત્યારે તે મ્હારો અંશ છે એમ તેણે મનાવ્યું હતું. જ્યારે તે પ્રજાસત્તાકના પ્રજાતંત્ર નીચે છૂપાઇને જગત ઉપર રાજ્ય કરતો હતો, ત્યારે હેના વિજય વાવટા ઉપર મ્હારા નામે આશિર્વાદ અપાયા હતા. હેના વેપારની ખીલવણી માટે થયેલી અનેક લડાઇઓમાં મ્હારી સક્રિય સહાય તેને મળી હતી. હેના વિજય માટેની પ્રાર્થનાઓથી મારાં મંદિરો ગાજી રહ્યાં હતાં. જગતની અભણ જનતા આમ મારે નામે ઠગાઇ હતી. ખરેખર મ્હેં આ રીતે જગતની ગુલામ બનેલી જનતાનો, ગંભીર ગુન્હો કર્યો છે. હેમના દુઃખના વખતમાં મ્હારામાં શ્રધ્ધા રાખી હેમણે બધું સહન ન કર્યું હોત તો કદાચ હેઓ ગુલામ જ બન્યા ન હોત. હેમના દુઃખનું હું અનેકવાર અયોગ્ય ઔષધ બન્યો છું. જ્યારે હેમણે જાગવું જોઇએ ત્યારે હેમને સુવાડી દેવામાં મારા નામથી શામકો શક્તિમાન નિવડ્યા છે.

વિશ્વના આમ વર્ગની સામે હમેશાં મારા નામે ભયંકર કાવત્રાં રચાયાં છે. હેમને ગુલામીમાં રાખવા માટે અનેક ઉપાયો લેવાયા છે. તે સર્વ ઉપર મારે નામે ઇશ્વરી આશીર્વાદ ઉતારી હેને નીતિમયતાનું ખોટું સ્વરૂપ અપાયું છે. શાસક વર્ગના લાભને ખાતર મ્હારૂં નામ આ સર્વ પ્રપંચજાળ ઉપર વપરાયું છે. તેથી નીપજતી આમ વર્ગની કત્લેઆમની ગંભીર જવાબદારીમાં સહુથી મોટો ફાળો મ્હારો છે. પૃથ્વી ઉપર કચડાઇ રહેલા આમવર્ગના આ અક્ષમ્ય ગુન્હાનો હું એકરાર કરૂં છું"

અને મ્હારાં પાપોની કથા અહિંથી જ અટકતી નથી. ધાર્મિક ઝઘડાથી પરસ્પર ખેલાયલાં અનેક યુધ્ધો માટે પણ હુંજ જવાબદાર છું. કોમ કોમ વચ્ચેના વૈમનસ્યનું હુંજ કારણ છું. અને તેથી થતા જનસંહારનો તો હું સીધો જવાબદાર છું. તે ગુન્હાનો પણ હું એકરાર કરૂં છું.

માનવ જાતિના મારા નામે ટકેલા બે વર્ગમાંથી મ્હેં માત્ર નાનકડા શાસક વર્ગની સતત સેવા બજાવી છે. અને તે સેવાના બદલામાં એ વર્ગે મ્હારા કિર્તીસ્તંભો (મંદિરો) બાંધ્યાં છે. મારી સતત સેવાના પુરસ્કાર તરીકે તેમણે તે મંદિરોમાં મારી મર્તિઓ મકી, તેના શિખર ઉપર સોનાના કળશ ચડાવ્યા છે; અનેક હીરાજડીત આભપણોથી મારી મૂર્તિઓને શણગારી છે. મ્હારી ભવ્ય સેવાનો આતો અલ્પ પુરસ્કાર છે. તે ઉપરાંત મારી સેવાના બદલામાં મ્હારા વિશે અનેક પુસ્તકો તેમણે લખાવીને તેમજ મ્હારે વિશે અનેક ચર્ચાઓ

કલ્પનાને પોતાના લાભ સાધી ભોળી જનતાના હૃદયમાં મારા નામનું ધીમું ઝેર દાખલ કર્યું છે.”

અને પછી છેલ્લી વખત બોલી લેવાતું હોય તે રીતે તેમણે કહ્યું: “માનવ નગરની ઓ માનવજાતિ! મ્હારી આ આખરી વિદાય છે. ત્હારી કલ્પના સૃષ્ટિએ મ્હને ઉત્પન્ન કર્યો, ત્હારી કલ્પનાના વિશાળ પટમાં ત્હેં મ્હને ખેલતો કર્યો. આજે હું હવે તારી વિદાય થાઉં છું. કેમકે તારા બુધ્ધિમાન બંધુઓએ કુદરતી તત્ત્વોનું પ્રથક્કરણ કરીને એ સમણાંસમી કલ્પનાનો ભ્રમ ખુલ્લો કરી નાખ્યો છે.

માનવજાતિ! મ્હારા ત્હને છેલ્લા પ્રણામ છે. આથી મારે માટેની ત્હારી સમગ્ર કલ્પનાનો વિનાશ થઇ જશે. સકળ માનવ સમાજને મારા છેલ્લા વંદન કરી ઇતિહાસમાંથી આજે હું લોપ થાઉં છું. સૃષ્ટિના સર્જનકાળથી હું કલ્પના રૂપે તમારી સાથે રહેતો આવ્યો છું. આપણો આમ સર્જનજૂનો સંબંધ તમારા જ્ઞાનના વિકાસ સાથે આજે તૂટે છે. તેની સાથે તમારાં પૂરા જૂનાં કલ્પના બંધનો પણ છૂટે છે. તમારો સર્વ રીતે સ્વતંત્ર વિકાસ વાંચ્છતો, હું ફરીથી સહુને વંદન કરી વિદાય થાઉં છું!”

એ શબ્દો છેલ્લા રહેવાને સરજાયેલા હતા. કારણ કે તે પછી તરતજ ઇશ્વરે પ્રાણત્યાગ કર્યો. તેમના શરીરમાંથી ચેતના ચાલી ગઇ.

ઇશ્વરના અંતકાળની છેલ્લી પળો વહી ગઇ પણ માનવનગરની જનતા ઉપર તેની ભારે ઉંડી અસર પડી. તુર્તજ ફરીથી વાતાવરણ પલટાઇ ગયું. કેટલાકો નૃત્ય કરવા લાગ્યા, સ્વતંત્રતાનાં ગીત ગાતા થનથનવા લાગ્યા, ત્યારે બીજા કેટલાક ભયાનક ભાવિનો વિચાર કરતા શોકસાગરમાં ડૂબી જ ગયા! તેમણે ઇશ્વરના મૃત્યુથી આવનારી આપત્તિઓની પળો ગણવા માંડી! સૃષ્ટિનું ચક્ર તેમને સ્થંભી જતું જણાયું! માનવજાતિનો નાશ થતો તેમણે કલ્પ્યો!

પરંતુ તેવું કશુંજ બન્યું નહિં. સૂર્ય હજુ જેવો ને તેવો પ્રકાશ આપતો હતો, પવન અવહી રહ્યો હતો, પક્ષિગણ આકાશે કલ્લોલ કરતાં ઉડી રહ્યાં હતાં; નદીઓ વહી રહી હતી અને મનુષ્યો શ્વાસ લેતાં જીવતાં હતાં. પણ રાત્રિ કેવી જશે તેની શ્રદ્ધાળુઓને ચિંતા હતી. તે રાત્રિ આવી. શ્રદ્ધાળુએ ધારેલી ભયાનક કાળરાત્રિ આવી. શ્રધ્ધાળુઓએ કલ્પેલી સૃષ્ટિના પ્રલયકાળની પૂર્વ રાત્રિ શરૂ થઇ પણ નભમંડપમાં હંમેશની માફક તારાઓ ચમકવા લાગ્યા; ચંદ્ર પણ હંમેશની માફકજ ગગનપટમાં દેખાયો, નક્ષત્રો પણ માનવોની અલ્પતા ઉપર હાસ્ય કરતાં હોય તેમ કુદરતી ક્રમ પ્રમાણેજ ગતિ કરવા લાગ્યા. કંઇજ ભયંકર, કશુંજ અમંગળ બન્યું નહિં. ત્યારે પેલા શ્રધ્ધાળુ માનવોની ખાત્રી થઇ કે ઇશ્વર વગર પણ સકળ સૃષ્ટિ ચાલ્યાંજ કરે છે. અને ત્યારેજ આવી પડનારી આપત્તિઓની કલ્પનાથી અકળાતા શ્રધ્ધાળુ વર્ગને શાંતિ થઇ તેમજ એ વિસ્મયકારક પ્રસંગથી ઉભી બની ગયેલી માનવમૂર્તિઓ, ઇશ્વરી કલ્પનાનું ઘેન ભર્યું મોહક વાતાવરણ ઓસરી જતાં સત્ય પરિસ્થિતિનું ભાન થવાથી સ્વતંત્રતાથી નાચવા, કૂદવા લાગી!

પછી તો માનવનગરમાં આનંદોત્સવ મંડાયો, એતો મુક્તિનો પ્રથમ દિન. યુગોથી કલ્પનાના બળ નીચે કચડાયેલાંઓ ત્યારે સાચી મૂક્તિ પામ્યાં. માનવ બુધ્ધિને અટવાવી નાંખનારી મહાકલ્પનાના ઘાતક બળમાંથી મૂક્ત થઇ, જે કલ્પનાના બળ ઉપર જુલ્મી રાજાઓનાં શાસન ટક્યાં હતાં, જે

કલ્પનાના બળના આધારે સામ્રાજ્યો સ્થપાયાં હતાં, વિસ્તરાયાં તેમજ સ્થિર થયાં હતાં, જે કલ્પનાની અંધારીમાં સમાજના અગ્રણી બુધ્ધિમાનોએ વર્ષો સુધી ચિંતન કરવામાં જીવન ગુજાર્યાં હતા, છતાં તેમનાથી કશા જ નિર્ણય ઉપર આવી શકાયું ન હતું: તે કલ્પનાની વિનાશક અસરમાંથી તેઓ બધા સ્વતંત્ર થયા હતા. આમવર્ગના ઉત્થાનને રોકતી, શાસકવર્ગના હિતને રક્ષતી, આચાર્યવાદ અને સંસ્કારસ્વામીઓની આપખુદીને પંપાળતી એ ભયંકર કલ્પનાની જંજીરોમાંથી તેઓ સ્વતંત્ર થયા હતા. તેનો માનવ મંદિરોએ ઉત્સવ આરંભાયો. ઉત્સવને અંતે માનવનગરની સરહદ આગળ તેમણે મોટો સ્તંભ ઉભો કરી અંદર ઉંડા અક્ષરો કોતરાવ્યા :

**"ઇશ્વરની કલ્પના આ પ્રદેશ ઉપરથી નાશ પામી છે"**

ગામડાનો છોકરો પહેલ વહેલો શહેરમાં આવ્યો હતો. રસ્તે જતાં એક ખુબસુરત બાઇને મોંઢા ઉપર જાળી નાંખીને જતી જોઇ.

"આ બાઇને કરડવાની ટેવ હશે?"

"કેમ?"

"મારો એક બળદ કરડતાં શીખ્યો ત્યારે એના મોંઢા ઉપર જાળી બાંધતા હતા!"

• • •

"મારી સ્ત્રીએ મને છેતર્યો."

"તેં તે શી રીતે જાણ્યું?"

"તેણે મને ગઇ કાલે કહ્યું કે જો હું મધરાત પહેલાં ઘેર નહિં જાઉં તો તે ગળે ફાંસો ખાઇને આત્મહત્યા કરશે."

"પણ તેને છેતરવાની સાથે શું સંબંધ?"

"કેમ, તેણે તેમ કર્યું નહિં."

પ્રણયીઃ "કદાચ મારા શરીર ઉપર જે કપડાં છે એટલીજ મારી મતા છે; એ જાણ્યા પછી તું મને પરણવા તૈયાર થઇશ ખરી?"

પ્રણયિનીઃ "ખુશીથી વહાલા; માત્ર તારે મને એટલી ખાત્રી આપવી પડશે કે, મારાં કપડાં વસાવવામાં બીજાનાં ખીસાં ઉપર કાપ મુકવામાં તું પાવરધો છે."

• • •

"તમારી બત્તીમાં હમેશાં ઝાંખો પ્રકાશ આવવાની ફરીયાદ તો નથી?" કંપનીના ઇન્સ્પેકટરે પછ્યું.

"નારે ના." ઘર ધણીએ કહ્યું.

ત્યારે તો એમજ કહોને કે અમુક વખતેજ તેમ થાય છે?"

"હા, માત્ર સૂરજ આથમ્યા પછી જ."

# રૂક દેતે હય કરદમ, સબ કામ ભુલ જાતે હયે!



અમારા હીંદી અને અમેરીકન કળાધરોના એન્લાર્જમેન્ટ અને પેન્ટીંગો જોનારના મુખમાંથી Automatically ઉપલું વાકય સરી પડે છે! એવાં સુંદર કળામય કામો નીરખવા અમારી આર્ટ ગેલેરીમાં પધારવા અમારૂં આમંત્રણ છે. અમારે ત્યાં ફકત હીંદીજ નહી પરંતુ અમેરીકન-યુરોપીઅન અને જરમન આર્ટીસ્ટોનું બી કમાલ કામ મળશે. ટુંકમાં આર્ટની લાઇનનું દુનીયાના ગમે તે પ્રદેશનું માંગો તેવી જાતનું કામ મળશે. ફકત એક વાર અમોને મળો—અમારી આર્ટ ગેલેરીમાં પધારો.

**રૂ. ૩ થી માંડી માંગો તેવું તમારા ટેસ્ટની છેલ્લા ટોચ સુધીનું કામ!**

માંગો તેવું સસ્તું યા મોંઘું, તેવું હલકું યા ઉંચું, જેવું જોઇએ તેવું કામ મળશે.

**જેઓનાં નામો તમારી જીભને ટેરવે રમી રહયાં છે તેવાઓનાં મળેલાં સરટીફીકેટોમાંના થોડાં મુબારક નામોઃ—**

મી૦ હોમી પી. મોદી M. L. A. મી૦ જહાંગીર બી. પીટીટ M. L. C. મી૦ કે. એમ. મુનશી M. L. C. Advocate, ખાનબહાદુર જે. ઇ. બાટલીવાળા, દરબારશ્રી દેશાવાળા, સૌ. હંસા મ્હેતા, સૌ. લીલાવતી મુન્શી વીગેરેનાં અનેક સરટીફીકેટો જોવાને ખુલ્લાં છે.

ઓરડર ગમે ત્યાં આપો પરંતુ તમારા ફોટા સાથે અમોને જરૂર મળો. અમારો વરસોનો અનુભવ તમને ઘણો ઉપયોગી થઇ પડશે. Consult કરી Free Advice લેવાનું ના ચુકતા! ભળતે ભુલાવે ના ખાતા! તમારા પઇસા કયાં ગવાશે તેનો વિચાર કરો! લલચાવનારી ઓફરોથી લલચાતાં પહેલાં અમોને મળો! કારડ લખો ઘેર બેઠાં ઓરડર લઇ જવાની સગવડ.

ટાઇમઃ-સવારના ૯ થી સાંજનાં ૮. રજામાં ખુલ્લી.

ખરચેલાં નાણાંનો પુરો બદલો આપતું માનીતું મથક.




# એક્સેલસીઅર ફોટો એન્લાર્જીંગ કું૦,

પી. ૩૬૬, ઠાકોરદ્વાર, વાડલે બીલ્ડીંગ, ઠાકોરદ્વાર પોસ્ટ ઓફીસ પાસે, મુંબઇ નં. ૨.

# નવયુગનો પયગંબર

અનુવાદક : ડૉ. મંજુલાલ દવે એમ. એ. પીએચ્. ડી. ડી. લીટ.

[ લેખાંક બીજો ]

હવાં એક અન્નક્ષેત્રનો વૃદ્ધ સંરક્ષક આવ્યો ને મયુરને વિનવી રહ્યો કે "ખાન પાન સંબંધી અમને કંઇક ભાખી રહો."

અને તેણે જણાવ્યું:

"હું તો ઇચ્છું છું કે તમે ગંધવતીની પ્રેમલ પરિમલ પી જીવી રહો: એક હવાઇ ફૂલરોપ સમા પ્રકાશ પચવી પ્રફૂલ્લી રહો–પ્રસન્ન રહો.

પરંતુ તમારી તૃષા છીપવવા તમારે કોઇક નવજન્મ્યા પશુઓને તેની માતાના દૂધ થકી વિમુખ કરવાનું હોય તેમ તમારી ક્ષુધા તૃપ્ત કરવા તમારે કોઇક વનસ્પતિ વા પ્રાણીને તેના જીવન–પ્રવાહમાંથી વંચિત કરવાનું હોય ત્યારે તો જરૂર તે તે ક્રિયા પૂજન-ક્રિયા સમી હો: તે તે ક્રિયા ગીતાકાર વર્ણવે છે તેમ પ્રભુપ્રીત્યર્થ હો:

જે કરે, ખાય ને પીયે,
જે હોમે, દાન જેહ દે:
જે તપે તપ કૌન્તેય !
સર્વ તે અર્પ તું મને"

કોઇક અનન્ય યજ્ઞક્રિયા સમા તમારા એ ખાદ્ય ને પેયના સૌ ઉપભોગ હો: હો પૃથિવીના મહાયજ્ઞને અનુરૂપ–અનુગુણ:

દેવો મનુષ્યોને પોષે ને તે દ્વારા અન્યોન્ય પરમશ્રેયની પ્રાપ્તિ કરી રહે તેમ તમારા આ ખાનપાનના વિહાર યોજાઇ રહો; આથી એક પ્રાણીનો વધ કરતાં હૈયામાં ઉચ્ચરી રહો:

"જે શક્તિવડે તું હણાય છે, તેજ શક્તિ વડે હુંય હણાઉં છું: હુંય ત્હારી જેમ અન્ન થઇ રહીશ.

"કારણ જે કાનુનથી તું મ્હારા હાથમાં આવેલ છે, તેજ કાનુન વડે હું કોઇક વધારે બળવંતા હાથને વશ થઇ રહીશ.

"ત્હારૂં તેમ મારૂં રક્ત ઉભય એકજ જીવનરસ ઝગી રહેલ છે; એકજ વિરાટ વૃક્ષને ઉગવી–ઉછેરી રહેલ છે."

આજ રીતે એક ફૂલનો ધ્વંસ કરતાં હૈયામાં ઉચ્ચરી રહો:

"ત્હારાં બીજ મ્હારા શરીરમાં નિવસશે,

"ને આવતી કાલની ત્હારી કલિઓ મ્હારા હૈયામાં પુષ્પરૂપે પ્રકટી રહેશે:

"ત્હારી સુગંધ મ્હારા શ્વાસોચ્છ્વાસની સિતારી બનશે:

"ને એ રીત આપણ સંગે સર્વ ઋતુ-ઓમાં મુદીશું—મ્હાલીશું, અણમુલું આલ્હાદીશું."

પાનખરમાં જ્યારે દ્રાક્ષો વેડી રહો ને દ્રાક્ષાસવ કાજ તેમને આસવ–યંત્રમાં નાંખી રહો, ત્યારે ય આટલું શું હૈયામાં ઉચ્ચરી રહેજોઃ

"હુંય એક દ્રાક્ષવાટિકા છું, ને મ્હારા ફ્લે એકદા એ યંત્રમાં એકત્ર મૂકાઇ રહેશે:

અને નવનવીન આસવની જેમ હું ય શાશ્વત પાત્રોમાં સદા રખાઇ રહીશ: પ્યાલે પ્યાલે લખાયેલ નામમાં પ્રભુમયતા પિછાની રહીશ."

આથી શરદ્કાળે પ્રત્યેક પ્યાલે આસવ રેડતાં–ભરતાં હૈયામાં તેમને વિષયે એક એક ગીત ગુંજી રહેજો; અને એ ગીતમાં પાન-

ખરના દિનોની, દ્રાક્ષવાટિકાની તથા, આસવ યંત્રની સ્મરણસંદિનાઓ ગુંથન્તે–ગાન્તે...”

* *
*

પછી એક ભૂમિ ખેડનાર ખેડુત આવ્યો ને વદ્યોઃ “અમને કાર્યભાવ વિષે જણાવી રહો.”—

અને મયુરે ઉત્તર દીધોઃ

“કાર્ય એટલેજ પ્રગતિ–પૃથ્વી તથા પૃથ્વીના આત્મા સંગે એટલીજ ત્વરાથી ધપી રહેવું તેનું નામ કાર્ય.

આથી ઋતુઓના વિહારમાં અણજાણ્યા ન દીસવું હોય, અને અનંત પ્રત્યે પગલાં ભરતાં જીવનરથના ઐશ્વર્યચક્રમાંથી વિમુખ ન થવું હોય, તો અકાર્યધ્યાન થના અટકજો –તો આળસ, તંદ્રા ને નિંદ્રામાં કાળક્ષેપ કરતાં વિરમજો.

જ્યારે જ્યારે તમે કંઇ કાર્યનિમગ્ન હો છો–અસમત્ ઉત્પાદક ને પ્રગતિકારક–ત્યારે ત્યારે તમે અનંતની પ્રત્યેક પલને કોક અજબ સ્વરમાધુરી વડે પ્રફુલ્લ કરતી વીણા સમા વિહરી રહો છો—વિલસી રહો છો.

દશ દિશ કોક અગમ્ય અતર્પ્ય ગાન સુણાઇ રહેવું હોય ત્યાં તમારામાંથી કોણ મૂક ને અવાક ઉભશે? પૃથ્વી તથા વ્યોમનાં સાગરગીત જ્યાં અન્યોન્યને મળવા ધપતાં હોય ત્યાં તમારામાંથી કોણ આળસ ને તંદ્રામાં ઘોરશે?

પણ હાય! કોણ જાણે કેમ હમેશ તમને કહેવામાં આવે છે કે કાર્ય તો એક શાપ છે, ને શ્રમ માત્ર દુર્ભાગ્ય છે.

પણ હું તમને કહું છું—સર્વકોઇ મ્હારી શક્તિ સમેત તમને સાગુની રહું છું–કે જ્યારે જ્યારે તમે કાર્યનિમગ્ન થાઓ છો ત્યારે ત્યારે તમારા દ્વાન પૃથ્વીના એક પરમાવધિ સ્વપ્નને તમે સત્યને સાર્થ કરી રહો છો, ત્યારે ત્યારે તમે જીવનને આયુષ્યને જગતને તથા જગન્નાથને સાચી રીતે ચ્હાઇ રહો છો–ભજી રહો છો;

અને જીવનને ચ્હાવું–કાર્યરત થઇ જગતને તથા જગન્નાથને ચ્હાવાં—એટલેજ જીવનના ઉત્તમોત્તમ રસરહસ્યને પણ પિછાની રહેવું; ઉપનિષદ્ભાખ્યું જાણવાનું સૌ જ જાણી લેવું.

પરંતુ દુઃખ વા દર્દમાં ઝંપલાઇ ક્ષણેક તમે એવું વિચારશો કે જન્મ એટલે ત્રાસ ને શરીર એટલે શાપ, તો હું તમને સચોટ જણાવીશ કે એ શાપને ને એ ત્રાસને ભુંસવા કાર્ય સમું બીજું કંઇજ અહીં પવિત્ર નથી.

વળી તમને એમ પણ કહેવામાં આવેલ છે કે જીવન એટલે અંધકાર ને કોક કોક વેળ તમેય શ્રાન્ત ચિન્તાગ્રસ્ત થઇ એનું એજ ચીન્તવી–લવી–પુકારી રહો છો.

અને હું તમને કહું છું કે જરૂર જીવન અંધકાર છે–સિવાય કે જ્યારે તેનામાં કાર્યધગશ હોય, અને સર્વ ધગશ અંધ છે,– સિવાય કે તેનામાં જ્ઞાનનાં તેજ હોય, અને સર્વ જ્ઞાન વૃથા છે, સિવાય કે જ્યારે તે ક્રિયાસંપન્ન હોય, ને સર્વ ક્રિયા મિથ્યા છે, સિવાય કે તે પ્રેમપૂર્ણ–ભાવપ્રપૂર્ણ હોય;

અને જ્યારે તમે પ્રેમપુરઃસર કાર્ય કરો છો ત્યારેજ તમે સાચી રીતે તમારી પોતાની સંગે સંકળાઓ છો ત્યારેજ, સૌ વિશ્વની ને વિશ્વરાજની સંગે તમે એકરૂપતા અનુભવી શકો છો.

અને એ વિશ્વસ્વામી ય કાર્યનિમગ્ન નથી શું? તેણે પોતેજ પોતાને સ્રષ્ટિબંધનોમાં સદર્પ સાંકળ્યો નથી શું? તે પોતેજ આપણુ સર્વ સંગે પ્રેમભાવે સદા માટે બંધાયેલ નથી શું?

—અને એ પ્રેમભાવે કાર્ય કરવું એટલે શું? જાણો છો?

—એ તો તમારા અંતરના વાણાતાણા વડે વસ્ત્રને વણવું, એવી ભાવનાથકી કે તમારૂં પ્રિય પાત્ર જ તે વસ્ત્ર પ્હેરનાર છે.

—એ તો સ્નેહથી, મમતાથી, માયાથી ગૃહ બાંધવું, એવી પ્રસન્નમન ભાવના વડે કે તેમાં તમારૂં પ્રિયતમ જ વસનાર છે.

એ તો સુકોમળતાથી બીજને વાવવાં ને આનંદથી પાકને લણવો, જાણે તે દ્વારા તમારા પ્રીતિપાત્રનાં જ ભૂખ ને તરસ તૃપ્ત થવાનાં હોય.

જે જે કાંઇ કરવું તે તે સર્વને તમારા અંતરાત્માની વિદ્યુતવડે રંગવું—રસવું; દેવો તથા પિતૃઓના સાક્ષિત્વ વડે તેને અમર કરવું—અમૃત કરવું.

ઉપરાંત વારંવાર મેં તમને જાણે નિદ્રામાં હો તેમ બોલતાં સાંભળ્યા છે કે: "પોતાના આત્માને આરસમૂર્તિમાં કોરનાર એક શીલ્પી હળ ખેડનાર ખેડુત કરતાં વધારે ઉમદા છે: વધારે યશસ્વી છે: અને એજ પ્રમાણે મેઘધનુના રંગોને ઝીલી તત્સમ ચિત્રભાવ આંકનાર એક ચિત્રકાર આપણાં પગરખાં કરનાર મોચી કરતાં વિશેષ સન્માનપાત્ર છે."

પરંતુ હું તમને નિંદ્રામાં નહીં પરંતુ સંપૂર્ણ જાગ્રતિમાં ઉભી જણાવું છું કે પવનલહરી જેટલી સુમધુર રીતે એક રાક્ષસી ઓકવૃક્ષને પોતાની અમૃતકથા સુણવી રહે છે તેટલીજ તે નાનકડા ઘાસના પાંદડાનેય ભાખી રહે છે;

અને ઉમદા તથા યશસ્વી, ઉત્તમ તથા સન્માનપાત્ર તો તેજ એક છે જે સમીરસરોદને પોતાના અંતરની પ્રેમભરતી વડે મધુરતર સંગીતરૂપે નિયોજી શકે.

કાર્ય એટલેજ પ્રેમનું પ્રાકટ્ય, અને જો તમે પ્રેમપુરઃસર કાર્ય ન કરી શકો તેમ હો, ઐક્યથી સંવળાયથી ને મિઠાશ તથા સૌજન્યથી અન્યોન્યના સત્કાર સાધી શકો તેમ ન હો, તો તો બ્હેતર છે કે તમારે કાર્ય સૌ પડતાં મુકવાં ને મંદિરને દ્વાર હાથમાં કમંડળ લઇ ભીખ માગતા ઉભવું ને આનંદપુરઃસર કાર્યનિમગ્ન જનો જે કંઇ તમને દે તે ઝીલવું.

કારણ બેદરકારપણે પકવેલ ન્હાનું શું ધાન્ય ભાગ્યેજ કોઇની ભુખ ભાખી શકશેઃ કડવાસ થઇ છુંદેલ દ્રાક્ષ ભાગ્યેજ ઝહર ભરપુર આસવ થતાં અટકશે.

અને—અને જો દેવદૂતો સમા કંઠે તમે ગાઇ શકો તેમ હો, પરંતુ એ ગાનમાં પ્રેમ ન હોય, હૃદય ન હોય, આત્માનાં મિઠાશ તથા માર્દવ ન હોય, તો તો જરૂર તમ એ કંઠનાં ગાન ગર્દભગાન સમાંજ સુણાવાનાં; અસંવાદિત ને અનમિલ કઠોરતા—કર્કશતા રૂપેજ માનવજગત્ સમક્ષ, દિવસ ને રાત્રિ સમક્ષ, જણાઇ રહેવાનાં."

* *

એક સ્ત્રી પછી ઉચ્ચરી રહી:

"હર્ષ ને શોક સંબંધી કંઇક અમને સુણાવી રહો."

અને તેણે ઉત્તર આપ્યો:

"તમારો હર્ષ તેજ તમારો અણઢાંક્યો શોક છે: અને જે ઝરણામાંથી તમારૂં હાસ્ય આજ ઉદ્‌ભવે છે તેજ ઝરણું ગઇ કાલ તમારાં રૂદન—અશ્રુજળે ભરચક ભરપુર હતું.

ખરેખર, એ વિના અન્યથા હોઇ શું શકે?

જેમ જેમ વધુ વધુ ઉંડે શોક તમારો અંતરને તે સારા ય આત્મતત્ત્વને કોરી રહે, તેમ તેમ વધુ ને વધુ હર્ષથી તમે ભરપુર બની શકો.

અને જે પ્યાલે આજ તમે અમૃતમીઠા શરાબ પીઓ છો તેજ પ્યાલું એક કાલે કુંભારની ભઠ્ઠીમાં નહોતું તવાયું શું?

• અને તેજ પ્રમાણે જે મુરલીવડે તમે વિશ્વને આજ આકર્યો છે—આશ્વાસો છો, તેજ મુરલી એક કાળે અનેકશઃ છરીયોવડે વીંધાઇ નીકળતી રહેલ શું ?

હર્ષપ્રફુલ્લ હો ત્યારે હૈયામાં ઉંડેરૂં નીરખી રહેજો. હા, ત્યારે તમને પ્રત્યક્ષ જણાઇ રહેશે કે એકદા જે તમને શોક આપી રહેલ તેજ આજ તમને પ્રહર્ષપૂર્ણ સ્થાપી રહે છે.

શોકનિમગ્ન હો ત્યારેય તેમ ઉંડેરૂં આત્મઅવગાહન આદરજો; ને તમને પ્રત્યક્ષ થશે કે એક કાળે જે તમારા હર્ષનું કારણ હતું તેજ આજ તમ શોકનું મૂળ બનેલ છે.

કેટલાકો તમો કહો છો કે, "શોક કરતાં હર્ષ વધારે મહાન છે"; જ્યારે બીજા કેટલાકો કહો છો કે "હર્ષ કરતાં શોક વધારે મહાન છે";

જ્યારે હું તમને જણાવી રહું છું કે, ઉભય હર્ષશોક અભિન્ન છે, અવિભક્ત છે.

ઉભય સાથેજ પ્રવેશે છે. આથી જ્યારે એમાંનો એક તમસંગે આદરતો—વિહરતો હોય ત્યારે જરૂર સ્મરજો કે અન્ય તમારી શય્યામાં નીંદરે છે.

ત્રાજવાંના બે પલ્લાં સમાં હર્ષ ને શોક વચ્ચે તમે ટંગાળાઇ રહેલ છો.

ફક્ત જ્યારે તમે હર્ષશોક થકી પર હો ત્યારેજ તમે સ્થિર ને સમત્વનિમગ્ન છોઃ

આથી અહમ્—અહમિકાનાં ઉત્પાદક એવા હર્ષશોક સમા સર્વ કોઇ શીતોષ્ણ દ્વંદ્વો થકી પર ઉભવા પ્રયત્નશીલ થઇ રહોઃ જે દ્વારા શાશ્વત શાન્તિને તથા બ્રહ્મનિર્વાણને વરી શકશોઃ સર્વ પાસાના સ્વાસ્થ્યને તથા અપરંપાર વિશ્વકલ્યાણને અનુભવી શકશોઃ"

* *

ઘરનો ચણનારો સ્થપતિ આગળ આવ્યો ને કહેવા લાગ્યો.

અમને ઘર સંબંધી કંઇક સંદેશ સુણાવી રહો.

અને મધૂરે પ્રત્યુત્તર દીધોઃ

"નગર કોટની દિવાલોની મધ્ય ઘર બાંધતાં પૂર્વે અરણ્યમાં તમ કલ્પનાનો એક મંડપ ચણી રહો.

કારણ જેમ સાયંકાળે તમે ઘરને આંગણે આવી રહો છો, તેમ તમારામાંનો દૂર ને એકાકી ભટકનારો કોઇક સાન્ધ્ય તેજની છાયાઓમાં પથિકહીન પથપર ચાલતો એજ દ્વાર શોધતો આવી રહે છે.

"આત્મૌપમ્યેન વિદ્ધિ શરીરમ"ની માફક તમારા ઘરને તમે તમારૂં વિરાટ શરીર જાણી રહો.

સૂર્યનાં ઉષ્મા પ્રકાશને સંજીવન ઝીલી તે વૃદ્ધિ તથા વિકાસ પામી રહે છે, તેમ રાત્રિની શીતળતાને શાન્તિમયતા સ્વીકારી મૃદુલ મધુર નિદ્રા વા સમાધિને વશ થાય છે; ઉપરાંત તે સ્વપ્નવિહોણું નથી. તેનાં સ્વાનમાંજ તે નગર ત્યજી હરિયાળી કુંજોમાં ને ઉન્નત ગિરિશિંગોપર કદીક કદીક સુસ્થતા—સ્વસ્થતા માણતું તમને ક્યાં અણજાણ્યું છે જે?

હું તો ઇચ્છું કે સૌ એ તમારાં ઘરને હાથમાં લઇ જંગલ ને ઝાડીઓમાં છૂટાં છવાયાં રોપી રહું—ઉગાડી રહું.

ખીણો તમારી શેરીઓ બની રહો, ને લીલમલીલા પગથારો તમારા આવજાના માર્ગો થઇ રહો. કુંજે ને નિકુંજે એ રીતે તમ અન્યોન્યની ભેટો—મુલાકાતો રચાઇ રહો—યોજાઇ રહો; ને ગંધવતીની સૌરભો મ્હેંકતાં અંગરખાં વડે પ્રફુલ્લિત તમ ઉરપ્રાણનાં પરસ્પરને અભિજ્ઞાન થઇ રહો.

પરંતુ માનવીને ભાગ્ય એ ધન્યપળ હજી નથી ઉગી. કોઇક ભયમાં પ્રેરાઇ તમારા પુર્વજોએ તમને અન્યોન્યની અતિનિકટ વસાવ્યાં

ને તે ભય હજી કેટલોક કાળ ટકશે. કેટલોક કાળ હજી તમારી નગર દિવાલો તમારાં ઘર ને ખેતરોની વચમાં ઉભી રહેશે.

ઓ પ્રલ્હાદપુરિના નગરજનો! કહો, કહો, એ ઘરમાં શું શું સાચવી રાખેલ છે? શી શી સંપત્તિને જાડા લોઢાના શળીઆવાળા દરવાજાની મધ્ય ગોંધી રાખેલ છે—પૂરી રાખેલ છે?

આત્મામાં શાન્તિ છે? સૌ તમ શક્તિને—સામર્થ્યને પ્રકટ કરતી આંતર શાન્તિ તમે અનુભવો છો ખરાં?

હૈયે સ્મૃતિપુર ઉછળે છે? સૌ તમ ચિન્ત વૃત્તિના શિખરોને ગુંથતી શુધ્ધ સત્યને સાત્વિક ભાવનાની રસ સ્મૃતિઓ ઉરને આંગણ ઉભરે છે ખરી?

કલા સૌન્દર્ય સરસતા વડે તમ પ્રાણપ્રદીપ પોષાય છે—ઇંટ ને માટી, લક્કડને પત્થરથી પર ટેકરીઓની ટોચે નિત્ય મંડાતાં પ્રફુલ્લાય છે? નીલધવલ વાદળીઓની રાસરમણાનાં રસકલા સૌન્દર્ય તમ બાલાન્તરપોષે છે—પ્રસન્ને છે ખરાં?

બોલો આ સૌ તમ ઘરમાં છે? ઘરને આંગણ આ સૌ તમ અનુભવો છો ખરાં?

અવકાશનાં ઓ લાડિલાંઓ! ખરેખરું પૂછાવો તો તમે અંધીઆર ઘોરસમાં તમ ઘરની બ્હાર વિશાળ તમ આત્માની નિઃસીમતાઓ સહિત ક્ષિતિજ પાર્થના તે વિશ્વવિરાટ આકાશી મહાલયોમાં વસો છો—વિલસો છો, જેનાં દ્વારા બાલસૂર્યના પ્રભાતી સોહાગસમાં સુસુન્દર ને ઉજ્જ્વલાં દીપે છે, ને જેનાં વાતાયને સદૈવ દિનરાત્રિની સંગીનતા સમૌનતા ઢળી રહે છે—વિસ્તરી રહે છે.''

***

પછી એક વણકર બોલ્યોઃ "અમને વસ્ત્રો વિષે કંઇક જણાવી રહો.''

અને તેણે ઉત્તર દીધોઃ

"તમારાં વસ્ત્રો ઝાઝેરી તમ સુન્દરતાને ઢાંકે છે અને છતાંય તે અસુન્દરને પરેપરું નથી આચ્છાદતાં.

આથી જે પ્રકારનું ખાનગીપણાનું સ્વાતંત્ર્ય તમે એ વસ્ત્રોમાંથી શોધો છો તે તમને ન મળતાં તેને સ્થાને ઉલટું એક પ્રકારનું બંધન પ્રાપ્ત થઇ રહે છે.

હું તો ઇચ્છું કે સૂર્યનાં રશ્મિ ને વાયુની લહરી સવિશેષ તમારાં ખુલ્લાં ને નવસ્ત્રાં શરીર ઝીલી રહો.

કારણ જીવનના સુરસિક શ્વાસોચ્છવાસ સુર્યકિરણના સરવરમાંથી સદૈવ ઝમે છે; જ્યારે જીવનના પરિમલિત રસાસ્વાદ પ્રત્યેક તેની વાયુની લહરીમાંથી સાંપડી રહે છે.

તમમાંનાં કેટલાકો કહે છે કે એ તો ઉત્તર દિશાના વાયુએ અમ વસ્ત્રોને વણ્યાં છે.

અને હું કહું છુઃ બરાબર છે, એમનો વણનારો એ ઉત્તર દિશાનો વાયુ હતો.

પરંતુ શરમ તેની સાળમાં પરોવેલ હતી, તથા અંગાંગની સુકોમળતા તેના વાણા તથા તાણામાં ભરીપુરી દીસતી.

અને જ્યારે તેનું કાર્ય સમાપ્ત થયું ત્યારે વનવગડાના તેના મહાલયોમાં ખડખડાટ હસી રહેલ.

અપવિત્ર દ્રષ્ટિની સામેજ સભ્યતા ઢાલ રૂપે વર્તે છે, એ ઘટના વીસરશો મા.

અને જ્યારે એ અપવિત્ર દ્રષ્ટિઓ સૃષ્ટિપાટેથી સદાને માટે વણસી રહેશે ત્યારે એ બહિર સભ્યતા એક બંધન રૂપેજ દીસશે.

ઉપરાંત એ પણ ન ભૂલશો કે પૃથ્વી તમારા ઉઘાડા પગને ઝીલી આનંદે છે, તથા વાયુ તમારા વાળસંગે નર્તવા વધુ ને વધુ આકર્ષાય છે.''

* *

પછી એક વ્યાપારી વદી રહ્યોઃ

"ક્રયવિક્રય સંબંધી અમને સુણવી રહો."

અને મયુરે ઉત્તર દીધો:

"પૃથ્વી તમને યથેચ્છ ધનધાન્ય તથા ફલફૂલ દઇ રહી છે; તમારે તો માત્ર તેમને કેવી રીતે ઝીલવાં તેજ જાણવું જરૂરનું છે.

પરસ્પરના એ પૃથ્વીનાં દ્રવ્યોના વિનિમય વડે અપરંપાર વૃદ્ધિ, વિકાસ તથા સંપૂર્ણતા માણી શકાશે: તેમ પરમ સંતોષ તથા શાન્તિ લાધી રહેશે.

પણ આ વિનિમય પ્રેમપુરઃસર, ન્યાયપુરઃસરનો હોવો જોઇએ છે: નહીંતર કેટલાક કેવળ લોભવિવશ વર્ત્તી રહે, જ્યારે બીજાઓ ભુખ ને તરસવિવશ.

જગતના વિરાટ સંમેલનમાં જળસ્થળ નભના સૌ કાર્યધુરંધરો તમો એકત્ર થાઓ ત્યારે જરૂર એ ગંધવતીના પ્રેરક, ચાલક, શાસક, સત્વને આવાહન પાઠવી રહેજો: તમારી વચમાં ઉભી તમારાં માપ વજન તથા મુલ્યગણના પર તે પાવનાં અમૃતબિન્દુ છાંટી રહે તે માટે તેને ઉંડું વિનવી રહેજો.

નિષ્ક્રિય અને આળસુ હાથવાળાને એ તમારા આપલેમા ભાગ ન લેવા દેશો: તેવાઓને કહેશો કે "ચાલો અમારી સંગે સાગર પર વા ખેતરોમાં: અને અમારી જેમ શ્રમ સાધી તે ઉભયનાં દ્રવ્ય અપનાવી રહો."

અને તેમાં જો કોઇ ગાયક, નર્ત્તક વા વીણાવાદીઓ આવી ચ્હડે તો તેમની ય ભેટોને સત્કારજો-સ્વીકારજો: લલિતકલાઓના ઉપાસકોના એ ઉપહારનાં યોગ્ય મુલ્ય મુલવજો.

કારણ એમણે આણેલ વસ્તુઓ કોઇ અનુત્તમ સ્વપ્નસમુદ્રની પ્રેરિત તથા આંદોલિત છે, જેના દ્વારા તમારા આત્માઓ દીસશે ને આલ્હાદશે.

અને એ સંમેલન વીખરાય તે પૂર્વે જો જો કે ન્હાનોસ્નો ય કોઇ કાર્યનો કરનારો-લલિત વા ઉપયોગી કલાઓનો કારીગર-ખાલી હાથે અને અસંતુષ્ટ હૃદયે એ સ્થાનમાંથી ન પળ્યો હોય.

કારણ પૃથ્વીનું વિપુલ એ સત્ત્વ ત્યારેજ સશાન્ત નીંદરશે, જ્યારે તમારામાંના સ્વલ્પાલ્પ સુદ્ધાન્તે સંતોષાયેલ હશે-અતિ ક્ષુદ્ર કલાવાન પણ પ્રફુલ્લ મુખે ત્યાંથી સીધાવેલ હશે."

* * *

અને જેમ જેમ સારા ય વૃક્ષના શાન્ત તથા ગુપ્ત જ્ઞાન વિના ભાગ્યેજ એક પાન સુદ્ધાંતે તેનું પીળું નથી પડી શકતું, તેમજ સારી ય તમ માનવસમાજના સંગુપ્ત જ્ઞાન વિના ભાગ્યેજ તમારામાંનો એક જણ પણ અપરાધી નથી બની શકતો.

એકજ નિઃસરણની જેમ તમે સર્વ એક સંગેજ ચાલો છો; તમારા દેવભાવ, મનુષ્યભવ, વા પશુભાવ પ્રત્યે સૌ સંગેજ વળી રહ્યા છો.

તમે જાતેજ પથ ને પથિક ઉભય છો. અને જ્યારે તમારામાંનો એક પડે છે, ત્યારે તે તેની પાછળનાઓ માટે તેમ તેની આગળનાઓ માટે પડે છે:

એની સ્થિતિ તો ભીંતમાંના પડુ પડુ કરી રહેલ એક પથ્થર સમી છે: તેની પાછળનાએને ચેતવતી બક્ષતી, તેમ તેની આગળનાઓની ગતિ પ્રગતિની પરિક્ષા કરતી.

અને આટલું જરા નગ્ન તથા અપ્રિય પરંતુ દિનકર એવું સત્યે સુણી રહો:

વધ્ય પોતાના વધને માટે ઓછો જવાબદાર નથી.

તેમ લુંટાયેલ પણ પોતાની લુંટને માટે ઓછો ઠપકાપાત્ર નથી.

દુષ્ટોનાં કૃત્યો માટે ધર્મીષ્ઠ પોતાની નિર્દોષતા ત્યજી રહે છે,

ને ભુંડા કર્મના કરનારા વડે પુણ્યાજીના ઉજળા હાથ પણ નાહકના મલિન થઇ રહે છે.

અરે, વારંવાર તો અપરાધીઓ દુભાયેલ જનના ભોગ થઇ પડે છેઃ અને તેથી યે વધુ વખત ધિક્કારને પાત્ર એવા જનો નિર્દોષ તથા નિષ્પાપના ભારને વહનારા દીસે છે.

ન્યાયી–અન્યાયીને તેમ ભલાભુંડાઓને તમે કદી ય જુદાં નહીં પાડી શકો.

કારણુ તેઓ બન્ને એક સાથેજ સૂર્યના તાપમાં તથા વર્ષાદની ઝડીઓ વચ્ચે ઉભે છે, ને તેમના સંયુક્ત કાળા ધોળા વાણા-તાણા વડે સમાજપોત વણાઇ રહે છે.

આથી કાળો એક તાણો વા વાણો લુપ્ત થયે વણકરને સારૂં યે થાન, આખો ય તાકો, સંધી ય સાળ તપાસવાં પડે છે.

એવડ્ઢ કોઇ સ્ત્રીનો ન્યાય કરતાં પહેલાં તેના પતિનાં ઉર–આત્મને ત્રાજવામાં તોળી જોવાં વધારે આવશ્યક છે.

અને એજ પ્રમાણે હરકોઇ ગુન્હેગારને સાટકાના માર મારતાં પહેલાં જેનો તેણે ગુન્હો કીધેલ તેનાં હૃદય તથા આત્માને પરીક્ષવાં વધારે જરૂરનાં છે.

ધર્મ વા ન્યાયને નામે કોઇને ય શિક્ષા કરવી હોય અને અન્યાયના વૃક્ષપર કુહાડીનો ઘા કરવો હોય, તો તે બહેતર છે કે તે વૃક્ષનાં મૂળ પ્રથમ તપાસવાં.

અને ખરેખર, સારાં તેમ નરસાં, ફળવાન તેમ અફળવાન, પ્રત્યેક વૃક્ષનાં મૂળ તો પૃથ્વીના શાન્ત સમૌન હૃદયમાં એક સાથેજ સજ્જોડ ગુંથાયેલ છે.

અને ઓ ન્યાયાધીશો! સત્યનો, ધર્મનો ને ન્યાયનો મદદભાવ વાંછનારા ન્યાયમંત્રીઓ કહો, કહો, શરીરે પ્રમાણિક પણ આત્મે અપરાધી એવા વિષે તમે કિયો ન્યાય ભાખશોજી? શરીરે હણનાર પણ આત્મે જાતે હણાનાર વિષે કઇ શિક્ષા ફરમાવશોજી? ક્રિયા દ્વારા છેતરનાર તથા તથા દમનાર, પરંતુ જાતે દુઃખી ને છેતરાયેલ એવા વિષે કેવી આજ્ઞા ઉચ્ચારશોજી?

અને જેમના પશ્ચાતાપો ભુંડા નિજ કૃત્યો કરતાં ઘણા ઘણા વધારે ઉંડા છે તેમને કેવી રીતે શિક્ષશો?

એ પશ્ચાતાપજ તેમનો ન્યાય નથી શું? અને એ ન્યાયપર જ તમારાં ધારાશાસ્ત્રો રચાવાં ઘટતાં નથી શું? નિર્દોષ તેમ સદોષને તોળી લેવા એ પશ્ચાતાપજ પુરતો નથી શું?

શાન્ત રાત્રિના એકાન્તમાં તેના બોલ સુણાશે ને માનવમાત્ર તેને અનુસરી જાગશે ને ઉરપ્રાણ કોઇક અવનવું અન્વેષણ આદરી રહેશે.

અને ત્યારેજ ઓ પ્રકાશમાં જગતનો ન્યાય ઇચ્છનારાઓ! ત્યારેજ તમને જણાશે કે સ્થિર ને પતિત ઉભય એકજ છે; પશુતાવિરમ્યા માનવ તથા તેથી પરના દેવી ભાવવન્તા ઉભય ન્યાયમાં એકજ છે;

અને મંદિરને ખૂણે ગોઠવાયેલ પથ્થર તેના પાયાના નીચામાં નીચા પથ્થર કરતાં વધુ ઉંચો નથીજ."

# હડતાળ

[એકાંકી નાટક]

: મૂળ લેખક :

ચાર્લ્સ અર્સ્કીન સ્કૉટવુડ

: અનુવાદક :

શ્રી કિશોર

**સ્થળ:** સ્વર્ગનું સાતમ શિખર

**સમય:** ઈંગ્લંડમાં અસાધારણ હડતાળનો

[સ્વર્ગના સપ્તમ શિખરે ભગવાન, ઈસસ અને બુધ્ધ એક તરફ વાર્તાલાપ કરી રહ્યા છે. વોલ્ટેર, ટોમ પેઈન, રાબેલેસ, રોબર્ટ ઈંગરસોલ, માર્ગેરેટ ફુલર અને બીજાઓ ટોળે વળી બેઠા છે. તેટલામાં રેડીઓમાં ગણગણાટ થવા લાગે છે.]

ભગવાન

રોબર્ટ, શું છે એ?

ઇંગરસોલ

પૃથ્વી ઉપરથી વધારાનો સંદેશ આવે છે. "ઈંગ્લંડમાં મહાન અસાધારણ હડતાળ–કામ છોડીને નીકળેલા ૪૦ લાખ કામદારો–ઉદ્યોગવાદને ભયંકર ફટકો–બંધ પડેલાં તમામ પત્રો..."

વોલ્ટેર

એ છેલ્લી ખબર કંઈક ઠીક છે.

ઇંગરસોલ

[પૃથ્વી ઉપરનો સંદેશો કહેવાનું ચાલૂ રાખતાં] વઝીર બાલ્ડવીન કહે છે કે એ કાયદેસર સ્થાપિત થયેલી સુવ્યવસ્થિત સરકાર સામે તો બળવો છે–ચર્ચીલ કહે છે તે પ્રજાનું અંદર અંદરનું યુધ્ધ અને બળવો બન્ને છે.

ભગવાન

પણ એ બધું શાને માટે?

ઇંગરસોલ

કોલસાની ખાણોના માલિકો કામદારોના મહેનતાણામાં કાપકુપ, અથવા તો તેમની મજુરીના વખતમાં કંઈ પણ બદલા વિનાનો વધારો કરવા માગે છે. ખાણીઆ મજુરો કહે છે અમારાથી તેટલી રકમથી જીવી શકાય તેમ નથી એથી તેઓ હડતાળ ઉપર ગયા છે; અને બીજા ક્ષેત્રોમાં કામ કરનારા મજુરોએ તેમને ટેકો આપવા હડતાળ પાડી છે.

ભગવાન

બસ, એટલું જ? એમાં બળવા જેવું શું છે? આમાં પ્રજાની અંદર અંદરની યાદવી કે કાયદેસર સ્થપાયલી કહેવાતી સરકારનો નાશ કરવા જેવું છે શું? શું ખાણીઆ કામદારોને કામ કરવાની ના પાડવાનો ય અધિકાર નથી?

પેઇન

ના. પ્રભુ. તે બાપડા ગુલામો છે, અને ગુલામોને કામ કરવાની ના પાડવાનો હક્ક નથી. જો તેઓ તેમ કરે તો તે બળવો

ગણાય છે, કાયદેસર સ્થપાયલી સરકાર સામે પ્રહાર મનાય છે.

વોલ્ટેર

પરંતુ બ્રિટીશ કવિઓ તો કહે છે: બ્રિટનવાસીઓ નહિં બને ગુલામ, કદી નહિં, નહિં નહિં. Britons never, never, never, will be slaves.

પેઇન

પણ તેઓ ગુલામ છે જ. તમામ કામદાર વર્ગ હમકામ—સર્વ સ્થળે ગુલામ જ છે. જેમના હાથમાં કુદરતી સાધનો ઉપર, તેમજ જનતાની જરૂરિયાતોની વસ્તુઓ ઉપર કાબુ હોય તેમના તેઓ ગુલામ છે.

ઇંગરસોલ

શું? થોમસ! ત્યારે અમેરિકાના પોતાને ખાનદાન મનાવતા કામદારો પણ ગુલામ? અને પોતાના હાથ નીચેના મજુરોની સ્વતંત્રતાની પ્રત્યેક ચળવળને જેઓ નિષ્ઠુરતાથી કચડી નાખવા સદાય તૈયાર હોય છે, તેવા મોટા અધિકારીઓ—boss officials—પણ ગુલામ?

પેઇન

ચોક્કસ, તમે એ વાત જાણો પણ છો.

ઇંગરસોલ

હું તો જાણું છું, પણ એ લોકોને ખબર નથી. ભાડુતી જુલ્મગારો કદી એ વાત જાણતા નથી.

પેઇન

માલિકોના પગમાં ખીલા ખુંચે ત્યાં સુધી ધીરજ રાખો, અને પછી જુવો કેટલી ઝડપથી પોલીસ અને માલિકોના ટુકડાઓથી ખુશ થનાર કુતરાઓ તેમના ટોટા પીસવા તૂટી પડે છે તે! અત્યારે તો તેઓ સ્વાર્થને લીધે આંધળા થઇ, મૂડીવાદનાં હથિયાર બની બેઠા છે. કેમકે બન્ને પોતપોતાના સ્વાર્થમાં આંધળા છે.

વોલ્ટેર

મૂડીવાદીઓનો વર્ગ ભૂંડણ જેવો છે. તે દુનિયાની તમામ સારી વસ્તુઓની ઉપર ઇજારો મેળવી તેને ગળી જાય છે. તેના આંચળે કારકુનો, કામદારો, મધ્યમવર્ગના માણસો અને ખુશામદથી તેમની મહેરબાનીને પાત્ર થઇ પડેલા કામદારોના મુકાદમો અને મેનેજરો વળગીને તેને ચૂસી રહ્યા છે. તે લોકો કોઇ ભૂખે મરતાઓ એ ભંડણના આંચળે વળગીને ધાવણ મેળવવા પ્રયત્ન કરે છે, ત્યારે સહુથી પહેલાં તેની સામે થાય છે. કેમકે તેમને એવો ભય હોય છે કે બીજાના પેટમાં જેટલું ધાવણ જશે, તેટલું તેમના ભાગમાંથી ઓછું થશે.

પેઇન

સાચી વાત. સાચી વાત. મધ્યમવર્ગ અને મજુર મુકાદમોજ મડીવાદીઓના મધ્ય ટેકા છે. વાજબી બળવાના દુશ્મન પણ એ એજ વર્ગ છે.

ભગવાન

ઇંગ્લંડના આ ઝઘડામાં અને તો કશું જ ગુંચવણ ભરેલું દેખાતું નથી. આનો ઉપાય તો સાવ સાદોને સરળ છે. માલિકોની પાસેથી *ખાણો લઇ લો. એ ખાણોના* સરજનહાર કંઇ તેઓ નથી—હું છું. અને મેં કંઇ તે એમને સારૂ જ બનાવી નથી. તે તો પૃથ્વીપરના તમામ વતનીઓને સારૂ સરજવામાં આવી છે. એટલે જનતાને સારૂ તે લોકોની પાસેથી તે ખાણો લઇ લો, અને જનતાની પાસેથી ખાણીઆ કામદારોને પૂરેપૂરી રોજી અપાવો. શું આ સાદી વાત નથી?

પેઇન

તદ્દન સાદી અને સરળ. ઘોડાની પીઠ ઉપરથી નીચે ઉતરવા જેટલી સાદી. ઓ સર્વવ્યાપી વિશ્વનિયંતા આપે કહી તે વાત

તો સાવ સાદી જ છે. પરંતુ મૂડીવાદીઓ અને મધ્યમવર્ગીઓ તેમ કરવાને બદલે કર ભરશે અને માનવરક્ત રેડનારા બળવા નોતરશે.

**ઇંગરસોલ**

એ લોકો હડતાળ તોડવા માટે ઇંગ્લંડનું તમામ સૈન્યબળ એકઠું કરી રહ્યા છે– પોલીસ, લશ્કર, કાફલો, વિમાનો...

**પેઇન**

અને તે ઉપરથી ખુલ્લે ખુલ્લું જણાય છે કે, કચડાયલા લોકોનાં કામથી માનવ સંહારી બળવા થતા નથી, પરંતુ માનવ સંહાર કર્યા વિના, પોતે પચાવી પાડેલા ખાસ હક્કમાંથી એક તસુ પણ ચસવાની ના પાડનારા હઠીલા મૂડીવાદીઓ કચડાયલા વર્ગ ઉપર જે હુમલા કરે છે, તેને લીધે જ માનવસંહારી બળવા જન્મે છે.

**ભગવાન**

એ તો નરી મૂર્ખતા કરતાં પણ વધુ ભીષણ કહેવાય. એ તો બણુચકવેડાજ ગણાય. [ઈસસ અને] મારા દીકરા, તું અને ગૌતમ હમણાં મનુષ્યોના બંધુભાવ વિષે શું કહેતા હતા? ચાલો, આપણે આ સ્વર્ગના ઉન્નત શિખરે બેસીને તેના અનંત અવકાશનો વિચાર કરીએ. [બધા જાય છે.]

"દરેક અક્કલ વિહોણી સરકાર, પોતાને મતે જ્યારે એમ માને કે તેને આપખુદ સત્તા મળવાની જરૂર છે, ત્યારે તે એમ માને છે કે તેમ બનવુંજ જોઇએ; પરંતુ જેને સ્વતંત્રતા માટે સહેજ પણ માન છે, તેવી કોઇપણ પ્રજા પોતાની સરકારને એવા અધિકાર આપશે નહિં."

જે. રામ્સે મેકડોનલ્ડ

"નોકરશાહીના ઇતિહાસમાં છેલ્લું પ્રકરણ તે દમનનીતિ છે."

જે. રામ્સે મેકડોનલ્ડ

તમારા મિત્ર અને તેમનાં પત્ની વચ્ચે થયેલી તકરારના સંબંધમાં તમને સાક્ષી તરીકે બોલાવવામાં આવ્યા છે. વારૂ કહો, તમે તકરારના આરંભથીજ ત્યાં હાજર હતા?"

"અરે હા, હું તેમની લગ્ન ક્રિયા વખતેજ હાજર હતો."

. . .

ચોમાસાનો વખત હતો.

શિક્ષકઃ બોલો પૃથ્વી કેવી હોય છે?

છોકરોઃ સાહેબ કીચડવાળી અને લપસી પડાય તેવી!

# અમર જતીન

: લેખક :

શ્રી સીતારામ શર્મા

શાહીવાદની એડી નીચે કચડતી ખૂંદાતી માતૃભમિને સ્વતંત્ર જોવાના એને હૈયે કોડ હતા; એ સ્વતંત્રતા વિના મૃત્યે ન જ મળી શકે એવી એની દૃઢ માન્યતા હતી. અને તેથી તે સ્વતંત્રતા માટે પોતાની કુરબાની માટે આ આઠ વર્ષનાં તપ તપી રહ્યો હતો.

સૈનિક સમું જીવન
એજ મારૂં જીવન હો;
સૈનિક સમું મૃત્યુ;
એથીજ હિંદ સ્વતંત્ર હો.

એ જેનો જીવન મંત્ર હતો તે જતીન ૧૯૦૪ માં જન્મ્યો હતો. તેના પિતા શ્રીયુત બંકીમ ચંદ્ર દાસ ત્યારે તો કલકત્તાના શામ બઝારમાં રહેતા, પરંતુ એ જાણીતું કાયસ્થ કુટુંબ અગાઉ કાશીપુરમાં રહેતું, અને તે સ્થાન બ્રિટિશ સરકારે બંદુકો બનાવવાના કારખાના માટે ખાલી કરાવ્યું ત્યાં સુધી જતીનના પૂર્વ પુરુષો કાશીપુર માં જ રહેતા હતા. જતીનના દાદા મહેન્દ્રનાથ દાસ બ્રિટિશ સરકારના તંત્ર નીચે મુન્સફ હતા.

## દેશ સેવામાં ઝુકાવ્યું

જતીનનું લાડીલું નામ 'બેન્ટો': ૧૯૨૧ માં તેણે મેટ્રિકની પરીક્ષા આપી અને આશુતોષ કોલેજમાં ગયો ત્યાં સુધીનાં સત્તર વર્ષ એણે શાંતીમાં ગાળ્યાં; પણ એ શાંતિ સાચી શાંતિ નહોતી એના અંતરમાં પરાધીન હિંદની ગુલામી ખૂબ ખૂંચતી હતી; એથી જ અસહકારની પહેલી જ હાકલે તે આશુતોષ કોલેજ છોડીને નીકળ્યો અને પશ્ચિમ કલકત્તા મહાસભા સમિતિની સેવક સેનામાં તે જોડાયો.



:: અમર જતીન ::
જે મરીને અમર બની ગયો

હિંદની જનતા ત્યારે ખળભળી ઉઠી હતી; કાળા કાયદાના ઘા હજી તાજા હતા, મોન્ટ–ફર્ડ સુધારા હિંદ ઉપર લાધવામાં આવ્યા હતા, દેશીઓનાં અપમાનોની પરંપરાથી ચારે દિશાએ ઉગ્ર ક્રોધની, જ્વાલાઓ સળગી રહી હતી. એ જ્વાલાઓના જુસ્સાને બીજે રસ્તે વાળવા ગાંધીજીએ અસહકારનો કાર્યક્રમ હિંદ સમક્ષ રજુ કર્યો. જતીને દેશસેવાની એ તકને ઝડપી લીધી અને ૧૯૨૧ માં પશ્ચિમ બંગાળમાં આવેલા પુરનાં ભોગ બનેલાં ભાંડુઓના સંકટ નિવારણમાં મચી પડ્યો.

## જેલ-યાત્રાનો આરંભ

ત્યાંથી જતીન પાછો આવ્યો કે તુરત જ તેને સવિનયભંગના ગુન્હા માટે પકડવામાં આવ્યો, જેલયાત્રાનો આરંભ ત્યારથી થયો. પરંતુ તે વખતે તો તેને માત્ર ચાર જ દિવસ પછી છોડી મકવામાં આવ્યો.

પંથમાં અનેક વિઘ્ન ઉભાં થાય છે. પોતાનો 'ખેન્ડો' અસહકારની ચળવળમાં ભમે તે જોવા બંકીમ બાબુ તૈયાર ન હોતા. તેમણે પુત્રને સમજાવ્યો, ખેન્ડોને પિતા તરફ માન હતું, પણ પરાધીન માતૃભૂમિ તરફ એને સવિશેષ માન હતું. બન્ને અડગ રહ્યા, પુત્ર અસહકારના વ્રતમાં, પિતા પોતાના

જતીનની ગૌરવભરી યાદમાં



મુંબાઇની સન્નારીઓનું શોકસરઘસ

## પિતાનો પડકાર

પણ દેશભક્તિના માર્ગ કાંટાળા છે. આપભોગ અને બલિદાનના માર્ગના પ્રવાસીના

વિરોધમાં. પરિણામે પિતાએ પ્યારા પુત્રને ઘરમાંથી હાંકી કાઢયો.

સત્તર વર્ષનો જતીન તેથી ડરે એટલો કાચી માટીનો ન હોતો. પિતાના ઘરનો તેણે

ત્યાગ કર્યો—ત્યારથી મહાસભા સમિતિની કચેરી એનું નિવાસસ્થાન બની. એ ભેજવાળા અંધારા મરછરથી ઉભરાતા મકાનમાં જતીન રાત્રે સૂતો, દિવસે તેમા બેસી સમિતિનું કામ કરતો, ફુરસદ મેળવી એકાદ બે બાળકોને ભણાવી દરોક રૂપિયાં કમાઇ લેતો. કલકત્તા જેવા શહેરમાં દશ રૂપિયા જેટલી રકમમાં જીવન કેમ નિભાવી શકાય?—પણ સિદ્ધાંતની પાછળ કુરબાન થનાર સિપાહીની જીંદગી ગાળવાના અભિલાષી જતીનને અગવડ હેરાન કરી શકી નહિં. અનેક વખત ચણ અને મમરા ફાકીને લોટી પાણી પી તેણે દિવસો ગુજારી લીધા, પણ માતૃભૂમિનું કામ ન ચૂક્યા. ગમે તેવાં સંકટના સમયે પણ તેના હૈયાની હિંમત અને મુખ ઉપરનું હાસ્ય એ બે તો ઓસર્યાં જ નહોતાં.

## બીજી વખત તુરંગમાં

પછી તો નોકરશાહીએ અસહકારીઓ સામે પોતાનાં તમામ શસ્ત્રો ઉગામ્યાં. ધરપકડોની પછી તો સીમા જ ન રહી. દેશબંધુના સિંહનાદે બંગાળી નૌજવાનોનાં દિલની લાગણીઓમાં દેશસેવાની જ્વલંત જ્યોતિ ભડભડવા માંડી હતી. નોકરશાહી એ જ્યોતિને બુઝવી નાખવા મિથ્યા ફાંફાં મારતી હતી. તેણે સ્વયંસેવકોની ટૂકડીઓને ગેરકાનૂની જાહેર કરી. જતીન ત્યારે સ્વયંસેવક બન્યો અને ફરીથી તે સરકારી મહેલનો મહેમાન બન્યો. આ વખતે તેને એક મહિનાની સાદી કેદની સજા થઇ.

## વારંવાર જેલયાત્રા

પરંતુ જેલ યાત્રાનો નોકરશાહીનો ડર જતીનને ડગાવી શકે તેમ ન હતો. એક મહિનો તો જોતજોતામાં પુરો થઇ ગયો. જતીન તે પછી બહાર નીકળ્યો અને રાષ્ટ્રસેવાનું કામ જ્યાંથી બાકી મૂકીને તે જેલ ગયો હતો તે ત્યાંથીજ શરૂ કર્યું. પણ જે જતીનને બંકીમ બાબુ નહિં ઓળખી શકેલા તેને ચાલાક નોકરશાહી પિછાની ગઇ હતી. તે એને વધુ વખત છુટો કેમ રહેવા દઇ શકે?

૧૯૨૨ માં વિદેશી માલના બહિષ્કારની ચળવળ શરૂ થઇ ગઇ હતી. એ ચળવળમાંજ બ્રિટિશ વ્યાપારના મર્મભાગને ભયંકર ફટકો પડે તેમ હતું. એ તો નોકરશાહી કેમ જ સાખી લે? એક દિવસ બડાબઝારમાં જતીન પોતાના છ સાથીઓ સાથે ચોકી કરી રહ્યો હતો, તે દિવસે તેમને પોલીસ ગિરફતાર કરી ગઇ. આ વખતે નોકરશાહીએ જતીનની સેવાની કદર કરીઃ તેને ત્રણ મહિનાની સાદી જેલની સજા ઠોકાઇ. આ સજા ભોગવવા જતીનને હુગલી જેલમાં મોકલવામાં આવ્યો; ત્યાં જેલના અધિકારીઓએ તેની સાથે ઘણું જ ખરાબ વર્તન રાખ્યું. પરિણામે તે જ્યારે એ તપ પુરૂં કરીને નીકળ્યો ત્યારે તો હાડપિંજર જેવો બની ગયો હતો.

## પિતા આખરે પીગળ્યા

બંકીમ બાબુના દિલમાંથી હજી એન્ડ્રોનો વાંક વીસરાયો નહોતો. જતીન દેશસેવામાં એ બધું ભૂલી ગયો હતો. હુગલીથી આવ્યા પછી તેનું શરીર ન ચાલ્યું. તે માંદો પડ્યો. દોઢ મહિનો એને પથારી સેવવી પડી. કલકત્તામાં જ પિતાનું ઘર હતું, પણ દેશસેવાના રસિયા જતીનને પિતાએ દેશવટો દીધેલો તેથી તેણે મહાસભા સમિતિની કચેરીમાં જ મંદવાડ વિતાડયો. ૧૯૨૧ માં આ દેશભક્તે દેશની પરાધિનતા ટાળવા ઘરની મોહિની ત્યજી, તે ઘરનો મટી દેશનો બન્યો અને અંતે

ગયો ત્યારે કેદ બનીને-આવ્યો ત્યારે અમરમુક્ત બનીને



જીવતાં જેણે નોકરશાહીને મૂંઝવી. મરીને જેણે સામ્રાજ્ય ધ્રૂજાવ્યું, તે અમર જતીનને માતૃભૂમિ બંગાળનું આખરી માન

દેશનો જ બનીને પડ્યો. પણ ત્યારે તો એ વાતની કોને ખબર હતી?

જતીનનો આવો મંદવાડ જોઇ પિતાનું હૃદય પલળ્યું; તેમણે પુત્રને ફરીથી હેત આપ્યું, તેમણે દેશવટે મોકલેલા પુત્રને ફરીથી પોતાના મકાનમાં રહેવાને નોતર્યો.

વળી પાછો જતીન આશુતોષ કૉલેજમાં જોડાયો, પણ કૉલેજનો વખત બાદ કરતાં બાકીના વખતમાં એની માતૃભૂમિની સેવા ચાલૂ જ હતી.

## મહાસભા સમિતિના મંત્રી

૧૯૨૪માં જતીનની દક્ષિણ કલકત્તા મહાસભા સમિતિના ઉપમંત્રી તરીકે વરણી થઇ. એ કામનો બોજો જતીને પુરેપુરા ઉત્સાહ અને અથાક સેવાથી ઉપાડી લીધો. આ વખતે તેણે 'તરુણ સમિતિ' ની સ્થાપના કરી. આ સમિતિનો હેતુ, વિધવાઓ તેમજ અશક્ત માણસોને મદદ કરવાનો હતો. આ સમિતિના સભ્યો પ્રત્યેક રવિવારે ગૃહે ગૃહે ભિખીને મદદનાં સાધન એકઠાં કરી લેતા. સમિતિને અંગે એક વાચનાલય અને વ્યાયામ શાળા પણ ચલાવવામાં આવતાં હતાં.

ઉત્તર બંગાળ રેલના કષ્ટથી રિબાતું હતું ત્યારે જતીનને સંકટ નિવારણ માટે પટીસારનું થાણું સોંપાયું હતું: ત્યાં તેણે પોતાની જાત સામે નહિં જોતાં, સંકટમાં ફસેલાં ભાંડુઓની સેવા બજાવી. ત્યાંથી આવ્યા પછી વળી પરદેશી કાપડ સામેની ચોકી કરતાં તે નોકરશાહીના ક્રોધનો ભોગ થઇ પડયો. અને આ વખતે તેને ૭ મહિનાની સખ્ત જેલ મળી.

## નજરકેદી બન્યો.

એ ૭ મહિના પણ તે પસાર કરીને આવ્યો. તે વખતે સ્વરાજ્યપાર્ટી માટે દેશબંધુ દેર દેર ઘુમી રહ્યા હતા. જતીન કંઇ નવરો બેસે? તેણે ૧૯૨૫ માં એ કામ ઉપાડી લીધું. એ વર્ષે પણ તેની મહાસભા સમિતિના ઉપમંત્રી તરીકે ફરીથી વરણી થઇ હતી.

૧૯૨૫ ના નવેમ્બરની પાંચમી તારીખે કાળમીંઢ મધરાત્રિએ જતીનને તેનાં મકાનમાંથી 'બંગાળ ઓર્ડીનન્સ' ની રૂએ પકડીને ઉઠાવી જવામાં આવ્યો. આ વખતે સરકારના નજરકેદી તરીકે તેણે ત્રણ વર્ષ ગાળ્યાં. આ ત્રણ વર્ષના જેલ જીવનમાં પણ જતીન માટે નવો જ ઇતિહાસ રચાતો હતો. પહેલાં જતીનને કલકત્તાની પ્રેસીડન્સી જેલમાં પુરવામાં આવ્યો. ત્યાં થોડો વખત રાખીને વળી એની મિદનાપુર બદલી કરી. મે મહિનાના ધીકતા જ્વાળામુખી જેવા ભયંકર તાપમાં તે મિદનાપુરમાં માંદો પડયો, એની એ માંદગી છેલ્લી જ નિવડશે એમ ધારવામાં આવ્યું હતું. પરંતુ સાથીઓની સતત શ્રમભરી સેવા સુશ્રુષાથી તે મૃત્યુનાં મુખમાંથી પાછો આવ્યો. આ પછી વળી તેને સારવાર માટે સેન્ટ્રલ જેલમાં લઇ જવામાં આવ્યો અને આરામ થતાં જ ઢાકાની સેન્ટ્રલ જેલમાં ધકેલ્યો. કલકત્તાની જેલમાં છૂપી પોલીસના સ્પેશ્યલ સુપ્રિન્ટેન્ડેન્ટનું ખૂન થવાથી જતીનની આ બદલી થઇ હતી.

## સ્વમાન માટે સંગ્રામ

ઢાકામાં જતીનને બહુ તાવવામાં આવ્યો, પણ ત્યાં એનું ખમીર ઝળક્યું, ઢાકાથી થોડા વખતમાં એને મૈમનસીંગની જેલમાં બદલવામાં આવ્યો. એ જેલમાં લેફ્ટેનન્ટ કર્નલ ઓ'બ્રાયન નામનો ઘરડો લશ્કરી અધિકારી હતો. તે પોતાને જોતાં જ પ્રત્યેક કેદીને ઉભા થઇ જવાની ફરજ પાડતો, જતીનનો સ્વતંત્ર આત્મા આમાં માનવતાની દ્રષ્ટિએ હિંદીઓની પ્રતિષ્ઠાનો ચોકખો ભંગ જોઇ શકયો. પણ ઓ'બ્રાયન તેને એમ કેમ જવા દે? એને તો હિંદીઓની અપ્રતિષ્ઠા પ્રિય હતી, જતીનને એ પ્રતિષ્ઠા સાચવવી હતી. ઓ'બ્રાયને તેને એક દિવસ ગંદી ગાળો દીધી અને પછી તો બન્નેની વચ્ચે હાથો હાથનું યુધ્ધ જામ્યું; પણ જતીન એકલો અને કેદી હતો, ઓ'બ્રાયન અનેક ભારતી મારાઓથી ઉભરાતી જેલનો અધિકારી હતો. જતીન ઉપર

એના મારા તૂટી પડયા અને તેને લગભગ મુઆ જેવો બનાવી મૂકયો.

## અપવાસનો આરંભ

પરંતુ એટલાથી કંઇ ગોરા અમલદારનો આત્મા સંતોષાય? જતીન ઉપર હુમલો કરવાના, ખરાબ વર્તણુંક રાખવાના અને એવા બીજા અનેક અપરાધોનું આરોપણ થયું; અને તેની સામે કામ ચલાવવામાં આવ્યું. જતીને આ અન્યાયની સામે પડકાર કર્યો-તેણે જેલમાં પહેલ વહેલા અહિં અપવાસ આદર્યા. અન્નજળ વિના તેવીસ દિવસ સુધી જતીન અણનમ-અડગ રહયો, એની અડગતાએ બંગાળ સરકારનાં સિંહાસન ડોલાવ્યાં, પેલા લેફ્ટેનન્ટ કર્નલ ઓબ્રાયનને જતીનની માફી માગવી પડી, હિંદીઓની પ્રતિષ્ઠાને ઠોકરે ઉડાવવા માગનાર સુત્તાંધ ગોરાને પોતાની પ્રતિષ્ઠાને જતી કરી. હિંદીની પ્રતિષ્ઠા સ્વીકારવી પડીઃ જતીને ત્યારે જ અન્ન જળ લીધાં.

પણ નોકરશાહી એ ભયંકર અપમાનને ગળી જઇ શકે ખરી? હૈયામાં ભરી રાખેલા એનો વૈરાગ્નિ વળી પાછો ભભૂકી ઉઠયો, વૈરની વસુલાત લેવાનું શરૂ થયું. જતીનને પોતાના પ્રાંતમાંથી, સ્વજનો અને મિત્રોના વાતાવરણમાંથી દૂર દૂર-પંજાબની મીઆંવલી તુરંગમાં ધકેલી દઇને તેનો આરંભ કરવામાં આવ્યો,

## સંકટની પરાકાષ્ઠા

મીઆંવાલી જેલમાં તો તેના સંકટની સીમા જ ન રહી. તેને અનુકૂળ ખોરાક, અનુકૂળ સાધન કે અનુકૂળ વાતાવરણ બધાથી દૂર રાખવામાં આવ્યા. બંગાળના વતનીને પંજાબની આ સખ્ત તાપવાળી તુરંગમાં જીવંત નર્ક યાતનાનો જ અનુભવ થાય છે. જતીન અને તેના સાથીઓની તંદુરસ્તી ઉપર આની ભયંકર અસર થઇ, તેઓ હાડપિંજર જેવા બની ગયા; તેમનાં સ્વજનોને મળવા દેવાની ના પાડવામાં આવી. આમ છતાં ઉનાળાની શરૂઆતના દિવસો તો તેમણે જેમ તેમ વિતાવ્યા, પણ ચૈત્ર-વૈશાખના ધરા ધીખવી નાખનારા દિવસો બારી બારણાં વિનાની અંધારી ઓરડીમાં જતીન અને તેના સાથીઓને જીવતા સળગાવી મૂકવા જેવા થઇ પડયા. અહિં સંકટ પરાકાષ્ઠાએ પહોંચ્યું અને વળી અનશન વ્રત આરંભવાનો તેમણે વિચાર કરવા માંડયો.

## નાની બ્હેન મૃત્યુને બિછાને

જતીનને એક નાની બહેન હતી. બહેન ઉપર મોટાભાઇને બહુજ પ્રીતિ. તે એ જ અરસામાં માંદી પડી. માંદગી ગંભીર હતી. જતીને બહેનને છેલ્લી વખત મળવા જવા દેવા માટે વારંવાર માગણી કરી, પણ દરેક વખત તેનો ઇન્કાર કરવામાં આવ્યો.

જતીનનો નાનો ભાઇ કિરણ પણ ત્યારે છૂટો ન હોતો. આ દશામાં બહેનની પુરતી સુશ્રુષા થઇ શકી નહિં. પરંતુ મીઆંવાલીથી જતીનને ખસ્યા વિના છૂટકોજ નથી એવું જ્યારે નોકરશાહીને લાગ્યું અને તેને કલકત્તા લઇ જવામાં આવ્યો ત્યારે, મૃત્યુને બિછાને પડેલી બહેનની પાસે રહેવાની જતીનને છૂટ અપાઇ.

એ છૂટ હતી?-સખ્ત પોલીસ પહેરા નીચે જતીનના ઘરને જેલ બનાવી મૂકવામાં આવે તે છૂટ કેવી?-છતાં એટલી છૂટ પણ છેવટ સુધી નોકરશાહી નિભાવી ન શકી. થોડા દિવસ પછી વળી તે છૂટ પાછી ખેંચી લેવાઇ અને જતીનને વળી ચિતાગોંગના નાનકડા વસ્તીવાર વિનાના ગામડામાં

નજરકેદ કરવામાં આવ્યે. લ.ઇને ઉપાડી ગયા પછી મેટાભાઇ મોટાભાઇના પોકારથી એક સુસ્કી નાખતાં જતીનની પ્રિય બહેનનો આત્મા ઉડી ગયો.

નાની બહેનનું આ મૃત્યુ જતીનના પ્રેમાળ હૈયાને ભયંકર આઘાત સમું થઇ પડ્યું. છતાં એ વીર નરે, જ્વલંત ધૈર્યથી એ દુઃખ પણ વેઠી લીધું.

તા. ૨૯ મી સપ્ટેમ્બર ૧૯૨૮ ના દિવસે જતીનને નજર કેદમાંથી મુક્તિ મળી.

## જતીનનું હાડપિંજર

ઘેર આવ્યો તે જતીન નહિં—એનું હાડપિંજર. એનું સ્વાસ્થ્ય લુંટાઇ ગયું હતું; જેલયાત્રાના ભયંકર ત્રાસે એની સ્મરણ-શક્તિ ઉપર માઠી અસર કરી હતી; એનાં મીઠાશથી ઉભરાતાં નયનોનાં તેજ ઘણે અંશે હણાઇ ગયાં હતાં, એની વાચા ઘટી ગઇ હતી. ઉપરાંત મા વિહોણી બહેનના મૃત્યુના દુઃખ હૈયામાં નિરંતર ડંખતા હતા. તેમ છતાં તેણે રહી સહી શક્તિ સાથે દેશસેવાનું કાર્ય ઉપાડી લીધું.

## રાષ્ટ સેનાનાં શમણાં

જતીને જેલમાં રાષ્ટ્રસેનાનાં શમણાં સેવ્યાં હતાં; જેલમાંથી છૂટ્યા પછી તે શમણાંને મૂર્તિમંત બનાવવા તેણે કાયમી સેનાદળની સ્થાપના માટે પ્રયત્ન શરૂ કર્યા—અને ડિસેમ્બરમાં જ્યારે કલકત્તામાં મહાસભાની બેઠક મળી ત્યારે તે બંગાળી સ્વયંસેવકોની ફોજનો મેજર નિમાયો. આ વખતે તેણે સુભાષ બાબુ સાથે મળીને 'અધ્યક્ષ સેવા ઉર્ફે—સ્વયંસેવકો' જમાવવા તે ચેટીઆ, બલીગંજ અને કીડરપોરનાં ઘેરેઘેર રખડ્યે. હતો. ૧૯૨૯ ના જુનની ૧૪ મીએ તેને પકડવામાં આવ્યો ત્યારથી જ



મેજર જતીન

રાષ્ટ્રીય સેના રચવાના એને હૈયે કોડ ઉગ્યા હતા. લાહોરમાં તેણે પ્રાણ છોડ્યા ત્યારે તેને મળવા જનાર મિત્રોને સ્વયંસેવકોની સેનાને જીવંત રાખવા માટેનો જ આખરી સંદેશ તેણે આપ્યો હતો. ૧૯૨૨ માં જેલ-જાત્રાએ જતી વખતે પણ તેણે કહ્યું હતું:

"કદાચ હવે હું પાછો ન યે આવી શકું, પણ એટલું જો જો કે રાષ્ટ્રીય સેનાની હિલચાલ જીવંત રહે—તે તૂટી ન પડે !

જતીને આયરીશ વિપ્લવ, ફ્રેંચ વિપ્લવ અને મેઝીની તેમજ ગેરીબાલ્ડીનાં જીવનને લગતાં પુસ્તકોમાંથી જ પ્રેરણા મેળવી હતી. રાષ્ટ્રની સ્વતંત્રતા માટે તેથી તે અમુક જ બંધનોથી બંધાઇ જતો નહિં—જે સાધનોથી સ્વદેશ સ્વતંત્ર થાય એ સાધનનો ઉપયોગ તેને માટે ધર્મ્ય હતો.

## આખરી ધરપકડ

કલકત્તા કોંગ્રેસની પૂર્ણાહુતિ પછી વળી જતીન, કલકત્તાની બંગવાસી કૉલેજના બી. એ. ના વર્ગમાં દાખલ થયો. તે વખતે પણ દક્ષિણ કોંગ્રેસ કમિટીની કારોબારી

સમિતિનો તે સભાસદ હતો; દક્ષિણ કલકત્તા સમિતિનો ઉપમંત્રી હતો; તરુણ સમિતિનો તે ઉપમંત્રી હતો, સ્વતંત્રહિંદ અને યુવક સંઘોની સંસ્થાઓ સાથે તેનો સંબંધ હતો, ઉપરાંત સ્વયંસેવકોની સેનાનું તેમજ શિક્ષણવર્ગોનું કામ પણ તેણે ઉપાડી લીધું હતું.

જતીન દાસે ઉપાડી લીધેલું રાષ્ટ્રીય સેનાનું કામ સુવ્યવસ્થિત તેમજ વ્યાપક સ્વરૂપ લેતું જતું હતું. ચારે તરફથી જતીનના એ કામની પ્રશંસા થતી હતી; બંગાળ ધારાસભાની છેલ્લી વરણી વખતે પણ સ્વરાજ્યોને માટે તેણે અથાક શ્રમ સેવ્યો હતો, તેનાં ય વખાણ થતાં હતાં, ત્યાં તો લાલાજીના મરણમાં જેનો હાથ હતો તે સોન્ડર્સના ખુનના કાવતરાને લગતા આરોપ માટે જતીનને વળી તા. ૧૪ : ૬ : ૧૯૨૯ ના દિવસે કલકત્તામાં પકડીને લાહોર ઘસડી જવામાં આવ્યો.

## સિદ્ધાંત માટે બલિદાન.

અહિં વળી હિંદીઓની પ્રતિષ્ઠા ગોરી નોકરશાહીને હાથે હણાતી બચાવવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. ગમે તેવો અધમ ગોરો ભયાનક ગુન્હો કરીને જેલમાં જાય તેને, આ દેશના નરવીરો—જો માતૃભુમિની મુક્તિ માટે પ્રયત્ન કરવાના ગુન્હા માટે પકડાયા હોય—કરતાં ઉંચી જાતનો ખોરાક, સુવા–રહેવાની અને કપડાંની સારી સગવડ અને વધુ છૂટછાટ મળે, એ અપમાન ભગતસીંગ અને બટુકેશ્વર દત્તથી સાંખી ન શકયું, તેમણે તે ભેદ નિવારવા નોકરશાહીને વારંવાર કહ્યું, પણ આપખુદીથી વર્તવા ટેવાયલી નોકરશાહી એમ કંઇ સમજે? આથી ભગતસીંગ અને બટુકેશ્વરે ઉપવાસ આદરીને સત્યાગ્રહ શરૂ કર્યો. જતીનને તેમની માગણી વાજબી લાગી, તે પણ તેમની સાથે જોડાયો.

જોડાતી વખતેજ તેણે કહ્યું: "છેવટ સુધી હું આ લડત લડીશ—I will fight-it to the finish." એજ શબ્દો તેણે સાચા પાડી બતાવ્યા. નોકરશાહીએ એના અંત સમય સુધી યત્નખટપટ અને ગોરી પ્રતિષ્ઠાનો ઘમંડ બતાવ્યો, પણ જતીન સ્વતંત્રતા ઝંખતા નીકળેલા હિંદી નવ જવાનોનો સાચો પ્રતિનિધિ હતો, તે કેમ ડગે? સહેજ પણ નમતું મૂકી સિદ્ધાંતની બાબતમાં સમાધાન કેમ શોધે? હિંદીઓની પ્રતિષ્ઠા ખાતર આત્મ બલિદાન દેનાર એ નરસિંહ મૃત્યુ સમયે હિંદી તરીકે જ અમર બની ગયો. તે થોડાક મહિના પહેલાં નોકરશાહીની આંખમાં ઘર કરી બેઠો હતો, હવે તેણે હિંદની તેત્રીસ કોટિ જનતાનાં હૃદયમાં સ્થાન મેળવ્યું છે. જતીન જીવતો હતો ત્યારે નોકરશાહી માટે તે જેટલો ભયંકર ન હતો, તેટલો તે અમર બનીને નોકરશાહી માટે ભયંકર થઇ પડયો છે. જતીનના જીવતાં જે નોકરશાહી પોલી–ગોરી પ્રતિષ્ઠાને પંપાળવામાંથી પાછી નહોતી હઠતી, તેને જતીનના અમર બલિદાને નમાવી—જતીનની કુરબાનીએ હિંદી જેલમાંથી ગોરી પ્રતિષ્ઠાનો નાશ કીધો, જતીનનું અમર બલિદાન એજ રીતે હિંદમાંથી હિંદીઓની પરાધીનતાનો નાશ કરશે.

સાચેજ તે વીર પુરૂષનાં વાક્ય સાચાં પડશે:

**સૈનિક સમું જીવન એજ**
**મારૂં જીવન હો,**
**સૈનિક સમું મૃત્યુ; એથીજ**
**હિંદ સ્વતંત્ર હો.**

# સમાજવાદનાં પાદચિહ્નો

: લેખક :

શ્રી ખંડુભાઇ દેસાઇ

સમાજવાદનાં ઇતિહાસમાં સેંટ સાઇમન અને તેના શિષ્યોનું સ્થાન ઉંચું છે. યંત્રવાદના પરમ પૂજારી સેંટ સાઇમને આદર્શ સમાજના સ્વપ્નો રચ્યાં હતાં તેની ઇતિહાસના ઘડતરમાં ભારે અસર થઇ હતી. તેના શિષ્યોએ ફ્રાંસના રાજકારણમાં સક્રિય ભાગ લઇને આર્થિક અખતારાઓ કર્યા હતા. ખાનગી મિલ્કતની સંસ્થાની સામે પ્રથમ કલમ ઉપાડનાર પણ તેઓ જ હતા. કાર્લ માર્ક્સ અને બીજા સમાજવાદીઓ સુધ્ધાં તેમનું ઋણ સ્વીકારે છે.

[ લેખાંક : બીજો ]

## સેન્ટ સાઇમન અને તેના શીષ્યો

ફ્રેંચ વિપ્લવના દિવસો હતા. યુગોની જીર્ણ પ્રણાલિકા જમીનદોસ્ત થતી હતી. ચોમેર નવસૃષ્ટિના નવઅંકુર તત્વચિંતકને વિહ્વળ કરી મૂકતાં હતાં. તે યુગમાં સેંટ સાઇમનનો જન્મ થયો હતો.

તે ઉમરાવ કુટુંબનો નબીરો હતો; સાહસિક છતાં શિથિલ હતો. સોળ વર્ષની જુવાન વયે અમેરિકાના સ્વાતંત્ર્ય યુધ્ધમાં તેણે ભાગ લીધો હતો. ફ્રેંચ વિપ્લવને અંતે આ અમીરજાદાની અમીરાત ગઇ, અને તે ભિખારી બન્યો, પરંતુ જમીનના સટ્ટામાં તેનું અહો-ભાગ્ય ખુલ્યું, અને સારો ધનસંચય કર્યો. વિપ્લવની અશાંતિમાં જેલના દરવાજા પણ તેને જોવા પડયા, પરંતુ તેનો તરતજ છુટકારો થયો. તે ઘડીથી તે પોતાને "નવયુગનો સંદેશવાહક" માનવા લાગ્યો.

તે ફીલસુફ હતો—અનન્ત અવકાશમાં વિહરવાનો તેને શોખ હતો, અને છતાં નિત્ય જીવનની કઠોર તોપણ, 'સત્ય ઘટનાઓને સત્કારવાની તેને હોંસ હતી. પરિણામે તેની વિચારસૃષ્ટિ ખરબચડી, છતાં સુકોમળ બની રહી છે.

સમાજનું સૈખ્ય તેનો અંતિમ આદર્શ હતો. આવા એક આદર્શસમાજની મનોહર સૃષ્ટિ પણ તેણે રચી હતી. ફ્રેંચ વિપ્લવના મન્થન કાળનું સચોટ દિગદર્શન તેમાં થતું હતું. અર્થશાસ્ત્ર અને આદર્શવાદના સુંદર સંમીશ્રણનો એ નમૂનો હતો.

પરંતુ તેનો જીવનપંથ ઘેરા રંગોથી રંગાયો હતો. દામ્પત્ય જીવનનો લ્હાવો લેવા જતાં તેનો સંસાર વિષમય બન્યો, અને ટૂંક સમયમાંજ તેને 'તલાક' લેવાનો વખત આવ્યો. ઇ. સ. ૧૮૦૫ પહેલાં તેની ખચી ખૂટી, અને પોતાના જ એક નોકરનો તેને આશ્રય શોધવો પડયો. પાછળથી તેને પેન્શન મળ્યું અને મિત્રોએ પણ મદદ કરી. અને છતાં ઇ. સ. ૧૮૨૩ ની સાલમાં એક

ગ્રુ મિત્રે તેને આપઘાતમાંથી ઉગાર્યો. ઇ. સ. ૧૮૨૫ ની સાલમાં અનેક શિષ્યો અને મિત્રોનો પરિવાર મૂકીને તે પરલોક સિધાવ્યો. તેના જીવન દરમ્યાન પુસ્તકો અને પત્રિકાઓ દ્વારા પોતાનું વિચાર–મન્થન સમાજ સમક્ષ વખતો વખત તેણે રજૂ કર્યા કર્યું.

શરૂઆતના જીવનમાં ધર્મભાવના અને વહેમની સમાલોચના કરીને સમાજના નૈતિક જીવનના નવાં મૂલ્ય તેણે આલેખ્યાં, પરંતુ પાછળથી અર્થશાસ્ત્ર અનેક રાજકારણના પરીમિત ક્ષેત્રમાંજ પોતાનો મનોવ્યાપાર તેણે મર્યાદિત કર્યો હતો.

## યંત્રવાદ

તેનું અર્થશાસ્ત્ર એટલે ઉદ્યોગવાદ [યંત્રવાદ]ની પરમપૂજા, તેની વિચાર–સૃષ્ટિ કેટલી અશક્ય છતાં ભવ્ય અને મનોહર! તે કહે છે:

"ધારો કે કાલે ફ્રાંસના ૫૦ સુનંદા દાકતરો, ૫૦ રસાયણશાસ્ત્રીઓ, ૫૦ આગેવાન શરાફો, ૨૦૦ વ્યવહાર વેપારીઓ, ૬૦૦ ખંતીલા ખેડુતો, અને સંખ્યાબંધ અનુભવી લુહારો વગેરે વગેરે મરણ પામે તો સમાજની ઉત્પાદન શક્તિના આ સ્તંભો જતાંની સાથે સમાજ નિષ્પ્રાણ અને નિર્બળ બની રહેશે; અને જ્યાં સુધી નવા સ્તંભો પાકે નહિ ત્યાં સુધી તેને પરવશ રહેવું પડશે.

"હવે બીજો દાખલો લઇએ: ધારો કે ફ્રાંસના સર્વ વેપારીઓ અને શરાફો, વિજ્ઞાનીઓ અને કારખાનાવાળાઓ ક્ષેમકુશળ રહે, પરંતુ એકજ સાથે ખુદ રાજાના ભાઇનું અવસાન થાય, સર્વ પ્રધાનો યમદ્વાર શોધે, ધારાધુરંધરો પરલોક પરવરે, સૈનિકો અને શૂરા સુભટો સ્વર્ગે સીધાવે; અને ધર્માચાર્યો અને અમીર ઉમરાવો સર્વે યમશરણ થાય તેથી પ્રજા શોકાન્વિત તો જરૂર થશે.– પરંતુ સમાજનું કાર્ય રજપણ અટકશે નહિ."

અર્થશાસ્ત્રના ઇતિહાસમાં આ ચિત્ર "Saint Simon's Parable" ના નામથી અમર થઇ ગયું છે.

## સમાજનું આભૂષણ

આનો ભાવાર્થ ચોકખો છે. શાસનતંત્ર માત્ર સમાજના આભૂષણ રૂપ છે–સમાજ એ વગર નભી શકે છે, જ્યારે શરાફો, વેપારીઓ, વિજ્ઞાનશાસ્ત્રીઓ વગર સમાજ પાંગળો છે–ખરેખરા શાસકો તો તેઓજ છે, એમ કહેવાનો તેનો ઉદ્દેશ છે.

સેંટ સાઇમનના સિધ્ધાન્ત મુજબ જગત આખું યંત્રવાદ ઉપર ઉભું છે,–યંત્રવાદ વગર બીજી કોઇપણ ચીજ લક્ષ્યમાં લેવા યોગ્ય નથી–સદીઓનો ઇતિહાસ પણ એજ વાતની સાક્ષી પૂરે છે. ગમે તેમ પણ યંત્રવાદ એ આધુનિક યુગનું એક પ્રધાન અંગ તો છેજ. એક જગ્યાએ તે કહે છે:

"યંત્રવાદ સ્વાતંત્ર્યનો પાયો છે. ઉદ્યોગનો વિકાસ સ્વતંત્રતાથી જ શક્ય બને છે."

અને તેથી તેને તે યુગના રાજકીય આંદોલનોમાં બહુ રસ ન પડયો. "લોકશાસન" "સ્વતંત્રતા" અને સમાનતા" ની આદર્શ વાતો કરતા રાજપુરૂષો તેને બુદ્ધિહીન લાગ્યા. જમીનદારશાહીના અંત પછી તેને આ ચર્ચા અર્થહીન લાગી. પ્રતિનિધિતંત્ર પ્રત્યે પણ તેની વૃત્તિ ઉદાસિન રહેતી. જમીનદારશાહી અને ભાવિના આદર્શ યાંત્રિક સમાજ વચ્ચે એક પગથિયાં પુરતી જ પ્રતિનિધિતંત્રની કિંમત તેણે આંકી. ભાવિ સમાજનો એક જ આદર્શ તેણે કલ્પ્યો અને તે યંત્ર-

વાદનો વિકાસ-સર્વ સમ્પત્તિ અને આબાદીના પ્રધાન અંગનો ઉત્કર્ષ.

## આદર્શ સમાજ

નવા સમાજમાં વર્ગભેદને સ્થાનજ નથી. અમીર ઉમરાવ, પાદરી અને ભદ્રલોક અદ્રશ્ય થશે અને સૌને સમાજહિતાર્થે, કંઇ નહિ તો કંઇ, કામ કરવુંજ પડશે. સમાજની એકંદર ઉત્પાદનશકિતમાં પોતાના હિસ્સાના-મૂડી તેમજ મજૂરી બંનેના પ્રમાણમાં ફળનો લાભ મળશે." સેંટ સાઇમનનો ઔદ્યોગિક સમાનતાનો આ સિધ્ધાન્ત તેની વિચારસૃષ્ટિનું કેન્દ્ર છે.*

આમ સેંટ સાઇમનના આદર્શ સમાજમાં વર્ગભેદને માટે સ્થાન રહેશે નહિ, એટલુંજ નહિ પરંતુ, હાલના જેવું શાસનતંત્ર પણ નિરર્થક થઇ પડશે. સેંટ સાઇમનને મન રાષ્ટ્ર એટલે એક મોટું કારખાનું. "ફ્રાંસ એક ગંજાવર કારખાનું બની રહેશે, અને આખી પ્રજા કારખાનાના ધોરણ મુજબ કામ કરશે. વ્યવસ્થા અને નિયમપાલનનું કાર્ય સામાન્ય પ્રકારનું હોઇ સામાન્ય નોકરો તે અદા કરી શકશે. તેવીજ રીતે સાચા ઉત્પાદકોની સ્વતંત્રતા અને સલામતિનું રક્ષણ કરવું અને આળસુ માણસોને યોગ્ય સજા કરવી-એટલા પુરતીજ ફરજ શાસક વર્ગને શીરે રહેશે.' સેંટ સાઇમન આટલેથીજ અટકતો નથી. તે આગળ વધીને આદર્શ સમાજની આખી યોજના રજુ કરે છે. તે કહે છે:

"ધારો કે ફ્રાંસ એક જંગી કારખાનું છે. હવે આદર્શ સમાજ કેવી રીતે રચવો એ પ્રશ્ન ઉદ્દભવે છે. એક તરફ ઉત્પાદક અને દલાલ અને બીજી તરફ ઉપભોગી અને દલાલના હિતનો સમન્વય કેમ કરવો? અત્રે અમુક જાતના શાસન માટે સ્થાન છે. મનુષ્ય ઉપર સત્તા ચલાવવાને બદલે આર્થિક શકિતઓનું એકીકરણ કરવાની જરૂર છે. જૂના તંત્ર હેઠળ સમાજના એક વર્ગની બીજા વર્ગ ઉપર વધુ સત્તા સ્થાપીને શાસન તંત્રને સબળ બનાવવાનો ઉદ્દેશ હોય છે. નવો સમાજ સમગ્ર સમદાયનું શારીરિક અને નૈતિક હિત સચવાય અને સમૃધ્ધ બને તે અર્થે સમાજની સર્વે શકિતઓને એકત્રિત કરવાના કોડ રાખે છે."

## કારોબારી સત્તા

સેંટ સાઇમન આદર્શ સમાજની બધી કારોબારી સત્તા [Chamber of Deputies] ડેપ્યુટીઓની ચેમ્બરને સોંપે છે, અને તેના સભ્યોની ચુંટણી વેપાર, હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડીના ક્ષેત્રોમાંથી કરવાની સૂચના કરે છે. બીજા બે ધારા મંડળોની પણ તે વ્યવસ્થા કરે છે. તેની ચુંટણી વિજ્ઞાનશાસ્ત્રીઓ, શીલ્પીઓ, ઇજનેરો વગેરેમાંથી કરવાની સૂચના કરે છે-પરંતુ તેમણે ઘડેલાં ધારાધોરણના સ્વીકાર અસ્વીકારની સત્તા તે કારોબારીને જ સોંપે છે;-અને ધારાધોરણનો ઉદ્દેશ પણ એક જ રહેશેઃ રાષ્ટ્રની ભૌતિક સાધન સમ્પત્તિની વૃદ્ધિ.

સેંટ સાઇમનની આ ભવ્ય સૃષ્ટિ! મહાન સમાજવાદીઓ સુદ્ધાં તેના મૂળ સિદ્ધાન્તોનો સત્કાર કરે છે. કાર્લ માર્કસનો સહચારી મી૦ એન્જલ્સ સુધ્ધાં સેંટ સાઇમનનું ઋણ સ્વીકારે છે.

આમ છતાં નવાઇની બીના તો એ છે કે સેંટ સાઇમને ખાનગી મિલ્કતની સામે

---

*"દરેકને કામ કરવાની ફરજ પડશે. સમાજહિતની વૃદ્ધિ અર્થે પોતાના બનતા પ્રયાસો કરવાની ફરજ દરેકને શિરે રહેલી છે."

એક અક્ષર પણ ઉચ્ચાર્યો નથી. ઉલટું મુડી તેમ જ મજૂરી બન્નેના હિતની તે વાતો કરે છે. સમાજની સમૃધ્ધિમાં બંનેને સ્થાન છે એમ તે માને છે. તે તો માત્ર શાસનતંત્રમાં જ પરિવર્તન સૂચવીને સંતોષ માને છે. અને તેથી તેને "સમાજવાદી," કહેવો કે નહિ એ પણ એક પ્રશ્ન છે.*

અને છતાં સેંટ સાઇમનની સૃષ્ટિ સમાજવાદી વિચારસૃષ્ટિ કરતાં બહુ ભિન્ન નથી. સેંટ સાઇમનનાજ શિષ્યો ગુરુનો આદર્શ સમાજ લક્ષમાં રાખીને આધુનિક સમાજવ્યવસ્થામાં સંપૂર્ણ પરિવર્તનની હાકલ કરે છે.

## સાઇમનના શિષ્યો.

સેંટ સાઇમનના પુસ્તકો તો ભાગ્યેજ વંચાતાં. આમ તેના લખાણની સીધી અસર ભાગ્યેજ થઇ કહેવાય. પરંતુ તેણે જગાવેલાં આંદોલનો એક અથવા બીજી રીતે અમર રહી ગયાં છે.

* સેંટ સાઇમનને સમાજવાદી તરીકે ઓળખવામાં આવે છે તેના કારણો બે છે: ગરીબાઇના પ્રશ્નની મીમાંસા અને (૨) ખાનગી મિલ્કતની સંસ્થામાં સુધારાની જરૂર. પહેલા મુદ્દા સંબંધી તે કહે છે: "સમાજના **મોટા વર્ગની મોટા ભાગની સગવડો** સચવાય એ રીતે સમાજની પુનઃરચના થવી જોઇએ."

ખાનગી મિલ્કત સંબંધી તે કહે છે: ઉત્પાદનને અનુકૂળ ધોરણ ઉપર મિલ્કતની સંસ્થાની પુનઃઘટના થવી જોઇએ. "ઉપયોગી વસ્તુઓનુંજ ઉત્પાદન આધુનિક સમાજમાં જરૂરી છે તે જોતાં મિલ્કતદારો અને માલદારોના કરતાં વસ્તુઓના ઉત્પાદકો તરફ માનવૃત્તિ રાખવાની જરૂર છે."

સેંટ સાઇમનના અંત સમયે એક મોટું શિષ્ય-મંડળ તેની આજુબાજુ ગુંજારવ કરતું હતું. ઓગસ્ટીન થીરી–જે ૧૮૧૪–૧૭ સુધી સેંટ સાઇમનને ખાનગી કારભારી હતો તે તેનો દત્તક પુત્ર થયો. ઓગસ્ટ કોમ, ઓલિન્દ રોડ્રિગ અને તેનો ભાઇ યુજીન, એન્ફેન્ટીન અને બેઝર્ડ વગેરેએ ભેગા મળીને સેંટ સાઇમનના મરણ પછી Le Producteur નામનું એક પત્ર પ્રગટ કરવા માંડ્યું. તે વર્ષેક જ ચાલ્યું; પરંતુ તેમના સિધ્ધાન્તોનો પ્રચાર ઠીક ઠીક વધ્યો.

સેંટ સાઇમનના શિષ્યોએ નિકટ સહચાર સાધવા માટે એક સંસ્થાની સ્થાપના કરી. જેમાં આગેવાન સભ્યો "ફાધર્સ" કહેવાયા, અને બીજા 'સન્સ' અને અને 'બ્રધર્સ' કહેવાયા. આ બનાવ ઇ. સ. ૧૮૨૮ની સાલમાં બન્યો. તે પછીના બે વર્ષ દરમ્યાન બેઝર્ડે એક વ્યાખ્યાનમાળા શરૂ કરી. તેની ખુબ અસર થઇ. ફ્રાંસના આગેવાન રાજપુરૂષોએ પણ તેનો લાભ લીધો. પરંતુ તે પછી અગમ્યવાદના પૂજારી એન્ફેન્ટીનનું પ્રબળ વધ્યું, તેની સાથે આ આખી સબળ સંસ્થાનો અંત આવ્યો.

તેણે તો એક નોખા ધર્મ સંપ્રદાયની જ સ્થાપના કરી હતી. બેઝર્ડ પાછળથી છૂટો પડયો, અને એન્ફેન્ટીન "ધર્માચાર્ય" પદે આરૂઢ થયો. પોતાના ૪૦ શિષ્યો સાથે એક ગામડામાં તે નિવૃત્ત થયો. પરંતુ આ આખી વિચિત્ર ઘટનાનો અંત વિચિત્ર રીતેજ આવ્યો. એન્ફેન્ટીન, દુવેરિયર, અને શીવેલીઅરને ગેરકાયદેસર મંડળના સભ્ય હોવાના ગુનાહસર દરેકને એક એક વર્ષની સજા થઇ. આ ફટકાની સાથે આખી સંસ્થાનો અંત આવ્યો.

## આર્થિક સિદ્ધાન્તો

પરંતુ અત્રે તેમની પ્રવૃત્તિ કરતાં તેમના વિચારોનું મહત્વ વધારે છે. તેમના આર્થિક સિધ્ધાન્તોનું લક્ષ્યબિંદુ ખાનગી મિલ્કતના અનર્થો છે. તેથી તેમણે ખાનગી મિલ્કતનો બેવડો વિરોધ કર્યો—વસ્તુના ઉત્પાદન અને વહેંચણીની દૃષ્ટિએ—ન્યાય અને ઉપયોગિતાની દૃષ્ટિએ.

સેંટ સાઇમનના આદર્શ સમાજમાં આળસુઓ માટે સ્થાન નથી એ આપણે જોઇ ગયા. યંત્રવાદમાં માત્ર ઉત્પાદકો માટેજ સ્થાન છે એ તેનો મૂળ સિધ્ધાન્ત હતો. એટલે કુનેહ તેમજ શારીરિક શ્રમ બંનેને માટે વળતરની વ્યવસ્થા તેણે રાખી હતી. કોણ જાણે શાથી તેણે મૂડીને પણ સમાજના ઉત્પાદકના અંગોમાં સ્થાન આપ્યું હતું. તેના શિષ્યોએ આ સિધ્ધાન્ત સ્વીકારવાની ના પાડી. ફ્રેંચ વિપ્લવને અંતે બધા સામાજિક ભેદો તો તૂટી જ ગયા હતા. કૌટુમ્બિક મિલ્કતના કાયદામાં પણ પરિવર્તન થયું હતું. પરંતુ વ્યક્તિગત મૂડી અને તેના અનર્થો તો કાયમજ રહ્યા હતા. “જે વસ્તુ તાત્કાલિક ઉપયોગને માટે નથી—પરંતુ જે વડે બીજી આવક ઉત્પન્ન કરવાની છે તે મિલ્કત” મિલ્કતની આવી વ્યાખ્યા તેમણે બાંધી. આ વ્યાખ્યા મુજબ જમીન અને મૂડી પણ મિલ્કત ગણી શકાય. વસ્તુ ઉત્પાદનના આ બે મુખ્ય સાધનો, એટલે ઉત્પાદન ઉપર ખાસ અંકુશ જમીનદાર કે મૂડીદાર—મિલ્કતદાર—નો જ રહે છે. ઉત્પાદનના આ સાધન તેઓ મજુરોને વહેંચી આપે છે. અને આ વ્યવસ્થામાંથી “ગણોત” અને “વ્યાજ” જન્મે છે. મજૂરોની મહેનતને અંતે જે વસ્તુ ઉત્પન્ન થાય છે તેમાં સીધી કે આડકત્રી રીતે માત્ર મિલ્કતના સ્વામિત્વને લીધે જ થાપણદાર અથવા તો જમીનદાર ભાગિદાર બને છે. આ એક પ્રકારની સભ્ય લૂંટજ છે. સમાજનો એક વર્ગ બીજા વર્ગને આમ ચૂસે છે, અને મિલ્કતનો કાયદો તેમાં સહાયભૂત બને છે. તેથી આ આખી સમાજવ્યવસ્થા અળખામણી બની રહે છે.

કેટલાક દલીલખોરો એમ પણ કહે છે કે જમીનદારો અને થાપણદારો પણ મહેનતનુંજ ફળ ભોગવે છે. પરંતુ આ દલીલ અસ્થાને છે. કારણ કે મિલ્કતદારો જેટલે અંશે **બીજાની મજુરીનું** ફળ ભોગવે છે તેટલે અંશે તેઓ લૂંટણ નીતિના ભાગિદાર તો જરૂર બને છે.

આધુનિક આર્થિક તંત્રની સામે આવા પ્રહાર તો થતાજ આવ્યા છે. સીસ્મોન્ડીએ ‘વ્યાજ’નો બચાવ કર્યો હતો. છતાં મજૂરોની ચૂસણક્રિયા સામે પણ મજબૂત દલીલો કરી હતી; અને મજૂરોને ‘વ્યાજમી વળતર’ આપવાની સૂચના કરીને તેણે સંતોષ માન્યો હતો.

## અનર્થોની પરંપરા

સેંટ સાઇમનના શિષ્યો આથી પણ આગળ વધ્યા. આધુનિક સમાજ વ્યવસ્થા શોષણક્રિયા વડેજ પોષાય છે; ખાનગી મિલ્કતની પ્રથાનું એ સહજ પરિણામ છે. સામાન્ય વસ્તુસ્થિતિનો ક્ષણિક દુરૂપયોગ નથી, પરંતુ ઉત્પાદનના દુષ્કર કાર્યમાં રજપણ સહાય કર્યા વગર તેના પરિણામનો આનંદ લૂંટવાનો હક્ક આપવો એ ખાનગી મિલ્કતની બલિહારી જ છે! અને આ વિચારશ્રેણી માત્ર શારીરિક શ્રમ કરતા મજૂરોનેજ લાગુ પડતી નથી—મિલ્કતદારને ચરણે જે જે વર્ગને નજરાણું ધરવું પડે છે તે તે વર્ગને આ ગોઝારી

સમાજવ્યવસ્થાના ભયંકર અન્યાયો મુંગે મ્હોડે સહન કરવા પડે છે.

માર્કસ અને બીજા પ્રખર સમાજવાદીઓ મજૂરી સિવાય બીજી દરેક પ્રકારની આવકને લૂંટ સમાન આલેખે છે. પરંતુ સાઇમનના શિષ્યો આટલી હદે જતા નથી. તેઓ તો બીજી બધી વસ્તુઓ કોરે મુકીને સાર્વજનિક હિત તેમજ ન્યાયની દષ્ટિએ ખાનગી મિલ્કતની પદ્ધતિનો–ઉત્પાદન તેમજ વસ્તુ વહેંચણીની દષ્ટિએ–સદંતર નાશ ઇચ્છે છે.

અત્રે આપણે બીજા મુદ્દા ઉપર આવીએ છીએ. અધુનિક સમાજમાં ખાનગી મિલ્કતની સંસ્થા ઉત્પાદકોનું હિત સાચવે છે કે નહિ? સાઇમનના અનુયાયીઓ કહે છે કે જ્યાંસુધી ઉત્પાદનના સાધનોની વહેંચણીની હાલની પ્રથા કાયમ રહેશે ત્યાં સુધી ખાનગી મિલ્કતની સંસ્થા કોઇને પણ લાભદાયી નિવડવાની નથી; કારણ કે આજે મિલ્કતની વ્યવસ્થા વારસા હક્કના કાયદા અનુસાર થાય છે. માત્ર અકસ્માતથી જ બુદ્ધિહીન મનુષ્ય મોટો માલદાર બની બેસે છે. જ્યારે ઉત્પાદનના સાધનની વ્યવસ્થાપુરઃસર વહેંચણીની જવાબદારી તેને શીરે આવી પડે છે, ત્યારે સમૂહના હિતની દ્રષ્ટિએ કાર્ય કરવાનું હોય છે અને તેમાં તેઓ નિષ્ફળ નિવડે છે. તેઓ વારસા હક્કની સામે મોરચા માંડે છે.

"દરેક વ્યકિત પોતાના આશ્રિતોના શ્રેય તરફ પોતાની સમગ્ર શકિત ખર્ચે છે. સમાજહિતની કલ્પનાજ તેમને હોતી નથી. દ્રાપ્ટ મર્યાદાનેજ તેઓ ઓળખતા નથી. કોઇ જગ્યાએ પુષ્કળ મૂડી હોય છે તો કોઇ જગ્યાએ મંદીને અભાવે ઉત્પાદન અટકી પડે છે. જનતાની જરૂરિયાત અને ઉત્પાદનની વ્યવસ્થાની શૂન્યતાને લીધે સમાજમાં આર્થિક ઉલ્કાપાતો થાય છે, અને નિર્દોષ પ્રજાને પારાવાર મુશ્કેલીઓ સહન કરવી પડે છે. સામૂહાયિક ઉત્પાદનના આ યુગમાં પ્રજાની જરૂરિયાતોથી અજ્ઞાન વ્યકિતઓના હાથમાં ઉત્પાદનના સર્વ સાધનો સલામત રહેવા દેવાના આ ભયંકર અનર્થો બધી આફતોનું મૂળ છે."

## નિવારણ

આવા આર્થિક અનર્થોનું એકજ નિવારણ–સમહવાદ [Collectivism] છે એમ સાઇમોનીઅન્સ કહે છે. રાષ્ટ્ર દરેક મિલ્કતનું વારસદાર છે. ઉત્પાદનના સાધનો ઉપર સ્વામિત્વ સંપાદન કરીને સમૂહનાં હિતની દ્રષ્ટિએ તેની વહેંચણી તે સહેલાઇથી કરી શકે; આખું શાસનતંત્ર એક મધ્યસ્થ બેંકનાં ધોરણસર ચાલી શકે. તેની શાખાઓ દ્વારા પ્રજાની જરૂરિયાતો સંતોષી શકાય. પ્રજાની સમ્પત્તિ તેમાં જમા અને તેની મારફત વહેંચી શકાય. રાષ્ટ્રની જમીન ખેડાશે અને તેની ચારે સીમાની અંદર વસતા દરેક શહેરીની જીવન જરૂરિયાતો પોષવામાં આવશે. શહેરીની શક્તિ અનુસાર કર્તવ્ય પાલન કરવું પડશે, અને તેના પ્રમાણમાં મહેનતનું વળતર મળશે.

પરંતુ મજૂરોની શકિતની પરીક્ષા કોણ કરે? મજૂરીના પ્રમાણમાં વાજબી વળતરનું માપ કોણ કાઢે? આ કાર્યને માટે તેમણે અગ્રેસરો–Generals–ની વ્યવસ્થા કરી છે, અને તેમને ઉત્પાદન કાર્યમાંથી મુક્ત આપીને સાર્વજનિક હિતના કાર્યમાં યોજ્યા છે. સમૂહહિતની લગની જેમને લાગી હોય તેવાઓને જ આ જવાબદાર પદ સોંપવાની હિમાયત તેણે કરી છે.

પરંતુ હવે એ પ્રશ્ન થાય છે કે આ અગ્રેસરોનો આદેશ સમાજના સર્વ સ્ત્રી

પુરુષો માન્ય રાખશે? સેંટ સાઇમનના શિષ્યો આવી આશંકાઓને સ્થાન જ આપતા નથી. તેઓ તો એક આદર્શ સમાજ જ કલ્પે છે જેમાં સઘળે જનતા નવા રંગે રંગાયલી હશે. અને તેથી બધું કાર્ય સરળતાથી ચાલશે. અને તેમ છતાં એ સવાલ તો ઉભો જ રહે છે કે આદર્શ સમાજમાં પણ કોઇ બંડખોર નીકળે તો?

પરંતુ આવી શંકાઓ જ નિરર્થક છે. જ્યારે જ્યારે નવીન સમાજની–સુવર્ણ યુગની વાતો થાય છે ત્યારે ત્યારે નીતિ ને ભાવનાના ધ્વંસનો બાહુ ખડો કરવામાં આવે છે. પરંતુ સઇમનના શિષ્યો આ વસ્તુથી પણ વાકેફ છે, અને તેઓ ધર્મપરિવર્તન દ્વારા સામાજિક પરિવર્તન વાંચ્છે છે.

સેંટ સાઇમનના સમૂહવાદની આ એક ખુબી છે. તેઓ ભાવિના મનોહર સ્વપ્ન સેવે છે. છતાં અર્વાચિનને અવગણતા નથી, બીજા તત્વચિંતકો અને તેમની વચ્ચે આજ ભેદ છે. તેમણે સામાજિક સમાનતાની વાતો કરી તે માત્ર સૌને એક સરખી તકની. આ સિવાય બીજા સામાજિક અનર્થોને સ્થાનજ ક્યાં છે?

તેઓ એક સ્થળે કહે છેઃ "સઇમોનીઅન્સ વસ્તુ માત્રની સામાજિક માલિકી નથી ઇચ્છતા, કારણ કે તેમાં તો નૈતિક ધોરણનો દેખીતો ભંગ થાય છે. જ્યારે તેઓ નીતિને પોષવા માગે છે, અને તેથી દરેકને તેની શક્તિ અને શ્રમના જેવુંજ સ્થાન–ના નિયમનું પાલન ઇચ્છે છે.

"અને તેથી તેઓ પ્રથમ તો જન્મના બધા ભેદ–વારસાહક કે જે સૌથી વધારે અન્યાય પ્રવર્તાવે છે તેનો સદંતર નાશ માગે છે."

"ઉત્પાદનનાં સર્વ સાધનો–જમીન અને થાપણ જે અત્યારે ખાનગી માલિકી હેઠળ વહેંચાઇ ગયાં છે તે સાર્વજનિક માલિકી હેઠળ એકત્રિત કરવાની જરૂર છે.

"તેઓ ખાનગી મિલ્કતની સંસ્થાનો વિરોધ કરે છે, કારણ કે આળસને તે ઉત્તેજે છે, અને બીજાની મજૂરી પર નિભાવની વૃત્તિને પોષે છે."

## ઐતિહાસિક દ્રષ્ટિબિંદુ.

ખાનગી મિલ્કતના વિરોધીઓ ઉત્પાદન અને વસ્તુવહેંચણીની દ્દષ્ટિએ આ સંસ્થાનો વિરોધ કરીને સંતોષ નથી માનતા. તેઓ ઐતિહાસિક દ્દષ્ટિબિંદુનો પણ ઉપયોગ કરે છે. ખાનગી મિલ્કતનો ઐતિહાસિક વિકાસ અને અર્વાચિન પરિસ્થિતિ વગેરે લક્ષમાં રાખીને તેઓ ભાવિપંથ નિર્માણ કરે છે. સેંટ સાઇમોનીઅન્સ પણ આ દ્દષ્ટિબિંદુનો ઉલ્લેખ કરે છે.

માર્કસની સામ્યવાદી સૃષ્ટિ આજ વિચારપ્રણાલિનું સર્જન છે. બીજા સમાજવાદીઓ પણ આ દ્દષ્ટિબિંદુનો અભ્યાસ કરે છે. મો. વેન્ડરવેલ્ડ એના યોગ્ય મુલ્ય આંકે છે. મી૦ અને મીસીસ સીડની વેબ (હવે બેરન અને લેડી પેસફીલ્ડ) એનો ઉલ્લેખ કરે છે. પરંતુ તેની આપણને અહિં જરૂર નથી. આપણને તો સેંટ સાઇમન અને તેના શિષ્યમંડળની દલીલોનોજ પરિચય કરવો છે. સેંટ સઇમનના સિધ્ધાન્તો (Doctrine de Saint Simon) માં કહ્યું છેઃ "સમાજમાં એવી માન્યતા પ્રવર્તે છે કે ગમે તેવાં સામાજિક પરિવર્તનો થાય છતાં ખાનગી મિલ્કતની સંસ્થા તો અનંતકાળ સુધી અખંડ અને અભેદ્ય સચવાઇ રહે છે, પરંતુ વસ્તુસ્થિતિ

તો આપણે જરૂરીજ લેઇએ છીએ. મિલ્કત પણ એક સામાજિક ઘટના છે અને બીજી સામાજિક ઘટનાઓની માફક પરિવર્તનના નિયમથી તે પણ મુક્ત નથી. અને તેથી સમય સંજોગ અનુસાર તેમાં ફેરફારો થાય છેજ."

આ સિધ્ધાંત દરેક સુધારકે સ્વીકાર્યો છે. સાઇમોનીઅન્સ તો માત્ર ઇતિહાસ તરફ દષ્ટિ કરવાનુંજ કહે છે. તેઓ કહે છે કે એક યુગ એવો હતો કે જ્યારે મનુષ્યો પણ મિલ્કત ગણાતા. એ ગુલામીનો યુગ હતો, અને એના અવશેષો હજી પણ ક્યાં નથી જોવામાં આવતાં? તે પછી જમીનદારોનો જમાનો આવ્યો. જાગીરોને અખંડ જાળવી રાખવાને માટે કાયદાએ જ્યેષ્ઠ પુત્રને વારસ ઠરાવ્યો. તે પછી ફ્રેંચ વિપ્લવ આવ્યો. તેણે બધા ભેદો નાબુદ કર્યા; અને સમાનતાનો યુગ પ્રવર્તાવ્યો. (પરંતુ મૂડીવાદના ઉદયની સાથે આ સ્થિતિ યે આજે તો પલટાઇ ગઇ છે.) વ્યાજના દરો ઓછા થતા ગયા. તેમાં પણ તેને યુગબળની ઝાંખી થઇ. આ પછી તેણે એકજ સુધારાની હિમાયત કરી. ઉત્પાદનના સાધનો દરેકને સરખા પ્રમાણમાં મળે. એવી માગણી તેણે કરી. આને માટે તેણે **સમાજમાં દરેક મિલ્કતદાર, પણ કોનો વારસદાર સમાજ**—એવી વ્યવસ્થાની સૂચના કરી. "અમે જે ધોરણ સૂચવ્યું છે તે અનુસાર કુટુંબ નહિં, પણ રાષ્ટ્ર બધી મિલ્કતનો—અર્થશાસ્ત્રીઓ જેને ઉત્પાદનનાં સાધનો કહે છે—તેનો વારસદાર લેખાશે."

સેંટ સાઇમન શાસ્ત્રીય અભ્યાસના એક સાધન તરીકે ઐતિહાસિક દષ્ટિબિંદુના ભારે વખાણ કરે છે. તે માનવ સમાજને મનુષ્ય જીવન સાથે સરખાવે છે અને કહે છે કે મનુષ્ય જીવનની માફક સમાજના પણ બાલ્યકાળ, યૌવન અને વૃધ્ધાવસ્થાના યુગો આવે છે. તે કહે છે: "ભવિષ્ય એ ભૂતમાંથી વહેતા પ્રવાહનો અંત માત્ર છે. જ્યારે આપણે ભૂતના સંજોગો જાણીએ છીએ ત્યારે ભાવિની માર્ગદિશા સહેલાઇથી સમજી શકાય છે. જૂનનું બારીક નીરિક્ષણ ભાવિનું માર્ગસૂચન કરે છે."

આવા આવા વિચાર તરંગોમાં ગોથાં ખાતાં ખાતાં 'યંત્રવાદ'નો માર્ગ તેને હાથ આવ્યો. કુટુંબમાંથી શહેર—શહેરમાંથી રાષ્ટ્ર—રાષ્ટ્રમાંથી સંયુક્ત રાષ્ટ્રમંડળ અને અંતે "વિશ્વબંધુત્વની ભવ્ય કલ્પના—જેમાં આખો સમગ્ર માનવ સમાજ સમાનતાના ધોરણ પર જીવન નિર્વાહ કરશે—તેણે કરી." આવીજ રીતે તેના શિષ્યોએ ખાનગી મિલ્કતની સંસ્થાને કસોટીએ ચઢાવી, અને અંતે તેનો નાશજ નિમાર્યો છે એવું ભવિષ્ય ભાખ્યું.

આ સિધ્ધાન્તને—આ વિચાર પ્રણાલિને ઇતિહાસની ફીલસુફી પણ કહી શકાય. પુનઃ પુનઃ વિચાર કરતાં તેમના દિલમાં શ્રધ્ધા જન્મે છે, અને તેઓ ખાત્રીપૂર્વક કહી શકે છેઃ "અમારા ભાવિસૂચન શાસ્ત્રીય સંશોધનના ખડક પર રચાયાં છે."

સેંટ સાઇમન અને તેના શિષ્યોનો સમાજવાદ કાલ્પનિક છે. તેટલેજ અંશે તે વહેલો ભલાઇ ગયો છે. તેમણે યુગશક્તિનું યોગ્ય દિગ્દર્શન કર્યું, પરંતુ સમાજની વસ્તુ સ્થિતિનું જરાપણ નિરીક્ષણ ન કર્યું, અનેતેટલેજ અંશે તેમના પ્રયાસો નિષ્ફળ ગયા.

અલબત્ત, તેમના કેટલાક શિષ્યોએ રાજકારણ અને આર્થિક ક્ષેત્રમાં અખતરા કર્યા, પરંતુ તે પ્રમાણમાં નજીવા. ઇ. સ. ૧૮૬૩ ની સાલમાં પેરીર [Pereire] બિરાદરોએ બેંકની સ્થાપના કરી. એન્ફેન્ટીને રેલ્વેતંત્રમાં હાથ નાંખ્યો. સુએઝની નહેર ખોદવાને માટે એક કંપની પણ તેણે સ્થાપી હતી. સાઇ-

કલ શીવિસીઅરે રાષ્ટ્રની માલિકી હેઠળ હુન્નર ઉદ્યોગોના વિકાસની નીતિનો અભાવ કર્યો હતો.

હવે આજની દષ્ટિએ તેમના સિધ્ધાન્તોની સમાલોચના કરીએ. સેંટ સાઇમનનો આદર્શસમાજ તો નથીજ સ્થપાયો પરંતુ યંત્રવાદે અદભુત પ્રગતિ કરી છે અને હજી કર્યેજ જાય છે તે જોતાં સેંટ સાઇમનની દીર્ઘદષ્ટિ માટે આપણને માન થાય છે.

વળી શરાફી સંસ્થા ઉપર તેમણે જે ખાસ ભાર મુકયો હતો તેની યથાર્થતા આજે આપણે જોઇ શકીએ છીએ. આજે ગમે તે સંજોગો હોય, પરંતુ આંતરરાષ્ટ્રીય બેંકની સ્થાપના પણ યૂરોપના રાજપુરૂષોને કરવી પડી છે.

સમાજવાદની વિચારપ્રણાલિકાના સર્વ તત્વો સેંટ સાઇમનના આદર્શ સમાજવાદમ- દષ્ટિગોચર થાય છે. એન્જલ્સ સેંટ સાઇ મનની રસિક દીર્ઘદષ્ટિની મીમાંસા કરે છે અને સમાજવાદનાં બધાં તત્વો ઓળખવા માટે તેને મુબારકબાદી આપે છે.

# કયાં છે પ્રભુ ત્હારો?

: અનુવાદક :

**લક્ષ્મીનારાયણ મોજીલાલ પંડયા.**

**: અંજની :**

મંદિરના એકાન્ત ખૂણામાં
જાપ જપે તું કોના સાધુ?
ચક્ષુ ઉઘાડી પેખ હૃદયમાં
કયાં છે પ્રભુ ત્હારો?

વર્ષા ને તડકાની ઝડીએ
પથર તોડે ખેડૂત પેલો,
મેલાં વસ્ત્રો પરસેવાથી;
પ્રભુ સાથી ત્હેનો.

ત્યજ માળા કંથા ,ને ભગવી,
સાથી થા એ કર્મયોગીનો,
નિસ્પૃહ થઇ કર સેવા કાર્યો
ત્યાં છે પ્રભુ ત્હારો.




ગોર્કીની "મધર" નામની વિશ્વવિખ્યાત નવલકથા
ઉપરથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી. 'જ્યોતિર્ધર.'

# [ ૫ ]

## મિજલસ

"ઘણું જ સારું નામ" રણીયાતે હસીને કહ્યું. "અમને ગામડાના માણસને 'મીઠી" કહેવાતું ગમે."

"એમ કહેશો તોય ચાલશે માડી" મધુરી બોલી ઉઠી.

"પણ તમારું નામ તો મ્હેં પૂછ્યું જ નહીં."

"રણીયાત"

"ચાલો ત્યારે આપણે એક બીજાનાં નામ જાણતાં તો થઇ ગયાં. હવે સાથે રહેશું એટલે વધારે ઓળખતાં થઇશું."

રણીયાતે ડોકું ધુણાવ્યું. પણ કેમ જાણે વાત ટુંકી થઇ એટલે પત્યું એમ માની એણે માત્ર સ્મિત જ કરી મધુરી સામે જોયું.

"મધુરી તને ટાઢ વાતી હશે. તો આ ઓઢવાનું રહ્યું" ગુજરાતી ગૃહસ્થે વાતચિતનો પ્રવાહ પોતાના તરફ વાળ્યો.

"અહીંહી બહાર તો કંઇ પવન સુસવાટા નાખે છે."

મધુરીનો અવાજ મીઠો અને સ્પષ્ટ હતો. એનું મ્હોં નાનું અને હસતું—એનું શરીર ઘાટીલું અને મજબૂત હતું. પોતાના નાનકડા હાથ વડે એણે તંદુરસ્ત ગાલોને ખૂબ ચોળ્યા અને ઠંડીને દૂર કરવા ઓરડામાં જોરથી ચાલવા લાગી. અને એના પગનો અવાજ સાંભળતી સાંભળતી રણીયાત એના હલન ચલનને એકીટશે નિહાળી રહી.

"ખરેખર ઠંડી તો ખૂબ લાગે છે" મધુરી સહસા બોલી ઉઠી.

"ત્યારે લે હું તને ચા કરી આપું હમણાં જ થઇ જશે. જરા ગરમા ગરમ પી જા એટલે ઠંડી ઓછી લાગશે." રણીયાતે અચાનક અતિશય ઉમળકાથી કહ્યું.

ગમે તેમ પણ રણીયાતને એમ લાગ્યું કે જાણે એ મધુરીને ઘણા વખતથી ઓળખતી ન હોય. કોણ જાણે શાથી પણ એના હૃદયમાં એ છોકરી પ્રત્યે માતાનો કોમલ પ્રેમ પ્રકટ્યો. મધુરીને જોવાથી એને

ખૂબ આનંદ થતો હતો. રસોડામાં ચા કરતાં કરતાંય મધુરીની સુંદર કીકીઓ એની આંખ આગળ તરવરતી હતી. બાજુના ઓરડામાં એની વાતચીત સાંભળી રળીયાતે ચા બનાવતાં બનાવતાં પણ કાન સરવા કર્યા.

"કેમ બીરાદર રામુ, આજ ઉદાસ કેમ છો" મધુરીએ પુછ્યું.

"રાઘવની માને જોઇ મને મારી બા સાંભરે છે એની આંખો બરોબર મારી બા જેવીજ છે, હું મારી માતાને મરેલી માનતો જ નથી. એ જીવતી હોય એમજ એના વિશે વિચારો કરૂં છું." રામપ્રસાદે ઉતાળ સ્વરે કહ્યું.

"પણ તમે તો કહેતા હતાને, કે તમારી મા તો ગુજરી ગયાં છે."

"હા હા એ તો મારી સાવકી મા, અત્યારે હું મારી ખરી માતા વિશે વાત કરૂં છું. જરૂર કોઇ શહેરમાં એ દાન કે ભિક્ષા લેતી હશે અને દારૂ પીતી હશે."

"તને એવા ભયંકર વિચારો કેમ આવે છે રામુ" મધુરીએ કરૂણ સ્વરે પૂછ્યું.

"હું એ સમજી શકતો નથી પણ જરૂર એ બીચારી રઝળતી હશે અને પછી પોલિસ એને દારૂ પીવા માટે અને રઝળવા માટે ફટકાવતી હશે."

રળીયાતે આ વાત સાંભળી નિસાસો નાખ્યો. મધુરી ગુસ્સામાં કંઇક બબડી. ફરી રામપ્રસાદનો ધીરગંભીર અવાજ શરૂ થયો.

"તું હજુ જુવાન છે, મધુરી તે હજુ ઝાઝી દીવાળી જોઇ નથી. દરેકને મા હોય છે અને છતાં લોકો ખરાબ રહે છે. બચ્ચાં ઉછેરવાં એ તો મુશ્કેલ છે જ પણ એને ઉમદા બનાવવાં એ તો ખરેખર સૌથી વધારે મુશ્કેલ છે.

રળીયાત તો આ સાંભળીને મનમાં ને મનમાં વિચારવા લાગી કે કેવા વિચિત્ર વિચારો આ માણસ કર્યા કરે છે વળી એને એમ પણ થયું કે આ મહેમાનને સંભળાવી દઉં કે હું પણ માતા મુઇ છું અને મને મારા દીકરાને સુધારવાની ઘણી હોંશ છે. પણ મનેજ કંઇ આવડતું નથી એમાં એને શું શીખવું ?"

એકદમ ઘરનું બારણું જોરથી ઉઘડયું અને જાણીતા બ્હારવટીઆનો દીકરો વજુભા દાખલ થયો. આને લોકો ગાંડો કહેતા અને વજુભા પણ લોકોથી આઘો ને આઘો જ ભાગતો. પણ ગામના લોકો તો એને માત્ર રમત ગમતનું સાધન માની એને ચીડવવામાંજ મજા માણતા.

"કાં વજુભા કેમ છો ?" મધુરીએ પૂછ્યું.

પણ મધુરીને ઉત્તર આપ્યા વિના એણે એની વિશાળ આંખો ચમકાવીને રળીયાતનેજ પૂછ્યું: "રાઘવ ઘેર છે ને માજી!" એણે એનો હાથ ચોળતાં ચોળતાં કહ્યું.

"નથી ભાઇ"

વજુભા પોતાની દ્રષ્ટિ રામુ અને મધુરી તરફ ફેરવી, બોલ્યો.

"કેમ છો બીરાદર." રળીયાત તો આભીજ બની ગઇ. "આ પણ આ ટોળીનો માણસ હશે આવા ચોરની સાથે સંગાથ તે હોતા હશે ?" મધુરીએ પોતાના હાથ લાંબા કરી એને મીઠાશથી આવકાર આપ્યો એ જોઇને તો રળીયાતને ગુસ્સો આવી ગયો.

આ પછી તો બે બીજા જુવાન માણસો આવ્યા પણ એ બીચારાના મોં ઉપરનો હજુ મુછોનો દોરો માંડ માંડ ફૂટયો હતો એમાંના એકને તો રળીયાત ઓળખતી હતી. એ હતો યાકુબ—મીલના હવાલદારનો દીકરો—બીજો જુવાન ભયંકર—એની મુખ રેખાઓ સખત હતી. કપાળ ઉંચું હતું

અને વાળ સુંદર અને ગુચ્છાવાળા હતા. એને જો કે રળીયાત ઓળખતી નહીં પણ એની મુખમુદ્રા ભયંકર ન હતી એટલે એને જોઇને કશા અમંગળ વિચારો રળીયાતને ન આવ્યા.

આખરે રાઘવ આવ્યો અને સાથે મીલના બે બીજા કામદારોને સાથે લેતો આવ્યો.

"અહોહો આ તું ચ્હા બનાવે છે ને! ચાહ તે ઘણુંજ સારું કર્યું હું કહેવાનો જ હતો." રાઘવે દાખલ થતાંની સાથે રળીયાતને કહ્યું. અને જ્યારે એ એની તદન નજીક આવ્યો ત્યારે એણે એના કાનમાં કહ્યું.

"શું આ લોકો વિશે તું મને આટલી ભડકાવતો હતો?" રળીયાતને એમ લાગ્યું કે રાઘવ એને નાહક આ લોકો વિષે જુઠ્ઠી વાતો કરતો હશે. આવા માણસો ભયંકર કેમ હોઇ શકે?

રાઘવ તો બીજા ઓરડામાં સૌની સંગાથે જઇ બેઠો. રળીયાત આ નિર્દોષ લોકોની મિજલસ ઉપર પ્રેમભરી નજર નાખી રહી હતી. અને જ્યારે ચા તૈયાર થઇ ત્યારે એ બધાને માટે પ્યાલા ભરીને લઇ આવી. એક ખુણામાં બધા ટોળું વળીને બેઠા હતા. અને મધુરી વચ્ચે બેસી એક ચોપડી વાંચતી હતી.

"લોકો શા માટે ગંદુ હલકું-જીવન ગાળે છે એ સમજવા માટે"—"અને લોકો પોતે જ શા સારૂ ખરાબ છે એ સમજવા માટે"—રામુએ વચ્ચે ઉમેર્યું.

"લોકો શી રીતે રહે છે એની વિગતમાં ઉતરવું જોઇએ." મધુરીએ આગળ ચલાવ્યું.

"સાંભળ બેટા રાઘવ સાંભળ" રળીયાત હળવે હળવે ગણુગણી.

બધા વાર્તાલાપ કરતા અટકી ગયા અને જરા ભવાં ચડાવી રાઘવે પૂછ્યું: "શું કહે છે બા."

જ્યારે રળીયાતે જોયું કે બધા એના ઉપર જ નજર તાકીને જોઇ રહ્યા છે ત્યારે એ ગભરાઇ ગઇ. કાંઇ નહીં એ તો હું અમસ્તી ગણગણતી હતી.

મધુરી હસી પડી. પણ રાઘવે તો માત્ર સ્મિતજ કર્યું. સૌએ ચા પીવાનું શરૂ કર્યું અને પીતાં પીતાં સૌએ રળીયાતનો આભાર માનવાનું પણ શરૂ રાખ્યું. ખાસ કરીને રામુએ તો ખૂબ આભાર માન્યો.

"હું તમને હરકત તો નથી કરતીને?" રળીયાત બોલી ઉઠી.

"એ શું બોલ્યાં માજી? અમે તમારાં મહેમાન અને તમે અમારા યજમાન ખરૂં ને? તમે અમને શી રીતે હરકત કરી શકો?" મધુરીએ બાલક જેવા સરલ ભાવથી ઉત્તર આપ્યો. "પણ એ તો ઠીક માજી, મને જરા વધારે ચા આપોને. થંડીથી હું તો લગભગ થ્રીજી રહી છું. મારા પગનાં તળીયાં તો જુઓ! છેક ઠરી ગયાં હોય એવાં અક્કડ લાગે છે."

"હમણાંજ લાવી આપું છું હો" રળીયાતે ત્વરાથી ઉત્તર આપ્યો.

ચા પીધા પછી મધુરીએ લાંબો શ્વાસ લીધો, કપાળ ઉપરથી વાળની વીખરાયેલી લટોને સરખી કરી અને પાછું ચોપડીમાંથી વાંચવાનું શરૂ કરી દીધું. રળીઆત રકાબીઓ માંજતી માંજતી પણ ઓછામાં ઓછો અવાજ થાય એની કાળજી રાખતી હતી. જો કે પોતે અભણ હતી છતાં મધુરીની છટાદાર રીતે વાંચવાની રીતથી એનું મન આકર્ષાયું. કામ કરતાં કરતાં એણે એ સાંભળવા માટે કાન માંડ્યા. રકાબીના અતિ ધીમા ખખડાટની સાથે મધુરીનો મીઠો અવાજ સારો મેળ લેતો હતો. વાત તો હતી જંગલી માણસો વિશે—એ ગુફામાં કેમ રહેતા, પશુઓને કેમ મારતા, અને

કેમ નિર્વાહ કરતા એનાં આબેહુબ વર્ણનોથી આખો ઓરડો જાણે શબ્દ ચિત્રોથી છવાઇ જતો ન હોય એમ રણીયાતને લાગ્યું, એ વની સામે જોયા કરતી અને "આવી તેમાં સરકારની સામે થવા જેવું શું છે?" મ જાણે એ પ્રત્યેક દૃષ્ટિ નિક્ષેપ વખતે ઘવને પુછતી નહોય એવી ઉત્સાહથી એ ની. પણ જેમ ધીમે ધીમે એ વાતો ગહન ી ચાલી તેમ તેમ એમાં એને ઓછી મ પડવા લાગી. અને માત્ર વાંચનાર અને ાંભળનારના ચ્હેરા ઉપર થતા ફેરફારો જ ની જાતી રણીયાત ઘણો વખત સુધી સી રહી.

રાઘવ મધુરીની છેક પાસે બેઠો હતો. ા આખી મંડળીમાંથી રાઘવ સૌથી વધારે 'દર હતો. મધુરી ચોપડીમાં ખૂબ નીચું ાથું નાખીને વાંચતી હતી. અને વારંવાર ાંખના આડે આવતી વાળની લટોને એ છી ધકેલતી હતી, ચોપડીમાં ન હોય એવું 'ઇક કહેવું હોય ત્યારે મધુરી હળવે વાજે બોલતી અને એ વખતે સાંભળ- ારાઓની સામે સ્મિત કરીને કહેતી. રામ- સ્રાદ પોતાની વિશાળ છાતી વિસ્તારી ાંભને અઢેલીને બેઠો હતો. પોતાની છોને એ વારંવાર વળ દેતો હતો. ને પછી મજાની અણીને જોવા માટે ાંખને ખૂબ તસ્દી આપતો હતો. વજેભા એક નાની જંગલી લાકડાની ઘાટ વિનાની જુની ખુરશી પર બેઠો હતો, અને પગને અર્ધા વાળ હાથના અંકડા વડે ટેકવી રહ્યો હતો. અને ભુરખાની પેઠે એના તદન ભાવ- હીન ચ્હેરા ઉપર એક કરચલી કે ભ્રૂભંગ સુધ્ધાંય દેખાતો ન હતો. અને સામેની ભીંત પર ટાંગેલા અરીસામાં ઘણીયો વાર પોતાનું મ્હો એકીટસે ઉગ્રતાથી જોઇ રહેતો. એ એટલો અક્કડ બેઠો હતો કે શ્વાસોશ્વાસ લે છે કે કેમ એ પણ કળવું મુશ્કેલ હતું. જયશંકર દર વખતે હોઠ પપડાવ્યા કરતો હતો. અને ચોપડીના શબ્દો ફરી મનમાં ને મનમાં તાણી જતો હોય એમ દેખાતું. અને એનો ગુચ્છાદાર વાળ વાળો દોસ્ત તો નીચું માથું નમાવી કેટલીકવાર અર્થહીન હાસ્ય કરતો. રાઘવની સાથે આવેલા બે મજુરોમાંનો એક દર વખતે કંઇક કહેવા માગતો હોય એમ એના ચ્હેરા ઉપરના અધીરાઇ સૂચક ભાવો સ્પષ્ટ સૂચવતા હતા. એના વાળ લાલ અને ગુંચવાળા હતા. અને આંખની કીકીઓ સદાય હસતી અને આસમાની રંગની હતી. બીજો મજુર એનો ચ્હેરો બતાવવા રાજી ન હોય એમ જમીન સામે જોઇનેજ બેસી રહ્યો હતો. એનું માથું લગભગ બોડકું હતું અને ઘણી વખત એ અતિશય ઓછા વાળવાળા માથાપર હળવી મુક્કીઓ મારતો. (અપૂર્ણ.)

# સ્વીટઝરલેંડથી ઘડીયાળો

**ને તદન નવો અને નામાંકિત મેકરનો સ્ટોક આવી પહોંચ્યો છે.**

એ સ્ટોકમાંથી તમે જે કોઇ ઘડીયાળ ખરીદશો તે જો સંભાળથી રાખશો તો વર્ષો સુધી નીયમીત ટાઇમ આપીને ચાલ્યા કરશે. આવી નમુનેદાર અને નવીન ફેશનેબલ ડીઝાઇનની મનપસંદ ઘડીયાળ ખરીદવેથી તમારા ખર્ચેલા પૈસા વસુલ થશે.








## રીસ્ટ વોચીઝ ખરીદો.

નીકલ–ચાંદી તથા રોલ્ડ ગોલ્ડમાં તથા સોનાના ૧૫ જ્યુવેલ.

| | | |
|---|---|---|
| નીકલ | ૧૦॥''' રૂબી લીવર | નં° ૧ રૂ. ૧૯ |
| ચાંદી | ૧૦॥''' ,, ,, | નં° ૧ રૂ. ૨૩ |
| રોલ્ડ ગોલ્ડ | ૧૦॥''' ,, ,, | નં° ૧ રૂ. ૨૫ |
| નીકલ | ૧૨''' ઍન્ચેન્ત્રેસ ડબલ ડુમ | નં° ૧ રૂ. ૨૦ |
| ચાંદી | ૧૨''' ,, ,, ,, | નં° ૧ રૂ. ૨૪ |
| રોલ્ડ ગોલ્ડ | ૧૨''' ,, ,, ,, | નં° ૧ રૂ. ૨૬ |
| રોલ્ડ ગોલ્ડ | ૧૦॥'' ઍમ્પાયર શેપ પેરેમાઉન્ટ | નં° ૧ રૂ. ૩૦ |
| ,, ,, | ૧૦॥'' મીરજ શેપ પ્રોનીડન્ટ | નં° ૧ રૂ. ૨૦ |
| ,, ,, | ૧૦॥'' ચોરસ ઓક્ટોગન | નં° ૧ રૂ. ૨૧ |
| સોનાના ૯ કે. | ૧૦॥'' મીરજ શેપ ફીશના | નં° ૧ રૂ. ૨૫ |
| સોનાના ૧૪ કે. | ૧૦॥'' ,, ,, ,, | નં° ૧ રૂ. ૨૮ |
| સોનાના ૧૮ કે. | ૧૦॥'' ,, ,, ,, | નં° ૧ રૂ. ૩૧ |
| સોનાના ૯ કે. | ૧૦॥'' ઍમ્પાયર શેપ | નં° ૧ રૂ. ૩૫ |
| સોનાના ૯ કે. | ૧૦॥'' હોનલુપ કટ ગ્લાસ | નં° ૧ રૂ. ૪૨ |
| સોનાના ૧૪ કે. | ૧૦॥''' હોનલુપ કટ ગ્લાસ | નં° ૧ રૂ. ૫૦ |
| સોનાના ૧૮ કે. | ૧૦॥''' હોનલુપ કટ ગ્લાસ | નં° ૧ રૂ. ૫૪ |
| ચાંદી | ૧૦॥'' ,, ,, પેરેમાઉન્ટ | નં° ૧ રૂ. ૨૪ |

ટકા ૨૦ % વળતર આપવામાં આવશે.

વેસ્ટ એન્ડ વોચ કુંપની જેવા જાણીતા મેકરના ઘડીયાળો પણ અમારે ત્યાંથી બજાર ભાવે મળશે.

———

રીપેરીંગ કામ અમારા બાહોશ કારીગરો પાસે જાતી દેખરેખ નીચે કરવામાં આવે છે.

વધુ વીગત માટે અમારૂં સચીત્ર કેટલોગ મંગાવો.

## ઠે:–પ્રીસીશન વોચ કુંપની,

૧૨૭, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, મુંબઇ નં. ૩.

ટેલીફોન:– ૨૪૩૨૩

માલેક:–પ્રાણજીવનદાસ મોહનદાસ.

ટેલીગ્રાફ:– 'Amarwatch.'



BY ROYAL WARRANT.

# Lilac & Lilies

*A New Perfume by*
**ATKINSONS**




"LILAC & LILIES" is a new departure in the presentation of flower perfumes, being a harmonious blending of two equally beautiful though distinctive floral odours to make an exquisite bouquet

ATKINSONS, the Bond Street Perfumers, have so skilfully balanced the charming values of the finest Lilac and Lily Essences that the result gives to this new Perfume an even more delightful note than either flower is able to deliver of itself. Both are flowers of the Spring, delicate alike in form, colour and odour, and combine to yield a fragrance that is the very Spirit of the Spring Goddess.

**ATKINSONS**
THE BOND STREET PERFUMERS
LONDON W.1.

*RESIDENT REPRESENTATIVES FOR BOMBAY PRESIDENCY*

# Kalianji & Company

29, 31 & 33, BORA BAZAR STREET, FORT, BOMBAY.



**શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય**
જે જીનેવામાં મળેલી આંતરરાષ્ટ્રીય સ્ત્રી
પરિષદમાં હિંદનાં પ્રતિનિધિ તરીકે કામ
કરીને હમણાં સ્વદેશમાં આવ્યાં છે.



**કુમારી સુશીલા થીલાયપાલમા**
આ બહેન સીલોનનાં છે તેમને કોલંબોના વિદ્યાપીઠે પી. એચ. ડી ની પદવી
અર્પણ કરી છે.



**શારદા બીલનો સાથ કરનારી ગુજરાતણો**

**શ્રી. હંસા મહેતા, લેડી લક્ષ્મીબાઈ, અને શ્રી લીલાવતી
મુનશી** એમણે મુંબઈમાં સર કાવસજી જહાંગીર હોલમાં મળેલી
સભામાં શારદા બીલને વધાવી લીધું હતું.

નવયુગ : આશ્વિન '૮૫.

# મિશ્ર વિવાહ

: લેખિકા :

શ્રીમતી ઉર્મિલા મહેતા, બી. એ.



શ્રી ઉર્મિલા મહેતા

**આ** લેખનાં લેખિકા બહેન સ્વ. દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇનાં પૌત્રી થાય છે. પોતે જન્મની જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય છે. ગ્રેજ્યુએટ છે. યુરોપની મુસાફરી કરી આવ્યાં છે. તેમજ તેમણે પોતે મિશ્રલગ્ન કર્યું છે. એમના પતિ રા. ભાસ્કર મહેતા ડૉ. સુમંત મહેતાના નાનાભાઇ, જન્મની જ્ઞાતિએ નાગર છે. આ દંપતીનો સંસાર આદર્શરૂપ અને સુખી છે. મિશ્રલગ્નથી એમને કશું કષ્ટ ઉભું થયું હોય તેમ નથી. આથી આંતરજ્ઞાતીય લગ્નથી ભડકનારાંની કાલ્પનિક વાતોમાં ડરવા જેવું કશું નથી જ એની ખાત્રી થશે. **તંત્રી**

દરેક વ્યક્તિએ લગ્ન કરવાં જ જોઇએ એમ નથી. પણ જે વ્યક્તિ લગ્ન કરે તેને માટે લગ્ન એ તેની જીંદગીમાં સૌથી મહત્વનું પગલું છે. કારણ કે એ સંબંધ પર તેના આત્માનો વિકાસ તેમજ તેના જીંદગી ભરનું સુખ કે દુઃખ અવલંબી રહેલું છે. તેથી અમુક વ્યક્તિએ ક્યારે લગ્ન કરવું, કોની સાથે લગ્ન કરવું? તે બધું તેની મુન્સફી ઉપર જ રહેવું જોઇએ. લગ્ન એ બે પરણનાર વ્યક્તિનો તદ્દન વ્યક્તિગત સવાલ છે, તે દરેક માબાપે પ્રથમ સમજવાની જરૂર છે. માટે પરણનાર બે વ્યક્તિ લગ્ન એટલે શું તે સમજે નહિં તે પહેલાં એ સંબંધથી તેમને જોડવાં તે છોકરાંની પોતાના પરની જવાબદારીનો ચોક્ખો દુરુપયોગ કીધેલો કહેવાય. તો પ્રથમ તો માબાપે દરેક છોકરો કે છોકરી લગ્ન એટલે શું તે બરોબર સમજે તે પહેલાં પરણાવવાં ન જોઇએ. ને પછીથી પણ સ્વેચ્છાએ જે વ્યક્તિ સાથે પરણવું હોય તેની જોડે પરણવાની છુટ આપવી જોઇએ. લગ્નમાં હૃદય હૃદયને ઓળખવાની જરૂર છે એટલે તેમાં જ્ઞાતિના વાડા હોઇ શકે નહિં. જેમ જેમ છોકરા છોકરીઓ કેળવાતાં થશે, તેમ તેમના પરિચયમાં આવતા લોકોનો સમુદ વધતો જશે, તેમ લગ્નની પસંદગી માટે ક્ષેત્ર વિશાળ થતું જશે. આ ઉપરથી હું એમ નથી કહેવા માંગતી કે દરેક ભણેલી છોકરી કે છોકરો લગ્ન માટે પસંદગી પોતાની જ્ઞાતિની બ્હારથી જ કરશે કે કરે. પણ આવી પસંદગી કરતી વખતે જ્ઞાતિ આડે તો ન જ આવી શકે.

મિશ્રવિવાહ એટલે સંસાર સુધારો એમ આપણે કહીએ છીએ, હા, તેમાં આડકતરી રીતે સંસાર સુધારો થતો હશે. પણ તે પરણનાર જોડું ફક્ત સંસાર સુધારાની ખાતર આવાં લગ્ન કરે છે એવું મેં તો જાણ્યું નથી. પરણનાર છોકરા કે છોકરીને અમુક વ્યક્તિ સાથે બરોબર પરિચયમાં આવ્યા પછી એમ લાગે કે એની સાથે

# નવયુગનો નારી વિભાગ



"હું આ બાળકની માતા છું. હું મારી જવાબદારી સમજું છું. અને એ પણ હું કહી દઉં કે મારા મત પ્રમાણે ૧૮ વર્ષની યુવતિના લગ્ન માટેની ઉમ્મર પણ નાની છે. સભામાં હાજર રહેલા પિતાઓ જાણે છે કે તેમણે કેટલી દીકરીઓ, બહેનો અને વહુઓ નાની વયના લગ્નને કારણે ગુમાવી છે? અત્યારે સ્ત્રીઓનો આત્મા રુંધાય છે. તેમનું શારીરિક બળ નષ્ટ થઇ ગયું છે, એવું તમને કશું કેમ નથી લાગતું?...હું પૂછું છું કે સ્ત્રીઓને નિર્બળ રાખીને તમે આગળ કેવી રીતે વધશો? સ્ત્રીઓને સહની રાખીને આગળ વધી શકશો જ નહિં. જેમ પુરુષો, લગ્ન ક્યારે કરવું, કોની સાથે કરવું, શા માટે કરવું, એ બધું નક્કી કરવાનો અધિકાર ભોગવે છે, તેમ સ્ત્રીઓને પણ એ બધા અધિકાર હોવા જ જોઇએ. તમારે સુખી થવું હોય, આગળ વધવું હોય, દેશને આગળ વધારવો હોય, તો સ્ત્રીઓને આ અધિકાર આપવા જ પડશે!

સૌ. સરલાદેવી અંબાલાલ

[નડિયાદ…]

# મિશ્ર વિવાહ

: લેખિકા :

શ્રીમતી ઉર્મિલા મહેતા, બી. એ.



શ્રી ઉર્મિલા મહેતા

આ લેખનાં લેખિકા બહેન સ્વ. દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇનાં પૌત્રી થાય છે. પોતે જન્મતી જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય છે. ગ્રેજ્યુએટ છે. યુરોપની મુસાફરી કરી આવ્યાં છે. તેમજ તેમણે પોતે મિશ્રલગ્ન કર્યું છે. એમના પતિ શ્રી. ભાસ્કર મહેતા દા. સુમંત મહેતાના નાનાભાઇ, જન્મની જ્ઞાતિએ નાગર છે. આ દંપતીનો સંસાર આદર્શરૂપ અને સુખી છે. મિશ્રલગ્નથી એમને કશું કષ્ટ ઉભું થયું હોય તેમ નથી. આથી આંતરજાતીય લગ્નથી ભડકનારાંની કાલ્પનિક વાતોમાં ડરવા જેવું કશું નથી જ એની ખાત્રી થશે. તંત્રી

દરેક વ્યક્તિએ લગ્ન કરવાં જ જોઇએ એમ નથી. પણ જે વ્યક્તિ લગ્ન કરે તેને માટે લગ્ન એ તેની જીંદગીમાં સૌથી મહત્વનું પગલું છે. કારણ કે એ સંબંધ પર તેના આત્માનો વિકાસ તેમજ તેના જીંદગી ભરનું સુખ કે દુઃખ અવલંબી રહેલું છે. તેથી અમુક વ્યક્તિએ ક્યારે લગ્ન કરવું, કોની સાથે લગ્ન કરવું? તે બધું તેની મુન્સફી ઉપર જ રહેવું જોઇએ. લગ્ન એ બે પરણનાર વ્યક્તિનો તદ્દન વ્યક્તિગત સવાલ છે, તે દરેક માબાપે પ્રથમ સમજવાની જરૂર છે. માટે પરણનાર બે વ્યક્તિ લગ્ન એટલે શું તે સમજે નહિં તે પહેલાં એ સંબંધથી તેમને જોડવાં તે એકરાંની પોતાના પરની જવાબદારીનો ચોક્ખો દુરુપયોગ કર્યો કહેવાય. તો પ્રથમ તો માબાપે દરેક છોકરો કે છોકરી લગ્ન એટલે શું તે બરોબર સમજે તે પહેલાં પરણાવવાં ન જોઇએ. ને પછીથી પણ સ્વેચ્છાએ જે વ્યક્તિ સાથે પરણવું હોય તેની જોડે પરણવાની છુટ આપવી જોઇએ. લગ્નમાં હૃદય હૃદયને ઓળખવાની જરૂર છે એટલે તેમાં જ્ઞાતિના વાડા ઊભા થઇ શકે નહિં. જેમ જેમ છોકરા છોકરીઓ કેળવાતાં થશે, તેમ તેમના પરિચયમાં આવતા લોકોનો સમુહ વધતો જશે, તેમ લગ્નની પસંદગી માટે ક્ષેત્ર વિશાળ થતું જશે. આ ઉપરથી હું એમ નથી કહેવા માંગતી કે દરેક ભણેલી છોકરી કે છોકરો લગ્ન માટે પસંદગી પોતાની જ્ઞાતિની બહારથી જ કરશે કે કરે. પણ આવી પસંદગી કરતી વખતે જ્ઞાતિ આડે તો ન જ આવી શકે.

મિશ્રવિવાહ એટલે સંસાર સુધારો એમ આપણે કહીએ છીએ, હા, તેમાં આડકતરી રીતે સંસાર સુધારો થતો હશે. પણ તે પરણનાર જોડું ફક્ત સંસાર સુધારાની ખાતર આવાં લગ્ન કરે છે એવું મેં તો જાણ્યું નથી. પરણનાર છોકરા કે છોકરીને અમુક વ્યક્તિ સાથે બરોબર પરિચયમાં આવ્યા પછી એમ લાગે કે એની સાથે

લગ્ન બંધનથી જોડાશે તો બંને જણ એક બીજાને સુખી કરી પોતે સુખી થઇ શકશે, તો તે બે વ્યક્તિ પોતે તેઓ એક જ્ઞાતિના હોય કે ના હોય તો પણ લગ્ન કરે. આવી જાતના લગ્નમાં બંને વ્યક્તિ પોતાની જવાબદારી સમજીને ઝંપલાવે છે. આવી જાતના લગ્નમાં બંને વ્યક્તિ પ્રથમ મિત્રો તરિકેનો સંબંધથી શરૂઆત કરે છે, એટલે બંને એકબીજાના વિચારોથી પરિચિત હોય છે ને પહેલેથી 'આપ લે' (give and take) નો સંબંધ રાખ્યો હોય એટલે પછીથી અઘરૂં ન પડે.

મેં ઉપર કહ્યું તે પ્રમાણે સ્વેચ્છાએ થતાં લગ્નમાં નાતના વાડા કે બંધનો હોઇ શકે નહિં. આ વિચારથી આપણા સનાતનીઓ ભડકી ઉઠશે. ધર્મનું મ્હાતું એ લોકો પહેલું મૂકશે પણ જ્ઞાતિને તથા ધર્મને શો સંબંધ છે તે હું તો સમજતી જ નથી. બીજું મિશ્ર લગ્ન કરનાર દંપતિને સમાજ બહિષ્કારની ધમકી આપે છે. જો કે મારી ખાત્રી છે કે પરણનાર દંપતિ સુશિક્ષિત ને સમજુ હશે તો એ ધમકી લાંબો વખત નહિં જ ચાલી શકે, પણ સમાજના રીત રિવાજોના ચીલાચાલુંથી બ્હાર પડનાર વ્યક્તિઓએ થોડા વખત માટે પણ તેવા બહિષ્કાર માટે તૈયાર રહેવું એ જોઇએ.

બીજુ મિશ્રવિવાહની વિરૂધ્ધ પક્ષ કરનારાઓ તરફથી એવાં લગ્ન કરનાર દંપતિઓ કોઇ દિવસ સુખી થતાં જ નથી એમ કહેવામાં આવે છે, પણ મારા અંગત અનુભવ પરથી હું કહું છું કે આવાં લગ્ન ફતેહમંદ નીવડયાં છે. એવાં લગ્ન દુઃખી'જ થાય એમ વિઘ્નસંતોષી લોકો માની જ લે છે;. ને તે પ્રમાણેના ગપગોળ ઉડાડ્યાં કરે છે! લગ્ન સુખી થશે કે દુઃખી તેનો આધાર જ્ઞાતિમાં લગ્ન થયું છે કે જ્ઞાતિબ્હાર તેના ઉપર બીલકુલ રહેતો જ નથી; પણ બંને વ્યક્તિ વચ્ચે પરેપૂરી સમજણ તથા "આપ લે"ની વૃત્તિ ઉપર હોય છે. પરણનાર બે વ્યકિત એક બીજાના ગુણદોષ બરોબર સમજે તો લગ્ન સુખી થાય જ.

જીવનશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં આંતરજ્ઞાતિય લગ્નથી ભવિષ્યની પ્રજા વધારે મજબૂત થશે એમ પુરવાર થાય છે. એટલે તે રીતે તો ફાયદો જ છે. ઘણી વખત એમ કહેવામાં આવે છે કે આવી રીતે લગ્ન થતાં તેની જે પ્રજા થશે તેની "૭ માંથી ૨૪૦ જ્ઞાતિઓ થઇ જશે." આ તો મને તદ્દન હસવા જેવુંજ લાગે છે—કારણ કે આવી રીતે લગ્નથી થતી સંતતિ જ્ઞાતિના વાડામાં માને જ નહીં. એટલે જ્ઞાતિ વધવાનો સંભવજ નથી. ઉલટું જ્ઞાતિઓ ઓછી થવાનો સંભવ વધારે છે. બીજી એક દલીલ એવી કરવામાં આવે છે કે આવી રીતે થએલી સંતતિને પરણશે કોણ? તો તે માટે એટલુંજ કહેવાતું કે એ લોકો પોતાની સ્વેચ્છાએ પોતાની પસંદગી કરી લેશે. સુશિક્ષિત ને વિચાર કરવાની શકિતવાળા જ છોકરો ને છોકરી એવી રીતે મિશ્રવિવાહ કરવાની હિંમત કરશે તો તેની પ્રજા એવી જ શિક્ષિત બનાવવા તે લોકો પ્રયત્ન કરશે જ આવી પ્રજા વધારે બળવાન હોવાનો પણ સંભવ છે. વળી તે વધારે વિશાળ દૃષ્ટિબિંદુવાળી થશે એટલે તેમાં દેશને પણ ફાયદો છે.

## પ્રશ્નોત્તરી

લિખિકા બહેનનો આ લેખ મળ્યા પછી 'નવયુગ'ના પ્રતિનિધિ શ્રીમતી ઉર્મિલા બહેનની પાસે તે સંબંધમાં કેટલીક વધુ વિગતો જાણવા ગયા હતા, તેમણે પૂછેલા

પ્રશ્નો અને લેખિકા બહેનના ઉત્તરો નીચે આપીએ છીએ. તંત્રી]

પ્રશ્નઃ મિશ્રલગ્ન તમે કરેલાં છે એટલે મિશ્રલગ્નથી જોડાનારાં દુઃખી જ થાય છે એવું કેટલાક માની બેસે છે તે વાતનો તમે શું ખુલાસો આપો છો?

ઉત્તરઃ દુઃખી થાય તેમ તો હું માનતીજ નથી. મેં મારા લેખમાં પણ લખ્યું છે કે મિશ્રલગ્ન તો એક બીજાને ઓળખીને કરે એટલે વધારે સુખી થવાનો સંભવ વિશેષ છે. મારી જાણમાં જેટલાં મિશ્રલગ્ન કરનારાં છે તેમાં કોઇ દુઃખી થયું હોય તેવું મેં જોયું નથી. એટલે એવી માન્યતા તદ્દન જ ખોટી છે. અને વળી મિશ્રલગ્ન એટલે તો દુઃખી જ થાય એ માન્યતા તો છેક જ ભૂલ ભરેલી અને એ જાતનાં લગ્નોના વિરોધીઓએ ઉપજાવી કાઢેલી જ છે. લગ્ન ન્યાતમાં હોય કે બહાર તેટલા ઉપરજ તેના સુખ દુઃખનો આધાર નથી જ રહેતો. તેનો આધાર તો બે વ્યક્તિઓના પ્રેમ ઉપરજ રહે છે.

પ્રઃ મિશ્રલગ્ન કરનારને જ્ઞાતિમાં કરેલાં લગ્ન કરતાં સામાજિક દૃષ્ટિએ કંઇ અગવડ વેઠવી પડતી હોય તેવું તમને લાગે છે?

ઉઃ ના. આજકાલ માણસોને જ્ઞાતિનું ઓછું જ કામ પડે છે. વળી આવાં લગ્ન કરનારા છેકજ નકામા એવા પ્રાચીન રીત રિવાજોને માનતા હોય જ નહિ. અને બીજા સુખના કે દુઃખના પ્રસંગે મિત્રો તરફથી હવે તો પુરતી મદદ પણ મળી રહી છે. બાકી અમારાં લગ્ન સંબંધમાં તો અમારા બન્ને કુટુંબ વચ્ચેનો સંબંધ એવો હતો કે અમને કોઇ બીજી અગવડ નડી જ નથી. અમારી બ્રહ્મક્ષત્રિય કોમ એટલી આગળ વધેલી છે કે મારાં નાગર યુવક સાથે લગ્ન થાય તે માટે એમણે ખાસ વાંધો લીધો નહોતો, તેમજ રા. મહેતાની સુરતી નાગર ન્યાતે પણ એવો વાંધો લીધો નથી કે જેથી અમને કોઇ પ્રકારની હરકત પડે. ઉલટું અમારે ત્યાં ઘણે ઠેકાણેથી લહાણીઓ વગેરે પણ આવે છે. અને મને જ્ઞાત ભેદને લીધે કશી જ અગવડ પડતી દેખાઇ નથી.

પ્રઃ મિશ્રલગ્નથી અમુક વખત પછી પતિપત્ની વચ્ચેનો સ્નેહ મંદ પડતો જાય છે અને પાછળની બંને વચ્ચે ભયંકર મતભેદ ઉભો થાય છે એવી અફવાઓ ઉડાવનારઓ કેટલે અંશે ખરા છે?

ઉઃ તદ્દન ખોટા છે—ખરા જ નથી. દુનિયામાં બે વ્યક્તિઓ વચ્ચે મતભેદ ન થાય તેવું તો ન જ બને. મતભેદ ન થાય તો દુનિયામાં સ્વતંત્રતાને સ્થાન જ ન હોય. ગુલામી દૃષ્ટિએ હાજી હા કરનારાંમાં કદાચ ભલે ન હોય પરંતુ સુશિક્ષિત અને સ્નેહાળ પતિ પત્ની વચ્ચે નજીવો મતભેદ તો પડે એ વાત ખરી; પરંતુ તે તેમના પ્રેમમાં *અંતરાય ઉભો કરે તેટલી હદ સુધી કદી* જતો જ નથી એવી મારી માન્યતા છે. પરંતુ મિશ્રલગ્નથી જ મતભેદ થાય એવું કશું છે જ નહિં. એ તો માત્ર પરંપરાના પૂજકોની ઉભી કરેલી મનસ્વી ભ્રમજાળ જ છે.

પ્રઃ ભિન્ન ભિન્ન પ્રાંતનાં પતિ પત્ની જૂદી જૂદી ભાષા બોલતાં હોય તેથી તેમના સ્નેહમાં વાંધો નડે ખરો?

ઉઃ એ તો પહેલાં પરિચય વધતાં ભાષાની આડખિલી તો નીકળીજ ગઇ હોય છે, અને તેમ છતાં પણ એક બીજાની ભાષા સમજી લેવી તે બહુ મુશ્કેલ નથી. એવી



સુખી દંપતી.



નિર્દોષ બાળપણ

નવયુગ : આશ્વિન '૯૫.

મુશ્કેલી યુરોપના ભિન્ન ભિન્ન દેશવાસી સ્ત્રી પુરુષોને કદી પણ નડી નથી, તો પછી અહિંજ તે નડશે એમ શું કામ માની લેવું ?

પ્ર: ધર્મભેદ પ્રેમાળ પતિ પત્નીના સંબંધમાં કેટલે અંશે હરકત કરી શકે ?

ઉ: બિલકુલ નહિં. બન્ને જૂદા જૂદા ધર્મનાં હોય તેવાં ઘણાં પતિ પત્નીને સુખથી સાથે રહેતાં મેં જોયાં છે. પૂર્વ અને પશ્ચિમ જેવા જૂદા દેશ અને સંસ્કારવાળાંઓને રહેણી કરણીના ભેદને લીધે કેટલીક વખત અગવડ પડે એ વાત ખરી. પણ આવાં લગ્નોમાં સ્નેહ એ મૂખ્ય વસ્તુ હોવાથી, અગવડનો પ્રશ્ન મહત્વનો માનીને તેને મોટું રૂપ આપવામાં આવતું નથી. મડમો સાથે પરણેલાઓના અપવાદ રૂપ દૃષ્ટાંતોને આગળ કરવાની ઘણાને ટેવ પડી ગઇ હોય છે. પણ તેઓમાં જે સુખ અને સંતોષથી રહીને આદર્શ દંપતી તરીકે રહે છે, તેમની વાતને તેઓ સગવડભરી રીતે વીસરી જવા માગે છે. પરંતુ આ રીતે લગ્ન કરવા તૈયાર થયાં હોય તેવાં સ્ત્રી પુરુષમાં પરસ્પરની ધાર્મિક માન્યતાઓ તરફ સહિષ્ણુતાની ભાવના ખીલેલી હોય જ એમ માનવું ખોટું નથી.

પ્ર: આવતી કાલનાં બાળકોને ધર્મ માનવાની ગુંચવણ ઉભી થાય માટે વર્ણાંતર કે આંતરજાતીય લગ્ન અટકાવવાં જોઇએ તેવું તમે માનો છો ?

ઉ: ના. ધર્મની વાત સ્નેહલગ્નની વચ્ચે આવતી જ નથી. અને વળી આવતી કાલનાં બાળકોને કયો ધર્મ માનવો, અથવા ધર્મને માનવો કે ન માનવો તે જોવાનું કામ માતાપિતાનું નહિં પણ બાળકોનું પોતાનું છે; એટલે જે ક્ષેત્ર તેમનું નથી તેને માટે ચિંતા કરવાનું કશુંજ કારણ નથી.

[તે પછી 'લગ્ન'ને લગતી સામાન્ય વાતો નીકળતાં એકલા 'મિશ્ર લગ્ન'ને માટે નહિં પણ 'લગ્ન' એ વિષયને માટે જરૂરી એવા કેટલાક પ્રશ્નોત્તર થયા છે, છતાં તે આ વિષયમાં રસ લેનારાં માટે જરૂરના હોવાથી નીચે આપ્યા છે. તંત્રી].

પ્ર: બર્નાર્ડ શૉ કહે છે Marriage is a trap તે વિષે તમારો મત જણાવશો ?

ઉ: [કંઇક વિચાર કરીને] એમ છે તો ખરૂં. પરંતુ જે જાણી જોઇને લગ્ન કરે તેમને એ trap બહુ સાલતી નથી. તેમ છતાં જ્યારે પણ એ trap અકળાવનારી હદ સુધી સાંકડી બને ત્યારે તેમાંથી છૂટાં થવા ઇચ્છનારને માટે લગ્ન વિચ્છેદની છુટ હોવીજ જોઇએ. એથી એ trap ઓછી અકળાવનારી થશે એમ મારૂં માનવું છે.

પ્ર: લગ્ન વિના છોકરીઓને ન જ ચાલે એમ તમે માનો છો ખરાં ?

ઉ; છોકરીઓને કેળવણી આપીને તેઓ કમાઇ શકે તેવાં સાધનો પુરાં પાડીએ તો જરૂર ચાલી શકે: અત્યારે ગુજરાતમાં કેટલીક છોકરીઓ સ્વાશ્રયી બની કુંવારી રહે છે, પારસીઓમાં પણ તેમ કુંવારાં રહેનારાં ઘણાં છે. ડોશી કુંવારી ન જ મળે એવી પુરાણી માન્યતા સાથે હું મળતી થતી નથી. પરંતુ આર્થિક સ્વતંત્રતા જ્યાં સુધી સ્ત્રીઓ ન ભોગવે ત્યાં સુધી સ્ત્રીઓને લગ્ન કર્યાં વિના છૂટકો નહિંજ થાય.

પ્ર: લગ્નમાં એક જાતિપર બીજી જાતિની ગુલામી [Sexlavery] છે એમ કેટલાક કહે છે, તમે તે સંબંધમાં શું કહો છો ?

ઉ: આપણી જૂની લગ્ન રૂઢીમાં તો તેવું છે જ. અને નવી લગ્નરૂઢીમાં યે તદ્દન નથી તેમ તો કહી શકાય જ નહિં. હા, અભણ સ્ત્રીઓ વગર સમજે પોતાના અધિકારનો દાવો ન કરે અને ભણેલી સ્ત્રીઓ સમજ પૂર્વક કંઇક છોડે એટલો ફેર; બાકી લગ્નની ભાવનાની અંદર જ જાતે સ્વીકારી લીધેલી જાતિય ગુલામીનો અંશ તો રહેલો જ છે. તેમાં પણ હિંદુ લગ્ન સંસ્થામાં તેવું વિશેષ પ્રમાણમાં છે. કેમકે આપણાં લગ્નબંધન છૂટી શકે તેવાં હોવા છતાં, પરણનારની ઇચ્છાને કોઇ પૂછતું યે નથી. અને સ્ત્રી એ તો પુરૂષથી ઉતરતી જ છે, પુરૂષ વિના તેને બીજો કશો આધાર નથી, તેણે તો બાલ્યકાળ, યુવાની અને વૃદ્ધાવસ્થામાં પિતા, પતિ અને પુત્રની મગરીની સત્તા નીચે જ જીવવાનું, એટલે આપણી જૂની લગ્નપ્રથામાં તો સ્ત્રીને જ પુરૂષની ગુલામડી બનવું પડે છે. તેમાં વળી જ્યાં કુલીનતાનો સડો રહેલો છે ત્યાં તો સ્ત્રીઓની ગુલામગિરી પરાકાષ્ઠાએ જ પહોંચે છે.

પ્ર: સંતાન વિનાના માબાપ નર્કમાં પડે તે વાતમાં આપ માનો છો?

ઉ: ના. પણ વધારે છોકરાંવાળાં જીવતાં નર્કમાં પડે છે એ તો દેખીતું જ છે.

પ્ર: લગ્નક્રિયા માટે બાહ્ય વિધિઓની આવશ્યકતા લાગે છે ખરી?

ઉ: ના, બિલકુલ નહિં એવા બાહ્ય આડંબરની જરૂર નથી. અમે તિથી અને સમયનો જ્યોતિષને ધોરણે નિર્ણય કર્યા વિના, તેમજ વિધિના એવા જૂના આડંબરો વિના જ લગ્ન કર્યાં હતાં. એક રવિવારે સવારે વડોદરામાં અમારાં લગ્ન ઠરાવ્યાં હતાં, પરંતુ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડની ઇચ્છા તે લગ્ન વખતે હાજરી આપવાની હોવાથી, તેમની અનુકૂળતા માટે તુરતજ સવારને બદલે સ્હાંઝનો સમય ઠરાવવામાં આવ્યો હતો.

પ્ર: લગ્નથી પત્નીની આર્થિક ગુલામી મટે છે કે વધે છે?

ઉ: અત્યારે તો જરૂર વધે છે. કેમકે પુરૂષો પોતે કમાણી કરવા જાય છે તે કામની કીંમત આંકે છે, જ્યારે સ્ત્રી ઘરમાં બધું કામ કરે છે છતાં તે કામની કીંમત કોઇ આંકતું નથી.

પ્ર: સ્ત્રી અને પુરૂષની વચ્ચે ભાગીદારીની રીત દાખલ કરવી એટલે કે પુરૂષ જે કમાણી કરે તેમાંથી ઘરખર્ચ બાદ જતાં બાકીની રકમ પતિ પત્ની વચ્ચે સરખે હિસ્સે જમા કરવી. એવી સૂચના હાલમાં કેટલેક સ્થળે થાય છે તે વિષે તમે શું ધારો છો?

ઉ: અત્યારની દશામાં સ્ત્રીને તેથી પણ લાભ થાય તેમ નથી. પતિ પત્નીના નામે ગમે તેટલાં નાણાં જમા મૂકે, તો પણ તેને દરરોજ તે એટલા માટે જ દબાવ્યાં કરશે; એમ મને લાગે છે.

પ્ર: તે અગવડને દૂર કરવા શું કરવું જોઇએ?

ઉ: પુરૂષો પોતાની ભાવના ને વિચાર ન બદલે ત્યાં સુધી, કે હિંદુ કાયદો બદલાય નહિં ત્યાં સુધી આ ગુલામી દૂર થઇ શકે નહિં. એટલે તે માટે સ્ત્રીઓએ પ્રયત્ન કરવા જ જોઇએ.



# નવરાત્રનું નવીન સાહિત્ય

: લેખક :

શ્રી. ધીરજરામ દ. વ્યાસ

આશ્વિન માસમાં નવરાત્રના ઉત્સવ ઉપર ગરબાઓની રમઝટ બોલે છે. એ સંગીતબદ્ધ ઉજાણીનો ઉદ્દેશ શક્તિની ઉપાસનાનો છે. પ્રજાને દુઃખદારિદ્રયને માર્ગે દોરી જનાર આસુરી અનિષ્ટ તત્વો સામેનો એ સામુદાયિક સંગ્રામ છે. કોઇ દેવીઓનાં ગુણગાન થાય છે એ તો માત્ર એ ઉત્સવનું બાહ્ય સ્વરૂપ છે. સ્ત્રી–પુરૂષોના સમૂહને મુક્ત નિર્બંધ શક્તિનો પાઠ આપવા માટે એ એક સાધન છે. રાક્ષસોને સંહારનારી શક્તિદેવીની આરાધનામાં સમાજને સદામાં ઉતારતાં અળખામણાં બલો સામેના જંગની ભાવના છે.

## ભાવનાનો લોપ

પરંતુ એ ભાવના આજે સાવ ભૂંસાઇ ગઇ છે. ઉદ્દેશ સમળગો ઉડી ગયો છે! અને તેની જગોએ એ ઉત્સવોને માત્ર ધાર્મિકપર્વનું નિર્માલ્ય ને નકામું રૂપ અપાય છે. તેમજ પુત્રીઓનાં રક્ષણ ખાતર રાક્ષસોનો વધ કરનાર કાલિકા, ભવાની, અંબિકા, ચંડિકા આદિ દેવીઓ, જો તેમની માન્યતાઓ ન કરાય કે તેમનાં વ્રતો ન ઉજવાય, કે તેમના ગરબાં ન ગવાય તો, તેઓ કોપાયમાન થઇને હેરાન કરે એવી બીરતા ભરી બાલીશ ભાવનાથી તેમને

પ્રસન્ન રાખવા જ ઉજવાય છે. આનું પરિણામ? બ્હેનોમાં વહેમ, ભીરુતા અને દેવીઓની અકર્ષ્ય બીકનો પ્રાદુર્ભાવ.

## પોષી પરાધીનતા

એટલેજ અત્યારના ગરબા ગાવાનો કંઇજ અર્થ નથી. પ્રચલિત રીત જ આંખી પાંખે ડને ને વહેમોને પોષનારી છે. સ્ત્રીઓમાં વીરાંગનાનાં જેમ આવવાને બદલે 'પરાધીનતાની ભાવના પોષી થાય છે, વેદીયા વૃત્તિ વધે છે. અને ઉત્સવનું તાત્વિક જ્ઞાન મેળવવાની ઉલટ તો જન્મતીજ નથી.

ગરબાના ઉદ્દેશ અને ભાવનામાંજ રૂપાન્તર થઇ ગયેલું હોવાથી અત્યારે તે ગરબા નકામા છે. વળી રાષ્ટ્રોધ્ધાર કરવામાં સ્ત્રીઓની મદદની ખાસ અને પ્રથમ દરજ્જે જરૂર છે એમ અન્ય દેશોના સાંપ્રતકાલીન રાષ્ટ્રવિપ્લવો સાબીત કરે છે. રાષ્ટ્રોધ્ધારનાં કાર્યમાં સ્ત્રીઓ ક્યારે ભાગ લઇ શકે? તેમનામાં શરીરબળ હોય, નૈતિક હિંમત હોય, સ્વાધીનતાની ધગશ હોય, પરાધીનતા પ્રત્યે તિરસ્કાર હોય, વીરાંગના બનવાના કોડ હોય, પોતાના ધર્મ (ફરજ)ને ખાતર સ્વાર્પણ કરવા સદૈવ તૈયાર હોય.

## સમરાંગણે સંચરવા

આવી બ્હેનો રાષ્ટ્રોધ્ધારના કાર્યમાં જબ્બર ફાળો આપી શકે; અને ધાર્મિક, સામાજીક કે રાજકીય આઝાદી મેળવવા ગુર્જરરાષ્ટ્રને આવી વીર રમણીઓની—રણચંડિકાઓની ખાસ જરૂર છે. સ્ત્રીઓમાં હૃદયપલટો થાય અને દેશોધ્ધારને પોતાના ધર્મ તરીકે સ્વીકારે તો સાગ્ર સમાજમાં જબ્બર પરિવર્તન જોતજોતામાં થઇ જાય. ભાવિ પ્રજાને કેળવીને તૈયાર કરવાની તેમજ પતિના વિચારો સુધ્ધાં ફેરવવાની ફરજ અને શક્તિ સ્ત્રીઓમાં રહેલી છે. યુગપલટો કરવો એ બ્હેનોના જ હાથની વાત છે. સ્ત્રીઓ જેવી હશે તેવા તમામ ગુણાવગુણો બહુ ભાગે તેનાં સંતાનોમાં ઉતરશે. જેવાં સંતાનો થાય, તેવી ભાવિ પ્રજા બને અને પ્રજાનાં માનસ પ્રમાણે દેશની ઉન્નતિ—અવનતિ થાય. રાજપૂતાણીઓમાં એ લડાયક જુસ્સો હતો એટલેજ રાજપૂતોમાં એ ગુણ ઉતરતા અને ટેક માટે રાજપૂતો મરણાન્ત લડતા. અને કોઇ મોળો પતિ હોય તો તેને સમરાંગણે સંચરવા એ રાજપૂતાણી જ પાનો ચડાવતી અને તેની ભીરુતા ટાળીને શૂરવીર બનાવી દેતી. એટલુંજ નહિં પણ જરૂર પડયે પોતે પણ લડતી.

## નવીન ગરબા

હિંદુ સ્ત્રીઓનો મોટો ભાગ ધાર્મિક તહેવારોના અને પર્વોના દિવસે રાસ, ગરબા તથા લોકગીતો ગાય છે. ગરબા બહુધા તહેવારોને લગતા હોય છે, રાસ—રાસડા ધાર્મિક અને સામાજીક એમ ઉભય વિષય પરત્વેના હોય છે, અને લોકગીતોમાં લોકજીવનની ઝીણી મોટી બાબતો ગુંથેલી હોય છે. શિક્ષિત બ્હેનો તો અન્ય વાચનથી પણ પોતાના વિચારોમાં ફેરફાર કરી શકે કે દઢતા કેળવી શકે પરંતુ અશિક્ષિત ગામડીયણો કે મધ્યમ વર્ગની વનિતાઓ તો ઘણાખરા વિચારો લોકગીતો અને ગરબાઓમાંથી મેળવે છે. એટલે એમના વિચારો અને વર્તન પર રાસ, ગરબા અને લોકગીતોની સીધી અસર થાય છે.

એટલે જો બ્હેનોમાં વિચારપરિવર્તન કરવું હોય, તેમને નવયુગનાં આદર્શનો ઝાંખી કરવી હોય કે તેમની અંધશ્રદ્ધાળુ વહેમી વૃત્તિને બદલવી હોય તો રાસ, ગરબા અને લોકગીતોનું આખું યુગધર્મી સાહિત્ય

નવેસરથી રચીને બ્હેનોમાં પ્રચારવું જોઇએ. કવિઓ, લેખકો, પત્રકારો બધાએ આવા સાહિત્યનું સર્જન અને પ્રચારકાર્ય કરવું જોઇએ. શિક્ષિત બ્હેનો પણ દેશ-કાળને અનુસરતા, દેશભક્તિ જગાવતા તેમ જ રૂઢિબંધનોનો નાશ નોતરતા ગરબાઓ રચીને ગવરાવવા માંડે.

## સળગતા પ્રશ્નો

હમણાં નવરાત્રના દિવસો આવે છે. આ પર્વમાં ખાસ કરીને ગરબા ગાવાનો રિવાજ છે. જેથી "નવયુગ"ની ભાવનાઓનું સમર્થન કરતો એક ગરબો અહિં રજુ કરૂં છું.

બાર મહિનાની ન્હાનકડી બાર કડીઓમાં દેશના અને સમાજના સળગતા પ્રશ્નોનું બ્યાન ટુંકમાં આપવું પણ મુસ્કેલ છે. આ કારણે ગરબામાં જે વિચારો મેં ઉતાર્યા છે તેની સંકલના સમજવા પુરતી નોંધ આપવી ઉચિત ધારૂં છું.

## દેશભક્તિના રંગ

૧. એવો નિષ્ઠુર અને નાલાયક પતિ ભાગ્યે જ હશે જે પત્નીની શાણી વાતો ન સાંભળે. પતિ પૈસા કમાવા પાછળજ મંડયો હોય, ધર્માંધતામાં તણાતો જતો હોય, દેશદાઝને તેના હૃદયમાં થોડું જ સ્થાન હોય કે માનવધર્મ જાણવા તરફ બેદરકાર રહેતો હોય તો તેને દેશસેવાનાં વ્રત લેવા પ્રેરણા કરવી. દેશભક્તિના રંગે રંગાય તેવા વાર્તાલાપ નવરાત્રના દરેક પ્રસંગે છેડવા.

૨. પોતે સુધરવા માટે અને રાષ્ટ્રોધ્ધારનેજ ધર્મ ગણવા માટે રૂઢિધર્મનો તો પહેલો ત્યાગ કરવો જોઇએ. સમાજસુધારામાં ને પ્રગતિને પંથે આગળ ધપવામાં રૂઢિધર્મ બેહદ અડચણ કર્તા છે. દેશની અને આપણી દરેક પ્રકારની ખરાબ સ્થિતિ અને મુફલીસ મનોદશા તેને જ આભારી છે જેથી એને નકારો ગણી તત્કાળ છોડવો.

## સેવા-ધર્મ

૩. સમાજસુધારણાની એ ભાવના આપ્તજનો, પડોશીઓ અને પરિચયમાં આવનારાંઓમાં પ્રચારવી. માનવજીવનનું સાર્થક કરવા સેવાધર્મને સ્વીકારતાં થાય એવી પ્રેરણા પાવી. વાણી અને વર્તન દ્વારા એવી અસર પાડવી.

૪. મોટેરાંઓમાં જ આવી સુધારકવૃત્તિ જાગૃત કરવાનો પ્રયાસ કરીને અટકી જવાનું નથી. જેના વિચારો ને સંસ્કારો રૂઢ બની ગયા છે, જેની રગે રગે રૂઢિચુસ્તપણું ઉતરી ગયું છે તેવા પ્રૌઢો અને વડિલો નવયુગનાં આંદોલનો કદાચ ઝીલી પણ ના શકે. યુવક-યુવતિઓ બંડખોર વૃત્તિવાળાં હશે તેઓ એવા વિચારો ઉઠાવી લેશે. પરંતુ ભાવિ પ્રજા આખી એવી યુગપલટો લાવનારી બનાવવા દરેક માતાએ પોતાનાં બાળકોમાં એ સુસંસ્કારો રેડવાની ખાસ આવશ્યકતા છે. એવી વૃત્તિઓ બાળકોના મગજમાં ખૂબ જ વિકાસ પામશે. એ વિચારો અમલમાં મૂકવા શારીરિક શક્તિ અનિવાર્ય હોઇને બાળકોને મજબૂત બનાવવા અખાડામાં મોકલવાં જેથી શારીરિક શક્તિ ખીલી ઉઠે. સાથે સાથે માનસિક શક્તિ ખીલવવા સુગંધમી સાહિત્ય બાળકોને વંચાવવું અને દેશની સ્વતંત્રતા માટે પ્રાણ પાથરતા યુવકો ને નેતાઓનાં દ્રષ્ટાન્તો આપવાં.

## ઝેરી ઉપદેશનો ત્યાગ

૫. આ બધું કરવા જતાં બ્હેનોને બેશરમ કે ઉખડી ગયેલ હોવાનો ચાંદ પણ મળે ખરો ! દુનિયાનાં દરેક દેશની વીરાંગનાઓએ

એવી લોકલજ્જાને કે બંધનોને ફગાવી દીધાં છે. જુના વિચારના હિંદુઓમાં આજે પણ લાજ અને શરમની ખુબ વાતો કરનારાં સ્ત્રી–પુરૂષો ફાગુન માસમાં વૃધ્ધોની, વિદ્વાનોની, દોઢ ડાહ્યાઓની શરમ છોડીને એક બીજાને રોળવાની, રંગે રમવાની, મશ્કરીઓ કરવાની છુટ લે છે! તો પછી જ્યાં ધાર્મિક બંધનો તોડીને ફગાવી દેવામાં રહેલાં કલ્યાણને જોઇ બ્હેનોએ શાસ્ત્રની બ્હીકનો, ધર્માચાર્યોના ઝેરી ઉપદેશનો, વડિલ વર્ગની મર્યાદાનો, ખોટી પ્રતિજ્ઞાનો અને લોકલજ્જાનો ત્યાગ કરવાની છુટ લેતાં તો શા માટે જ સંકોચાવું જોઇએ ?

## વીર–રમણી

૬. આમ નૂતન યુગના આદર્શો ઓળખતી, માનવધર્મને ધારણ કરતી, દેશોધ્ધારનાં કાર્યને ધર્મ ગણતી અને જગતના પ્રવાહ સાથે પ્રગતિ સાધતી વીર રમણી પોતાનાં બાળકોનું ભયંકર અહિત કેમ ઇચ્છે? પોતાની કુમળી વયની બાળાને જીવનને આરે આવી બેઠેલા મડાં સાથે ન જ પરણાવે, કાચી વયનાં બાલ–બાલિકાઓનાં પણ લગ્ન કરવા ધસીને ના પાડે, બુધ્દિનાં કજોડાંય કરે નહિ તેમ કન્યાવિક્રય પણ ન કરે. એવાં લગ્નો કરવાની કોઇ વાત કરે તો વાઘણની પેઠે સામી થાય, આમ થતાં–વૃદ્ધલગ્નો ને બાળલગ્નો ઓછાં થવાથી સમાજનું સત્યાનાશ વાળતો એક જબ્બર લોખંડી સ્તંભ ખડી પડશે.

## સમાજના સીતમો

૭. વૃધ્ધલગ્નો ને બાળલગ્નો બંધ થવાથી નવી વિધવાઓ ઘણી ઓછી થશે, પરંતુ જે વિધવાઓ રૂઢિધર્મ અને સમાજના સીતમોથી પીડાઇ રહી છે તેનું શું? મંગળાનું મુસ્લીમ બનવું, યશસ્વતીના આક્રંદ અને બીજી વિધવા બ્હેનોની કરૂણ ચીસો આપણે સાંભળીએ છીએ. સંયમની અવધિ આવવાથી અસંખ્ય બ્હેનો પાપાચાર સેવે છે, ગર્ભપાત કરે છે, ધર્મગુરૂઓના પંજામાં ફસાય છે. એમને પાપને પંથે જતી અટકાવવા કે પાછી વાળવા પુનર્લગ્ન એક જ માર્ગ છે. માટે બાળવિધવાઓને પાપાચારને બદલે પુનર્લગ્ન કરવા પ્રેરવી અને પુનર્લગ્ન કરનારીની સાથે સહકાર કરવો, તેમને અપનાવવી, અને લગ્ન કે એવા બીજા શુભ પ્રસંગોમાં સધવાઓના જેટલી જ છુટથી ભાગ લેવા દેવો અને તેમને બિલકુલ અપશુકનીઆળ ન ગણવી.

## વિચારોનો દાવાનળ

૮. દેશમાં જાગૃતિ લાવવી ને પરિવર્તન કરવું એ કંઇ એકલા કેળવાયેલાઓનો ઇજારો નથી. રશિયાના વિપ્લવ પછી દુનિયાના દરેક દેશની જનતા સફાળી જાગી ઉઠી છે. આજે આઝાદી અને સમાન-હક્ક માટે શ્રમજીવીઓની હાકલ ચારે દિશાએ વાગી રહી છે, દેશભરમાં અને દુનિયાભરમાં એ વિચારોનો દાવાનળ પ્રકટી નીકળ્યો છે. એ પુનિત હીલચાલે હિંદી બ્હેનોને પણ જગાડી છે અને પરિણામે આજે શહેરોની સ્ત્રીઓ દેશની દરેક પ્રવૃત્તિમાં ભાગ લેતી થઇ છે. બ્હેનોએ પૂરેપૂરો રસ લઇને એ આગ અન્ય બ્હેનોમાં જોસભેર ફેલાવી દેવી જોઇએ.

૯–૧૦–૧૧. જેઠ મહિનાના પ્રખર તાપ પછી જેમ વર્ષા શરૂ થાય છે ને તે અમૃત સમાન લાગે છે—અને માનવોને જીવાડવા અન્ન ઉગાડનારી તે અમી વૃષ્ટિ છે—તેમ દેશ વ્યાપી રાષ્ટ્રોદ્ધારની હીલચાલનો દાવાનળ સળગ્યા પછી સ્વાધીનતાની અમીવૃષ્ટિ

દેશ પર જરૂર થાય, ભૂખમરો, પરાધીનતા, દારિદ્ર વગેરેનો દેશને વેરાન કરતો ભભૂકતો દાવાનળ આઝાદીની અમીવૃષ્ટિથી શાંત થાય. પછી દેશને સમૃદ્ધ કરવાના, ધર્માંધતા ટાળવાના, ધર્માચાર્યો ને રાજા–મહારાજાઓએ લૂંટેલી લક્ષ્મીનો હુન્નર–ઉદ્યોગના કાર્યમાં વ્યય કરવાના, ગરીબોને સુખી કરવાના, દેશજનોને સ્વાશ્રયી બનાવવાના વગેરે પ્રશ્નોના ઉકેલ સપાટાબંધ થવા માંડે. વિદેશ ઘસડાઇ જતી લક્ષ્મીને બચાવવાના ઉપાયો લઇ શકાય અને હિંદી બજારોમાં ખડકાયેલાં પરદેશી વસ્તુઓ રૂપી પાપનાં પોટલાં પાંછાં હડસેલાય. આમ દરેક પ્રકારની મુક્તિ સેવતાં માનવોમાંથી શકિતની અનેરી ફોરમ ફોરે.

## દેવ–દેવીઓની ગુલામી

૧૨. આઝાદ બનેલી પ્રજામાં કોમી કે નાત–જાતના ભેદ પણ ન હોય. તવંગર–તવંગર, શેઠ–નોકર કે મોટાં–નાનાંના ભેદ પણ ન હોય તેથી ભોગ આપ્યા બાદ આઝાદીનો ઉત્સવ ઉજવનાર બ્હેનોમાં અજબ ઐક્ય હોય. એ બ્હેનો દેવ–દેવીઓની ગુલામી સ્વીકારનારા, વહેમો વધારનારા, સ્ત્રી–સ્વાતંત્ર્યના વિરોધી ગરબા ગાય નહિ; પરંતુ એ તો વીરાંગના બનીને સ્વાધીનતાના ગરબા ગાતી ધરાને ધ્રુજાવે. સાંભળવા એકઠી થયેલી અન્ય બ્હેનો તથા બંધુઓમાં પણ પોતાના ગરબાના ગરવા સૂરથી નૂતન યુગના આદર્શોનો સંચાર કરે અને અંધશ્રધ્ધા તથા વહેમનું વાતાવરણ દૂર કરી હિંદુજનતાને અધઃપતનને રસ્તે જતી ઉગારે.

## ગરબો

[રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે–એ રાગ]

આવો બેની આજ ગરબે રમવા રે;
સહીયર સંગે આનંદે ભમવા–આવો૦

સખી! કારતકે કંથ મનાવો રે,
દેશસેવાનાં વ્રત લેવરાવો રે;
દેશભક્તિના રંગે રંગાવો–આવો૦

સખી! માગશરે મોહ વિદારો રે,
રૂઢિધર્મ છે છેક નઠારો રે;
એને માની રહ્યાં કેમ સારો ?–આવો૦

સખી! પોષે પડોશીને પ્રેરો રે;
સેવાધર્મનો લ્હાવ અનેરો રે;
કરવા ઉજવલ જીવન–ફેરો–આવો૦

સખી! માઘે તે માતા વિચારે રે,
સૌનાં સંતાનો સઘ સુધારેરે;
શક્તિ તનની ને મનની વધારે–આવો૦

સખી ફાલ્ગુને ફંદ જે છોડો રે,
માનવધર્મમાં મનને જોડો રે;
જૂઠાં ધાર્મિક બંધન તોડો–આવો૦

સખી! ચૈત્રે ચતુરા ચાહે રે,
વહેતી નૂતન જગના પ્રવાહે રે;
વિફરે વૃધ્ધ ને બાલ વિવાહે–આવો૦

સખી! વૈશાખે વિધવા કકળતી રે,
રૂઢિબંધનના અગ્નિથી બળતી રે;
વિધવાલગ્નથી બચશે વટળતી–આવો૦

સખી! જોઠે તે જનતા જાગે રે,
શ્રમજીવીની હાકલ વાગે રે;
દુનિયાભરમાં દાવાનળ દાગે–આવો૦

સખી! આષાઢે અમૃત પડતાં રે
દુઃખીનાં દિલ ઉછ ચડતાં રે;
શાહીવાદનાં અંગો લથડતાં–આવો૦

સખી ! શ્રાવણુ રેશમ છોડરે,
દેશાં હિંદના લાલ ઉકેલરે;
પાપો પરદેશીનાં ક્ષો દેલ—આવો૦

સખી ! ભાદરવે બૂઝ ભાંગેરે,
આઝાદીના તે આતશ જાગેરે;
મ્હેકે માનવ મુક્તિ–પરાગે–આવો૦

આસો આંખડી ઐક્યે ચમકે રે,
ગોરી ગરબા ગાતી ધમકે રે;
ઝીલી રાસ સ્વાધીનતાની ઝમકે–આવો૦

બ્હેનો ! હિંદી જનતાને ઉગારો રે,
નૂતન યુગના સુમંત્ર પ્રચારોરે;
એ છે એક ઉગરવાનો આરો:—આવો૦

ધીરજરામ.—

જ્યારે આખી દુનીઆમાં ૧૦૭ વર્ષ (૧૭૯૩ થી ૧૯૦૦) ૫૦ લાખ માણુસો માર્યાં ગયા, ત્યારે એકલા દુકાળોથીજ માર્યાં ગયલાં માણુસોની સંખ્યા હિન્દમાં દશ વર્ષમાં (૧૮૯૦ થી ૧૯૦૦) ૧ કરોડ ૯૦ લાખ ઉપર થવા જાય છે.

**જુદા જુદા દેશની માણસ દીઠ આવક.**

| | | | |
|---|---|---|---|
| સ્કોટલેન્ડ | ૬૭૫ | નોર્વે | ૩૦૦ |
| ઇંગ્લંડ | ૬૩૦ | સ્વીટઝર્લાંડ | ૨૮૫ |
| ઓસ્ટ્રેલીઆ | ૬૦૦ | સ્પેન | ૨૪૦ |
| અમેરિકા | ૫૮૫ | ઓસ્ટ્રીઆ | ૨૨૫ |
| બેલ્જીયમ | ૪૨૦ | ઇટાલી | ૨૧૦ |
| ફ્રાંસ | ૪૦૫ | રશીયા | ૧૬૫ |
| કેનેડા | ૩૯૦ | હિંદુસ્થાન | ૬૦ |
| જર્મની | ૩૩૦ | હોલેંડ | ૩૩૦ |

અજ્ઞાનતાને લીધે થયેલું પાપ માફ થઇ શકે પણ લાભ અને સ્વાર્થ માટે પાપ કરનારાઓને માટે માફી હોય નહિ.

**હિ. બ. અંબાલાલ સાકરલાલ**

"કોઇપણ દેશની રેલ્વે ઉપર જે સત્તા કાબુ ધરાવતી હોય તે જ સત્તાના હાથમાં તે દેશ ઉપરના સ્વાધિકારની સાચી ચાવી રહેલી છે. કોઇપણ દેશ ઉપર અધિકાર ધરાવનાર સત્તાની પાસે જો ત્યાંની રેલ્વે ઉપરનો કાબુ ન હોય તો તે સ્થિતિ પેલી સત્તાને માટે નુકશાનકારક છે....... આથીજ બગદાદ રેલ્વેની માલિકીનો પ્રશ્ન ઝગડાળુ થઇ પડયો હતો."—**જે. એક. લી.**

જ્યાંસુધી લોકોને તેમની સ્થાનિક બાબતો પર સ્વતંત્ર રીતે વ્યવસ્થા કરવા દેવામાં ન આવે ત્યાં સુધી હિંદુસ્થાનમાં સ્વરાજ્ય હોઇ શકે નહિ. —**રમેશચંદ્ર દત્ત.**

હદ ઉપરાંત શાણપણ અને ડહાપણોના વિચારોથી સંકુચિત થયલી બધી બાબત નીરસ અને નિષ્ફળ થવીજ જોઇએ. એ શાણપણની રાજનીતિના કાટ હેઠળ સત્ય દબાઇ જાય છે.—**લાલા લજપતરાય.**

# — મધરાત —

(૧)

સખી! અંધારે ઘેરી મધરાત,
તારલિયા તેજે ભરી રે:

કંઇ શોકઘેરી નાથસૂતી નાર,
કન્યકાઓ કોડે ભરી રે.

(૨)

ઝંખેલાં અંકૂરતાં ધન્ય જીવનપલમાલ,
સહેજ સ્પર્શ થાતાં રહું—

એનું જીવનનૂર વિલાય,
સુંદરતા જાએ સરી રે.

સખી! અંધારે ઘેરી મધરાત,
તારલિયા તેજે ભરી રે;

કંઇ શોકઘેરી નાથસૂતી નાર,
કન્યાકાઓ કોડે ભરી રે.

(૩)

રજનિ દુખી, ચંદ્રો દુખી, દુખિયાં નર ને નાર,
તારલિયોનાં તેજ લ્યે!

એનાં શાશ્વત સુંદર કૌમાર;
હૈયું કેવી ઢોળી રહી રે!

સખી! અંધારે ઘેરી મધરાત,
તારલિયા તેજે ભરી રે;

કંઇ શોકઘેરી નાથસૂતી નાર,
કન્યાકાઓ કોડે ભરી રે.

(૪)

મારગભૂલ્યા પાન્થ શો ભટકે આ સંસાર,
ક્ષણિક સ્વપ્નમાં શોધતો—

મૂઢ નિત્યતણો મહાસાર;
દૃષ્ટિ એની સૂતી થઇ રે.

સખી! અંધારે ઘેરી મધરાત,
તારલિયા તેજે ભરી રે;

કંઇ શોકઘેરી નાથસૂતી નાર,
કન્યકાઓ કોડે ભરી રે.

સુંદરજી ગો. બેટાઇ

# આત્મગૌરવ

: લેખક :
રા૦ હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

આત્મજ્ઞાન, આત્મસંયમ અને આત્મગૌરવ એ ત્રણ બહુ અગત્યના ગુણો છે. આત્મજ્ઞાન એટલે આ સ્થળે, હું ફક્ત પોતાની પરીક્ષાના અર્થમાં વાપરૂં છું. આપણે આપણી પોતાની પરીક્ષા બરાબર કરી લેવી જોઇએ. જુવાનીના ઉમ્મરમાંથી જ જો દરેક વિદ્યાર્થી કે વિદ્યાર્થીની, પોતપોતાની શક્તિ સમજી લે, પોતપોતાના ગુણ અવગુણ જાણી જાય, તો સ્વસુધારણા અને આત્મવિકાસ કરવાનાં મહાન કર્તવ્યો એ જરૂર સાધી શકે. આપણે ઘણીવાર આપણી જાત શિવાય, બીજાં બધાને ઓળખવાનો દાવો કરીએ છીએ. ફલાણામાં અમુક અવગુણ છે અને ફલાણીમાં આ દોષ છે એવી વાતો આપણે કર્યા જ કરીએ છીએ પણ એક સંતનું વચન છે કે એ પરનિંદા કરવાની કુટેવ આપણે આત્મજ્ઞાન મેળવવાની ઇચ્છાવાળાએ તો જરૂર છોડવી જોઇએ.

બુરા દેખન મેં ગયો,
બુરો ન મિલિયો કોય;
જો દેખું દીલ, ખોજકે,
મોસે બુરા ન કોય.

હું કોણ કોણ બુરા, એટલે ખરાબ છે, તેની શોધ સારૂ એક દિવસ નીકળ્યો હતો; પણ છેક જ ખરાબ એવું તો મને કોઇ ના મળ્યું-મનુષ્ય માત્રમાં મને કંઇ કંઇ ગુણ માલૂમ પડ્યો. પણ એમ કરતાં કરતાં મને એવો વિચાર આવ્યો કે પારકાંને બહુ તપાસ્યાં; હવે હું મ્હારી જાતને તપાસું-તો, "જો દેખું દીલ ખોજકે" માલમ પડે છે? "મોસે, બુરા ન કોય" મ્હારા કરતાં વધારે ખરાબ તો કોઇ માલૂમ નથી પડતું-ઉપર પ્રમાણે સંતને આત્મ-પરીક્ષા કરતાં લાગ્યું. તો આપણે તો સંત, એટલે ભક્ત કે સાધુ પુરૂષ નથી એટલે, આપણે આપણી જાતને તપાસીએ તો જરૂર "મોસે બુરા ન કોય" મ્હારા કરતાં વધારે ખરાબ કોઇ નથી એમ લાગશે.

પછી ધીમે ધીમે અવગુણો ક્હાડતા જઇશું અને ગુણો વધારીશુઃ એ થઇ આત્મ પરીક્ષા.

એ પછી આત્મસંયમ કેળવવો પડશે. એટલે જાતને કબજે લઇશુ. પાપને રસ્તે જતાં આપણે પોતાને રોકીશુ. ઇન્દ્રીઓ વશ થશે અને એમ આત્મપરીક્ષામાંથી આત્મસંયમ કેળવાશે.

આ રીતે ઉપરના બે ગુણો ખીલવ્યા પછી આત્મગૌરવ એટલે પોતાની જાત માટે માન-સ્વમાન-ખીલવવાનો અધીકાર પ્રાપ્ત થાય છે. અને આત્મપરીક્ષા, આત્મસંયમ અને આત્મ ગૌરવ જેમણે કેળવ્યાં છે તે રાજા જેવી શક્તિ મેળવે છે.

આત્મગૌરવ વગરનો માણસ નમાલો છે. એનામાં ટેક નથી, ખાનદાની નથી. એ નાસ્તિક છે કારણ એનામાં પોતાની અંદર રહેલી શક્તિ વિષે શ્રધ્ધા નથી. એ તે શક્તિનું અપમાન કરે છે.

આપણા દેશે, આત્મગૌરવ ગુમાવીને પરતંત્રતા વ્હોરી છે. પોતાની તમામ ઉચ્ચ શક્તિઓ વેડરી નાખીને, છતે સાધ, એને નિરાધાર બન્યો છે. આત્મોધ્ધાર માટે અને સ્વદેશને સ્વતંત્ર કરવા માટે ઉછરતી પ્રજાનાં તમામ સ્ત્રી પુરૂષોએ આત્મગૌરવનો ગુણ

# સ્ત્રી જીવનના પ્રશ્નોની રંગભૂમિ ઉપર ચર્ચા

## 'લગ્ન બંધન'ની સમીક્ષા

: લેખક :

**શ્રી. સમીક્ષક**

[૧]

ગુજરાતી રંગભૂમિ એટલે સ્ત્રી જાતિની દુશ્મન, સામાજિક સુધારાની શત્રુ સુશિક્ષિતો અને સુધારકોની ઠેકડી કરનાર માત્ર સુદૃઢ સનાતનીવેડાની સહાયક, રૂઢીવાદ અને અંધશ્રધ્ધાને અમરપટ્ટા અપાવવામાં મદદગાર થવા માટે જ નિર્માયલી સંસ્થા હોય; એવું આજ સુધી મોટે ભાગે જણાયો છે. અલબત્ત તેમાં અપવાદ છે–પણ તે માત્ર અપવાદ જ.

એવા અપવાદોમાં હાલમાં 'લગનબંધન' નામના નાટકથી સુંદર ઉમેરો થયો છે; 'સુંદર' શબ્દ ખાસ હેતુ પૂર્વક મક્યો છે. કેમકે બીજાં નાટકોમાં જ્યારે સામાજિક પ્રશ્નોની ચર્ચા સુધારા તરફ મીઠી દૃષ્ટિ રાખીને થતી હોય છે, ત્યારે પણ "લગ્ન બંધન"માં વૃધ્ધ–યુવાન લગ્ન, ફરજિયાત વૈધવ્ય અને સ્નેહલગ્નો એ પ્રશ્નોની ત્રિપુટીને તેના લેખક ભાઇ જામને જેટલી સ્પષ્ટતા અને વિશદતાથી ચર્ચ્યાં છે, તેટલી હિંમત લેખકો તેમ જ નાટક કંપનીના માલિકો બતાવતા નથીઃ ત્યારે અહિં ધન પ્રાપ્તિને બદલે પ્રચારની નજરે, હિંદુ સમાજની નજરે તે જે સડાઓને નિભાવી લે છે, તેનાં ભયાનક પરિણામનું ચિત્ર તાદૃશ્ય રજુ કરવાનો જ હેતુ નજરે પડે છે.

[૨]

મોહનરાય નામના જૂના વિચારના વૃધ્ધ શ્રીમંત મણી નામની યુવતીની સાથે લગ્ન કરેલાં હોય છે. આ વૃધ્ધયુવાન દંપતી વચ્ચે મન અને લાગણીનો મેળ મળતો નથી. મણીને વસ્ત્રાભૂષણનો પાર નથી, ભવ્ય બંગલો અને નોકર ચાકરો બધું છે; પરંતુ સ્ત્રીહૃદય એ બાહ્ય સાધનોથી રાચતું નથી, તેને તન–મનના મેળવાળા પતિનો નિખાલસ પ્રેમ જોઇએ છે. પણ મોહનરાય મણીને પ્રેમ આપી નથી શકતો, નથી તેનું હૃદય જીતી શકતો, તે તો જુવાનીથી ખીલતી મણી તરફ નિરંતર વ્હેમ અને શંકાની દૃષ્ટિજ રાખી શકે છે. પશ્ચાતાપના અગ્નિથી બળતો, જુવાન પત્ની અરવિંદ નામના લફંગા શિક્ષકના હાથમાં ફસાય છે તે વાત જાણવા છતાં નિભાવી લે છે. પરિણામે મણી અરવિંદની સાથે નાશી જાય છે. આ વૃદ્ધ–યુવાન કજોડાનું ચિત્ર લેખક તાદૃસ્ય બતાવી શક્યા છે.

" અહિં તમારી ગાળો ખાવા ગોલી થઇ નથી આવી હા?". મણી વૃદ્ધ પતિ સાથે એટલી હિંમતથી વાત કરે છે, પણ તેમાં સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવના નથી, કજોડાથી બળના હૃદયની જ્વાલા છે.

[ ૩ ]

મોહનરાય અને મણી વચ્ચેના સંવાદ લખતાં લેખકે વૃદ્ધ પતિ તેમજ તેની યુવાન પત્ની બન્નેને બરાબર લક્ષમાં રાખ્યાં છે.

મોહનરાય વહેમથી ઘેરાયલો, 'સુધારાવાળા'થી નિરંતર ભડકતો, "હું તને પરણ્યો તેજ મારી ભૂલ–હું વૃદ્ધ તું યૌવનમાં પ્રવેશી ચુકેલી–તું કંઇ કરી ન બેસે તે માટે જ તને કહી રહ્યો છું–હું રહેલો વ્યસ્ત કે વૃદ્ધાવસ્થામાં પરણી તરુણ સ્ત્રીના ચોવીસે કલાક ચોકીબાન રહેવું પડશે–ક્ષુદ્રવાસનાને ક્ષણભર પોષવાને માટે મેં તારા જીવનનું નખ્ખોદ વાળ્યું છે–પશ્ચાતાપના અગ્નિએ બળી મરૂં છું રોજ–સ્વાર્થી પુરુષની જાત સ્ત્રીનું શિયળ અખંડ રહે એવું સદાય ઇચ્છે છે." આવું આવું કહી મણીનું મન મનાવવા મથે છે.

પણ મણી જડબાંતોડ જવાબ આપે છે: "સ્વાર્થી પુરુષની જાત કેવી કુટીલ છે? શિકારીની માફક લગ્ન માટે તૂટી પડ્યા ત્યારે આ વિચાર કરેલો–ચોર બની બીજાને ચોરી કરવી એ મહાપાપ છે એમ કહેવું એ ચોકખી પંડિતાઇ છે.

અરવિંદને માટે તિજોરી ઉઘાડતાં તેને એનો સંસાર સુધારક દિયર રામરાય જોઇ જાય છે, તે વખતે પણ મણી સીધી વાતો સંભળાવી "કુમળા છોડના મૂળમાં વિષપાણીનું સીંચન કરનાર વૃદ્ધલગ્ન"નો તિરસ્કાર કરતાં કહે છે: "તમારા ભાઇ તો જૂના વિચારના હતા, પણ તમે સુધારક હોવા છતાં તેમના લગ્નમાં સંમત કેમ થયા?"

ભાઇ જમન અહિં માણીને મુખે સમાજને ચેતવણી આપે છે: "વૃદ્ધલગ્નનું પ્રાયશ્ચિત સમાજને બહુ ભયંકર ભોગવવું પડશે."

રામરાય મણીને જવાબ આપતાં તેનાં કન્યાવિક્રય કરનાર માબાપનો વાંક કાઢે છે ત્યારે મણીના મુખમાં લેખકે જે શબ્દો મૂક્યા છે, તે પ્રત્યેક સ્ત્રી હૃદયની જ્વાલા સમા હોઇ, સમાજના આગેવાનોએ વિચારવા જેવા છે.

"જો વૃદ્ધલગ્ન માટે કન્યાવિક્રય કરનારાં માબાપ ગુન્હેગાર હોય તો તેઓ શા માટે છટકી જાય છે? વૃદ્ધ શેઠીઆઓને રમવાની ઢીંગલીઓ પુરી પાડનાર માબાપોને શા માટે સજા ન થાય? તો પછી તમારી ચાતુરિઓ શું કામની?" અને છેવટે સમાજથી કંટાળેલી સૌન્દર્ય અને યૌવનવતી મણી જે જગત તેને જંપવા ન દે તે જગતની પરવા છોડીને સ્વતંત્ર બનવા ઘરમાંથી ચાલી નીકળે છે.

[ ૪ ]

બીજું ચિત્ર કનૈયાલાલ નામના દુષ્ટ મતિના કંજુસ શ્રીમંતની બાલવિધવા પુત્રવધૂ સુશીલાનું છે. સુશીલા હરેલ, સમજુ અને પડ્યું પાનું નિભાવી લેવાના મતની છે. સસરાના આગ્રહથી શીવશંકર શાસ્ત્રી પાસે કથા શ્રવણ કરે છે. જે શાસ્ત્રી નવયુગને ઓળખી શકે તેવો હોવા છતાં સુજ્ઞ સનાતની હોવાથી વિધવાનાં જીવનને શાસ્ત્રાધારે નકામાં માને છે.

મોહનરાયનો નાનો વિધુરભાઇ રામરાય સુશીલાને ઓળખતો હોય છે. એ રામરાયની પુત્રિ મધુનાં કનૈયાલાલને ત્યાં ઉછરતા રસિક નામના જુવાન સાથે લગ્ન નક્કી થાય છે. સુશીલા મધુ માટે વસ્ત્રાલંકાર લઇને આવે છે, ત્યાં મોહનરાયની પત્ની મણી તેની વૈધવ્ય દશાનું અપમાન કરી તેનો તિરસ્કાર કરે છે. સુશીલાથી રડી રડી જવાય છે, રામરાય તેને આશ્વાસન આપે છે. વિધવાઓની તરફ સમાજ જે જાતનું

વર્તન બતાવે છે તેથી ભડભડી રહેલી સુશીલા પાસે, અહિં લેખક એકજ વાક્યમાં તેના બળતા હૃદયનો પરિચય આપે છે.

"તમારે જોવું રહ્યું, અમારે રોવું રહ્યું."

રામરાય તેને પુનર્લગ્ન કરી સુખી થવાની સલાહ આપે છે. પણ હિંદુ વાતાવરણમાં ઉછરેલી સુશીલા કોઇપણ ભોગે કષ્ટ સહન કરીને સંયમ પાળવા મક્કમ છે. તે કહે છેઃ

"પુનર્લગ્ન પાપ છે કે પુણ્ય તે હું અજ્ઞાન જાણતી નથી. જાણું છું એટલું કે વિધવાનું જીવન વ્યતિત થાય છે ઉગ્ર ધગધગતી વાસનાની હોળીમાં."

વાસના અને વૈરાગ્યની વચ્ચે ઝોલા ખાતી સુશીલા પછી પોતાની આત્મકથા કહે છે. તે સાંભળી તેટલી ક્ષણ તો તમામ પ્રેક્ષકો ફરજિયાત વૈધવ્યના દુશ્મન જ બની બેસે છે.

"પતિને મન સ્ત્રી એટલે ગુલામડી" ત્યાંથી શરૂ થયેલા પરિણિત જીવનની કથા કહેતી સુશીલા એના અધમ પતિએ તેની ઉપર ગુજારેલા અત્યાચાર વર્ણવી પૂછે છેઃ "કયા લક્ષણોએ મારે પતિને પરમેશ્વર માનવો?" અને છેલ્લે તેજ કહે છેઃ

"લોકલજ્જાનો ભય મારા જેવી અનેકને પરાણે પતિને પરમેશ્વર મનાવી રહ્યો છે." અને રામરાયને સલાહ આપે છે:

"સુધરેલા હોવાનો દાવો કરતા હો તો દુરાચારી પતિઓને હાથે રિબાતી મારા જેવી અનેક દુઃખી બહેનોને બચાવવા પ્રયત્ન કરજો."

## [ ૫ ]

સંયમી જીવન ગાળવા ઇચ્છતી બાલ વિધવાઓને સમાજ સુખે રહેવા દેતો નથી. એ અનુભવે ત્રાસી ગયેલી તે રામરાયથી પણ ભડકતી રહે છે. "દગાબાજ દુનિયામાં કોનો વિશ્વાસ કરવો, રામરાય?" સુશીલાના આ શબ્દોમાં સંયમ પાળવા માંગતી અનેક બાલ વિધવાઓની સમાજ સામેની કરુણ ફરિયાદ નથી એમ કોણ કહેશે?

છતાં સુશીલ સુશીલાને સુખ નથી. દુષ્ટ અરવિંદ તેની ઉપર જાળ પાથરવા મથે છે, તેની જાહેર રસ્તામાં મશ્કરી કરે છે. બિચારી અનાથ હિંદુ વિધવા અરવિંદને તો સામી થઇને છૂટે છે, પણ એકલી પડતાં રડી પડે છે.

"અનાથ વિધવાને કુતરા જેવા કુટીલ પુરુષો હેરાન કરે તેમાંથી બચવા માટેનો માર્ગ માત્ર આપઘાત જ છે." આવી દશામાં જીવતી સુશીલાની તરફ પછી તો એના વૃધ્ધ છતાં કુટીલ અને કામી સસરાની નજર બગડે છે. સુશીલા તે સમજી જાય છે. "સમાજમાં ધોળા બગલા સમા ફરતા સસરાજીનું હૃદય કાળું" છે તે જાણીને એનું કષ્ટ વધે છેઃ "ચોવીસે કલાક સાવધાન રહી આ જન્મારો કેમ જશે?" એ ચિંતા તેના હૃદયમાં જન્મે છે.

સુશીલા વિકાર અને વૈરાગ્ય વચ્ચે ઝોલાં ખાતીજ હોય છે. સમાજમાં જીવતી કઇ બાળ વિધવા એથી જુદું જીવન ગાળે છે? તે માને છે કે "વૈધવ્ય તે યોગ સાધનાનો પ્રખર પ્રકાર છે" છતાં તેના ચિત્તની ચંચલતા છેક જ શાંત થતી નથી. કેમ થાય? "મ.રા જેટલી જ વયની અન્ય ગૃહિણીઓને વસ્ત્રાલંકાર સજીને જતી જોઇ મને શું થતું હશે?" એ અગ્નિ જેનાં દિલમાં નિરંતર ભડભડી રહ્યો હોય તેને શાંતિ થાય જ શી રીતે? વિધવાને પરાણે વિરૂપ બનાવવામાં આવે; તેમને પરાણે તપ કરાવવામાં આવે તે સુશીલાને અકળાવે છે. એનાથી ત્યારે સ્વાભાવિક પૂછાઇ જવાય છેઃ "વિધવાઓને સંયમ પાળવાનું કહેનારા જાતે સંયમી છે ખરા?"

ચોવીસે કલાક પળે પળે વિધવા ઉપર ચોકી બેસાડી નિરંતર તેને સારુ શંકા સેવતા સમાજમાં સંયમ શી રીતે શક્ય બને? આથી ચારે તરફની ત્રાસેલી સુશીલાનું બળતું હૃદય પોકારી ઉઠે છે: "ક્યા પાપના ભોગે હું હિંદુ સમાજમાં જન્મી?" હિંદુ સમાજના હિતની વાતો કરનારાઓએ જાણવું ઘટે છે કે આ દેશમાં અસંખ્ય હિંદુ બાળ વિધવાઓ હિંદુ સમાજનો ત્યાગ કરતા પડીયાં આમ જ કંટાળે છે.

પણ પછી તો ધર્મ ઢોંગી, ધોળા બગલા જેવો સસરો વિધવા પુત્રવધૂ સાથે શરીર સંબંધ બાંધવા તલસે છે. "પુત્રવધૂ છે તો શું થયું કંઇ દીકરી થોડીક જ છે?" કહી મનનું સમાધાન કરી, રાત્રે સુશીલાને ફસાવે છે. ટીલાં ટપકાંની લાલાશ નીચે પોતાના હૃદયની કાળાશ છુપાવનાર એ સમાજના શયતાનના હાથમાંથી છટકવા માટે સુશીલા છાપરાં કુદાવે છે, અને સસરાને હાથે માથું ફૂટવાથી લોહી લુહાણ થયેલી એવી, છેવટે રામરાય સાથે પુનર્લગ્ન કરવા તૈયાર થાય છે, ત્યારે એની દુર્દશાને જોઇ સનાતની મોહનરાય, તેની ન્યાતના પંચાતીઆ અને શીવશંકર શાસ્ત્રી સુધ્ધાં તેમને પુનર્લગ્નની છૂટ આપે છે.

નાટકમાં આ પ્રસંગ વિધવા લગ્નના કટ્ટર વિરોધીને પણ પુનર્લગ્નની જરૂરિયાત પુરવાર કરી આપવામાં ભયંકર અસરકારક થઇ પડે છે. અને લેખકનો રૂઢીવાદ સામેનો જ્વાળામુખી પણ અહિં બરાબર સળગે છે.

"જે લગ્નથી બદમાશી ઉત્પન્ન થાય છે, જેથી પુરૂષ શયેતાન જેવુન થાય છે તેવાં વૃધ્ધ લગ્ન કરતાં પુનર્લગ્ન વધારે સારાં છે;" "દુરાચારનો ધર્મ એ ગધેડાનું પુછડું છે;" "દેશકાળને અનુસરીને લોકો સુખી થાય માટે કાયદા ઊભા જોઇએ સમાજને દુઃખી કરવા નહિ;" "વિધવાઓ છડેચોક વેસ્યાવાડે જશે ત્યારે ગ્નાતિ તારી આંખ ઉઘડશે?" "જો તમે જમાનાને નહિં પકડી શકો તો તે તમને લાત મારીને ફેંકી દેશે." "હિંદુ સમાજમાં માનવલગ્ન થતાં નથી, અહિં તો ઢીંગલા ઢીંગલીનાં લગ્ન થાય છે."

અહિં રડતા હૃદયે સુશીલા સમાજ સામે વિધવાઓની દુર્દશાનો ચિતાર રજુ કરે છે:

"વિધવાઓ માટે ક્યાંય શાંતિનું સ્થાન રહ્યું નથી. નીતિમય પવિત્ર જીવન ગુજારવાની અભિલાષા રાખનારને લોકો શાંતિથી બેસવા દેતા નથી."

[ ૬ ]

લેખક મધુ અને રસિકનાં માતાપિતાએ પરાણે કરાવેલાં લગ્નથી થતી દુર્દશાનું ત્રીજું ચિત્ર આપે છે. તેમજ પ્રોફેસર પોંપોને વેદીઓ બનાવી તેને હાસ્યનું સાધન બનાવે છે. પરંતુ અમને એ હાસ્યમાં અતિશયોક્તિ અને સ્થૂલતા વિશેષ લાગ્યાં છે. અને તેમાં ટીકા કરવા જેવુંય ઘણું છે.

પણ વૃધ્ધયુવાન લગ્ન તેમજ ફરજિયાત વૈધવ્ય એ બન્નેનાં જે ચિત્ર લેખકે રંગભૂમિ ઉપર સીધી અને સચોટ રીતે રજુ કર્યાં છે તે માટે તેમને ધન્યવાદ આપ્યા વિના રહી શકાતું નથી. રાજારાણીની અને એવી પ્રેમલા–પ્રેમલીની વાતોનાં ટાયલાં ઉપર નાટક લખનારા લેખકોએ ભાઇ જનમન પાસેથી પાઠ લેવો જોઇએ છે, તેજ રીતે નાટક કંપનીના માલિકોએ આ કંપનીની માફક સમાજના હિત તરફ દૃષ્ટિ રાખતાં શીખવું ઘટે.

સુશીલા, મણી, રામરાય, મોહનલાલ, કનૈયાલાલ અને અરવિંદ પોતપોતાની ભૂમિકાઓને સરસ ન્યાય આપે છે, લેખકના ભાવ મરી જતા નથી પણ તે તાદસ્યતા ધારણ કરે છે.

# નોંધ

## દેશનો જુવાન સુકાની:

આખરે લાહોર મહાસભાનો તાજ ૩૯ વર્ષની યુવાન વયના પંડિત જવાહરલાલને શિરેજ મકાયો.



શ્રી. જવાહરલાલ.

થવાનું હતું તેજ થયું. યુવાનોની. જાગૃતિના યુગમાં જવાહરલાલજી એ માનને સર્વથા યોગ્ય હતા. પરંતુ છેવટ સુધી ગાંધીજીને સમજાવવાના અને તે પછી પણ શ્રી. વલ્લભભાઇનું નામ રજુ કરવાના જે દેખાવ કરીને, પ્રતિપક્ષીઓને જવાહરલાલજીને ઉતારી પાડવાનું ગાંધીપંથીઓએ જે કારણ આપ્યું છે તે ન આપ્યું હોત તો વધુ ઠીક થયું હોત. ગાંધીપંથવાળાઓને મન ભલે એમના 'મહાત્માજી' કે 'સરદાર' બહુ મોટા માણસ હો, પરંતુ મિ. શેરવાનીએ મહાસભા સમિતિમાંજ કહ્યું હતું તેમ તેમના કરતાં મહાસભા નિઃશંક ઘણી મોટી છે. એ મહાસભાનો તાજ જેને માથે મૂકાયો છે તે જવાહરલાલ નવજુવાન હિંદના તો પ્રિય પુરૂષ છે જ, પણ હવે તો તે સમસ્ત હિંદના સન્માનને યોગ્ય બન્યા છે. અને તેથી એન્ગ્લો ઇન્ડિયન પત્રકારોનાં હૈયાં ચચણી ઉઠયાં છે. એ જવાહરલાલ સંપૂર્ણ સ્વતંત્રતાવાદી છે, તેવા પ્રમુખને પસંદ કરવામાં અણનમ નોકરશાહીને તેમજ સાયમન સાતડીમાં અંધશ્રધ્ધા રાખનારા આ દેશના ગુલામી મનોદશામાં રાચનારા રાજ્યદ્વારીઓને ખુલ્લો પડકાર પણ રહેલો છે. એ પડકારનો માયનો નોકરશાહી સમજે કે ન સમજવા જેટલી હઠ બતાવે તેની હિંદીઓને કશી જ પડી ન હોય–હિંદીઓએ જવાહરલાલને માથે મહાસભાનો ભલે કાંટાળો છતાં, હિંદ અત્યારની દશામાં જે વધુમાં વધુ માન આપી શકે તેટલો માનપ્રદ મુગટ મૂકીને તેમને દેશના સુકાની બનાવ્યા છેઃ એટલે ૧૯૨૯ ના ડિસેમ્બરની ૩૧ ની મધરાત પછી, કલકત્તાએ રાષ્ટ્રીય મહાસભા દ્વારા, બ્રિટીશ પાર્લામેન્ટને જે પડકાર આપ્યો છે, તેને ખરો કરી બતાવવાની જ તૈયારી પ્રત્યેક હિંદીએ અત્યારથી જ કરવી પડશે. જો જવાહરલાલને બદલે ગાંધીજીને મસ્તકે આ ભારે વજનદાર મુગટ મૂકાયો હોત તો, રેંટીઆ અને ખાદીનોજ રાત દિવસ વિચાર કરી કરીને પોચું પડી ગયેલું એ મસ્તક તેનો ભાર ઝીલી ન શકત, એટલું જ નહિં પણ બારડોલીમાં કર્યું હતું તેમ, રણાંગણમાં સૈનિકોને સુસજ્જ કરી ઉભા રાખ્યા પછી, એક નજીવા અકસ્માતથી 'રૂક જાઓ' નો પ્રત્યાઘાતી હુકમ છોડી, લોક જાગૃતિનાં ચડતા જુવાળને રોકી, દેશની ગતિને ગંભીર ધક્કો માર્યો હતો તેવું થવાનોયે પૂરેપૂરો સંભવ રહેત, એટલે છેક છેલ્લી ઘડીએ પણ જવાબદારીનું ભાન બતાવવા માટે અખીલ ભારત મહાસભા સમિતિને અમે ધન્યવાદ આપીએ છીએ.

## સિદ્ધાંતનો શહીદ

પોતાના આત્મબલિદાનથી અમર બનેલા નરવીર જતીન દાસની કીર્તિ આજે દીગંતમાં

વ્યાપી રહી છે. આયરીશ મેક્સ્વીનીને જતીને ભૂલાવી દીધો છે. પણ જતીન અપવાસ કરીને કીર્તિ કમાવા માગતો નહોતો. તો તેણે તેમ કર્યું હોત તો તેનું એ કામ આત્મહત્યા ગણાત. પેલા દુષ્ટ બુધ્ધિના એન્ગ્લો ઇન્ડીઅન પત્રકારોએ તેમજ ગોરા સભાસદોએ પોતાના ધર્મકર્મમાં હિંદનું ભયંકર અપમાન કરનારા જે શબ્દો કાઢયા છે, તે ત્યારે તો સાચા પડત અને સૈણભાવનું કલંક તેને લાગત. પણ જતીન નરસિંહ હતો. બ્રિટીશ સામ્રાજ્યમાંથી કોઇ પણ બહાદૂરમાં બહાદૂર ગોરો પણ ભાગ્યેજ હોઇ શકે, તેટલો તે હિંમતવાન અને જવાંમર્દ હતો. તેથી જ કારાવાસમાં અધમમાં અધમ કામ કરીને જેલ ગયેલા ગોરા કરતાં, માતૃભૂમિ તરફની ભક્તિથી પ્રેરાઇ સજા ખમનારા એહમાં એક હિંદી તરફ જે હલકું વર્તન બતાવવામાં આવે છે, તે હિંદીઓનું ભયંકર અપમાન કરનારા કાળા ગોરાના ભેદનો નાશ કરાવવાના સિધ્ધાંતની ખાતર જતીન શહીદ થયો છે. જો નોકરશાહીમાં સહેજ પણ માનવતા હોત, દેશભક્તોનાં દેશ ભક્તિથી છલકાતાં હૃદયોનાં અગાધ ઊંડાણોને પારખવાની તટસ્થતા હોત, તો જતીન જેવા નરવીરોનાં જીવન, જગતનું કલ્યાણ કરવાના મહદ્ કાર્યમાં ખર્ચાયાં હોત, પણ જ્યાં દેશભક્તિ એ ગુન્હો ગણાતો હોય, જ્યાં ત્યાગભેદને ઉમરૂપ આપવામાં આવતું હોય ત્યાં જતીન જેવા બત્રીસ લક્ષણાઓનું મૃત્યુ તો એ જ રીતે સંભવે.

જતીન દાસનું જીવન દેશભક્તિથી ભરેલું છે, તેણે હિંદ અને હિંદીઓની પ્રતિષ્ઠા ખાતર અગાઉ પણ અનેક કષ્ટ ખમ્યાં હતાં, ટુરંગોમાં માર ખાધા હતા, અપમાન વેઠયાં હતાં અને અપવાસો યે આદર્યા હતા. લાલાજીના મરણ [જેને અનેક હિંદીઓ ખૂન જેવું માને છે] પછી, સાયમન સાતડીના સત્કારની ભવાઇનો વેશ ભજવવાના રસિયા જે ગોરા પોલીસ અમલદારોએ લાલાજી જેવા દેશભક્તના પવિત્ર શરીર ઉપર ફટકા માર્યા હતા; તેમાંના એક અમલદારના ખૂનને લગતા કહેવાતાં કાવતરાંને અંગે જતીનને છેલ્લી વખત પકડવામાં આવ્યો હતો; અને તેની ઉપર કોઇ પણ જાતનો આરોપ સાબિત થાય તે પહેલાં, તુરંગમાં રાજ્યદ્વારી હિંદીઓના થતા અપમાનની સામે ક્ષુબ્ધ જાગ્યું તેમાં જતીન અણનમ રહ્યો અને હઠીલી નોકરશાહીને નાક આપવાને બદલે માથું આપવાનું તેણે મર્દની માફક સ્વીકાર્યું. એટલે જતીન મરી નથી ગયો—તે તો અમર થયો છે. તેનું મરણ તે મરણ નથી, પણ મરણને મારી નાખનાર અપૂર્વ અમરતા છે.

∴

## જતીનને માર્ગે

૧૯૨૯ થી જેલ જીવન ભોગવી ભોગવી જતીનનાં હાડ ભાંગી ગયાં હતાં, તે ૬૨ દિવસના અપવાસમાં ગયો, પણ રાજદ્વારી કેદીઓની હક્કની લડત લડતાં લડતાં થકી સાધુ પુંગી વીજયે ૧૬૪ દિવસના અપવાસ કરીને સિદ્ધાંત માટે બલિદાન આપ્યું, સતીન સેન એજ આદર્શ પાછળ ફના થવા આજે— ૧૩૦ દિવસથી [ આ નોંધ લખાઇ ત્યારે ] અનશન વ્રત આદરી બેઠો છે, તે રીતે ભગતસીંગ, બટુકેશ્વર દત્ત તેમજ કકોરી વગેરેના કેદીઓએ પણ રાજ્યદ્વારી કેદીઓના હક્ક સ્વીકારવાના સિદ્ધાંત પાછળ "કાં છૂટવું કે કાં ફના થવું" એવા નિશ્ચયથી અનશન વ્રત આદર્યા છે; અત્યારે આમ એક તરફ હઠીલી અને વચનભંગી [જતીનના સંબંધમાં પંજાબની તપાસ સમિતિના

સત્યોએ જણાવ્યા પ્રમાણે] નોકરશાહી અને સિદ્ધાંત માટે અણનમ દેશભક્તોની વચ્ચે યુદ્ધ જામ્યું છે. જે યુદ્ધ તરફ એકલા હિંદીઓની જ નહિં પણ સમસ્ત વિશ્વની દ્રષ્ટિ દોરાઇ રહી છે.

## પોલો ગુસ્સો ?

જતીનના બલિદાનથી સમસ્ત હિંદમાં ગુસ્સાની લાગણી પ્રકટી નીકળી છે. ઠામ ઠામ શોક સરઘસો, હડતાળો અને સભાઓ દ્વારા એ ગુસ્સો પ્રકટ થયો છે. ધારાસભામાં પણ એજ કારણસર રજુ થયેલા પં. મોતીલાલજીના ઠરાવ ઉપર સરકારની હાર થઇ છે. આયરિશ દેશ ભક્ત મેકસ્વીની બ્રિટનની તુરંગમાં ૭૨ દિવસનાં અનશન વ્રત પછી પડયો, તે પછી આયર્લેન્ડ સ્વતંત્ર થયું; એ પ્રસંગને જતીનના બલિદાન સાથે સરખાવી એ બલિદાનથી હિંદ સ્વતંત્ર થશે એમ કહેવામાં આવે છે. પરંતુ નોકરશાહી બત્રીશ કરોડ તો શું પણ બત્રીશ અબજના પોલા ગુસ્સાથી ગભરાય તેમ નથી. તેજ રીતે ધારાસભામાં પ્રજાના પ્રતિનિધિઓ ગમે તેટલું થૂંક ઉડાડે તેની પણ તેને કશી જ પરવા નથી. ગુસ્સા અને શબ્દોની પાછળ જો સંગીન કાર્યતત્પરતા હોય તો જ તે એ ગુસ્સાનું અને ધમકીઓનું મહત્ત્વ માને છે. પણ હિંદીઓ તેવું શું કરશે ? કાનપુરની જાહેર સભામાંથી બોલતાં પં. જવાહરલાલે કહ્યું છે તેમઃ

"જતીને પોતાની ફરજ સરસ રીતે બજાવી છે, પણ જેમને ખાતર તેણે પોતાના જાન ન્યોછાવર કરી નાખ્યા, એવા આપણે હવે શું કરીશું ? શું આપણે બેચાર આંસુ બહાવીને, દિલગીરીના પ્રસ્તાવો પસાર કરીને કે વિરોધ નોંધાવીને ચુપ થઇ જઇશું ? ને હંમેશનાં કામકાજે લાગી જઇશું ? એ યાતનાઓ ને એ બલિદાન ભૂલી જઇશું ? આપણા સેંકડો જુવાનો દેશ ઉપર પ્રેમ કરવાના ગુન્હા માટે જેલખાનાની દિવાલો પાછળ પોતાની જળહળતી માનવતા કુરબાન કરી રહ્યા છે ને તેમની સાથે એ દિવાલોમાં સામાન્ય માણસાઇભર્યો વર્તાવ પણ રાખવામાં નથી આવતો, એ આપણે ભૂલી જઇશું ? આવી સ્થિતિ ક્યાં સુધી ચાલ્યા કરશે ? શા માટે આપણા દેશના અતિ વીર પુરૂષોને સખ્તમાં સખ્ત હાડમારીઓ વેઠવી પડે છે ? બિરાદરો ! આવો આપણ કમ્મર કસીએ, આપણાં હૃદય વજ્રસમા બનાવીએ ને નિશ્ચય કરીએ કે જતીન્દ્ર પાસે જે અખૂટ હિંમતનો ખજાનો હતો એમાંનો એકાદ અંશ આપણને પ્રાપ્ત થાય ને આપણું જીવન ઉજળી જાય ! જે જે આપણે પ્રિય હોય તે સર્વનું સ્મરણ કરીને આપણે નિશ્ચય કરીએ કે આ ગુલામી ને આ લૂંટ તો આપણે મીટાવી જ દઇશું. શબ્દો—ગમે તેટલા આકરા શબ્દો, નાનામાં નાના કાર્યની આગળ અતિ નબળા છે. આત્મબલિદાનના આ સમર્થ કૃત્યની કદર આપણે કયા શબ્દોથી બૂઝી શકીશું ? આવો આપણે કાર્યની દીક્ષા લઇએ અને ગમે તેવા આકરા સંજોગોમાં, વિજય પ્રાપ્ત થાય ત્યાં સુધી, આઝાદીની આ લડત આગળ ધપાવવાનો નિશ્ચય કરીએ."

એ નિશ્ચય ઉપર જ હિંદીઓના ગુસ્સાની કીંમત અંકાવાની છે, નહિં કે જતીનનાં સ્મારક ઉભાં કરવાથી કે તેની પાછળ ભાષણો કરવાથી, એ આપણે ન ભૂલીએ.

## સાબરમતીના સંત અને રાજદ્વારી કેદીઓ

જતીન્દ્રનાથ દાસના અવસાન અને રાજદ્વારી કેદીઓની અનશન વિરોધનીતિ ઉપર જ્યારે આખો દેશ ઉકળી રહ્યો છે, ત્યારે સાબરમતીના સુદામા મોહનદાસ ગાંધીને રાષ્ટ્રના એ પ્રાણપ્રશ્ન ઉપર એક શબ્દ સરખો યે ઉચ્ચારવાનો અવકાશ નથી ! જતીન. સામ્રાજ્યવાદથી શોષાતા દેશના અધિકાર માટે ઝૂઝયો અને મરણથી જ જંપ્યો. એનો



ગાંધીજી

સંગ્રામ નોકરશાહીના એકપક્ષી જંગલી જેલનિયમો સામે હતો. એની લડાઇ એકદપેટાઇની આરાધના માટે નહોતી. રાજદ્વારી બંદીવાનોના આખા વર્ગના કલ્યાણ કાજે એણે કુરબાનીનો કઠિન માર્ગ સ્વીકાર્યો. અને છતાં ગાંધીજીને એ અમૂલ બલિદાનની કંઇ કિંમત નથી. એને અલી બીરાદરો સામે આફ્રિકન સરકારે ઉભા કરેલા અવરોધ પર કાળજીપૂર્વક નોંધો લખવાની ફુરસદ છે. એને આશ્રમના ઉકરડા અને માનવોનું મેલું જમીનમાં અમુક તસુ ઉંડું દાટવા વિશે પોતાના સાપ્તાહિકોનાં પાનાં રોકવામાં અડચણ આવતી નથી. 'ખાદ વિ. આખલો,' અને 'વનસ્પતિ વિ. રાંધેલું અનાજ' એવા નિરૂપયોગી કે અલ્પ ઉપયોગી મુદ્દાઓ ઉપર પાનાંઓ પોકારવા એને સમય અને શક્તિ છે. માત્ર રાજદ્વારી કેદીઓ અને એમના અટંકી ઉપવાસો પર કંઇએ બોલવા લખવામાં એનો આત્મા ડંખ દે છે.

ઉગ્ર ચર્ચા માગના આ વિષય ઉપર મૌન સેવવામાં એ મહાત્માનો શો આશય હશે? જ્યારે અમર્યાદ અમલદારશાહીને ... પણ રાજકેદીઓની નિઃસીમ હાડમારીઓ પર ક્ષણવાર મંત્રણા કરવાનું માનસ દાખવવું પડે છે, ત્યારે સાબરમતીના સત્યવાદી સાધુને વાક્શૂન્યતાનો વ્યાધિ કેમ ઘેરી રહ્યો છે? એની આ અળખામણી મનોદશાનાં માપ કાઢીએ તો મુખ્યત્વે ત્રણ અનુમાનો તરી આવે છે:

(૧) એક તો એ કે અત્યારે ઉપવાસ સેવતા રાજકેદીઓ હિંસાવાદીઓ છે અગર હિંસા કરવાનો એમના ઉપર આરોપ છે.

(૨) બીજું અનુમાન પહેલા અનુમાનની પૂર્તિ રૂપે જ ઉઠે છે, હિંસાવાદીઓ ઉપવાસ કરે તો એમને અહિંસાવાદી સંતથી કેમ અનુમોદન કે અભિનંદન આપી શકાય?

(૩) ત્રીજા અનુમાન માટે માનસ પૃથક્કરણ અથવા "સાઇકો–એનેલીસીઝ"નું ધોરણ મહાત્મા ઉપર આરોપવું પડે છે. એ અનુમાન એમ છે કે અત્યારસુધી ઉપવાસી પદ્ધતિના અનુષ્ઠાનમાં ગાંધી એકલા અને અજોડ હતા, પણ જતીનદાસે અને અન્ય રાજકેદીઓએ મોહનદાસનો એ અનન્યતાનો ઇજારો જમીનદોસ્ત કર્યો એટલે એને એ વિષય ઉપર કંઇએ પ્રશસ્તિ કે સહાનુભૂતિ દાખવવાની ઇચ્છા ઉદ્ભવે જ નહીં.

અમુક અંશે ગાંધીજીનું રાજકેદીઓ પરત્વેનું મંતવ્ય 'યંગ ઇન્ડીઆ'માં અગાઉ જાહેર થયું છે. મીરતના આરોપીઓ શ્રમજીવીઓ માટે આર્થિક સંગ્રામમાં ઘૂમતા ઘૂમતા પોલીસ–પંજામાં ફસાઇને મીરતની જેલમાં જકડાયા, ત્યારે જ ગાંધીજીએ સામ્યવાદ સામેના પોતાના અણુધડ વિરોધના

ઉભરા રૂપે એ આરોપીઓને મહાસભા તરફથી મદદ આપવાની સાફ 'ના' સંભળાવી હતી. લાહોરના આરોપીઓ ઉપર તો ખૂનના આક્ષેપો છે, એટલે એમના પ્રત્યે સમભાવ કેમ જ દર્શાવી શકાય? અત્યારે જેલની દિવાલો પાછળ રૂંધાતા રાજકેદીઓ ગાંધીજીને મન કાંતો હિંસાવાદી અને કાંતો હિન્દમાં વર્ગવિગ્રહ પોષનારા છે. ગાંધીજી પોતે અહિંસાના ઉપાસક અને મૂડી મજુરી વચ્ચે માબાપ જેવા સંબંધમાં માનનારા છે. પછી ભલે એમનો પોતાનો અહિંસાવાદ રાજ્ય સંહાર અને વાછડા વધમાં પરિણમતો હોય, એમની વર્ગશાન્તિની માન્યતા ભલે એમને શ્રમજીવીઓના અધિકારોના સંહારક બનાવતી હોય. માત્ર એ ભાવનાઓથી એમનો ભ્રમ પોષાય છે, એટલે એમના પર તે સત્યની મુદ્રા આંકે છે. સાચી વસ્તુસ્થિતિ એમના વિભ્રમની વિરોધક છે, એટલે એમાં રાચતા ને પરિણામે તુરંગ સેવતા રાજકેદીઓને સહાનુભૂતીની નજરે લેવાનું એને ગમતું નથી.

પણ અહીં મહાત્મા મોહનદાસ ભૂલે છે. જો જતીનદાસ અને એના સંગાથી ઉપવાસીઓ પ્રત્યે, એમની લડત પ્રત્યે સહાનુભૂતિ ઉચ્ચારવામાં ગાંધીજીને એ આરોપીઓનો હિંસાવાદ જ આડે આવતો હોય, તો એ એનો એક ભયાનક ભ્રમ છે. લાહોરના રાજકેદીઓ ઉપર ભીષણ આરોપો હજુ તો માત્ર મૂકાયા છે. સિધ્ધ થઇ ચુક્યા નથી. ભગતસિંહે અને દત્તે હિંસા કરી છે, એમ હજુ પુરવાર થયું નથી. કોને ખબર છે કેસનું શું પરિણામ આવશે? જ્યાંસુધી એ આરોપીઓને સ્થાપિત અપરાધો ઉપર શિક્ષા નથી સાંપડી ત્યાં સુધી હિંસાવાદના કલ્પિત કારણે જતીનના સિધ્ધાન્તજન્ય મૃત્યુ જેવા અગત્યના વિષય ઉપર નિર્જીવતાથી મૌન સેવવું, એ મલિન મનોદશા છે. અને કદાચ આરોપો સિધ્ધ થઇ ચુક્યા હોય તો યે શું? રાજકેદીઓએ ઉપવાસો હિંસાના સમર્થનમાં નથી આદર્યા. જતીન કંઇ હિંસાના અધિકાર માટે અનશન તપશ્ચર્યા કરીને મૃત્યુને નથી ભેટયો. સ્વદેશની આઝાદી માટે લડતા દેશભક્તોને કેદખાનામાં પુરી, આરોપ સિધ્ધ થયા પહેલાંજ નોકરશાહીના જેલનિયમો જે ગોઝારા અન્યાયો આપે છે તેની સામેજ જતીનનો મરણીઓ સંગ્રામ હતો. આખા સમુદાયના હક્કો માટે એની જીંદગી ફના થઇ છે. એ સામુદાયિક સિદ્ધાન્તનો ઇન્કાર આજે કોણ કરી શકે એમ છે? ગાંધીજી એમના અહિંસાવાદી ગુમાનમાં દેશવ્યાપી લોકલાગણીને લાત લગાવી રહ્યા છે. એમનો અહિંસાવાદ અવિચળ અને અપવાદહીન હોય, તો રાજકેદીઓના સર્વસામાન્ય હિત માટે બે શબ્દો બોલવામાં યે એમને અહિંસાવાદનો વિધ્વંસ દેખાતો હોય તો પછી મૌલાના શૌકતઅલી અને મૌલાના મહમદઅલીને પક્ષે એ આફ્રિકન સરકાર સામે કયે ધોરણે વિરોધ કરે છે. એમ તો અલી બંધુઓ માંસાહારી છે; એટલે હિંસાવાદી છે, અને એટલે જ ડગલે પગલે ગાંધીજીના સિધ્ધાન્તોના ઉચ્છેદક છે. આફ્રિકન સરકાર સામે એમને અવલંબન આપવામાં શું હિંસાવાદનું સંવર્ધન નથી થતું? આ દલીલ બેહુદી અને બુધ્ધિહીન છે. એજ રીતે જો ગાંધીજી જતીનના મરણ અને રાજકેદીઓના સિધ્ધાન્તજન્ય ઉપવાસો ઉપર મ્હોં સીવી રાખતા હોય તો એ આખી વિચારસરણી મવાળ અને મુફલિસ છે.

પણ જો સંત મોહનદાસ ઉપવાસ સેવનની પોતાની અનન્યતા તૂટવા બદલ મુંગા બેસતા હોય તો તેનો ઉપાય નથી. આશ્રમમાં કોઇ અનીતિને માર્ગે જાય તો

મહાત્મા એકવીશ દિવસના કડાકા કરે અને પછી રોજ રોજ એની તબીઅતના તાર સમાચાર બહાર પડે, એ વસ્તુમાં અત્યાર સુધી અપૂર્વ ભવ્યતા જણાતી. ગાંધીજીની એ તપશ્ચર્યામાં જનતાને અખૂટ આત્મબળનાં અંબાર દેખાતા. એક ગાંધીજી જ એવા દેહદમનના દારુણ અખતરા કરી શકે એવી પ્રચલિત માન્યતા હતી. પણ જતીન જેવા છોકરાએ ગાંધીજીની એ અપૂર્વતા ઉચ્છેદી. સતીન, દત્ત અને ભગતના સો સો ઉપવાસોએ સાબરમતીના અધ્યાત્મવાદીના અડગ નિશ્ચયબળને તરણાને તોલે લેખાવ્યું. આથી મહાત્માનું મન ખિન્નતા અનુભવે અને એ ખિન્નતા 'બાપુજી'ના મૌનમાં પરિણામે એ સ્હેજે સમજી શકાય તેવી ઘટના છે. પણ એનો શો ઉપાય? પ્રજા એ મનોદશા સામે ઉન્ડો અણગમો બતાવે તોયે શું? એમ કંઇ 'મહાત્મા'નું આખું માનસ પલટી શકાય છે?

રાજદ્વારી ક્ષેત્રમાં ગાંધીજીને રસ નથી રહ્યો એમ પણ નથી. એ માત્ર મ્હોંએથી બોલે છે અને ક્વચિત કલમથી લખે છે કે હું સક્રિય રાજકારણમાંથી નિવૃત્ત થયો છું. વસ્તુતઃ એમ નથી. જ્યારે પ્રસંગ મળે છે ત્યારે ત્યારે તે રાજકારણમાં અતિશય ઉમનાથી ઝુકાવે છે. કલકત્તા અને મદ્રાસની મહાસભામાં, કાઠીઆવાડ રાજ્કીય પરિષદમાં અને મોરબી યુવક પરિષદમાં એમણે મોખરે રહેવાની મહેચ્છા લગભગ પાર ઉતારી હતી. હજુયે આફ્રિકન સરકાર સામેના એમના કલમ કટાક્ષો અને દેશી રાજ્યો માંહેના પ્રવાસો અને પ્રવચનો, રાજ કારણમાં મગ્ન બનવાની એમની ઉદ્દામ ઇચ્છા છતી કરે છે. એટલે રાજકેદીઓના ઉપવાસો ઉપર મુંગા રહેવામાં એમની એ નિવૃત્તિની દલીલ પણ કામ લાગે તેમ નથી. ખુલ્લી રીતે તેમનાથી રાજકેદીઓની કાર્યનીતિ સામે વિરોધ ઉચ્ચારી શકાય નહીં એટલે આજે એ મૌન સેવે છે અને કોઇ ચર્ચાપત્રોની રાહ જોઇ એના ઉત્તર રૂપે પોતાનો 'અહિંસક વિરોધ' વ્યક્ત કરવાનો અવસર શોધે છે. આ શિવાય અન્ય અનુમાન પર આવવાની ગાંધીજીની મૂક પ્રવૃત્તિ મના ફરમાવે છે.

જેલના કાનુનોનો પ્રશ્ન આખા હિન્દનો છે, કોઇ એકલવાઇ વ્યક્તિનો નહિં. અને એટલેજ રાષ્ટ્રભરમાં એમના ઉપર આજે પ્રચંડ આંદોલનો પ્રકટી ઉઠયાં છે. ધારામંડળો, મુત્સદીમંડળો, યુવકસંઘો, મજુર મહાજનો. અને બીજી અનેક સંસ્થાઓ, જે સિધ્ધાન્ત માટે જતીને જીન્ગીની કુરબાની કરી, તેનાદ વિજય કાજે વ્યવસ્થિત વ્યૂહો ગોઠવે છે. માત્ર ગાંધીજી એમના અહિંસાવાદી ગુમાનમાં, મતિવિભ્રમના કોઇ ગોઝારાં વાદળાંમાં અળખામણી એકાકિતા જાળવી રહ્યા છે. હમણાં એમને એમ કરવું પાલવે છે, કારણ કે એમના આડંબરના પડદા હજુ પૂરેપૂરા ચીરાયા નથી. એક રીતે ગાંધીજી આ આખા યે પ્રકરણ ઉપર મૌન સેવે છે એ સામુદાયિક દૃષ્ટિએ આદરણીય છે. એમની વિઘાતક શબ્દ શૂન્યતાથી જનતાનો ગાંધીજી પર જામેલો મોહ અચૂક રીતે ગળતો જાય છે. લાહોરની મહાસભા પણ કુચકદમ ધપતી આવે છે. એમાં રાજકેદીઓ અને જંગલી જેલ નિયમોનો પ્રશ્ન જરૂર ઉપસ્થિત થશે. અને એ ટાંકણે ગાંધીજીની ગોઝારી મનોદશા ઉપરથી પડદો ઉચકાઇ જશે. ગાંધીજીએ એમના અધ્યાત્મવાદ અને સાધુતાના લેબાશ વડે વિસ્તારેલી શ્રધ્ધાનો રહ્યો સહ્યો છાંટો યે લાહોરને આંગણે એમની આ અળખામણી નીતિના તાપમાં સૂકાઇ જશે એ અવશ્ય આનન્દનો વિષય છે.

છો. દ.

## રામરાજ્યની મશ્કરી !

ભોપાળના નવાબની ગાંધીજીની મહેમાનગિરી, તેમનું તે વખતનું ભાષણ, તે પછી નવાબનું રાજ્યદ્વારી ભાષણ અને બ્રિટનમાં તેમને માટે ચાલતું પ્રચાર કાર્ય: એ બધી ઘટનાઓને ક્રમસર ગોઠવીને તેના સંબંધમાં વિચાર કરતાં સહેજે સમજાઇ જાય છે કે, ગાંધીજીએ ભૂતકાળમાં હિંદની ગમે તેટલી સેવા બજાવી હોય, છતાં હવે તે દેશની પ્રગતિમાં આડખિલીરૂપ થઇ પડયા છે. ગાંધીજીની રામરાજ્યની વ્યાખ્યા એ રામરાજ્યની ક્રૂર મશ્કરી છે, અને ભોપાળ રાજ્ય સાથેની તેની સરખામણી તે તો ગાંધીજીની મનોદશા કેટલી હદ સુધી પ્રત્યાઘાતી છે તે બતાવવા પુરતું છે. હિંદમાં જેટલી ગતિથી વિચારપલટો થતો જાય છે, તે વિચારપલટાને સમજવા કે ઝીલવાની શક્તિ ગાંધીજીમાં રહી નથી. એટલે કાઠિયાવાડના યુવકોએ કર્યું તેમ, 'તમે અત્યાર સુધી જે કંઇ કર્યું તે માટે તમારો આભાર, હવે અમારે આપની સેનાઓની કે સરદારીની જરૂર નથી' એમ કહીને દેશહિતની દષ્ટિએ વાજબી લાગે તે માર્ગે ચાલવાની જરૂર છે. એક વખત જેને વખાણ્યા કે સન્માન્યા તેમના સંબંધમાં આવાં વચનો કેમ કહેવાય, એ માન્યતા એક પ્રકારની જડતા છે. જેમને ગાંધીભક્તિ જ પ્રિય હોય તેઓ ભલે તે પ્રમાણે માનીને બેસી રહે, પરંતુ જેમને દેશ પ્રિય છે, સ્વતંત્રતા પ્રિય છે તેમનાથી તો દેશહિતમાં બાધક થતી ગાંધીજીની પ્રવૃત્તિઓનો બીપણુ વિરોધ કર્યા વિના છૂટકો જ નથી.

...

## શારદા બીલ.

હિંદી ધારાસભામાં ચાર ચાર વર્ષ સુધી રખડયા પછી છેવટે શારદા બીલ ઘણી જ મોટી બહુમતિએ પસાર થયું છે. જો કે હજી રૂઢીચુસ્તોની તે બીલની સામેની ટેં ટેં બંધ થઇ નથી, પરંતુ જે મોટી બહુમતિનો તેને ટેકો મળ્યો છે, અને દેશભરમાં જે જાગૃતિ જણાય છે તે ઉપરથી એ બિલની પૂરેપૂરી સફળતાનો ભરૂંસો પડે છે જ. છતાં સુધારકોએ એટલાથીજ સંતોષ માનીને બેશી રહેવું જોઇતું નથી. જ્યાં સુધી લોક સમુહના માનસમાં પરિવર્તન થાય નહિં ત્યાં સુધી કાયદો આવા કામમાં ઓછી મદદ મદદ કરે છે. એમ તો ગ્રેટ બ્રિટનમાં છેક હમણાં સુધી કન્યા માટેની લગ્ન વય ૧૨ વર્ષની કાનુનસર મનાતી હતી, છતાં ત્યાં ભાગ્યેજ—અપવાદ રૂપે બાળલગ્ન થતાં હતાં! કેમકે પ્રજાનું માનસ જ બાળલગ્નની વિરૂદ્ધ હતું. હિંદમાં આ જાતનો પલટો જોવો હોય તો વગર વિલંબે સમસ્ત હિંદમાં બાળક અને બાલિકાઓ માટે પ્રાથમિક કેળવણી મફત તેમજ ફરજિયાત બનાવવી જોઇએ. કેળવણીના પ્રચારથીજ પ્રગતિ શક્ય બને છે: એ વાત કોઇ પણ સમાજ સુધારક ન વીસરે, અને પ્રાંત પ્રાંતની ધારાસભાઓ મારફત ઠરાવીને પ્રાથમિક કેળવણીને ફરજ્યાત બનાવરાવે.

...

## આપણા નેતાઓ.

જ્યાં જુલ્મ ખમી લેવાની વૃત્તિ પ્રાધાન્યપણે હોય, ત્યાં જુલ્મીઓ આપોઆપ પ્રગટી નીકળે; જ્યાં ગુલામીમાં સડી મરવામાં સુખ માનવાની મનોદશાવાળાં માનવ જંતુઓ જીવતાં હોય, ત્યાં તેમની ઉપર સત્તા ગજાવનારે આપખુદો સ્વચ્છંદકરી શકે; તેજ રીતે જે પ્રજામાં સીધી વાત સ્પષ્ટ શબ્દોમાં કહી નાખવા જેટલી નૈતિક હિંમત ન હોય ત્યાં બ્રાહ્મણો,

આચાર્યો, ગુરૂ અને નેતાઓના પદે ગમે તેવા માણસો ચડી બેસે અને ટકી શકેજ. હિંદુસ્થાનમાં તેથીજ નેતાઓનો રાફડો ફાટ્યો છે, અને ગમે તેવા વિરોધી વિચારો ધરાવનાર માણસ પણ 'નેતા' તરીકેનું સ્થાન ટકાવી શકે છે. તેમ ન હોય તો એક તરફથી પ્રજાને સબળ અને નિર્ભય બનાવવાની વાતો કરનારા, સ્ત્રીઓને સ્વરક્ષણ માટે તૈયાર થવાનો લાંબો લાંબો ઉપદેશ આપનારા પંડિત માલવીયજી જેવા 'શારદા બીલ' જેવાં બાળલગ્નને અટકાવનારાં પગલાંની સામે થવાની, અને બાર વર્ષની બાલાને 'પત્ની' બનાવવાની હિમાયત કરી, માનવતાની મશ્કરી કરવા હિંદી ધારાસભા સમક્ષ ઉભા થવાની હિંમત કરી શકે ખરા? અને એવી હિંમત કરવા નીકળે તો પણ હિંદુસ્થાનમાં–ખાસ કરીને હિંદુ નેતા તરીકે ટકી શકે ખરા?


ડૉ. મુંજે

ડૉ. મુંજે જેવા હિંદુ જાતિનો ભાર માથે ઉંચકીને ફરનારા, હિંદુઓને મજબૂત બનવા માટે માંસનો આહાર શરૂ કરવાની આયડી ભલામણો કરનારા, હિંદુ નવજુવાનોને લશ્કરી તાલીમ આપવાની લડત લડનારા, અને ગુંડાઓથી બચવા માટે હિંદુ સ્ત્રીઓને કટારથી સજ્જ થઇ તેનો ઉપયોગ કરતાં જાણવાની વાતો કરનારા રસિયા પણ, માત્ર હિંદુ મહાસભાને નામે પ્રચારનો ઉપરનો પોતાનો કાબુ ટકાવી રાખવા માટે શારદાબીલની સામે થાય અને તેમ છતાં ધારા સભામાંથી બહાર નીકળીને હિંદુસમાજના નેતા તરીકે પોતાને મનાવી શકે–અને મૂર્ખ માનવીના ટોળાની મારફતે ભાનભૂલા હિંદુઓ તેમનું નેતૃત્વ સ્વીકારી લે એ તો જુદ્દા સનાતનીવેડાના મદ્ય ઘેનમાં ઘેરાયલા હિંદુઓનાં ટોળામાંજ બની શકે!


શ્રી કેળકર

શ્રીયુત નરસિંહ ચિંતામણ કેલકર એક જ પખવાડીઆ પહેલાં કલકત્તાની હિંદુ પરિષદનાં પ્રમુખસ્થાને ખડા રહીને મોટેથી 'નવયુગ'ની વાતો કરે, હિંદુ સ્ત્રીઓની સ્થિતિમાં સુધારો કરવા માટે ધરમૂળમાં પરિવર્તન કરી નાખે, તેવા કાનુનો તૈયાર કરાવવાની હિમાયતનાં બણગાં ફુંકે, અને તેમ છતાં 'બાળલગ્ન વિરોધી' કાયદાની ચર્ચામાં બાર વર્ષની બાલિકાને વહુ બનાવવાની ડાહી ડમરી વાતો કરવાની યે ધૃષ્ટતા કરી શકે તો પણ તે હિંદુ હિંદના અખર નેતા ગણાવાને લાયક ગણાય? તેમ થાય છે. તેમાં વાંક નેતાઓના નથી, પણ તેમને નેતા તરીકે સ્વીકારી, તેમના ભૂલોને નભી જવાની હિંદી જનતાની નિર્માલ્યતાનો છે. એ નિર્માલ્યતા આપણે ખંખેરી નહિં નાખીએ, ત્યાં સુધી સ્વતંત્રતાની વાતો આપણા મોઢામાં કેમ કરીને શોભશે?

∴

## ગાંધીજી આ લડત ન ઉપાડે?

બાળ લગ્નના સંબંધમાં હિંદી ધારાસભાના એક સભાસદ શ્રીયુત ઠાકરદાસ ભાર્ગવના પ્રશ્નનો જવાબ વાળતાં ગાંધીજીએ જણાવ્યું છે કે તે તોપરણુત ને યોગ્ય ઉમ્મર કન્યાની ઓછામાં ઓછી ૧૮ વર્ષની અને છોકરાની ૨૪ વર્ષની હોવી

જોઇએ એમ માને છે. ગાંધીજી જોકે સામાજિક બાબતમાં ઘણી વખત ન સમજી શકાય તેવા ગુંચવણીઆ વિચારો જાહેર કરે છે, તો પણ એકલા રેંટીઆ અને ખાદીની પાછળ પોતાની શકિત વેડફી મારવાને બદલે, હિંદીઓની માનવ શકિતનો નાશ કરી નાખનારી તેની સામાજિક બદીઓનેજ દફનાવવાની લડત પાછળ સમય રોકે તો દેશને વધુ ફાયદો કરી શકે. રેંટીઆ કે ખાદીની લડત કરતાં અત્યારે આ લડત દેશને વધુ ઉપયોગી અને જરૂરની છે. પરંતુ દરેક બાબતમાં ગાંધીજીને આગેવાની આપવાની, હિંદીઓની નિર્બલ મનોદશાને લીધેજ, દરેક ક્ષેત્રમાં ગાંધીજી માથું મારે છે, પરિણામે એક કામ સંપૂર્ણ રીતે પાર પડતું નથી, અને દેશની જાગૃત શકિત, સેંકડો મુખે વહી જતી ગંગાના પ્રવાહની માફક છિન્ન ભિન્ન થઇ નકામી જાય છે.

∴

## કોમ્યુનીઝમનો બાઉ!

રશિયાના સોવીયેટ તંત્રનો પ્રબલ વિરોધ કરનારાં અમેરિકા અને ગ્રેટબ્રિટન બન્ને તેની સાથે વ્યાપારી સંબંધ જોડવા તત્પર છે— અમેરિકાએ એવો સંબંધ જોડયો છે, બ્રિટિશ મુત્સદ્દીઓ તેની પેરવીમાં છે; પરંતુ સોવીયેટ સિદ્ધાંતો 'સામ્રાજ્ય'ની ભાવનાનો વિરોધ કરતા હોવાથી બ્રિટિશ મુત્સદ્દીઓ તેનાથી ગભરાય છે. તેમાં નવાઇ જેવું કશુંજ નથી. સ્વાતંત્ર્યનો વિકાસ [The Growth of Freedom]ના લેખક હેનરી નેવીનશને કહ્યું છે કે: "જ્યારે ખ્રિસ્તી ધર્મ જીવવા માટે તરફડીઆં મારતો હતો, ત્યારે યુરોપના સમ્રાટો તેને વિપ્લવવાદી કહીને વગોવતા હતા; પણ જ્યારે તે ઝાર અને બીજા આપખુદ રાજાઓની સત્તા ટકાવી રાખવામાં મદદગાર બન્યો ત્યારે તેને રાજ્યધર્મ બનાવવામાં અને સત્કારવામાં આવ્યો." એજ રીતે જે સોવીયેટ બાઉથી આજે સામ્રાજ્યવાદીઓ અને મૂડીવાદીઓ ભય પામે છે, તે સોવીયેટ જો સામ્રાજ્યવાદને સફળ બનાવવાના સિધ્ધાંતનો પ્રચાર કરવા માંડે, તો એજ સામ્રાજ્યવાદીઓ સોવીયેટના પ્રચારકોને મિસ મેયોના જેવી મદદ આપે! જો કે સોવીયેટ તંત્રે રશિયાનું ગમે તેટલું હિત કર્યું હોય, તો પણ હિંદની વર્તમાન દશામાં તે હિંદને મદદ કરી શકે તેમ નથી એવી અમારી માન્યતા છે, તો પણ હિંદમાં ગોરી નોકરશાહી ઠામ ઠામ સોવીયેટ બાઉના પોકાર પાડે છે; તેથી તે પોતાની હાંસી કરાવવા ઉપરાંત, સોવીયેટ તરફ જનતાનું લક્ષ દોરવામાં કારણભૂત બને છે. એવુંજ મુંબાઇની મીલ હડતાળની અને હુલ્લડની તપાસ સમિતિઓએ કર્યું છે. નોકરશાહીનો વિશ્વાસ મેળવી ચૂકેલા પુરુષોએ જ્યાં છાતી ઠોકીને કહેલું કે, મુંબાઇના હુલ્લડમાં 'કોમ્યુનીઝમ'ને કશુંજ લેવા દેવા નથી, તે કામમાં પણ કમિટીએ કોમ્યુનીઝમના બાઉને આગળ ધર્યો છે. રોટલા માટે મીલ મજુરો લડત કરે તેમાં સામ્યવાદ કયાં આવ્યો? હા, ભૂખમરો એ સામ્યવાદની માતા છે એ વાત ખરી. અને હુલ્લડના સંબંધમાં તો સર પુરુષોત્તમદાસ, સર ચુનીલાલ મહેતા, શ્રી લાલજી નારણજી, શ્રી કનૈયાલાલ મુનશી વગેરેએ આપેલી જુબાનીઓ પુરવાર કરે છે કે, એ તોફાનની જવાબદારી મીલ કામદારોના નેતાઓની નહિં પણ સરકારી રાજનીતિની જ છે.

## હિંદમાં 'કોમ્યુનીઝમ' નથી.

એક તરફથી શાહીવાદી અને મૂડીવાદીઓ હિંદમાં હામ હામ 'કોમ્યુનીઝમ' જોઇ રહ્યા છે, ત્યારે 'લંડન ટાઇમ્સ' અને 'મેનચેસ્ટર ગાર્ડીઅન' જેવાં શાહીવાદી અને ઉદાર મનવાદી પત્રોમાં, હિંદની નોકરશાહીમાંના એક, નોકરીમાંથી નિવૃત્ત થઇ વિલાયત ગયેલા ગોરા અમલદારે લેખ લખતાં બતાવ્યું છે કે: માત્ર ૧૯૨૪ થી હિંદમાં કોમ્યુનીસ્ટ પક્ષ સ્થપાયો છે. પરંતુ મુંબઇ, કલકત્તા, મદ્રાસ અને જમશેદપુર જેવાં કારખાનાવાળાં સ્થળો બાદ કરતાં કોમ્યુનીઝમનો પ્રચાર બીજે થઇ શક્યો નથી. તેમાં પણ કારખાનાના કામદારો કોમ્યુનીઝમ શું છે તે સમજતા નથી, તે તો માત્ર પેટપુરતો પગાર નહિં મળવાથી લડવું જ પડે છે. ખેડુતો કે શિક્ષિત વર્ગમાં તો કોમ્યુનીસ્ટો પગપેસારો પણ કરી શક્યા નથી. અને તે લેખક છેવટે પોતાના દેશવાસીઓને કોમ્યુનીઝમથી નહિં ભડકવાની સલાહ આપતાં કામદારોનાં મંડળો સુવ્યવસ્થિત બનાવવા તેમને જીવન ભોગવવા જેટલો સારો પગાર અપાવવા. તેમને માટે સ્વચ્છ અને સારાં મકાનો બનાવી આપવાની ભલામણ કરે છે. અમે એ લેખક સાથે મળતા થઇને કહીએ છીએ કે આ દેશના મૂડીવાદીઓ શાહીવાદીઓને ચાટે ચડવાને બદલે, કામદારોનાં સુખ સગવડ વધારવા, તેમને માણસ તરીકે માનવા અને તેમને યુરોપના કામદારો જેવી સગવડ આપવા તૈયાર થાય તેમાંજ બન્નેનું હિત છે; તેજ રીતે શાહીવાદીઓએ પણ ખોટા બુમબરાડા છોડી, હિંદીઓની લાગણીને સંતોષવાની તૈયારી બતાવવા બહાર પડવાની જરૂર છે.

---

# ચિત્ર પરિચય:

'નવયુગ'ના નવા મુખપૃષ્ઠ તરીકે જે ચિત્ર આપવામાં આવ્યું છે; તેમાં સહુથી નીચે સમાજને કચરી રહેલા રૂઢીવાદનું કમટોલ શરીર છે, તેની નીચે પોતાની બુદ્ધિનો ઉપયોગ નહિં કરનારાં સ્ત્રી-પુરૂષો કચડાઇ મરે છે. પણ નવા યુગનાં યુવક યુવતિઓ તેની નીચે કચડાઇ મરવાને બદલે તેને કચડતાં, અનેક અડચણોથી ભરેલા માર્ગે પ્રગતિ અને વિકાસ તરફ પ્રવાસ કરે છે. તેમ કરતાં કરતાં માર્ગમાં નડતા મુડદાં જેવાં શાસ્ત્રવચનો કે પરંપરાની પરવા ન કરતાં તેને ઉડાવી દે છે. એજ રીતે સર્વાંગે સ્વતંત્ર માનવતાના લક્ષ્યસ્થાને પહોંચાશે એવો તેમને પરમ વિશ્વાસ છે.

# :નવયુગ:

તંત્રી: સીતારામ જે. શર્મા

પુસ્તક: ૧]  કાર્તિક: ૧૯૮૬  [અંક: ૮

 અનુક્રમણિકા 

## :: નારી વિભાગ ::




# લવાજમ

હિંદમાં રૂ. ૫-૦-૦ પરદેશમાં રૂ. ૭-૦-૦

છુટક નકલ રૂ. ૦-૮-૦.

'હિંદુસ્તાન' અને 'પ્રજામિત્ર-કેસરી'ના ગ્રાહકો માટે

હિંદમાં રૂ. ૪-૦-૦ પરદેશમાં રૂ. ૬-૦-૦

લખો:- **નવયુગ કાર્યાલય.**

૨૧ એડવોકેટ બીલ્ડીંગ, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧.



૧૯૩૦ નો ભારતનો પ્રમુખ જવાહરલાલ નહેરૂ

# તાજગીભર્યું યૌવન




યુવાનોજ જગતને નવું સ્વરૂપ આપશે.




[ વર્ષ: ૧ લું.] કાર્તિક ૧૯૮૬ [ અંક: ૮

# નવું વર્ષ

લેખક

:: તંત્રી ::

નવું વર્ષ—એ બે શબ્દોમાં જ અપૂર્વ રહસ્ય રહેલું છે. 'નવું' કહેવાથી જ તેમાં રહેલો વિશિષ્ટ ભાવ આપો આપ પ્રગટ થાય છે.

'નવું' એટલે 'જૂના'થી જૂદું': એવો વ્યાપક ધ્વનિ તો તેમાંથી આપોઆપ જ નીકળે છે. માનવ સ્વભાવ પણ કુદરતની માફક 'જૂના'થી હંમેશને માટે કંટાળે છે—તે નવીનતાથી રાચે છે. 'જૂના'ના અનુભવે સારૂં લાગ્યું હોય તેટલું સાચવી, ખોટાને ખંખેરીને 'નવા'નો સ્વીકાર કરવો એ સ્વાભાવિક ક્રમ છે.

નવું વર્ષ એજ ક્રમનું સૂચક છે. નવાં વસ્ત્રો, પૌષ્ટિક ખોરાક, જૂનાં મકાનને નવો રંગ, જૂના ચોપડાના નવા હિસાબ, મારે નવા વર્ષની યોજના છે. પૌરાણિક દ્રષ્ટિએ રચાયલી કથાઓ અને ઉપકથાઓનો સંબંધ તેની સાથે સાંકળી લઇને, સામાન્ય મનુષ્ય, 'નવા'નો સંપૂર્ણ ભાવ ન ઝીલી શકે, તેથી ગોઠવણ કરનારાઓનો મૂળ ઉદ્દેશ ગમે તે હોય, ત્રણ ઋતુઓને અંતે, ફરીથી એ ઋતુચક્ર શરૂ થાય ત્યારે, ત્રણે વહી ગયેલી ઋતુઓનાં મળેલાં ફળનાં જમા ઉધારનાં પાસાની તારવણી કરી, નવા વર્ષ કયી કયી નવી રીતો સ્વીકારીને લાભ મેળવી શકાય તેના વિચાર માટે જ નવા વર્ષની યોજના થયેલી છે.

એ મૂળ ભાવને સાચવી રાખીને પલટાયલા સમય તેમજ સંજોગાનુસાર અનુકૂળતા પ્રમાણે નવા વર્ષના માર્ગ નક્કી કરવા તે પ્રત્યેક યુગની, પ્રત્યેક દેશની, પ્રત્યેક સમાજની પ્રજાનો નૈસર્ગિક હક્ક છે.

જૂનવટથી રાચવાનો આડંબર કરનારાય કુદરતના ક્રમ સામે તો થઇ શકતા જ નથી, મહાનદના નિરંતર વહના

પ્રવાહના વહેણમાં પડેલાં કાષ્ટની માફક, સમયના સતત વહતા પ્રવાહમાં ખેંચાયા વિના તેમને ચાલતું નથી: છતાં તણાતાં તણાતાં યે 'અમે નથી તણાતા, અમે

ટની વાતો કરનારાઓથી રાચે છે, તેમને પ્રશંસે છે; તેમને ધર્મના અને સંસ્કૃતિના સંરક્ષકો માનવાની ભૂલ કરે છે, એટલે જ મિથ્યા વાણીના વિલાસ ખેલનારાઓ તેમની




પ્રાચીનતાના પૂજકો વિજયની તક હાથે કરીને ગુમાવી બેસે છે.



દીપોત્સવીનાં આંગણાનો શણગાર

રંગ ચડાવવા, અભ્યંગ સ્નાન કરી ફુરસદને અભાવે સ્નાનક્રિયામાં કાળજી બતાવી શકાઇ ન હોય તેથી શરીર પર ચડેલો મેલ દૂર કરી નાખવો, દારૂખાનાં ફોડીને, તેમજ દીપ માળાઓ પ્રકટાવીને શરદઋતુના વાતાવરણની મલીનતાને સર્વાંગે સાફ બનાવી દેવી, જૂના દાગીના અને જૂના સિક્કાઓને સ્વચ્છ બનાવી [ભોંયરામાં દ્રવ્ય અને આભૂષણ ભારી રાખવાના યુગને અનુકૂળ], તેને તપ રી ફરીથી—નવેસરથી પાછા મૂકવા, વરસના ધંધા રોજગારીના હિસાબ કરી નફા—નુકસાનીનો નિકાલ કરવો, જૂનાં ખાતાં બાંધી લઇ નવી ખાતાવહીમાં નવે નામે ખાતાંની લેવડ દેવડ શરૂ કરવી, જૂનામાં કલહ કંકાસ કર્યા હોય તે વીસરી નવાના આરંભે નવા સંબંધ જોડવા: આ તમામ ક્રિયા શું બતાવે છે?—ચાલ્યું આવે છે માટે ચાલવા દેવું, જૂનું છે તેનું તે કાયમ રાખવું એ સ્થિતિચુસ્તતાની સામે ક્રાંતિ જ.

આમ નવું વર્ષ એટલે ક્રાંતિનું સીમા ચિહ્ન. જે ઘરને માટે, વેપાર ધંધાને માટે તે જ માનવ જીવનને માટે પણ ખરૂં છે. તેની સામે આંખ મિંચવાથી નહિં ચાલી શકે, એ વાત ક્રાંતિનો સંદેશવાહક અનીને નવીન સંવત્સર શીખવે છે. સુંદર—મનોહર વૃક્ષની લીલીછમ કુંપળો ફુટે છે. તેમાંથી નાનાં મનોરમ પત્રો થાય છે, તેની ડાંખળીએ મંજરી ફુટે છે, તેમાંથી ફૂલ અને ફળ થાય છે. અને છતાં કુદરતમાં મૂર્ખતા હોય તેમ ફળ અને ફૂલ આવતાં બંધ થાય છે; પત્રો જીર્ણ થાય છે, અને એક વખત તે બધાં ખરી પડે છે. વળી પાછી નવી કુંપળો, તાજાં નવાં પત્રો, મધમધતા મોરની મંજરીઓ એ જ ક્રમ નવે સ્વરૂપે શરૂ થાય છે.

માનવ જીવનના ક્રમમાં ક્રાંતિ જોવા ઇચ્છનારાઓ એ જ કુદરતને પગલે ચાલે છે. જેમ અનાર્યો [માનવામાં આવેલા]થી વસાયલા ભારતમાં આર્યો આવ્યા, અનાર્યોને ડુંગરોની ગુફાઓમાં હાંકી કહીને કે પોતાના દાસ બનાવીને આર્યાવર્ત સરજ્યું, પરદેશી ધાડાંઓએ તેમને હરાવી આર્યોને પરપ્રજાના દાસ બનાવ્યા અને આર્યોને તેમજ તેમની ઉપર સત્તા ભોગવતા પરદેશી વિજેતાઓને હજારો માઇલ ઉપરના નાનકડા ટાપુમાંની, પરપ્રજાના અને પોતાના રાજાની ગુલામીમાંથી છૂટેલી પ્રજાના મૂઠીભર માણસોએ મહાત કરી, તેમને પોતાની સત્તામાં બાંધને જકડી લીધા; તેમ ધાર્મિક અને સામાજિક ક્ષેત્રમાં પણ નિરંતર પરિવર્તનનું ચક્ર ચાલ્યાંજ કર્યું છે. એને સ્વીકારવાની ના પાડવી એ જડ મૂર્ખતા છે.

નવું વર્ષ એથી જ માનવજીવનને સ્પર્શતા અને ગંભીર રીતે સ્પર્શતા પ્રશ્નોમાં ક્રાંતિ માગે છે.

રાજકારણમાં જગતમાં ફિસુતા અને કચડાતા હિંદને માટે સ્વતંત્રતાં [પછી ભલે તે હાલ તુરત સામ્રાજ્યની સાથે રહીને હો કે બહાર પડીને હો] એ જીવન મરણનો પ્રશ્ન છે. જીતો કે મરો એવો મહાભારતના યુધ્ધ વખતે કુરુક્ષેત્રમાં પાંડવો સમક્ષ ખડો થયેલો વિષમ પ્રસંગ આજે ફરીથી હિંદીઓની આગળ આવીને ઉભો છે. પરતંત્ર રહીને જીવવા કરતાં તો જીતીન અને વિજયના જેવાં મરણ એ હજારો ગણાં બહેતર છે.

સમાજમાં પણ એ જ ભયંકર પ્રશ્ન ઉભો થયો છે. આપણી ભૂલ છે એમ સ્વીકારીશું તો પરદેશીઓ આપણને ઉતારી પાડશે એવી બીરૂતા ભરી આત્મ હત્યારી લાગણી, કે આપણું છે માટે એનાં વખાણ તો કરવાં જ જોઇએ, જૂનું જીર્ણ અને સડેલું હોય છતાં.

નવાનો વિચાર કરતાં બધું જૂના પાયા અને જૂની ઇમારત ઉપર જ ખડકવું જોઈએ એવી આત્મવંચના ભરી ભૂતકાળની અંધપૂજા એ ગૌરવનો નહિ પણ કાયરતાનો વિષય છે. જેથી વિકારવાળા રક્તને વધુ વિકારી બનતાં અટકાવી તેને વિશુદ્ધ બનાવવા માટે જ્યાંથી અને જેની પાસેથી અસરકારક ઔષધ મળે ત્યાંથી તે લેવાની જરૂર છે; તેને બદલે રક્તવિકારને સુંદર વસ્ત્રોના ઢાંકણ નીચે ઢાંકી રાખવા મથવું એ બીજું કંઈ જ નહિ પણ નાશની જ નિશાની છે: તેમ સમાજના વિકારને પણ અટકાવી વિશુદ્ધ બનાવે જ છૂટકો છે.

ધર્મને નામે સકલ વિશ્વની પ્રજાઓએ અનેક અનાચાર અને અત્યાચારને પોષ્યા છે અને આડંબરી વાઘાઓ નીચે તેને છૂપાવવાનો પ્રયાસ કર્યો છે; પરંતુ તેનું વાસ્તવિક સ્વરૂપ સમજતાં જ વિશ્વભરનાં શાણાં મનુષ્યો એ ઇંદ્રજાળમાંથી નીકળીને જ મુક્ત થયા છે. તેમ હિંદુસ્થાનના વતનીઓ આધ્યાત્મિકતાના નામે ગમે તેટલા ફુલાય અને ખોટી મહત્તાના ઘેનમાં આથડીઆં ખાય, પણ છેવટે તો એ ઘેનને ઉતાર્યા વિના છૂટકો છે જ નહિ.

એ બધા વિચાર નવું વર્ષ નવેસરથી કરાવે છે.

નવજુવાનોની સાફ દૃષ્ટિએ એ બધી વાત આબાદ દેખાઈ ગઈ છે, તેથી જ તેઓ જૂના કચરાને સાફ કરી નવીન ઉપયોગી વસ્તુઓને સંગ્રહવા તત્પર થયા છે. પ્રાચીનો તેથી ગમે તેટલા ભડકે કે ગભરાય, તો પણ નવીનો નાખી દેવા જેવા જૂના કચરાને અપનાવવા તૈયાર થવાના નથી જ. પાનખર ઋતુનાં ખરી પડેલાં પર્ણોનો સંગ્રહ કોઈએ કર્યો કદી જાણ્યો છે? એ તો સળગાવી મૂકવાને જ યોગ્ય ઠરે છે. અને જે મોહ કુદરતને નથી, તે મનુષ્ય શું કામ રાખે?

પણ પ્રાચીનો બાર બાર મહિને 'નવું વર્ષ' ઉજવતાં છતાં એ, એની પાસેથી 'નવું' શીખવા તૈયાર નથી, તે તો નવીનોના સામર્થ્ય ઝરાને પણ બંધ બાંધવા તૈયાર છે. એવાઓ હાથમાં આવેલી તકને આળસુ મુસાફરો મુસાફરી કરવાની ઇચ્છા છતાં ગાડી ગુમાવી બેસે છે તેમ વિજયપ્રાપ્તિની તક ગુમાવવા જેવી ભૂલો કરી, પાછળથી ખોટા પસ્તાવો કરવામાં જ જીવન ગાળે છે! એવાં જીવન ગાળવાની 'જૂની' રીતો 'નવા' વર્ષમાં છોડવા તત્પર થાય તેણે જ નવું વર્ષ બરાબર ઉજવ્યું એમ કહી શકાય.

જીવનમુક્ત બની ગુલામોના પંથમાંથી નીકળી જવા ઇચ્છનારાઓનો તો એ જ રાહે ગયે છૂટકો છે.




: લેખક :

મકુરકેતુ

[બર્ટ્રાન્ડ રસેલના 'સ્કેપ્ટીકલ એસેઝ' નામના પુસ્તકમાં 'Machines and Emotions' એ વિષય ઉપર વિચારપૂર્ણ નિબંધ છે. ગુજરાતી વાંચકોને બંધ બેસે એવા દાખલા–દલીલો અને ફેરફાર સાથે લેખકે અસલ વિચારો અભંગ જાળવીને આ લેખ તૈયાર કર્યો છે].

યંત્રોની પ્રગતિ, આળી લાગણીવાળા ધર્મવાદીઓની મતિને મુંઝવી રહી છે. જેમ જેમ આ યુગ 'યંત્રયુગ' બનતો જાય છે તેમ તેમ એ સુકોમળ હૃદયોને એવો ભય લાગે છે કે જતે દહાડે માણસ પણ યંત્ર જેવો ભાવશૂન્ય, લાગણીશૂન્ય, નિરૂર્મિ બની જશે. યુરોપમાં યંત્રયુગનાં મંડાણ થયાં ત્યારે સેમ્યુઅલ બટલરે એકજ પ્રશ્ન ઉચ્ચાર્યો હતો!

"યંત્રો માનવઊર્મિઓનો લોપ કરશે કે ઊર્મિઓ અને લાગણીઓ યંત્રવાદનો વિનાશ કરશે?"

એજ પ્રશ્ન ફરી ફરીને પૂછાય છે. સાંપ્રત યુગમાં કોઇ ગાંધી, કોઇ રવીન્દ્રનાથ, કોઇ રોમેં રોલાં અને કોઇ પોપનું હૃદય એજ પ્રશ્નથી અકળાઇ રહ્યું છે. યંત્રયુગની અવિરત કુચમાં એમને માનવતાનું મોત દેખાય છે, અને છતાં એમને ગળે આશાના

અનેક માણસો એને ઘેર આવે છે, ચિત્રો નિરખે છે, શેઠની કલાભક્તિની કદર ઉત્સાહનાં વચનોથી બુઝે છે એટલેજ એને સુખની લાગણી થાય છે. ખરું જોતાં એને દીવાળી કે ક્રીસ્ટમસના વાર્ષિક અંકોમાં આવતાં ઘણાંયે ચિત્રામણોથી અવિશેષ આનન્દ ઉપજતો હશે, કોઈ કાયરચીનરી જાહેર ખબર વાંચીને એ આહ્લાદના ઉભરામાં કદિ કુદતો પણ હશે, પણ એથી એનો આંડબર સંતોષાતો નથી. બીજા માણસો એની તારિફ કરે એજ એના 'અહં'ને સંતોષે છે. એજ એના સુખનું સામાજિક અને વાસ્તવિક માપ છે.

## જુદાં જુદાં કાટલાં

અને આ માપ પણ સમય અને સંયોગો અનુસાર અનેકવિધ રૂપો ધરતું આવ્યું છે. ધોરણો વારંવાર પલટયાં છે. જુદા જુદા સમાજનાં માપ ભિન્ન ભિન્ન હોય છે. અમીરશાહીના જમાનામાં ઉત્તમ કુળમાં જન્મ માણસની મહત્તાનો માપક હતો. પેરિસમાં અત્યારે ઘણાંયે માણસો કલારસિકતા અને સાહિત્યશોખને લીધે પ્રજાની પ્રશંસા પામે છે. હિન્દમાં ભગવા વસ્ત્રો અને આધ્યાત્મિકતાનો આડંબર પૂજ્યસ્થાન બને છે. રોમમાં એક વેળા શૂરવીરોને યશોજ્જ્વલ વંદનાઓ સૂઝતી. ચીન અને તીબેટમાં સંત પુરુષોનો દરજ્જો ઉત્તમ મનાય છે. આ ઉપરથી એક વાત સિદ્ધ થાય છે કે જ્યાં સુધી માણસને ઉદરપોષણનું સાધન મળી રહે છે ત્યાં સુધીજ કહેવાતા ગુણો અને નીતિ-આદર્શોદ્વારા માન મેળવવા તે મથે છે.

## મૌલિક લક્ષણ

આજે માણસને પૈસો મેળવવા જે તીવ્ર ઇચ્છા થાય છે એ માનવસ્વભાવનું મૌલિક લક્ષણ નથી. એ ઇચ્છાને અમુક પ્રકારની સમાજવ્યવસ્થાથી નિવારી શકાય તેમ છે. કોઈ શસ્ત્રના બળે જો આજે આપણે સૌ સરખી આમદાનીવાળા બની જઈએ તો બીજા પર શ્રેષ્ઠતા સંપાદન કરવા કોઈ બીજા માર્ગો શોધીએ. પછી આવક વૃદ્ધિની ઇચ્છાને સ્થાનજ ન રહે. શ્રેષ્ઠતાની અપેક્ષા એ માનવસ્વભાવનું સ્પર્ધાતત્ત્વ છે, એટલે આપણે હરીફને એકદમ પાછળ પાડી આગળ ધપી જઈએ એમાંજ આનંદનો અવિર્ભાવ થાય છે. આખા સમૂહની આમદાનીમાં સર્વ-સાધારણ સમૃધ્ધિ આવે, એથી તુલનાત્મક સ્પર્ધારૂપ સુખ ઉદ્ભવતું નથી.

## સર્જન અને સંહારમાં યંત્ર

ઘણા એમ દલીલ કરે છે કે સુખનું માપ જો બીજા ઉપર પ્રભાવ પાડવામાંજ હોય તો પછી યંત્રથી ઉપજતું સુખ એ સાચું સુખ નથી, કારણ કે યંત્રથી માત્ર ભૌતિક સમૃધ્ધિ વધે છે. એટલે યંત્રની કિંમત સુખના સાધન તરિકે માત્ર એટલીજ છે કે યંત્રથી માણસના સુખનો સંપૂર્ણ વિનાશ અવરોધાય છે. પણ એ દલીલ યોગ્ય નથી. નિરાશા અને સુખનો લોપ તો યંત્ર વિનાયે અટકાવી શકાય છે. અગતિક સ્થિતિચુસ્ત પ્રજામાં એમજ બને છે. ફ્રાન્સમાં ઇંગ્લેંડ અમેરિકા કરતાં યંત્રસમૃદ્ધિ ઘણી ઓછી છે અને છતાં ત્યાંની પ્રજા છિન્નભિન્ન ને બબ્નાશ નથી. છિન્નભિન્નતા અને સુખભંગ સામે તો બીજાં બળો કામ કરે છે. એમાં મુખ્યત્વે વસ્તીનું મહ વિપુલત્વ અને રાજદ્વારી સ્થિતિ અગત્યનો ભાગ ભજવે છે.

## યંત્ર ઉપર આરોપ

યંત્રના ખાસ બે ગેરલાભો ગણાવાય છે. સ્વયંભૂશક્તિ અને વૈવિધ્ય

એ બે માનવ–લક્ષણોનો તે લોપ કરે છે. એ બન્ને લક્ષણો સુખના સ્તંભરૂપ લેખાય છે, અને એનો જ સંહાર યંત્રને પગલે સર્જાય છે. પણ યંત્રોને ય એમની સ્થિતિઓ અને જરૂરતો છે. એને કારખાનાની માલિકી હોય એને એ કારખાનું ચાલુ રાખવું જોઇએ છે. એની વ્યવસ્થામાં એને નિયમબદ્ધતા જાળવવી પડે છે. માનવ–ઉર્મિઓ અને લાગણીઓનો યંત્ર સામેનો વિરોધ અહીં જ ઉભો થાય છે. યંત્રમાં નિયમિતતા છે, ઉર્મિઓ નિયમહીન છે. પોતાની જાતને 'ગંભીર' લેખવનારા માણસો તો એમની યંત્રની માલિકીને લીધે નિયમિસર જીવનાર વ્યક્તિને યંત્રની સાથે સરખાવે છે. જેમ યંત્ર ઉપર અમુક એકધારાં નિયમિત કાર્યનો આધાર રાખી શકાય તેથીજ તે ઉત્તમ છે, તેમ માણસની કિંમત પણ એ ધોરણેજ યંત્રયુગમાં અંકાય છે. આ એક દ્રષ્ટિબિન્દુ છે. તેની સામે બર્ગસનની ફિલસુફી વિરોધ જાહેર કરે છે. એ વિરોધ બુદ્ધિની દ્રષ્ટિએ ખાસ સંગીન નથી લાગતો. બર્ગસનને ઉંડી.ઉંડી એવી બીતિ છે કે માણસ દિવસે દિવસે યંત્રવત્ બનતો જાય છે, એટલેજ એનું હૃદય થરથરી ઉઠે છે. લાગણી-પ્રધાન જીવનદર્શનનું જ એ પરિણામ છે.

## લડાયક પ્રેરણા

જીવનના નક્કર ક્ષેત્રમાં યંત્રોની ગુલામી સામેના વિરોધે અત્યાર સુધી અતિશય અળખામણી ને અનિષ્ટ દિશામાં પ્રયાણ કર્યું છે. માણસે જ્યારથી સમાજજીવન શરૂ કર્યું ત્યારથીજ વિગ્રહની પ્રેરણા હૈયાતીમાં આવી છે. પણ ભૂતકાળમાં એ લડાયક ઉર્મી આજના જેટલી ઉત્કટ નહોતી. સાંપ્રત યુગમાં યુધ્ધની અજબ ઉગ્રતાનું કારણ યંત્રપ્રગતિ છે. એ ત્રણ રીતે કામ કરે છે. પ્રથમ તો યંત્રના પ્રતાપે વિરાટ સૈન્યો રાખી શકાય છે. બીજું મુદ્રણ અને પ્રચારકાર્ય એનાથી ત્વરિત થાય છે અને એ રીતે માણસની ઉત્કટ લાગણીઓને એકદમ ઉશ્કેરી શકાય છે; ત્રીજું યંત્રની નિયમબધ્ધ પ્રવૃત્તિઓથી માનવસ્વભાવનું અરાજક સ્વયંભૂ તત્વ અંકુશાય છે એટલે ઉંડા ઉંડા અસંતોષ પ્રકટીને નિવારણ અર્થે વિગ્રહની ભાવના પોષાય છે. છેલ્લી લડાઇ માત્ર મુત્સદીઓની શેતરંજનું પરિણામ છે, એમ માનવું એ ઇતિહાસનું અજ્ઞાન છે. રશીઆ પરત્વે આ માન્યતા અમુક અંશે સાચી છે, અને એટલેજ આજે આપણે રશીઆએ અંદરે દીલે લડાઇ લડી આંતરપરિવર્તનથી શાંતિ કેમ પ્રસારી એનું રહસ્ય સમજી શકીએ છીએ. ઇન્ગ્લૅન્ડ, જર્મની અને અમેરિકામાં તો પ્રજા પોતેજ યુધ્ધ માટે તલસી રહી હતી, અને સરકાર પાસે એ તલસાટના ઉપશમન સારૂ રણ–મેદાને ઝુકાવવાની અવિચ્છિન્ન માગણીઓ કરી રહી હતી.* આ લડાયક મનોદશા રોજ રોજ પાંગરતી જાય છે, એનું કારણ આધુનિક જીવનની વધતી જતી યંત્ર-જન્ય એકવિધતા અને નિયમબધ્ધતા છે.

## શું ઉપાય?

આ પરિસ્થિતિનું નિવારણ યંત્રોના વિનાશથી થવાનું નથી. એ ઉપાય તો અત્યાઘાતક છે, આજના સંયોગોમાં અશક્ય પણ

---

* આ અનુમાન વાજબી નથી. બર્ટ્રાન્ડ રસેલની માન્યતા ભ્રમમૂલક છે. શાસનકર્તાઓએ અમુક પ્રકારનું શિક્ષણ આપીનેજ પ્રજાના ચોક્કસ વર્ગમાં લડાઇની અભિલાષા જગાડી હતી. યંત્ર નહિ પણ યંત્રની માલિકીજ અનિષ્ટો ઉપજાવે છે.

છે. એની પાછળ વલખાં મારવાં એ એક પ્રકારનો ઉન્માદ છે. મહાત્મા ગાંધી જેવા મુદ્દીસર માણસો એમના મતિવિભ્રમમાં ભલે માન્યા કરે કે અધ્યાત્મવાદના વિકાસ સાથે યંત્રોનો વિનાશ થશે. આધુનિક આંતરરાષ્ટ્રીય જીવન એ માન્યતા ઉપર પલુદ મૂકવાની સદ્ મનાઈ ફરમાવે છે. યંત્રોના સંચાલન સાથે અત્યારે જડાઈ રહેલાં અનિષ્ટોના નિવારણ માટે જો કોઈ ઉપાય હોય તો એ છે કે યંત્રજન્ય એકવિધતા (Monotony) માં થાકેલા અથવા ભંગ ઉભા કરવા અને એવા આંતરગાળામાં ઉત્કૃષ્ટ સાહસોને ઉત્તેજન આપવું. લોકોને જો હિમાલયના ઉન્નત પ્રદેશો શોધવાનું કે આલ્પ્સની ઉંચાઈઓ માપવાનું કામ મળે તો માનવહિંસક વિગ્રહની લાલસા જરૂર અવરોધાઈ જાય. એક શાન્તિવાદી પુરૂષને દર વરસે અમુક માસ પર્વતો ચઢવાના પ્રયાસમાં ગાળતા મેં જોયા છે. કામ કરી શકે એવા પ્રત્યેક માણસને જો એરોપ્લેન ઘડવાની કલા શીખવવામાં આવે, અગર સદર ના રણમાં રત્નો શોધવાની પ્રવૃત્તિ ઉપર એને વાળી શકાય, કે પછી જાત મહેનત અને સ્વતંત્ર શક્તિનો ઉપયોગ માગે એવું કોઈ કામ તેને સુપ્રત કરવામાં આવે, તો લડાઈ પ્રત્યેની લોકલાગણી માત્ર નવરી સ્ત્રીઓ અને માંદા માણસોના હૃદય પુરતીજ અસ્તિત્વ ધરાવી રહે. જો કે યુદ્ધલોલુપ લોક વર્ગને શાન્તિ સેવી બનાવવો એ કપરૂં કાર્ય છે, છતાં મને ખાત્રી છે કે માનસશાસ્ત્રના પ્રયોગથી પદ્ધતિસર પ્રયાસ કરવામાં આવે તો મનોદશામાં પરિવર્તન જરૂર પોષી શકાય.

## ઉર્મિશાસ્ત્ર

યંત્રોએ આપણી આખી જીવનપદ્ધતિ પલટી નાંખી છે, ઉર્મિઓ અને સ્વયંભૂ લાગણીઓ તો એની એ જ રહી છે. ઉર્મિઓ અને સ્વયંભૂ પ્રેરણાઓનું શાસ્ત્ર હજુ સંપૂર્ણ વિકાસ-કોટએ પહોંચ્યું નથી. એ ક્ષેત્રમાં માનસશાસ્ત્ર કેવળ શૈશવ સેવે છે. માત્ર 'સાઈકો એનાલીસીઝ' માનસ-પ્રથક્કરણે એ દિશામાં પ્રારંભ કર્યો છે એ સાઈકો-એનેલીસીઝની દ્રષ્ટિથી આપણે એટલું અવશ્ય કહી શકીએ કે લોકો એવી ઘણીયે પ્રવૃત્તિ કરે છે કે જે કરવાની ઈચ્છા એમણે સાવધાનતાની સેવીજ ન હોય. ઉલટી ન ઈચ્છેલી પ્રવૃત્તિઓ પણ માણસથી આચરી જવાય છે. આપણા ઘણાક હેતુઓ સવિકલ્પ હોતા નથી. જુનું માનસશાસ્ત્ર આવા હેતુઓને પૂર્વકલ્પિત લેખવે છે એ ભૂલ છે.

## ઈલાજ

નીતિભાવના, સંયમ, નિગ્રહ અને 'આસુરી વૃત્તિનો અવરોધ' એ માનવજાતની અરાજક અને નિરંકુશ ઉર્મિઓ સામે ઉચિત ઉપાય નથી, કારણ કે એ ઉર્મિઓ અનેક સ્વરૂપો ધારણ કરે છે અને બહુ ભાગે ધર્મનીતિના ચોકઠામાં સચોટ ગોઠવાઈ જાય છે. માનવ સ્વભાવની સ્વયંભૂ જરૂરતો શી છે એ શોધી એના ઉપશમન અર્થે ઓછામાં ઓછી અનિષ્ટ પધ્ધતિ યોજવી એજ સાચો ઉપાય છે. યંત્ર આ 'સ્વયંભુ તત્વ' પર પ્રહાર કરે છે, માટે માણસને નવા નવા કર્તવ્ય અને સાહસ માટે નવા નવા અવસરો આપવા જોઈએ. એ અવસરોનો ઉપયોગ કઈ રીતે કરવો તે વ્યક્તિગત નિશ્ચયનો વિષય છે. આ પધ્ધતિ જરૂર ખર્ચાળ છે, પણ એથી જો લડાયક પ્રેરણાઓ ઠંડી પાડી શકાય તો લડાઈના ખર્ચના પ્રમાણમાં એ ખર્ચ કંઈ વીસાતમાં નથી.

# મનુષ્ય ભાવના:

## નવ સંસ્કૃતિનો પ્રધાન સ્વર.

: લેખક :

શ્રી બાનચંદ માવજી વડેરા, બી. એ.

કલા વિવેચકો કલાકારનું દૃષ્ટિબિંદુ લઇ તેની સર્જન સૃષ્ટિના બે વિભાગ પાડે છે. કેટલીક ક્ષણો કલાકારને અદ્‌ભૂત રીતે આવે છે; કલાકાર પરાધિન થઇ કલમ કે પીંછી ઉપાડે છે; અને આંતરિક શક્તિના કોઇ પ્રબળ આંચકાને પરિણામે પોતાની તેના પર જરાપણ સત્તા ન હોય, તેવા મનુષ્યત્વનો આવિર્ભાવ તેમાં મુકે છે. એ સિવાય કેટલીક્વાર કલાકાર પોતે વિચારે છે; પોતાની શક્તિને કેળવે છે, પોતાનો આદર્શ કે હેતુ નક્કી કરે છે, અને સંપૂર્ણ સ્વાધીન રીતે, ઉપભોગ કરનારનું દૃષ્ટિબિંદુ લક્ષ્યમાં રાખી પોતે કલા સર્જન કરે છે. આ બીજા પ્રકારની કલા, તે સહેતુક ને જાગ્રત કલા છે.

મનુષ્ય જાતિની સંસ્કૃતિ એ પણ એવી જ કલા છે. પ્રજાજીવનનાં વિધાયકો એ સંસ્કૃતિનું સ્વરૂપ વિચારી કાઢે છે; પ્રચલિત પરિસ્થિતિના સંપૂર્ણ અભ્યાસ પછી, જે લોકોને તેમાં જીવવું છે, તેનું દૃષ્ટિબિંદુ સંપૂર્ણ રીતે લક્ષ્યમાં લઇ, તેઓ આદર્શ નક્કી કરે છે: હેતુપૂર્વક સ્થાપેલા સિદ્ધાન્તો અનેક રીતે તેઓ લોકજીવનમાં ઉતારે છે; અને એ ઉતારવામાં મનુષ્યના એક પ્રકારના સ્વભાવની સ્હાય પણ તેઓ લ્યે છે. એ સંસ્કૃતિને જે પ્રધાન સ્વર હોય, જે એની સંપૂર્ણ વ્યાપક ભાવના હોય, તે ભાવનાને લોકજીવનમાં પ્રબળ સ્થાન લઇ શકે તેવી ઉજ્જવળ, પ્રેરક અને આકર્ષક બનાવે છે. એને માટે એ ભાવનાનો અનેક પ્રકારનો ઇતિહાસ; તેના અનેક પ્રકારનાં અંગપ્રત્યંગો એ કલ્પી કાઢે છે; અને માનવી જીવનની સર્વ પ્રવૃત્તિને એ સ્પર્શ કરી શકે, માટે જીવનનાં અનેક નાનાં મોટાં સ્વરૂપોમાં એ સમાઇ શકે તેવી તેને બનાવે છે. સાહિત્યમાં: કલામાં: સંસાર વ્યવહારમાં: તત્ત્વજ્ઞાનમાં અને બીજી બધી પ્રવૃત્તિમાં પણ સંસ્કૃતિની આ મુખ્ય ભાવના વિધવિધ સ્વરૂપે લઇ, વિધવિધ તેજ છાયામાં રમતી, અનેક રીતે ઉજ્જવળ ને સુંદર બની તરવરે છે.

સંસ્કૃતિમાં ભાવનાનું એ સ્થાન છે. ભાવનાને સ્વીકારવાને માટે મનુષ્યમાં પણ તેવા જ પ્રકારની જાગૃતિ કાં તો એટલો લાગણી આવેશ ઉશ્કેરીને અગર તો એટલો બુધ્ધિવિકાસ કેળવીને લાવવામાં આવે છે. સંસ્કૃતિની ભાવના કાં તો લાગણીગમ્ય હોય છે. કાં તો બુધ્ધિગમ્ય પણ ગમે તે રીતે એ સંસ્કૃતિનાં સ્વીકારમાં માનવાતાનું કોઇ અદ્‌ભૂત સ્વરૂપ રહ્યું હોય છે. એ સંસ્કૃતિ જીવન્ત રહે, અને યુગો વીતી જવા છતાંય, એટલી જ જ્વલંત ને આકર્ષક રહે, તેનું કારણ એ જ હોય છે કે— માનવ સ્વભાવનું કોઇ મહાન સુમનુષ્યના મનુષ્યત્વની અંદર રહેલી કોઇ તાત્ત્વિક વાસના (elemental human passion)

એનાથી તૃપ્ત થતી હોય છે, અથવા તો આપણે જેમ હમણાંજ જોઇશું તેમ કોઇ ક્ષુદ્ર વાસનામાંથી જ્યારે એવું આગ્રું સ્વરૂપ ઉઠી આવતું હોય, ત્યારે બીજી ઘણી રીતે તેને સૌમ્ય બનાવી જનહૃદયને અનુકૂળ કરવામાં આવે છે.

મનુષ્ય જાતિની ઉત્ક્રાન્તિના પહેલા ક્રમની ભાવના તે ઇશ્વરભાવનાઃ સમાજનું વ્યવસ્થિત જીવન હજુ તો કોઇ પ્રખર બુધ્ધિવાળા લોકનાયકની કલ્પનામાં પણ ઉતરતું આવતું હતું, તે વખત પ્રાથમિક યુગના મનુષ્યને તેના પશુબળ કરતાં પણ મહાન એવું કોઇ સર્વવ્યાપી બળ અસ્તિત્વ ધરાવે છે—એમ કલ્પી આપવામાં આવ્યું. સૃષ્ટિની અનેક અગમ્યતાઓ અને ભયાનકતાની પાછળ આ શક્તિ સકૌતુક રહેલી છે. અને એ સતત જાગ્રત રહી મનુષ્યની સર્વ પ્રવૃત્તિને અમુક અંતિમ દશા તરફ પ્રેરી રહે છે. સૃષ્ટિની ભયંકરતાથી માણસ ભય પામે, અને તેનાથી ન્હાસે; ત્યારે તેની આ પશુ લાગણીનો સદુપયોગ સમાજકારે કરી લીધો. જ્યાં રાજ્યશાસન ન ખેંચી શકે ત્યાં સમાજ વિરૂધ્ધનું કોઇપણ કૃત્ય કરતાં. આવી હેતુપૂર્વક તૈયાર કરવામાં આવેલી કલ્પનાથી મનુષ્ય બ્હીએ, એ ઇશ્વર ભાવનાની આવશ્યકતાઃ એનો જન્મ બહુ જ હીણી લાગણીમાંથી થયો છે, પરંતુ સૃષ્ટિનાં સભર સૌંદર્યમાંથી એ ભાવના સમર્થીત થતાં, એમાંથી ઉદ્ભવતો આહ્લાદ અને કાવ્ય, તેને અનેકગણી મોહક ને આકર્ષક બનાવી રહેલ છે. જે લાગણીમાંથી તે જન્મે છે, તે તો માત્ર પ્રાથમિક મનુષ્યના જેવી અવિકસીત બુધ્ધિ હોય ત્યાં જ સર્વોપરી બની શકે. જે વિચાર કરતાં શીખ્યો છે, જેણે સૂક્ષ્મમાં સૂક્ષ્મ તત્ત્વો પર અભ્યાસ, પૃથક્કરણ ને ચીંતનથી અદ્ભૂત પ્રયોગો કર્યા છે. તે મનુષ્યે તો આવી ભાવનાથી હવે શરમાવું જોઇએ. મનુષ્યની પ્રગટતી આવતી સ્વાધીન વ્યક્તિભાવના પર તો એ કલંક જ છે.

છતાંય એ ભાવના નિર્વિકારી રહી હોત, એણે પ્રજામાનસને આટલું બધું કુંઠીત કરી મચડી ન નાખ્યું હોત, એણે સાધનરૂપ વપરાયેલી Emotinality ને આટલી બધી આર્દ્ર કે વ્યાપક ન બનાવી દીધી હોત તો, એની કલ્પના કે ઉત્પત્તિ તો ઠીક, પણ એનો ઇતિહાસ કે સૌંદર્ય જરૂર આકર્ષે તેમ છે. પણ એમ નથી બન્યું. આજે મનુષ્ય જીવનનો પ્રધાનસ્વર લાગણી કે મર્મવેદના થઇ ગયાં છે, અને જીવનને વિપ્લવ આપવા ઇચ્છનાર કોઇપણ માણસને વિચારશક્તિ કરતાં લાગણીને સ્પર્શે તેવું સાહિત્ય આપવાથી સત્વર સફળતા મળે છે. બીજી બાજુથી બુદ્ધિવિકાસ વધતો જાય છે, તેમ તેમ આ ભાવના જ વિકૃત થતી જાય છે; સંકોચાતી જાય છે; અને ક્ષુદ્રમાં ક્ષુદ્ર જીવન વ્યવહારમાં પણ સામ્રાજ્ય જમાવી—મનુષ્યના વ્યક્તિત્વને ગુંગળાવવાનો પ્રયત્ન કર્યે જાય છે. એનું સૌંદર્ય ઝાંખું પડી ગયું છે. એની વિરૂદ્ધની સહુથી બળવાન દલિલ તો એ છે કે એણે માનવજીવનને ઉત્ક્રાન્તિનો એક પણ ક્રમ આગળ નથી આપ્યોઃ એ ભાવનાનું આખું કલેવર બુધ્ધિના પ્રદેશની બ્હાર વસ્યું છે; અને છતાં મનુષ્યને એને સ્વીકારી લેતાં આવી, જાતના જીવનનો પ્રધાન સ્વર બનાવતા, એક વિચારશીલ પ્રાણી તરીકે જરા પણ આઘાત થતો નથી.

કોઇપણ વસ્તુ લાગણીને સ્પર્શે છે, ત્યારે અનેક વિપ્લવો, ને ક્રાન્તિઓ સહજ થઇ પડે છે. વ્યક્તિ જીવનનો આદર્શ. તદ્દન અસ્પષ્ટ હોવાથી જેમ ઉછાળો આવે તેમ દરેક

માણસ કે દરેક પ્રજા વર્તે છે. ઇતિહાસના દરેક મહાન ગણાતા- ક્રાન્તિકારક બળવાની પાછળ કોઇ નાનકડા ક્ષુદ્ર મગજની બુધ્ધિ કામ કરી રહી હોય છે. લાખો માણસો આ બુધ્ધિની એક જ શકિતના પરિણામે માણસ મટી પશુ બની જાય છે. પશુની માફક સહે જાય છે. વીસ લાખ વર્ષનાં ઉત્ક્રાન્તિ-ક્રમને એક નિમિષ માત્રમાં ટાળી નાખી, શરીર, મન અને વાસનામાં નગ્ન બનેલા મનુષ્યો ફરી એવી લાલસા ક્રિડા કર્યે જાય છે; અને સંસ્કૃતિ કે એના સિધ્ધાંતને ખાતર, આદર્શ કે પ્રગતિને ખાતર એ દરેક ભાવના પોતે જ શરમાઇ જાય તેવો ઇતિહાસ રચી કાઢે છે. એ બધામાંથી પરિણામે તો માત્ર એક સિધ્ધાન્ત ઉથાપાઇ-બીજો જ આવે છે, અને છેવટે શાંત સ્વસ્થ બનેલા સમુહ નવા જુલ્મોમાં સહકારને સહાય બન્ને આપે જાય છેઃ ઇતિહાસનું પુનરાવર્તન આમ થયા જ કરે છે, અને વીરોધી જીવન સિદ્ધાન્તોનો અનુક્રમે જય-પરાજય થયા જ કરે છે.

આમ શાથી બને છે? કારણકે લોક સમુહનાં લાગણી કે મર્મ ખુલ્લાં પડયાં છે. એમને માટે બુદ્ધિના વિકાસ વ્યવહારિક રીતે ઉપલબ્ધ થાય એવાં સાધનો નથી એ લાગણી એટલા માટે ઇરાદાપૂર્વક સર્જાવાઇ છે કે જેથી ઇશ્વરભાવના-પોતાની બધી અસંગતતાઓ ને કલ્પનાઓ સહિત તેમાં સમાઇ જાય. એ લાગણી જો ઉગ્ર હોય તો જ ઇશ્વર-ભાવનાથી ઉદ્દભવતી સંસ્કૃતિ પૃથ્વી પર ટકે. પણ એથી આવી માનવ-જાતિ. એક જ બિંદુની આજુબાજુ જરાપણ પ્રગતિ કર્યા વિના-ફેરા ફરી રહી છે; અને ઉત્ક્રાન્તિક્રમ રૂંધાઇ રહ્યો છે. સંસ્કૃતિ-એ સહેતુક કલા-એટલે-પશુ વાસના પર બુધ્ધિનો વિજય મટી પરાધીન મનુષ્યત્વનો આવિર્ભાવને વાસનાસમૂહ બનતી જાય છે.

આમ ન બન્યું હોત તો પણ એ ભાવનાને મનુષ્યત્વનો જ્વલંત ઇતિહાસ નથી. અવ્યવસ્થિત છૂટાછવાયા વ્યકિતજીવનને એકત્ર કરી સફળ સમાજવ્યવસ્થા રચ્યા સિવાય એ સંસ્કૃતિએ બીજું કશું પણ મહત્ત્વનું કાર્ય કર્યું નથી. મનુષ્યજાતિનું કોઇ અદ્દભુત સમાજજીવન પ્રકટવાનું એક પણ ચિહ્ન દેખાતું નથી. મનુષ્યનો આદર્શ પ્રત્યક્ષ નથી રહ્યોઃ પણ કોઇ ન જોઇ શકે, કે ન અનુભવી શકે તેવું મોક્ષ જીવન અંતિમ દશાનું સ્થાન લઇ બેઠું છે. ઉત્તરોત્તર વિકાસ ને ઉત્ક્રાન્તી, ક્રમશઃ પ્રગતિ ને આદર્શ સાધનાઃ આ બધું અત્યારે અશક્ય છે; અને આજે યુગો થયાં-એટલે કે જ્યારથી ઇશ્વર અને ઇશ્વર ભાવનાની આવશ્યકતા પૂરી થઇ ગઇ, સમાજવ્યવસ્થા એ માણસનો સ્વભાવ થઇ ગયો-ત્યારથી મનુષ્ય જીવન સ્થિરઃ આળસુ અને વ્યર્થ બની ગયું છે. ઉત્ક્રાન્તી એ જો તત્ત્વોનો સ્વભાવ હોય તો કોઇ નવી વાસના, નવો આદર્શ જે નવી ભાવના સ્થાપી તે ખાતર જીવનને વિપ્લવ આપવો તે અત્યારે અનિવાર્ય થઇ પડયું છે.

આ નવી ભાવના તે મનુષ્ય ભાવના, નવી વાસના તે સ્વાધીન વ્યકિતત્વ, એ નવીન આદર્શ તે મનુષ્યનો સર્વ પ્રકારનો વિકાસઃ મનુષ્યનાં સર્વોત્કૃષ્ટ જીવન માટેની મહત્ત્વાકાંક્ષા સર્જાવવી, મનુષ્યની શકિતમાં શ્રદ્ધા પ્રકટાવવી, મનુષ્યના જીવનમાં રસ લેવાની ઉત્કંઠા વિકસાવવી, અને એ ભાવના પર નવ-સંસ્કૃતિના સિધ્ધાંતો મૂકી દેવા. તેમાં લાગણીનો ખોટો આવેશ કે ઉશ્કેરાટ નહિં, કારણ કે તેને કલ્પનાના જોરપર નહિં, પણ પ્રત્યક્ષ-સ્વાધીન વસ્તુના જોરપર જીવવાનું છે. એમાં અનેક સાચી જૂઠી માન્યતા કે હકીકતનાં ગૂંચળાં નહિં,

# ઇજીપ્તનું રાજકારણ

: સંપાદક :

શ્રી હીરાલાલ જે. જોષી, બી. એ.

રાષ્ટ્ર ઘડતરનો આધાર પ્રજા પર છે અને પ્રજા ઘડતરનો આધાર દેશની ભૌગોલિક સ્થિતિ પર છે. આતો સામાન્ય સમજની વાત છે. દેશની ભૌગોલિક સ્થિતિ રાષ્ટ્ર ઘડતરના કાર્યનું ભલે પ્રધાન કારણ ન હોય, પરંતુ ઘણાં કારણમાંનું એક અને અગત્યનું કારણ છે તેમ કહ્યા વિના તો ચાલે તેમ નથી. અત્યારે જગતની જીભને ટેરવે ચડી બેઠેલું ઇજીપ્ત આનાં દૃષ્ટાંત રૂપ છે. હજાર માઇલ લાંબા અને માત્ર દસ માઇલ પહોળા આ દેશનું ક્ષેત્રફળ સુદાનને બાદ કરતાં ૩૫૦૦૦૦ ચોરસ માઇલ જેટલું છે. તેમાં ય નાઇલ નદીની નજીક આવેલો દેશના ત્રીશમા ભાગ જેટલો જ પ્રદેશ ફળદ્રુપ અને વસતિવાળો છે.

મ. ઝઘલૂલ પાશા

જેમણે ઇજીપ્તના સૂતેલા આત્માને જગાડયો.

ખનીજ પદાર્થો વિહોણો આ દેશ આધુનિક ઉદ્યોગો માટે તો કેવળ નકામો છે. તેની ૧૫૦૦૦૦૦૦ ની વસતિમાંથી ૧૩૫૦૦૦૦૦ જેટલા ખેડૂતો અને ખેતિ પરજ નિર્વાહ ચલાવે છે. ત્યાંની ખેતિવાડીનો આધાર કેવળ નાઇલ નદી પર છે. ઉનાળામાં પાણીની રેલ ફેલાવી જમીનને તરબોળ બનાવી નાઇલ નદી ઇજીપ્તની ભૂમિને હરીયાળી બનાવે છે.

છેલ્લાં ચાળીશ વર્ષમાં ઇજીપ્તની વસતિ બમણી થઇ છે. આમ જો ચાલ્યાં જ કરે તો ઇજીપ્તની આર્થિક અકળામણોનો પાર રહેશે નહિં. ઇજીપ્તનો ખેડૂત કંગાળ જીવન ગાળે છે. માંસ કે તેવા બીજા પૌષ્ટિક ખોરાક તો તે ભાગ્યેજ ચાખી શકે છે. જાડી ભાખરી, લસણ, ડુંગળી, ઓલીવ તેલ અને તેવા પદાર્થો ઉપર તે દહાડા પસાર કરે છે. આ રીતે તો આર્થિક આફતો ટાળવા માટે દેશની પરિસ્થિતિમાં પલટો આણવાની આવશ્યકતા સહેજે સમજી શકાય તેમ છે. પણ ઇસ્લામના કાયદા પ્રમાણે દેશના જે ભાગલા-પડી ગયા છે તેથી ત્યાં વૈજ્ઞાનિક ઢબે ખેતી કરવાનું પણ અશક્ય બન્યું છે.

**લૉર્ડ લોઇડ જ્યૉર્જ.**

ઇજીપ્તને કચડવા જતાં
તેને જ રાજીનામું આપવું
પડ્યું.



**શેખ અલી મરાધી**

કેરોના મહાન વિદ્યાપીઠ અલ અઝીરના વડા.

નહેરો વિગેરે બાંધવાથી વસતિ વધવા છતાં દેશ ભૂખમરાનાં ભિષણ રાહુ સામે ટકી શક્યો છે; આસ્વાનનો બંધ અને નાઇલના પુસ્તાઓથી પાણીની વહેંચણી પર અંકુશ મુકાયો છે અને કપાસનું વાવેતર વધારી શકાયું છે. આમ દેશને પુષ્કળ પ્રમાણમાં રાહત મળેલી છે.

ભાવી આર્થિક આફતોના ઓળાઓથી ડરતું ઇજીપ્ત એ મુશ્કેલીની ગુંચ ઉકેલવા

આતુર બન્યું છે અને એ આતુરતા ઇજીપ્તની પ્રજા અને સરકારનાં રાજદ્વારી કાર્ય ક્ષેત્રમાં અવનવાં આંદોલનો ઉપજાવી રહી છે.

માત્ર આર્થિક આફતો પ્રજાનાં હૃદયમાં આતશ પ્રકટાવી શકતી નથી. એ આફતોનું ભાન અને એવું ભાન થયા પછી તેના ઉકેલ માટેની સહજ અને પ્રબળ વૃત્તિ જાગૃત થતાં જે પ્રત્યાઘાત ઝુંબેશ ઉઠે છે તેજ રાજદ્વારી ખળભળાટનું અને રાષ્ટ્ર જીવનનાં પરિવર્તનનું કારણ થઇ પડે છે. એ આત્મભાનનો આધાર કેળવણી પર રહેલો છે.



ઇજીપ્તના રાજા ફૌદ

મુસ્લીમ કેળવણીના ઇતિહાસમાં પ્રથમ સ્થાન પામેલ અલ અઝહાર નામનાં વિશ્વ વિદ્યાલયની સ્થાપના ઇજીપ્તનાં પાટનગર કેરો શહેરમાં આજથી ૯૪૫ વર્ષથીયે પૂર્વે થએલી છે. છતાં ઇસ્લામી સંસ્કૃતિનો આ ઐતિહાસિક ધામમાં માત્ર કુરાનના પાઠો પઢાવાય છે. સત્તર વર્ષનો તેને અભ્યાસ ક્રમ છે. તેમાં વ્યાકરણ, તર્કશાસ્ત્ર, કાવ્ય અને ગણિતનું જ્ઞાન અપાવા ઉપરાંત ધંધાદારી વિષયો તરીકે ધાર્મિક સિધ્ધાંતો, મુસ્લીમ, કાનુન, કુરાનનાં સૂત્રો અને પ્રણાલિકાવાદનું શિક્ષણ આપવામાં આવે છે. પણ ઇતિહાસને ભૂગોળ પર બહુ ઓછું ધ્યાન અપાય છે.

૧૯૨૨માં ઇજીપ્તમાં રાજદ્વારી પરિવર્તન થયું; વિદેશીઓની દરમિયાનગિરીને દૂર કરી નવું રાજતંત્ર સ્થપયું અને સાથે સાથે કેળવણીનું સ્વરૂપ પણ બદલ્યું. દેશના અમુક વર્ગને આ ન રૂચ્યું. રાજા અને પ્રધાનો તરફ તે વર્ગનો અણગમો વધ્યો છતાં પણ પ્રજામાં યુરોપીય સંસ્કૃતિનો પ્રચાર કરી ઇજીપ્તના કેટલાએ પ્રશ્નોનો ઉકેલ આણવાને તેઓએ અવિરત ઝુંબેશ ચલાવી રહ્યા છે. ૧૯૨૫ના ઓકટોબરમાં કેરોમાં આધુનિક ઢબનું વિશ્વવિદ્યાલય સ્થાપવામાં આવ્યું. સ્ત્રી શિક્ષણને માટે પણ તેમાં સ્થાન છે. અત્યારે તો અરબ્બી ભાષા દ્વારા શિક્ષણ અપાય છે પરંતુ આધુનિક સંસ્કૃતિની પ્રચારક આ સંસ્થાને અરબ્બી લીપી અને આધુનિક વિજ્ઞાનને લગતા શબ્દોનો તેમાં રહેલો અભાવ અંતરાય રૂપ થાય છે. છેલાં ૨૫ વર્ષથી ઇજીપ્તની શાળાઓમાં અંગ્રેજી ફરજીયાત વિષય તરીકે શીખવાય છે અને તેથી અંગ્રેજી ભાષાદ્વારા કેળવણી આપવાના પ્રસંગ આવી લાગે તો તેથી દેશનાં કેળવણીનાં ક્ષેત્ર પરિવર્તન થયું ગણાશે નહિં.

દેશના ખેડૂત વર્ગને પ્રાથમિક શિક્ષણ આપવું તે સત્તાવાળાઓનું લક્ષબિંદુ બનેલ છે. ખેડૂત ખેતી કરતો ન અટકે અને તેનું માનસ ખીલે તેવા પ્રકારનો અભ્યાસક્રમ યોજવામાં તેઓ તેમની શક્તિ



વડા વઝીર
મહમદ પાશા.

ખચી' રહ્યા છે. અત્યારે સ્થપાતી શાળાઓમાં બાળક અર્ધો દિવસ ખેતરમાં અને અર્ધો દિવસ શાળાના કામકાજ પાછળ ગાળી શકે તેવી યોજના હોય છે.

કેળવણીની બાબતમાં હિંદીઓ જે પ્રકારની ક્ષુદ્ર મનોદશા અત્યારે સેવી રહ્યા છે તે જ જાતનું કલંક ઇજીપ્તવાસીઓને પણ લાગેલું છે. 'સરકારી નોકરી મળશે' એ ઉદ્દેશ આગળ ધરી હિંદીઓ કેળવણી પ્રાપ્ત કરવાના પ્રયાસો કરે છે. તેમની એ દુર્બળ મનોદશા કેળવણીનું સત્ય સ્વરૂપ તેમને સમજવા દેતી નથી. ઇજીપ્તમાં પણ આવી જ સ્થિતિ છે. સરકારી નોકરી મેળવવાની ખાતર જ તેઓ કેળવણી લે છે. આમ સાચી સંસ્કૃતિનો માર્ગ રૂંધાઇ જવા પામે છે. પરંતુ પરાધિનતાની ધુંસરી નીચે પિડાતી અને ભ્રમમરાના રાહુના પંજામાં સપાડેએલી પ્રજાની તો આવીજ મનોદશા હોય ને? ઉદ્યોગો તેમજ કારખાનાંઓનો અભાવ અને તેને લઇ લોકોને માત્ર ખેતી દ્વારા ઉત્પન્ન થતાં જીવન નિર્વાહનાં કંગાળ સાધનો પર આધાર રાખવો પડતો હોઇ, સ્વાભાવિક રીતેજ તેમની આવી મનોદશા બને છે. હિંદમાં ઉદ્યોગ વિકાસનો અવકાશ એટલો મુસ્કેલ છે કે કેળવાએલા વર્ગને પણ સરકારી કચેરીઓના આશ્રય શોધવાની ફરજ પડે છે.

કેળવણીના ક્ષેત્ર પર દ્રષ્ટીપાત કર્યા પછી ઇજીપ્તનાં ગજદ્વારી ક્ષેત્રનો ઇતિહાસ સહજ સમજાઇ આવશે. પહેલાં ઇજીપ્તને તુર્કી આધાર હતો પરંતુ તે માત્ર નામનો જ હતો; બાહ્ય દ્રષ્ટીએ તે ખેદીવના અમલ તળેનું સ્વતંત્ર રાજ્ય હોય તેમ લાગતું હતું પણ સત્ય હકીકત તો એ હતી કે બ્રિટન તેના પર સર્વ સત્તા જમાવી બેઠું હતું. પોતાનું ફ્રાન્સનું અને યુરોપની બીજી પ્રજાઓનું લહેણું પતાવવા આવેલ બ્રિટ સંજોગોને ઝડપી લઇ ઇજીપ્તનાં આંતરિક રાજતંત્રમાં માથું માર્યું તેને ઇજીપ્તનો કબજો જાળવી રાખવાનું પોતાના હિત માટે જરૂર જણાઇ. આમ વિકટ સંજોગોની સામે તેને બાથ ભીડવાની હતી. બ્રિટનને સુદાનનો કબજો છોડવાની ફરજ પડી અને મહદી અને તેના અનુયાયીઓએ ત્યાં સ્વતંત્ર સરકારની સ્થાપના કરી. બ્રિટનને ઇજીપ્તનાં કુદરતી સાધનોને વિકાસ પણ કર્યો હતો અને તે દ્વારા તે ચૂસવું પણ હતું. આથી બ્રિટનની હાજરીનો ઇજીપ્તને કંઇક અંશે લાભ મળ્યો, પણ તે થોડા લાભના બદલામાં તેને પોતાની સ્વતંત્રતા જ ગુમાવવી પડી! તેને દેશની ભૌગોલિક પરિસ્થિતિના ભોગ બનવું પડ્યું બ્રિટને તો એકથી વધુ વખત જાહેર કરેલ છે કે ઇજીપ્તમાં સુરજતંત્ર સ્થપાતા તે દેશનો કબજો છોડી ચાલ્યું જશે. પરંતુ બ્રિટન ઇજીપ્તને ઇજીપ્તવાસીઓના હાથમાં સોંપે તે કેવળ અસંભવિત છે; બ્રિટિશ મુત્સદીઓ સામ્રાજ્યનું હિત બરાબર સમજે છે; અને ઇજીપ્ત બ્રિટીશ સામ્રાજ્યના 'ચાવી' રૂપ તેમજ હિંદનો ધોરી માર્ગ હોવાથી તેને કદીપણ છોડે તે શક્ય નથી

વિશ્વ વિગ્રહે આ બધું પુરવાર કરેલ છે. વિગ્રહ જાહેર થતાં જ બ્રિટીશ સરકારે ઇજીપ્ત પોતાનાં સંરક્ષણ તળે હોવાની જાહેરાત કરી તુર્કી સાથેનો તેનો સંબંધ તોડી નાખ્યો હતો. આમ તેના

બ્રિટનનું ખંડીયું બનવું પડયું હતું; તેથી પ્રજાનાં સ્વમાન અને સગવડતાઓ પર કાપ મુકાતો હતો.

વખતના વહેવા સાથે ઇજીપ્તની પ્રજા ખળભળી ઉઠી, ઉદ્દામ રાષ્ટ્રવાદીઓના દબા-

રાજબંધારણ ઘડાયું. આમ પોતાનો રાજા અને રાજતંત્ર મળ્યા પછી ઇજીપ્તવાસીઓ બ્રિટનની માગણીઓને અધિન બનવાની લેશ માત્ર ઇચ્છા થતી નહોતી. અને બ્રિટીશોનાં આર્થિક લાભોને તેથી નુકશાન થઇ રહ્યું



ઇજીપ્તની જગમશહુર વિદ્યાપીઠ

ણને વશ થઇ સને ૧૯૨૨ માં ગ્રેટ બ્રિટનને અમુક હક પોતાને સરૂ કાયમ રાખી ઇજીપ્તની સ્વતંત્રતા જાહેર કરવી પડી. નવું

હતું. ટેટલામાં સુદાનના ગવર્નર—જનરલ સર લી સ્ટેકનાં ખુનથી બ્રિટીશ સલ્તનતને જોઇતી તક મળી ગઇ. શાહીવાદી અને સુઠીવાદી

આંદેશ પ્રજા ખળભળી ઉઠી અને ઇજી-પ્તને આર્થિક વિટંબણામાં મુકી દેવાની ધમકીઓ અપાવા લાગી. હાઇ કમીસ્નર લોર્ડ એલન્બી ઇજીપ્તવાસીઓને શિક્ષા કરવાની યોજનાઓ ઘડી રહયો હતો પરંતુ આ કટોકટીના પ્રસંગે ઝગલુલ પાશા પોતાના અનુયાયીઓ સાથે બહુમતિમાં ચૂંટાયો તેથી તે મેદાને પડયો અને ઇજીપ્તની પાર્લામેન્ટને મોખરે ઉભા રહી બ્રિટન સામે તેણે કમર કસી. બ્રિટીશ હાઇ કમિસ્નરને એ કયાંથી પાલવે? આથી ઝગલુલને વડા વઝીરનો હોદ્દો છોડી દેવાની ફરજ પાડ-વામાં આવી. આ પછી ઇજીપ્તની પરિ-સ્થિતિમાં ખાસ ફેરફાર થયો નથી. મહત્વની દરેક બાબત પર બ્રિટીશ અંકુશ તો ચાલુજ છે. નામની સ્વતંત્રતા ભોગવતાં ઇજીપ્તનાં પાટનગર કેરોમાં બ્રિટીશ હાઇ કમીસ્નર ૧૨૫૦૦ માણસનાં ગોરા લશ્કર સાથે અડ્ડો જમાવી બેઠો છે; તેની આંગળીને ટેરવે ઇજીપ્તની કહેવાતી સ્વતંત્ર સરકારને નાચવું પડે છે.

ધાર્મિક બાબતોમાં ઇજીપ્ત બીજા મુસ્લીમ પ્રદેશોથી અલગ પડે છે. ખેડૂત વર્ગ અને તેવા બીજા લોકો ખૂબજ ધર્મ ચુસ્ત છે એ વાત સાચી પરંતુ સુધરેલો વર્ગ તો ધર્મને દૂર ધકેલી દેવા માગે છે. ઇસ્લામમાં પણ પ્રાચીનો અને અર્વાચીનો વચ્ચેનો જંગ શરૂ થયો છે. આધુનિક કેળ-વણી ઇજીપ્તની ધાર્મિક પરિસ્થિતિમાં જરૂર પલટો કરાવશે જ. અને અલ અઝહરે તો સમયને ઓળખી શિક્ષણ પધ્ધતિમાં ફેરફાર પણ કરી નાખ્યો જ છે.

આમ ઇજીપ્તનો આજનો ખળભળાટ આર્થિક અને રાજદ્વારી કારણોને લઇને હોવાનો કોઇથી ઇન્કાર કરી શકાય તેમ નથી. પ્રજા વધતી આવે અને પાશ્ચાત્ય સંસ્કૃતિના ફેલાવાથી લોકોની રહેણી કર-ણીમાં પલટો થતાં તેમની જરૂરીઆત વધતાં દેશની આર્થિક હાલત કફોડી બને તેની કળ ઇજીપ્તવાસીઓને ક્યારની પડી ગઇ છે. વળી, ઇંગ્લેન્ડ સુદાનને પોતાના અંકુશમાં રાખી ઇજીપ્તને વિષમ પરિસ્થિતિમાં નાખી દેવાની બાજી બેસી રહ્યું છે. સુદાનની ભૂમિમાંથી સરસમાં સરસ રૂ નિપજાવી શકાય છે અને બ્રિટીશ મીલોને તેની ભૂખ જ છે. તે માટે ૫૦૦ ચોરસ માઇલ જેટલા વિસ્તારમાં નાઇલ નદીનાં પાણી ફેલાવીને તેને ફળદ્રુપ બનાવવામાં આવે છે. બ્રિટીશ મીલોને બેગક પુરો પડવા માટે ઇજીપ્તની ખેતીનાં એકલાં સાધન રૂપ નાઇ-લનાં પુષ્કળ પાણી આમ વાળી લેવામાં આવે છે. એક જંગી બ્રિટીશ સીન્ડીકેટને આ કાર્ય સોંપાયું છે; જેની લંડનની ઓફિસના મેનેજર લોર્ડ ઓક્સફર્ડ છે. આ સીન્ડીકેટની ભૂમિમાં પાણી પુરૂં પાડવા માટે બ્રિટીશ પાર્લામેન્ટે કાયદો પસાર કરી તે માટે સુદાન બોન્ડને નામે ૩૦૦૦૦૦૦ પઉન્ડને ખર્ચે નાઇલ નદી પર એક પુસ્તો બાંધવાની પરવાનગી પણ આપી છે. આમ ઇજીપ્તને તેની ભૂમિને પાણીને અભાવે ઉજડ બને તેવો ચાલુ ભય રહ્યા કરે છે. નાઇલ નદીનાં પાણી ઇજીપ્તવાસીઓના આત્મા સમાં છે. સુદાનમાં બ્રિટીશ આ પાણી પર અંકુશ જમાવી ઇજીપ્તને સદાને માટે પરાધિન કરી દેવા માગે છે. સર લી સ્ટેકનાં ખુન વખતે આ પુરવાર થયું હતું. સુદાનને ફાવે તેટલા પ્રમાણમાં નાઇલનાં પાણી વાળી જવાની છુટ અપાઇ અને એ એકજ પગલાંથી ઇજીપ્તવાસીઓને દાબી દેવામાં આવ્યા હતા.

ઇજીપ્ત જ્યારે આમ આર્થિક અવદ-શાથી પીડાઇ રહ્યું છે ત્યારે નાઇલનાં

પાણીના ઝઘડાથી બળતામાં ઘી હોમાવા જેવું થયું. પ્રજાની સહન શક્તિ ખુટવા લાગી; ચોમેર અસંતોષ અને અશાંતિ ફેલાણી દેશની આર્થિક સ્થિતિ આનું એકલું કારણ નથી. પ્રજાકિયવાદનું મહત્વ ઇજીપ્તની પ્રજાને સમજાયું છે. "ઇજીપ્ત ઇજીપ્તવાસીઓનુંજ છે," આ પોકાર કંઇ આજ કાલનો નથી. વિશ્વવિગ્રહે ચોમેર સ્વાતંત્ર્યની ચિનગારી પ્રગટાવી એશીઆ અને આફ્રિકામાં નવા જીવનનો સંચાર થયો છે; પણ ઇજીપ્તની પ્રજા તો ઇંગ્લેન્ડને ગાંસડાં પોટકાં બાંધી રવાના થઇ જવાનું ક્યારનું યે સુણવી રહી છે.; આરબ લોકો પણ સ્વતંત્રતાની ઝંખના કરી રહ્યા છે; સીરીઅનોને બીજી સરકાર જોઇતી નથી; તુર્કોએ તો પોતે પોતાનું સંભાળી લીધું; અને હિંદમાં પણ સ્વતંત્રતા કે સ્વરાજ પ્રાપ્ત કરવાના પ્રયાસોની પાછળ પ્રજા મંડી પડી છે.

બ્રિટીશ સરકાર જેમ જેમ ઇજીપ્તની પ્રજાને વધારે પરાધિન દશામાં મુકી દેવાના પ્રયાસો કરવા માંડી તેમ તેમ પ્રજામાં ખળભળાટ વધુ પ્રમાણમાં થવા લાગ્યો છે. ઇજીપ્તમાં પણ બ્રિટિશ સરકાર અને રાષ્ટ્રમતવાદીઓ વચ્ચેનો ખટરાગ વધતો ચાલ્યો છે. ૧૯૨૨ માં બ્રિટનને આથી ઇજીપ્તની સ્વતંત્રતાનો સ્વીકાર કરવાની ફર્જ પડી. પરંતુ એ સ્વીકારની પછવાડે બ્રિટિશ બાજીગરી તો ઉભી જ હતી. તેમાં જે અગત્યની ચાર શરતો પોતાના લાભ માટે રાખવામાં આવી હતી તેથી તો એક તરફ સ્વતંત્રતા જાહેર કરી બીજી તરફની ઇજીપ્તની પ્રજાની હાંસી કરવામાં આવી હતી. એ ચાર શરતો આ હતી: [૧-૨] સુએઝની નહેર અને હિંદનો માર્ગ બ્રિટીશ સંભાળે; [૩] ઇજીપ્તમાંના પરદેશીઓનું સંરક્ષણ બ્રિટીશો કરે; અને [૪] સુદાનમાં બ્રિટીશો સ્વેચ્છાપૂર્વકનું વર્તન ચલાવી શકે; આ શરતો ઇજીપ્તને પરાધિનતાની બેડીમાં જકડી રાખવા માટે પુરતી હતી; તેમ છતાં બ્રિટને તો સાથે સાથે એ પણ જાહેર કરી દીધું હતું કે તે "ઇજીપ્તને આમ સ્વતંત્રતા આપીને તેનું સંરક્ષણ કરવાનો પોતાનો હક છોડી દેતું નથી. ઇજીપ્ત જોડેના તેના સંબંધમાં પરદેશીઓની દખલગીરી તેને પાલવશે નહિં." આમ બ્રિટને સંપૂર્ણ સ્વતંત્રતા કદી આપવાની ઇચ્છા રાખી નથી; બ્રિટનની આ બાજી પરખાઇ ગઇ. સુલ્તાન ફૈઇદે ઇજીપ્તની સ્વતંત્રતા જાહેર કરી પોતે રાજાની પદવી ધારણ કરી. પાર્લામેન્ટ અને પ્રધાન મંડળ સ્થપાયાં તેમ નાઇલ નદીનાં પાણીની બાબતમાં મર્યાદા બંધાણી. તેથી એકરેટેઇન સીન્ડીકેઇટને પોતાનાં નાણાં ભયમાં હોવાનું લાગવા માંડયું. આમ ઇજીપ્ત માટે મુશ્કેલીઓની પરંપરા ઉભી થઇ. આ તકે એક ભયંકર બનાવ બન્યો. કેટલીક રાજદ્વારી વ્યક્તિઓએ સુદાનના ગવર્નર જનરલ સર લી સ્ટેકનું કેરોમાં ખુન કર્યું. આ બનાવ નીચે ઇજીપ્તનાં પ્રધાન મંડળ અને પાર્લામેન્ટને તરતજ વિખેરી નાખવામાં આવ્યાં. નાઇલ નદીના પાણીના સંબંધમાં બ્રિટીશ સરકારે આપેલી ખાત્રી બ્રિટીશ લાઇ કમીશનરે રદ કરી. પરંતુ, ઇંગ્લેન્ડમાંથી આ હુકમને અનુમોદન ન મળવાથી નાઇલનાં પાણી સંબંધે ફેર તપાસ ચલાવવા ત્રણ સભ્યોની એક સમિતી નીમી: એક ઇજીપ્તવાસી, એક બ્રિટનવાસી અને પ્રમુખ તરીકે એક ડચ.

ઇજીપ્તની વાત આવી એટલે ઇજીપ્તની પ્રજાના મહાન નેતા ઝઘલુલ પાશાના જીવન વિષે બે શબ્દો કહેવા તે અસ્થાને ગણાશે નહિં. ૧૮૬૦ માં તેનો જન્મ થયો હતો. ગામડી નિશાળનો અભ્યાસ પુરો કર્યા પછી

તે અલઅઝહર વિશ્વવિદ્યાલયમાં જોડાયા હતા. અરબી પાશાની ચળવળમાં જોડાઇ તેણે રાજકીય પ્રવૃત્તિની પહેલી તાલીમ મેળવી. ૧૯૦૬ માં તે કેળવણી ખાતાંના પ્રધાન થયા અને તે ઓધ્ધો સારી રીતે દીપાવ્યો. પણ મહાન વિગ્રહ પછી તો ઝગલુલ રાષ્ટ્રમતવાદી પક્ષના નેતા બન્યા અને તેમણે ઇજીપ્તની સ્વતંત્રતાની ચળવળ આદરી. એટલે તો તેમની ધરપકડ થઇ અને તેમને એકદમ માલ્ટા મોકલી દેવામાં આવ્યા. પણ ઇજીપ્તના ઉદ્દામવાદીઓની સતત ચળવળને લીધે તેમને ૧૯૨૧ માં સ્વદેશમાં પાછા મોકલવા પડયા. ઝગલુલે તો તે પછી પણ પહેલાંના જેવી જ પ્રવૃત્તીઓ ચાલુ રાખી. તેમની આ બ્રિટીશ વિરોધી ચળવળને લીધે તેમને સર લી સ્ટેકનાં ખુન માટે જોખમદાર ગણી બ્રિટીશ સરકારે તેમને સીલોનમાં દેશપાર કરી દીધા. ત્યાંથી પાછા ગયા પછી પણ તેમણે એજ ચળવળને જ વેગ આપ્યું. તેથી ૧૯૨૬ ની ચુંટણીમાં તેમને અપૂર્વ વિજય મળ્યો. તેમનો પક્ષ પાર્લામેન્ટમાં ગયો, તે વડા વઝીર બન્યા પરંતુ હાઇ કમિશ્નરના વિરોધને લઇને ઓધ્ધો તેમને છોડવો પડયો આમ ઇજીપ્તમાં પરિસ્થિતિ બગડતી ચાલી. બ્રિટીશ હાઇ કમીશ્નરની ઇચ્છા એજ કાયદો થઇ પડયો. ઇજીપ્તની પાર્લામેન્ટ એક જાતનું ફારસ બની ગઇ. તેથી અત્યારના વડા વઝીર મહમદ પાશાએ બે વર્ષ પહેલાં જ્યારે ધારા મંડળ વિખેરી નાખી ડીકટેટરની પદવી ધારણ કરી ત્યારે તેની સામે કોઇ એક હરફ પણ ઉચ્ચારી શક્યું નહિં. હવે બ્રિટનમાં મજુર સરકારની સ્થાપના થઇ છે. અને તેની આરંભેજ ઇજીપ્તના આપખુદ હાઇ કમિશ્નર લોર્ડ લોઇડે રાજીનામું આપ્યું છે. ઇજીપ્ત ખાલી કર્યા વિના ઇજીપ્તની પ્રજાને સંતોષવાના એક વધુ પ્રયાસ તરીકે ૧૯૨૨ ના બ્રિટીશ ઢંઢેરાના પરિણામ રૂપ મજુર સરકારે જે નવી શરતો પસિધ્ધમાં મૂકી તેનું આ પરિણામ છે. આમાં મહત્વનો મુદ્દો એ છે કે બ્રિટીશ લશ્કરે ઇજીપ્તનો કબજો છોડી કેરો વિગેરે શહેરોમાંથી સુએઝની નહેરના પ્રદેશમાં ખસી જવું. ઇજીપ્ત બ્રિટનનાં તાબેદારને બદલે તેનું મિત્ર બને અને પ્રજાસંઘના સભ્ય તરીકેની ઇજીપ્તની માગણીને બ્રિટીશ ટેકો આપે. વિદેશીઓનાં જાનમાલ માટે ઇજીપ્તની જુમ્મેદારીનો અંત આવે અને હાઇ કમિશ્નરને બદલે ત્યાં બ્રિટીશ એલચી નિમાય; સુદાનમાં પણ ૧૮૯૯ ઠરાવ પાછો અમલમાં મુકાય. આ બધી છુટના બદલામાં ઇજીપ્ત પોતાનાં લશ્કરને બ્રિટીશ ઢબે તાલીમ આપે, પોતાના લશ્કરમાં બ્રિટીશ અમલદારો રાખે અને પરદેશ જોડેનાં કામકાજમાં ગ્રેટ બ્રિટનની સલાહ લઇને વર્તે. લડાઇના વખતમાં ગ્રેટબ્રિટનને પોતાનાં બંદરોનો લ્હાવ, વિમાનોનાં મથકોનો તેમજ બીજા વ્યવહારનાં સાધનોનો ઉપયોગ કરવાની છુટ આપે તેવો ઉપલી શરતોનો પ્રધાન સ્વર છે. જો કે ઇંગ્લાંડમાં શાહીવાદી પક્ષનાં વર્તમાનપત્રો તો આની સામેય બુમરાણ મચાવી રહેલ છે, છતાં ઉપલી શરતોથી ઇજીપ્તમાં બ્રિટનના હક્ક જેમના તેમ જળવાઇ રહેવાના છે જ તે જણાઇ આવ્યા વિના રહે તેમ નથી. તેમજ ઇજીપ્તને આથી સાર્વભૌમ સત્તા ધરાવતા રાજ્યનો જેવો દરજ્જો પણ પ્રાપ્ત થતો નથી અને તેથી ઇજીપ્તનો પ્રજાકિય પક્ષ આ શરતોનો ઇન્કાર કરશે તેમાં લેશ માત્ર શંકા નથી તો પણ, એટલું તો કહેવું જોઇએ કે લોર્ડ લોઇડ અને બ્રિટીશ લશ્કરનાં અંકુશ નિચેનું ઇજીપ્ત દેશનાં આંતરિક કામકાજ પર જેટલો અંકુશ ભોગવતું હતું તેથી વધુ અંકુશ

તેને ઉપલી શરતોથી મળશે. અત્યારે તો બ્રિટન અને ઇજીપ્ત વચ્ચે આવી સમાધાની થઇ છે, પણ તે કટકે છે કે કેમ તે તો હવે જોવાનું છે.

[આ લેખ ગયા મહિના માટે તૈયાર થયેલો. તે પછી તો ઇજીપ્તમાં કેટલીક ઉથલપાથલો થઇ ગઇ છે. નવા બ્રિટિશ હાઇ કમિશ્નર સર પર્સીવલ લોરેને માજી વડા વઝીર અને વફદ પક્ષના નેતા નહસ પાશા સાથે વાટાઘાટ કરી અને પરિણામે મહમદ પાશાના પ્રધાન મંડળે રાજીનામું આપ્યું. વફદ પક્ષની માફક ત્યાંના મવાળ પક્ષને પણ નવી સમાધાનીથી સંતોષ થયો છે; એટલે હવે સંકરપ્રધાનમંડળ ઉભું થાય તેમ લાગે છે.

પરંતુ ઇજીપ્તની સાથે જે શરતો થઇ છે તેથી ખરી રીતે ઇજીપ્તને કશો જ જીવ જેવો લાભ થવાનો નથી. કોન્ઝરવેટીવ સરકારના પગલેજ મેકડોનલ્ડની કામદાર સરકાર ચાલી છે—અને હવે બ્રિટિશ મુડીવાદીઓ ઇજીપ્તના મુડીવાદીઓને પોતાના નફામાંથી થોડોક લાભ લેવા દે એથી વિશેષ ઇજીપ્તના આમવર્ગને લાભ નથી થવાનો. ૧૯૨૪માં લોર્ડ પામૂરે ઇજીપ્ત અને સુદાન માટે જે વિચારો બતાવ્યા હતા તેને જ કામદાર સમાધાનમાં વળગી રહેવામાં આવ્યું છે. એટલે સુદાન ઉપરની બ્રિટિશ સત્તાને સહેજ પણ ઢીલી કરવામાં નહિં આવે, અને નાઇલનાં પાણી ઉપર પણ તેમનોજ કાબુ રહેશે. આથી "જેના તાબામાં નાઇલ તેનાજ તાબામાં ઇજીપ્ત" એ કહેવત પ્રમાણે ઇજીપ્ત અંગ્રેજોનાંજ તાબાનું ખંડીઉં રહેશે. ઇજીપ્તવાસીઓની રાષ્ટ્રીય ભાવનાને સંતોષવા માત્ર થોડી ઘણી દરબારી છૂટ છોડી મૂકાશે પણ ધીરે ધીરે લશ્કર ખસેડવાની બાબતમાં તો સુએઝની નહેર ઉપરનો બ્રિટિશ કાબુ જરાયે ઢીલો થવાનો નથી. તંત્રી.]

# ખીલતું કમળ



સરોવરમાં ખીલતાં કમળ સમી સ્નાન કરતી સુંદરી સોહાય છે.



નૌજવાનોની વર્તમાન દશા.

# ક્રાન્તિનો મંત્ર

'ક્રાન્તિ' એ અદ્‌ભૂત શબ્દ છે. એ શબ્દે અનેકની પાસે અનેક સાહસો કરાવ્યાં છે. એ શબ્દની પાછળ દુનિયાભરના જુવાનો ગાંડા થયા છે. અને ખરેખર 'ક્રાન્તિ' એ શબ્દની પાછળ જુવાનો ગાંડા બને એવી જ તેમાં મોહની ભરી છે.



શ્રી મહેરઅલી

આજ દુનિયાભરમાં મહાન ક્રાન્તિ થઇ રહી છે. આજે દુનિયાના પ્રત્યેક દેશમાં આર્થિક, સમાજિક અને રાજકીય પલટો થઇ રહ્યો છે. અને દુનિયાભરમાં એ પલટાની ચળવળની સરદારી જુવાનોએ લીધી છે. આજે, આ દેશમાં જુવાનોને એમ શીખામણ આપવામાં આવે છે કે રાજકીય ચળવળથી દૂર રહો; રાજકીય લડતમાં ભાગ ન લ્યો; શિક્ષકો તમને જે શીખવે તે પોપટની માફક પઢીને તમો સંતોષ માનો; નિશાળમાં એકડા ઘુંટીને, ગણિતના દાખલા ગણીને, પાઠ્ય પુસ્તકો વાંચીને સંતોષ માનો. અમે જુવાનો કહીએ છીએ કે અમારો આ મનોદશા સામે બળવો છે. હું કહું છું આ જૂનવાણી માનસને જમીનદોસ્ત કરવા આ યુવક પ્રવૃત્તિ જન્મ પામી છે. આજે દુનિયાભરની યુવકપ્રવૃત્તિનો એ જ ઝોક છે.

વૃદ્ધજનો, મોટા માણસો સમાધાન કરે છે, બાંધછોડ કરે છે, નમવાભજવામાં માને છે, સિદ્ધાન્ત જેવી વસ્તુમાં ઓછું માને છે, આદર્શમાં ઓછો ઇતબાર રાખે છે, અને સૌથી ભયંકર વાત તો એ છે કે જુવાનોને એ માર્ગે જવા ઉપદેશ આપે છે, જુવાનોને ડહાપણને પોતાનો દેવ બનાવવા શીખામણ આપે છે. અમે જુવાનો કહીએ છીએ કે, આ યુવક-પ્રવૃત્તિનો જન્મ જ આ સમાધાનની અને બાંધછોડની મનોદશાને તોડવા માટે થયો છે. અમે આદર્શોના ભક્તો છીએ; અમે આદર્શોની પાછળ મરી ફીટવા માગીએ છીએ; અમે કાયદો અમારા હાથમાં લેવા માગીએ છીએ અને સત્તાવાહી અવાજે બળવો પોકારવા માંગીએ છીએ; અમે જ્યાં જ્યાં જૂલ્મ, અત્યાચારો અને આપખુદી હોય, ત્યાં ત્યાં ઝઝૂમવા માંગીએ છીએ; અમે સ્વાધીનતાના સૈનિક બનવા માંગીએ છીએ.

દુનિયાના જુવાનોએ આઝાદીની લડતમાં કેવો ભાગ ભજવ્યો છે તે તમે જાણો છો? દુનિયાના અનેક દેશના જુવાનોએ તેમના દેશની આઝાદી પાછી મેળવવા કેવા ભોગ-આપ્યા છે તેની તમને ખબર છે? દુનિયાની એ યુવક પ્રવૃત્તિનો સોનેરી ઇતિહાસ તમે સાંભળશો, તો તમારા રોમાંચ ખડા થઇ જશે, તમારી નસોનું લોહી દોડવા માંડશે, તમે હણહણવા માંડશો.

એ યશસ્વી ઇતિહાસ આપણે સાંભળીએ છીએ ત્યારે આપણને એમ જ થઇ જાય છે કે એ જુવાનો ક્યાં? અને આપણે ક્યાં? આપણે જુવાન નામને લાયક જ ક્યાં છીએ? દુનિયાના જુવાનોએ આઝાદીને નામે પ્રાણ પાથર્યાં છે. તેમણે તેમના દેશની મુક્તિને માટે લોહીની નદીઓ વહાવી છે, સર્વસ્વનું બલિદાન આપ્યું છે. અહો! એ જુવાનો ક્યાં? અને આપણે ક્યાં? આપણામાંથી માતૃભૂમિની આઝાદીને માટે જાન આપવાની કેટલાને પરવા છે? દુનિયાના જુવાનોની બરોબરી કરી શકે એવા કેટલા જુવાનો આપણામાં છે? હા, આપણે ત્યાં પણ એવા જુવાનો છે. તેમનાં જેવી તાકાત આપણામાં આવવી જોઇએ. આપણે હવે આપણા નેતાઓને, સરકારને અને સારી દુનિયાને સંભળાવી દેવું જોઇએ કે અમે હિન્દુસ્તાનને માટે સંપૂર્ણ સ્વાધીનતા માંગીએ છીએ અને તેને માટે ૧૯૩૦ માં જે મહાન લડત થવાની છે તેમાં અમારો ફાળો બરાબર આપવાના છીએ. અમે ભારતને માટે સંપૂર્ણ આઝાદી મેળવ્યા વિના થોભવાના કે જંપવાના નથી.

મહેરઅલી.

# મનુની સાથે પ્રાચીનોનો દગો.

: લેખક :

**શ્રી સુયશ**



**સા**માજિક કે ધાર્મિક બાબતમાં જૂનો ચીલો છોડી ને નવે રસ્તે જવાની નાની કે મોટી પ્રત્યેક બાબતમાં શાસ્ત્રાધાર શોધતા છતાં, છેલ્લામાં છેલ્લી ઢબના રસ્તા ઉપર પરદેશી મોટરો દોડાવતા છતાં, પ્રાચીન કાળનાં ગાડાંને તેના જૂનામાં જૂના ચીલામાં હાંકયે રાખવાનો બીજાને બોધ કરતા આચાર્યો, યજમાનોને અંધારાં કુવામાં હડસેલતા રહેલા ભૂદેવો અને પારકાં છોકરાંને જતી કરવા નીકળેલા કહેવાતા 'સુદૃઢ સનાતનીઓ,' ધર્મ ધૂરન્ધરો, ધર્મ ધૂરન્ધરોની ઘુમરાણુ કરી સ્મૃતિઓના આધારે હિંદુ સમાજના નાવડાને ભવસાગરમાંથી ડૂબતું બચાવી લેવા બહાર પડવાની—આત્મહત્યારી મનોદશામાં સંતોષ માનવાની સમાધાનશીલ ગૌરવતાથી બહાર પડે છે.

પરંતુ એજ સ્મૃતિઓના પૂજારીઓ વેદોને, શ્રુતિ-સ્મૃતિઓને, ઉપનિષદોને, પુરાણોને ઇતિહાસને, દેવો તેમજ દેવિઓને અને છેવટે ઇશ્વરને, પોતાના સ્વાર્થને માટે સફાઇભરી રીતે ભૂલી જવાને મહાપ્રયોગ કરી રહ્યા છેઃ તે વાત પોતાનાં ઢમઢોલીઆ જીવનની પોલ છૂપાવવા હંમેશાં સંતાડી રાખે છે. એટલે કળિકાળને વિષે ચોવીશે સ્મૃતિઓમાં જેને પ્રથમપદ અપાય છે તે 'મનુ સ્મૃતિ'ને આધારે આપણે જોઇશું કે ચૌદે મનુઓમાંના સ્વાયંભુવ મનુની પોતાની આજ્ઞાઓને, આ બધા ધર્મ રક્ષાના તેમજ પ્રાચીન સંસ્કૃતિના ઇજારદારો કેવી ઉપહાસભરી રીતે તોડી રહ્યા છે.

## બ્રાહ્મણો વિષે

બ્રાહ્મણ ગમે તેવો ચારિત્ર્યહીન હોય છતાં તેને ભૂ-દેવ (પૃથ્વી ઉપરનો સાક્ષાત પ્રભુ) મનાવવા મથનારાઓને મનુનાં આ વચનોની પરવા છે ખરી:

"લાકડાનો હાથી, ચામડાનો મૃગ, અને વિદ્યા નહિં ભણેલો બ્રાહ્મણ: એ ત્રણે માત્ર નામનાંજ છે." [અ ૨: શ્લો. ૧૫૭] "વેદાધ્યયન વિનાનો બ્રાહ્મણ નિષ્ફલ છે" [૨: ૧૫૮] અને નાકમાંથી લીંટ તીતરતું હોય તે વખતે ધુમાડાના ગોટવાળા 'હવન' સમક્ષ બેસીને જનોઇના દોરાઓ ડાબે ખભે નાખી, અભણ રહી ખેતિ કરતા કે બે ચાર ગુજરાતી ભણી વહોરાજીનું કે દારવાળા પારસીનું નામું લખીને, અથવા મુંબાઇના બજારે બજારે રખડી ચાંલ્લા કરી પૈ પૈ ઉઘરાવી પેટ ભરતા ભૂ-દેવોએ મનુની નીચે જણાવેલી આજ્ઞા કેવી સ્વીકારી છે?

"ઉપનયન પામેલા દ્વિજે ગુરૂને ઘેર રહી અનુક્રમ પૂર્વક કહેવામાં આવેલા યોગોથી વેદની પ્રાપ્તિના ઉપાયભૂત બ્રહ્મચર્ય રૂપ તપ ધીમે ધીમે વધારતા જવું." [૨: ૧૬૪]

શારદા બીલનો વિરોધ કરનારાઓએ તે આજ્ઞા સાથે આ આજ્ઞા પણ જાણવા જેવી છે:

"દ્વિજે અનેક પ્રકારનાં તપોથી અને વિધિથી બતાવેલાં વ્રતો વડે રહસ્ય સહિત સમગ્રવેદ ભણવો જોઇએ." [૨:૧૬૫]

"જે દ્વિજ વેદ ભણ્યા વિના બીજાં શાસ્ત્રોમાં શ્રમ કરે છે તે જીવતાં જ પોતાના પુત્ર પરિવાર સહિત તુરત શુદ્રપણું પામે છે." [૨:૧૬૮]

"દ્વિજનો બ્રહ્મજન્મ [વેદાદિનું જ્ઞાન] થયો નથી ત્યાં સુધી તે શુદ્ર જેવો છે." [૨:૧૭૨]

આર્ય સંસ્કૃતિના ઇજારદાર શુદ્દ સનાતનીઓ ઋષિ મુનિઓના વંશજોને એ બતાવી આપશે કે, મનુની આજ્ઞા પ્રમાણે વેદ નહિં જાણનારા કેટલા બ્રાહ્મણોને તેમણે શુદ્ર ઠરાવ્યા છે?—જો તેમણે તેમ ન કર્યું હોય અને જનતા જ અજાણ 'ભરામણો' ને રસોઇઆ અને હોટલો ચલાવનારા તેમ પાણી પાનારા જલધરીઆ તરીકે કામ સોંપે તો તેમાં ખોટું શું છે?

## લગ્ન પ્રકરણ

આંતર જાતીય લગ્નનો કે લગ્નની બાબતમાં સહેજ પણ સુધારાનો વિરોધ કરવા છતાં કન્યાવિક્રય, વરવિક્રય, વૃધ્ધલગ્ન, બાલલગ્ન, અસમાનલગ્ન, સાટાં, તેખડાં, ઘોળ



વગેરે આર્યોએ શાસ્ત્રવિહિન માનેલાં કુકર્મ કરનારા પ્રાચીનતાના પૂજકો મનુ મહારાજની આ આજ્ઞા જાણે છે?

"સ્ત્રીઓ, રત્ન, વિદ્યા, ધર્મ, શૌચ, હિતવચન અને વિવિધ કારીગિરીઓ સર્વ પાસેથી ગ્રહણ કરવાં." [૨:૨૪૦]

"બ્રહ્મચારીએ ગુરૂને ઘેર રહી ત્રણ વેદ સંબંધી વ્રત છત્રીશ વર્ષ પર્યંત પાળવું" [૩:૧]

"અખંડિત બ્રહ્મચર્યવાળા પુરૂષે ત્રણ વેદ, બે વેદ અથવા એક વેદ ક્રમ પ્રમાણે ભણીને' ગૃહસ્થાશ્રમમાં વસવું." [૩:૨]

આમ દીર્ઘકાળ સુધી બ્રહ્મચર્ય પાળવાની સલાહ આપનાર મનુએ તો એમ પણ કહ્યું છે કેઃ "નક્ષત્રના નામ વાળી. વૃક્ષના નામ વાળી...કન્યા પરણવી નહિં." [૩.૯]

કેટલા સનાતનીઓ આ આજ્ઞા પાળી સરસ્વતી, જમના, ગંગા, મંજરી, સૂરજ વગેરેને પરણવાની ના પાડે છે?

અને "બ્રાહ્મણ પોતાની જાતની સ્ત્રી ઉપરાંત ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ત્રણે જાતની સ્ત્રીઓને પરણી શકે." [૩:૧૩] એ આજ્ઞાનું શું?

કન્યા વિક્રય વગેરે શાસ્ત્ર વિરોધી કર્મ કરનારાઓને મનુ કહે છેઃ

"વિદ્યા તથા સદાચારવાળા વરને પોતે જ બોલાવી વર તથા કન્યા એ બન્નેને ઉત્તમ વસ્ત્રો પહેરાવી તે બન્નેનું પૂજન કરી વરને કન્યાદાન આપવું." [૩:૨૭]

કેટલા સુદૃઢ સનાતની પિતાઓ અત્યારે આવાં બ્રાહ્મ લગ્ન કરે છે?

અને 'વિષયલોલુપ, સંયમ વિનાના, ઠામ ઠામ રખડતા નિજ પત્નીને દગો દઇ પર પત્નીઓ સાથે સમાગમ શોધતા આચાર્યો, ભૂદેવો, કથાકારો, પ્રાચીનતાના પૂજકો તેમજ અન્ય દ્વિજોમાંના કેટલા શુદ્ધ હૃદયથી મનુની આ ભલામણ સ્વીકારે છેઃ

"સદા ઋતુકાલમાં સ્ત્રી ગમન કરવું, પોતાની સ્ત્રીમાં જ રૂચિ રાખવી અને પ્રીતિ રાખવીઃ તેને જ વ્રત ગણી તેનું પાલન કરતાં પર્વતિથિનો ત્યાગ કરી, રતિસુખની કામનાથી તેની પાસે જવું." [૩:૪૫]

અને સ્ત્રીને પગનું ખાસડું ગણનાર તેમ જ ગણવાનો સમાજને નિરંતર ઉપદેશ આપનાર મનુનાં આ વચનોનો ભયંકર રીતે ભંગ કરતાં નથી શું?

"ઘણાં કલ્યાણની ઇચ્છાવાળા પિતા, ભાઇ, પતિ, દિયર એઓએ વિવાહિત સ્ત્રીઓનો સત્કાર કરવો તથા તેઓને વિભૂષિત રાખવી." [૩:૫૫]

"જે કુળમાં નારીઓનો સત્કાર થતો હોય તે કુળ ઉપર દેવતાઓ પ્રસન્ન રહે છે. અને જે કુળમાં નારીઓનો સત્કાર ન થતો હોય તે કુળમાં થતી સઘળી ક્રિયાઓ નિષ્ફળ થાય છે." [૩:૫૬]

"જે કુળમાં પત્નીઓ તેમ જ પુત્રિઓ પરિતાપથી દુઃખી હોય તે કુળ તરત જ નષ્ટ થાય છે અને જે કુળમાં તેથી ઉલટું હોય તે કુળ સદા સર્વદા અભિવૃધ્ધિ પામ્યા કરે છે." [૩ઃ ૫૭]

"જે ઘરોને અસન્માનિત થયેલી પત્નીઓ તેમજ પુત્રિઓ અભિશાપ આપે છે તે ઘર સર્વ પ્રકારથી નષ્ટ થાય છે." [૩ઃ ૫૮]

"જે કુળમાં સર્વદા ભાર્યા અને ભર્તા પરસ્પર સંતુષ્ટ રહે છે તે કુળનું નિશ્ચય સદા કલ્યાણજ થાય છે." [૩ઃ ૬૦]

આર્ય સંસ્કૃતિની વાતો કરવા છતાં જન્મથી કુળ અને જાતિ માનવાની અંધ શ્રધ્ધાને અજ્ઞાનતાથી વળગી રહેનારા જ મનુ મહારાજનું અપમાન કરનારા છે. કેમકે મનુ તો કહે છેઃ

"શાસ્ત્રીય ક્રિયાના લોપથી, વેદ નહિં ભણવાથી,...શિલ્પથી, વ્યવહારથી, બળદ અશ્વ વગેરેના વેપારથી, ખેતી કરવાથી, રાજ્યની નોકરી કરવાથી, યજ્ઞ કરવાને અયોગ્ય

હોય તેઓને યજ્ઞ કરાવવાથી,...વેદાધ્યયનના અભાવથી કુલહીન થવાય છે." [૩: ૬૩, ૬૪, ૬૫.]

## માંસાહારની ભલામણ

જ્યાં હોય ત્યાંથી તે જોતું મળે તે લઇને શુદ્ર થનારા અને માનવતાનો એ ધર્મ ભૂલેલા અંધ રૂઢી પૂજકોને તો મનુ કહે છેઃ

"દેવોને, ઋષિઓને મનુષ્યોને, પિતૃઓને અને ઘરના દેવોને પેહેલાં તૃપ્ત કર્યા પછી જ, ગૃહસ્થે અવશેષ રહેલું અન્ન જમવું." [૩. ૧૧૭.]

જમતી વખતે પરકોમના માની લીધેલા મનુષ્યના સ્પર્શ માત્રથી વટલાઇ જવાની અને અભડાઇ જવાની વાતો કરનારા પ્રાચીનોને મનુ 'હવિષ' માં 'માંસ' વાપરવાની ભલામણ કરે છે [૩:૨૫૮] અને પિતૃઓના શ્રાધ્ધમાં કયું હવિષ કેટલા મહિના સુધી તૃપ્તિ આપે છે તે બતાવતાં કહે છેઃ

"તલ, ચોખા, જવ, અડદ, જળ, કંદ મૂળ અને ફળથી અપાયલા હવિષથી મનુષ્યોના પિતૃઓ એક માસ પર્યંત તૃપ્ત રહે છે." [૩:૨૬૮] ત્યારે માછલાના માંસથી બે માસ, મૃગના માંસથી ત્રણ માસ, ઘેટાના માંસથી ચાર માસ, પક્ષીના માંસથી પાંચ માસ, બકરાના માંસથી છ માસ, ચિત્રમૃગના માંસથી સાત માસ, એણમૃગના માંસથી આઠમાસ રૂરૂમૃગના માંસથી નવમાસ, ડુક્કરના અને પાડાના માંસથી દશમાસ, સસલાના તેમજ કાચબાના માંસથી અગિયાર માસ અને વાઘ્રીણસના માંસથી બાર માસ પર્યંત તૃપ્તિ રહે છે." [૩:૨૬૮; ૨૬૯;૨૭૦; ૨૭૧;૨૭૨] વળી "કાલશાક અને મહાશલ્ક નામના મત્સ્ય, ગેંડો અને રાતા રંગવાળો બકરો એમનું માંસ પિતૃઓને અનંત તૃપ્તિ આપે છે." [૩:૨૭૩]

આના સંબંધમાં ઘણા વિદ્વાનો અને વિચારકો પણ એમ જ કહેશે કે આતો તે સમયના રીતરિવાજ બતાવે છેઃ બરાબર પણ જો માંસાહારની આજ્ઞા મનુના યુગના રીત રિવાજનો માત્ર ઇસારો જ મનાય, તો પછી પલટાયલા સમય અને સંજોગોમાં, બીજી બધી બાબતોમાં મનુની સ્મૃતિને કસોટીના પત્થર તરીકે માનવાની પ્રાચીનોની જડતા-ભરી હઠિલાઇ માટે શું કહેવું?

પણ જેઓ ઋષિ મુનીઓ જે કહી તેજ પ્રમાણે આજે પણ ચાલવાનો આગ્રહ કરે છે, તેઓ પોતાના પિતૃઓને તૃપ્ત કરવા શ્રાધ્ધ વખતે માંસનો હવિષ તરીકે ઉપયોગ કરે છે ખરા?

## ગૃહસ્થના ધર્મ

હવે એક ડગલું વળી આગળ માંડીએ. મનુ ગૃહસ્થના ધર્મ સમજાવતાં આમ કહે છેઃ

'દ્વિજે આયુષ્યના પ્રથમના ચોથા ભાગ પર્યંત ગુરૂને ઘેર રહી આયુષ્યના બીજા ભાગમાં સ્ત્રીને પરણી ગૃહસ્થાશ્રમમાં રહેવું.' [૪:૧]

આમ છતાં બાળલગ્નની બુધ્ધિહિણ દલીલો કરનારા આઠ વર્ષથી બાર વર્ષની ગૌરીને પત્ની બનાવી નાખવાની વાતો કરે છે! ત્યારે મનુ તો પુરૂષને પચ્ચીસ વર્ષ પછી 'સ્ત્રીને પરણવું" એમ કહે છે. આમાં કોને ખરા માનવા?

ગૃહસ્થાશ્રમ ચલાવતાં આર્યોએ 'શ્વવૃત્તિ સમી સેવાનો ત્યાગ કરવો' [૪:૬] એવો મનુનો આગ્રહ છે, ત્યારે આજે તો ભૂ-દેવો સ્ત્રી-પત્ની [રસોઇઓ] નું કામ કરવા જેવી સેવા કરવા છતાં, પોતાને પૃથ્વી ઉપરનો 'પ્રભુ મનાવવા મથે છે!

મનુ વળી ફરીથી કહે છે:

"બ્રાહ્મણે આજીવિકા માટે કોઇ પણ પ્રકારે પામર લોકોની પધ્ધતિ પ્રમાણે વર્તવું નહિ. પણ પાપ વગરની, ઢોંગ વગરની અને શુધ્ધ બ્રાહ્મણવૃત્તિનો જ આશ્રય કરવો." [૪: ૧૧]

આની સાથે ૫૬ વર્ષના બુઢ્ઢા સાથે ૧૪ વર્ષની બાળકીને છઠ્ઠી વખત પરણાવવા તત્પર થનારા બ્રાહ્મણોને સરખાવો, મોંઢામાંથી સુંદડીને નાળિયર કાઢી જનતાને ઠગનારા બ્રાહ્મણોને સરખાવો અને પછી મનુનાં વચનોનો તેઓ કેવી રીતે ભંગ કરી રહ્યા છે તે જુઓ. આવાજ માણસો સનાતન ધર્મને નામે પ્રત્યેક સત્કાર્યની સામે થાય છે!

પાંચમાં અધ્યાયમાં મનુ અનેક જાતનાં પશુ–પક્ષીઓ તેમ જ જળચરોના માંસાહારનો વિશદ રીતે વ્યવહાર ધર્મ સમજાવે છે. તેમાં બ્રાહ્મણોને પણ 'ઇચ્છા થઇ હોય ત્યારે' માંસભક્ષણ કરવાની સલાહ આપી છે [૫: ૨૭] ત્યારે સનાતન ધર્મને નામે પરદેશગમન કરનારાઓને જડ અંધ શ્રધ્ધાળુઓએ ગુજરાતની અનેક જ્ઞાતિઓમાં ખટપટ જગાડી તેને છિન્નવિચ્છિન્ન કરવા દુષ્ટ પ્રયત્નો કરવા માંડ્યા હતા, તે પરદેશમાં રખેને તેમણે માંસાહાર કર્યો હોય તેટલી જ માન્યતા ઉપરથી! જો કે હવે તેમનું સનાતનીપણું કાં તો એટલું ઢીલું થયું હોય, કે તેમને પોતાની અજ્ઞાનતા સમજાઇ હોય, કે પછી તેમની કીકીયારીઓની કોઇ પરવા કરતું ન હોય, એટલે એ બધો કોલાહલ અત્યારે તો શમીજ ગયો છે.

## વાનપ્રસ્થ થવાની આજ્ઞાની અવજ્ઞા

પરંતુ આ બધા કહેવાતા 'સુદઢ સનાતનીઓ, વાનપ્રસ્થ થવા માટેની શાસ્ત્રકારોની આજ્ઞાની ઉપેક્ષા કરીને સંસારમાં રહીને મરવામાં પ્રાચીન આર્યોનો ભીષણ દ્રોહ કરી રહ્યા છે એમજ કહેવું જોઇએ છે. મનુ આ સંબંધમાં સ્પષ્ટ છે. તે કહે છે:

"ગૃહસ્થે જ્યારે શરીરમાં ત્વચાનું શિથિલપણું અને કેશની શ્વેતતા થાય ત્યારે, અથવા પુત્રને ઘેર પુત્રનો જન્મ થયેલો જોવામાં આવે ત્યારે વનનો આશ્રય કરવો.' [૬: ૨]; "ગ્રામ્ય સ્ત્રીલાનો ત્યાગ કરવો." [૬: ૩]; 'મૃગચર્મ ઓઢવું', દાઢી, મુછ ને નખ રાખવા' [૬; ૬]; મૌનવ્રત ધારણ કરવું [૬: ૨૫]; વૃક્ષોના મુળના નિવાસ કરવો [૬: ૨૬]; આયુષ્યનો ત્રીજો ભાગ પૂર્ણ થાય ત્યાં સુધી વાનપ્રસ્થાશ્રમમાં રહીને આયુષ્યના ચોથા ભાગમાં સર્વ સંગોનો ત્યાગ કરી સંન્યાસ આશ્રમનો સ્વીકાર કરવો [૬:૩૩]

મનુની આ આજ્ઞાઓને આજે કયો દ્વિજ અથવા મનુસ્મૃતિને નામે હામ હામ કુદાકુદ કરનારાઓ માન્ય કરે છે? અને તેમ છતાં રાષ્ટ્રહિત તેમજ સમાજહિતના કટ્ટા દુશ્મન બની, તેની તમામ પ્રગતિમાં આડા પડવા માટે બહાર પડનારા તેઓ જ છે, તેલક્ષમાં રાખી; એવા આડંબરી તેમજ દંભીઓના મતને તેમ જ કોલાહલને કેટલું વજન આપવું તે નક્કી કરવું ઘટે છે.

## નિયોગ અને લગ્નવિચ્છેદ

કોઇ પણ બહાને ધર્મ ડૂબવાના પોકાર કરી વિધવા વિવાહનો વિરોધ કરવા નીકળનારાઓ પણ યુગ પરિવર્તનને કે જમાનાના ભેદને તેમજ મનુષ્ય પ્રકૃતિને લક્ષમાં લેતા નથી. વળી પ્રાચીન યુગમાં વિધવાઓને નિયોગની છૂટ સ્મૃતિકારો આપતા તેનો પણ વિચાર કરવાની ના પાડી સ્મૃતિઓની આજ્ઞા સામે અજ્ઞાનજન્ય

સ્વાદી થનારાઓ મનુની આ વાતો ધ્યાનમાં લેશે?

"સંતાન ન હોય તો યોગ્ય પ્રકારે નિયોગ પામેલી સ્ત્રીએ પોતાના દિયરથી અથવા કોઇ સપિંડથી ઇષ્ટ પ્રજા મેળવવી." [૯: ૫૯]

"નિયોગ કરાયેલ પુરૂષ વિધવા સ્ત્રીને વિષે રાત્રિને સમય એક પુત્ર ઉત્પન્ન કરવો" [૯: ૬૦]

એટલું જ નહિં પણ મનુ તો "વાગ્દાન કર્યા પછી જો કન્યાનો પતિ મરણ પામે" તેને માટે પણ નિયોગનો માર્ગ બતાવ્યો છે. [૯: ૬૯;૭૦]

આ યુગમાં અનેક પ્રકારના કજીઆ થાય છે, તેમ છતાં સુદૃઢ સનાતનીપણાને નામે "લગ્ન વિચ્છેદ"ની છૂટ આપવાની ના પાડવામાં પણ ધર્મની રક્ષા કર્યાનું માનનારા ઘણા છે, ત્યારે મનુએ તો ખુલ્લે ખુલ્લું કહ્યું છે કે:

"પોતાની ફરજ બજાવવા પરદેશ ગયેલા પતિની સ્ત્રીએ આઠ વર્ષ રાહ જોવી, વિદ્યા ભણવા કે યશ પ્રાપ્તિ માટે ગયેલાની છ વર્ષ રાહ જોવી, પરંતુ કામને અર્થે પરદેશ ગયેલા પતિની ત્રણ વર્ષ રાહ જોવી. તેટલા વખતમાં તે ન આવે તો તેણે ફરીથી લગ્ન કરવાં" [૯:૭૬]. આ રીતે પતિને, તેની સ્ત્રી સાથે ક્યારે લગ્ન વિચ્છેદ કરવો તે પણ મનુ જણાવે છે. [૯:૭૬–૭૮]

અને કેવળ કુળ કે પૈસાની મોહિનીથી અંજાઇને નિજપુત્રિઓને કુવામાં નાંખનારા આર્યોને મનુ કહે છે:

"લાયક વર ન મળે તો કન્યાને ઘરમાં રાખવી પણ ગુણહીનને કદી કન્યા દેવી નહિં." [૯:૮૯]; "ઋતુવાળી કન્યાએ ત્રણ વર્ષ પર્યંત રાહ જોવી અને તે પછી તેણે પોતે યોગ્ય પતિને વરવું." [૯:૯૦]

આ આજ્ઞાઓનો અત્યારે કેટલા સ્વીકાર કરતા જણાય છે? આમ છતાં પ્રાચીન આર્યોની રીતોમાંની સારી ત્યાંથી વહેવાથી સડી ગયેલીને ફ છે તેવા સુધારકોને નિંદવાનું કામ એવા આર્યો તૈયાર થાય છે, હમેશાં ઋષિમુનિઓની આજ્ઞાથી વર્તે છે, આવા મનુષ્યો જ આ સ્વધર્મ રક્ષણ અને શાસ્ત્રોના સમાજની પ્રગતિમાં વિરોધ કરવા છે; તેથી તેવા આડંબરીઓના બન તેટલી બધી રીતે વિરોધ કરવો સમાજનું હિત ઇચ્છનારાઓનું કર્તવ્ય છે. અહિં કોઇ એવી દલીલ કરે કે, આ તો બધા ક્ષેપક શ્લોકો કંઇ મનુના નથી. તો કયા શ્લોક અને કયા નહિં તેની ચર્ચાભર્યો મુદ્દો થશે. સ્વામી દયાનંદ સરસ્વતીએ આ જે શ્લોકોને ક્ષેપક કહ્યા છે તે મ સનાતનીઓ જ ના પાડે છે. પણ આ શાસ્ત્રીય ચર્ચાનો પ્રશ્ન નથી. જનતા 'સ્મૃતિ'નો 'મનુસ્મૃતિ'ને નામે ગ્રંથ રહ્યો છે, જે સ્મૃતિને નામે તેમને આ કહેવામાં આવે છે, તે જ સ્મૃતિને આગળ ચાલવાનું છે. 'ક્ષેપક'નો પ્ર પોતાને નાતે જુદી જ ચર્ચા માગી એટલે તે સંબંધમાં અહિં નથી ઉપસ્થિત કરવાનું મોકુફ રાખ્યું છે પણ એટલું ખુશીથી પૂછી શકાય સનાતનીઓ એ દૃષ્ટિએ તમામ સંશોધન કરવાની હિલચાલ ઉપાડી તૈયાર છે ખરા?

# દેશભક્તિ

[ નાટક ]

: લેખક :

શ્રી. યશવંત પંડ્યા

પાત્રો :

| | |
|---|---|
| સુરસાગર | નિખિલ |
| નન્દનન્દન | અવિનાશ |
| સ્વયંસેવકો | પોલિસ |



અંક ૧

[ ફક્કડ ફરનિચરથી ભભકતા ખંડમાં સુરસાગર અને નિખિલ વાતોએ વળગેલા માલુમ પડે છે. એકને બોલવા વારો આવે ત્યારે બીજાને સિગારેટના ધૂમાડાની વેળા મળે છે.]

**સુ:** (રાખ ખંખેરતો) ડૉક્ટર, આમ બાબત છે.

ચિત્ર ૧

[**નિ:** ના, ના; સાહેબ. દેશસેવા શું છેક આંધળી ભાવના હશે? તો તો આજ લગી એ નભી કઇ રીતે?

**સુ:** (પગ પહોળા કરી) કારણ કે એ ભાવના છે.

[ નિખિલને સુરસાગરનો ખુલાસો ના કબુલ હોય એમ એ નીચું જોવા લાગે છે.]

સુ: (એ પામી જતાં) ઉપરાંત એક બીજુંય કારણ છે; દુષ્ટ માણસો કોઇ એક યુગની, એક સદીની, એક દસકાની મિલ્કત નહીંતાં. કોઇક કાળે આ પૃથ્વી અસંતોસતી થઇ હોય એ કબુલવા જેવી હકિકત છે. બાકી સ્વાર્થસાધુઓ વિહોણી કલ્પવાની તો હું રોકડી ના પાડું છું. (ઉમદા હાસ્ય પછી) એવા તો એક મૂવા કે બે જન્મ્યા જાણવા.

નિ: (મહેનત પડતી હોય તેમ) સાહેબ, તમારા શબ્દો તો મારી વાઢકાપની છરીથીય વધારે પાણીદાર છે!

સુ: (ભયકથી છાતી ફૂલાવી) મારા શબ્દો પાણીદાર છે: કારણ તમારી છરી જેવો જ પવિત્ર હેતુ એના ઉપયોગ પાછળ લપાયો છે. લોકોની અભણતાનો લાભ લઇ, જે બિચાર નવરા ભાષણખોરોએ એમના અંગમાં પરૂ પેદા કર્યું હોય એને પાછું ચુસી લેવા માટે બીજો એકે ઇલાજ નથી.

નિ: (મનમાં) હું વાત ટૂંકાવવા માગું છું ત્યારે આ મુરબ્બી...

સુ: (ઝેરી હોંસથી) તમે સમજ્યા ને, ડૉક્ટર? દેશઉદ્ધારકોના દર્દની ચિકિત્સા કરવી અતિશય વિકટ છે. એમના મગજમાં, હૃદયમાં, ફેફસામાં કંઇ અવનવા રોગોની બેઠક હોય છે! તમારા થર્મોમીટરથી એની ગરમી નહિં મપાય: તમારા સ્ટેથોસ્કોપથી એના ધબકારા નહિ પમાય.

નિ: (જ્ઞાનના પ્રદર્શન માફક) પણ આંગળા વડે નાડ તો પરખાશે ને?

સુ: (સખ્તાઇથી) ના. (હવામાં હાથ ધરી) નાડ જેવું એઓને કશું હોતું જ નથી.

નિ: (આખરે–) તો જવા દો એમનાં નામ. આજ ક્યાં સંભારવા બેઠા?

સુ: (રાજી થઇ) હા. નહિંતર વળી ક્રિસ્તમસ જશે.

[પટાવાળો, સુરસાગરને એક વીઝીટીંગ કાર્ડ આપી, હુકમની વાટ જોતો ઉભો રહે છે.]

સુ: લ્યો. ડૉક્ટર નિખિલ, તમે નામ લેવાની ના પાડો છો ત્યાં મૂર્તિ સ્વયમેવ પ્રકટ થાય છે! (પટાવાળાને) જા; કહે કે હું એમની રાહ જોતો બેઠો છું.

[પટાવાળો જાય છે.]

સુ: (ખાનગી જેમ) મહેરબાન નક્કર નંગ છે. ઉંધાંચત્તાં આણાદ આવડે છે, અરે! બગલો છે. કેટલી માછલીઓ હજમ કરી હશે; એની પ્રભુને પણ ખબર નહિં હોય!

નિ: (મનમાં) પ્રભુ વળી માછલીઓનો હિસાબ ક્યારથી રાખવા લાગ્યો?

સુ: (ખુંખારો ખાઇ, એક શ્વાસે) અને તોય લોકો આંધળાભીંત બનીને એનામાં અબાધિત શ્રદ્ધા મૂકે છે ને જીંદગીને ધૂળ ચાટતી કરે છે. મને તો ધાસ્તી છે કે કોઇ મૂરખ મ્યુનીસીપાલીટી એનું બાવલું સુધ્ધાં ઘડાવશે.

નિ: (મનમાં) પણ આ કોની વાત કરે છે? (પ્રકાશ) બનવા જોગ છે. આ ધણી વિનાના ઢેર જેવા જમાનામાં જેટલું ન થાય તેટલું ઓછું.

સુ: (તદ્દન ધીરાં પડી) પણ તો એ મૂર્તિ ત્રાંબાની ટીપાવે તો. કહું પણ. (ભાર સાથે) એવી નક્કર છે.

[યત્ન છતાં હસવું ન ખાળી શકતા હોય એટએટલા હસમુખા નન્દનન્દન દાખલ થાય છે. સુરસાગર ને નિખિલને ઉપરા છાપરી પ્રણામ કર્યે જ જાય છે. બદલામાં બન્ને ઉતાવળે ઉભા થઇ આસ્તેથી પાછા બેસે છે.]

**સુ:** (આનંદથી) પધારો, મહેરબાન. દીર્ઘાયુષ્યી લાગો છો. અમે દેશભક્તિ અને દેશભક્તોના જ ગુણ ગાતા હતા. ડૉક્ટર નિખિલ, આ આપણા સુપ્રસિદ્ધ દેશભક્ત નન્દનન્દજી. અમે એક નિશાળના ગોઠિયા.

**નિ:** (આશ્ચર્ય ભજવી) એમ કે? (હોઠ મલકાવી, હાથ જોડી) જય જય આનંદ થયો.

**સુ:** ને નન્દનન્દજી, આ અમારા ફૅમીલી ડૉક્ટર વિલાયતથી તાજા પાછા વળ્યા છે.

**ન:** (પ્રમુખપદેથી) વા...૨. આપણા છોકરાએ ઇંગ્લૅંડ જઇ ઉદ્ધત થઇ આવે છે એમ જે કહેવાય છે એની સામે નિખિલરાયની નમ્રતા અજબ ઉદાહરણ રૂપે મૂકી શકાય તેમ લાગે છે. મારાં અભિનંદન.

[નિખિલમાં તિરસ્કાર જન્મે છે. પણ તે વાતાવરણની મજા વંઠશે એમ ધારી સંયમ કેળવે છે.]

**ન:** (હળવેથી) જો કે હું વિલાયત જવાની તરફેણમાં નથી. (શાસ્ત્રાર્થ શરૂ કરતાં) ઇંગ્લૅંડગમનનો હેતુ જો વિદ્યાભ્યાસ કે જ્ઞાનસંપાદન હોય તો ભરતખંડમાં ક્યાં વિદ્યાઓની ખોટ છે કે એટલે લગી લાંબા થવું?

[નિખિલને ટટાર થતો જોતાં સુરસાગર વચ્ચે પડે છે.]

**સુ:** નિખિલરાય, નન્દનન્દજીની સ્વદેશસેવાની લાગણી એટલી તો તીવ્ર છે કે હરકોઈ વાતમાં એમની દૃષ્ટિ સમીપ હિંદુસ્થાનનો નકશો તો હાજર હોવાનો જ. આપણે ત્યાં મીલોમાં કાપડ બને છે એવી એમને જ્યારથી બાતમી મળી ત્યારથી માન્ચેસ્ટર ઉપરાંત અફીંગહામને એમણે તિલાંજલિ આપી છે. આજકાલ કરતાં એ વ્રતને દસકો થવા આવ્યો. ખરું ને, શ્રીયુત?



સુરસાગર પાંચપાંચપાંચનો ડબ્બો ધરે છે

**ન:** (સગર્વ) ના, સાચું પૂછો તો, એમ તો તેર પંદર વર્ષો વીત્યાં હશે.

[નિખિલને આંડું જોવું પડે છે, એટલે સુરસાગર નન્દનન્દનને પાંચ પાંચપાંચનો ડબ્બો ધરે છે.]

**સુ:** સિગારેટ તો સળગાવો. એ વગર વાતમાં મજા શે જામશે?

**નિ:** (મનમાં) આનું કારખાનું તો ગિરનારની એકાદી ગુફામાં હશે.

**ન:** (એક ફુંક પછી) સાહેબ, આપનું કહેવું વ્યાજબી છે. (સિગારેટ સામું જોઈ) આ વિના સાળી તાઝગી તો નથી આવતી.

**નિ:** (ગાથું મારી) ને શ્રીયુત, તમારૂં કહેવું પણ ગેરવ્યાજબી નહોતું. પરદેશ સેવી આવનારમાં એટલો પવન તો ભરાય છે જ કે જ્યાં મતમતાંતર જણાય ત્યાં એ પોતાની છભને ઝાઝીવાર વશ નથી રાખી શકતો. ગુણ કે અવગુણ, એને જે કહેવું હોય તે કહેજો.

**ન:** અરે! મારે મન તો એ અસાધારણ વિશેષણ છે. સારા શબ્દોમાં મૂકીએ તે એને વિચાર સ્વાતંત્ર્ય કહેવું પડે.

**નિ:** તો એટલું કહો કે આ પાંચસો પંચાવનની વપરાશ તમારા સિધ્ધાંતથી વિરૂધ્ધ નથી જતી?

**ન:** (જેમ તેમ હસી) મારો નિશ્ચય મેં એટલો બધો કડક રાખ્યો જ નથી ને? (સંપજાદ જેમ) જેટલું બને તેટલું....

**નિ:** (અધીરાં થઈ) તે ભરતખંડમાં ક્યાં ઓછી બીડીઓ બને છે? રોજની તેત્રીસ કરોડ વળાતી હશે.

**સુ:** ડૉક્ટર; એમ પૂરૂં સાંભળ્યા વિના એકદમ કૂદી ન પડો. એઓ તો ઘણું ઘણું ઇચ્છે ઠુંગ્લેન્ડથી લગી સ્વદેશી [illegible]

સિગારેટ ફૂંકવી; પરંતુ મારે ત્યાં માત્ર આજ ડબ્બો હોય ત્યારે શું કરવું?

**ન:** હં અં.

**નિ:** (મનમાં) મોહ મોકુફ રાખવો.

**સુ:** (પુનઃ શાન્તિ સ્થાપવા) હવે દાખલા તરિકે હમણાં આપણે ચાબીસકાટ લઇશું એમાં ખાંડબાંડ કયાંનાં છે; એ પૂછવા એમને તો કેટલીય મન સાથે મથામણ થાય. પણ એમ કાંઇ પળાતું હશે? આપણી અમુક ધૂન સાચવવા કાંઇ બધાં બંધાયાં હોય છે?

[સૌથી વધુ નિરાંત નન્દનન્દનને વળે છે. સમાધાનના સંતોષમાં સુરસાગર પડખે પડેલા ટેબલ પર આંગળીઓથી સારીગમ જેવી વસ્તુની ઝાંખી સ્મૃતિ આપે છે.]

**ન:** (ત્યાં ધ્યાન જતાં) ઓહો! આટલા બધા તાર?

**સુ:** હાજી. પંદર જ પડ્યા છે. રાત લગીમાં બીજા પચાસેક ધારૂં છું.

**ન:** ત્યારે તો તારજ તમારી ટપાલ જણાય છે!

**નિ:** (ગંભીર ગુસ્સાથી) પણ એમાં તમે આશ્ચર્ય શું સમજીને પામો છો?

**સુ:** (રમત માટે) નિખિલ, કદાચ એમની જાણબહાર વાત હશે.

**ન:** (ફાંફાં મારતા જતાં) મને માફ કરજો, દિવાન બહાદુર.

[સુરસાગર ને નિખિલ ખડખડાટ હસી પડે છે. નન્દનન્દનનું મોં ઉતરી જાય છે.]

**ન:** (હિંમત કરી) મારી અજ્ઞાત અવસ્થામાંથી તમને હાસ્ય મળી રહેતું હોય તો તે પરિસ્થિતિ મને મુબારક છે.

[આથી નન્દનન્દનની દયા ઓચિંતી બેઉ જણ મેલવતા બંધ પડે છે].

**ન:** (સર્વત્ર શાન્તિ ફેલાતાં) મને મોટો વહેમ એક જ આવે છે. દાકતરસાહેબ, કોઇ યે તે ભયંકર માંદગીમાં તો સપડાયું નથીને ?

**નિ:** (હસી પડી) મંકોડાણુના સમાચાર સિવાય તમે બીજું કાંઇ કલ્પી પણ ન શક્યા ? અમને તે, તમે લોક, ખાંધિયા ખાંધિયા ધારો છો કે શું ?

**ન:** (લાચાર બની) મને તો તાર શબ્દ જ ભયંકર મંકોડાણુ સમો ભાસે છે.

**સુ:** (વહારે ધાઇ) ડૉક્ટર, એ તો આજે ઠીક છે. નહિંતર આડા દિવસોએ તો મને પણ તાર કાળ સરખો વિકરાળ લાગે છે. દૂર દેશાવરથી તમે ચાલ્યા આવો છો એટલે હજુ તમે ત્યાંનાં સાહસ, સામગ્રી, સંપત્તિનાં સ્વપ્નો સેવતા હશો. બાકી અહિંની રહેણી કરણી તો રહેશો એટલે જાણશો. ત્યારે તમે પંડે અનુભવશો કે દર્દીને બચવાની આશા મરી ખૂટે પછી જ દાકતરને આમંત્રણનો તાર જાય છે—જાણે કે તમારા હાથના અગ્નિસંસ્કાર વિના શબ બળવાની ના પાડવાતું હોય !

[ખૂબજ હું હું વળતાં નન્દનન્દન આ શીઘ્ર વક્તૃત્વની મનમાં વિધવિધ પ્રશંસા કરે છે.

નિખિલ મૌન જાળવે છે].

**સુ:** પણ મળ વાત રહી જાય છે. (એક તાર ઉચકી) લ્યો; વાંચી શકો છો.

**ન:** (વાંચતાં વેંત) સર સુરસાગર ! દિવાન-બહાદુર મટીને આજથી સર ગણાયા ? (ખુરસીમાંથી એકદમ ઉભાં થઇ) સરકારે કદર કરી ખરી. મારી અંતરની અભિવંદના.

[સહેજ ઉંચો થઇ સુરસાગર નમન કરે છે. પછી બંન્ને વધુ સ્વાસ્થ્યથી પાછાં બેસે છે.]

**નિ:** (વારાફરતી બન્ને સામું જોયાં કરી) એક પ્રશ્ન પૂછું ?—સરકારી સર સારો કે દેશી દેશભક્ત ?

**સુ:** (સંતોષ જેમ) મારા ભાઇ, બેઉ ભલા —એકેય ખાસ ભૂંડા નહિં. ગ્રભી ને જમણી આંખ જેવા દેશને બેઉ ખપના છે.

**ન:** (ટાપસી જેમ) એમ જ.

[નિખિલ જરા વિચારવા લાગે છે.

વળી કાંઇ નવું તૂત શરૂ ન થાય, એટલા ખાતર સુરસાગર પોતે જ નવી વાત નાંખે છે.]

**સુ:** પણ આ ધમાલમાં એક વિવેક તદ્દન વીસરાઇ ગયો ! નન્દનન્દનજી, આપ અત્યારે અમસ્તા જ આવેલા કે કાંઇ કામે પધારેલા ?

**ન:** મારે તો વળી વળીને એક જ કથા કહેવાની હોય છે—એક જ ભિક્ષા ભીખવાની હોય છે.

**નિ:** (અચંબો દેખાડી, અભિનયપૂર્વક) અને તે શી છે, શ્રીયુત ?

**ન:** (નિસાસા જેમ) આપણાં નિરાધારોને આધાર આપવાની. એમને વસ્ત્ર ઓઢાડવાની, અન્ન ખવરાવવાની.

**નિ:** (આડાં ફરી, હળવેથી)ને પાણી પાવાની !

**સુ:** એ ઠીક છે. એમાં હું કઇ રીતે મદદરૂપ થઇ શકું એમ તમને લાગે છે ?

**ન:** (અચકાતાં) પૈસા આપી છૂટીને (સહાનુભૂતિ માગી) બાકી તમારા જેવાથી કાંઇ જાહેર ભાગ તો ઓછો લઇ શકાય છે ?

[નિખિલની નજર કડવી બને છે].

**સુ:** પણ હવે તો એ ગુપ્ત દાનમાંથી પણ શ્રદ્ધા ખૂટવા માંડી છે. માગનાર અનેક હોય ને આપનાર એક હોય ત્યારે માગનારાં આપનારની દશા કફોડી કરી મૂકે છે.

નિ: (દિલ બળતું હોય તેમ) પણ એ પહેલાંના ન સંભળાવી દઇએ?—આપણે તે કાંઇ લુલાં–પાગળાં માટે વૈતરૂં કરવા જન્મ્યા છીએ?–"જન સિવાય અંદર આવવું નહિ" નાં થોડાંક પાટિયાં ચીતરાવો ને?

સુ: (ધંધાદારી હાસ્ય પછી) તો ય આવનારાં આવવાનાં. પાટિયું એમની આંખ ખેંચેઃ પગ કાંઇ પકડી શકે?

નિ: તો પછી એવાં અણઘડ અંદર આવે એટલે આપણે બંગલાની બહાર નીકળવું.

[નન્દનન્દન સડક બની સાંભળ્યા કરે છે. એમના પર આવો આકરો ત્રાસ કદિ નહિં વર્ત્યો હોય એમ એમના ચહેરા પરની ચિંતાથી ચોખ્ખું સમજાય છે.]

સુ: (નન્દનન્દન સામું જોવાઇ જતાં) શ્રીયુત, આ બધી તો સામાન્ય ચર્ચા છે. કશું તમારે ઓઢવાનું નથી. તમારા માટે તો મને પુષ્કળ માન છે; એ તમે ક્યાં નથી જાણતા?

નિ: અરે! આટલા ઓછા ને આછા પરિચયમાં મને સુધ્ધાં લાગણી ઉછળી આવે છે.

[મતભેદના મુખારવિંદે નન્દનન્દન નિખિલ સામું નિહાળી રહે છે.

નિખિલને ખાત્રી મળે છે કે નન્દનન્દન સાધારણ સજ્જન નથી.

સુરસાગર વળી સુલેહની શોધમાં પરોવાય છે. થોડાક આત્મબલિદાનથી એમ પતતું હોય તો તેમ પણ એ તૈયાર છે.]

સુ: શ્રીયુત, તમને નિરાશ નહિં કરૂં. અત્યાર સુધી મેં પાંચ, પંદર, પચીસ, પચાસ આપ્યા કર્યા છે. આજના અનેરા આનંદમાં છેવટના સો ખુશીથી લઇ જાઓ.

[ધર્મસંકટનો ભાર સહન કરતા નન્દનન્દન સોની નોટ સ્વીકારે છે ને ગજવામાં સરકાવે છે.]

નિ: (સુરસાગરને) આની પહોંચ?

સુ: (નિખિલને જ) ઇશ્વરને દરબાર.

[પટાવાળો ચા, દુધ, ખાંડ, બીસ્કીટ વગેરેની ટ્રે સાથે આવે છે. ત્રણેની ડોક એ કોર વળે છે.]*

---

*ભાવનગરમાં ભજવાયું તાઃ ૨૧:૩:૨૮.

['દેશભક્ત'નું બીજું ચિત્ર આવતા અંકઃ જેમાં નન્દનન્દન નવા દાવ ખેલે છે.]




: લેખક :

શ્રી. સીતારામ જે. શર્મા

[૧]

**આ** પાઢી અમાસની ભરતીનાં મલ-સાગરનાં મોજાંની માફક મુંબાઇની પ્રજા ઉછાળે ચઢી હતી. સાંજનાં પ્રત્યેક વર્તમાનપત્રોએ મોટાં મોટાં મથાળાં સાથે સમાચારો પ્રસિધ્ધ કર્યા હતા. છાપાં વેચનાર છોકરાઓ મુંબાઇના પ્રત્યેક રાજમાર્ગો ઉપર બુમાબુમ કરી રહ્યા હતા:

...

## એક યુવકનો આપઘાત.

...

## ઘરસંસારી ખટલાનો અંજામ.

...

## સામાજિક અઘડાનું પરિણામ.

...

એ બુમો સાંભળીને લોકો ટ્રામોમાંથી, ગાડીઓમાંથી અને પગે ચાલતાં રખેને અમે રહી જઇશું એવી અધિરાઇથી વર્તમાનપત્રો ખરીદી આપઘાત કરનારા યુવકની કથા વાંચવામાં તલ્લીન થઇ જતા હતા.

એ પ્રસંગે મુંબાઇવાસીઓને એક અઠવાડિયાની ચર્ચાનો વિષય પુરો પાડયો હતો. એટલુંજ નહિ પણ તેથી થોડાક દિવસો સુધી હિંદુ સમાજની આધુનિક સ્થિતિ અને લગ્ન સંબંધની વર્તમાન રૂઢીઓ ઉપર અનેક મનુષ્યો ગંભીર વિચાર કરતા થઇ ગયા હતા. અનેક પત્રકારોએ તે સંબંધમાં અગ્રલેખો લખ્યા હતા, અનેક યુવકસંઘોએ તે વિષયમાં ભાષણો અને ઠરાવો કર્યા હતા; અને પરણવાને તૈયાર થયેલાં સંખ્યાબંધ નૂતન યુગલો એકાંતમાં બેઠાં હોય ત્યારે તે પ્રસંગને યાદ કરી કરીને, પોતાના ભાવિ જીવનની કલ્પનાઓના વાણાતાણાઓની ગુંથણીના તંતુઓની ગૂઢ મીમાંસા કરવામાં રોકાઇ જતાં હતાં.

કોઇ પણ મનુષ્યનું મૃત્યુ એ કરુણ પ્રસંગ છે, પરંતુ એક મનુષ્ય હાથે કરીને મૃત્યુ નોંતરે ત્યારે તો તે પ્રસંગ વધારે કરુણ બને છે. આત્મહત્યાને કોઇ નબળાઇ માને છે, કોઇ કાયરતા ગણે છે, કોઇ માનસિક વિકાર કહે છે. હિંદુઓ આત્મ-હત્યા કરનારની સમક્ષ નર્કયાતનાઓનાં




છાપાં વેચનારા છોકરાઓ બુમાબુમ કરી રહ્યા હતા

આપઘાત કરનારાઓ એથી અટક્યા નથી. દરેક દેશ અને સમાજમા મનુષ્ય દુ:ખથી કંટાળે ત્યારે જીવનની શાંતિ શોધવા માટે એ જ માર્ગ શોધે છે. એટલે સુખી મનુષ્યો ગમે તેવા તડાકા મારે પરંતુ દુ:ખીઆઓનું એક જ આશ્વાસન આપઘાત જ છે. આર્થિક મુશ્કેલી, સામાજિક અથડામણ, પ્રતિષ્ઠા સામેનું આક્રમણ અથવા તો બીજી ભયંકર વિપત્તિઓમાંથી બચવાનો તાત્કાલિક અને ચમત્કારક ઉપાય માત્ર આપઘાત જ છે.

કેટલાકો આપઘાત નિરીશ્વરવાદીઓનો જ ઇજારો છે એમ માની લેવાની ભૂલ કરે છે, પરંતુ આપઘાત કરનારાઓના અનેક ઇતિહાસે તે ભૂલની પાછળનો ભ્રમ ખુલ્લો પાડ્યો છે. આથી સિધ્ધ થયું છે કે, આપઘાત એ કોઇપણ વર્ગ કે સમુહનો ઇજારો નથી, પરંતુ એ પૃથ્વીનાં મનુષ્યોની સાર્વજનિક મિલકત છે.

[૨]

અનિલના આપઘાતની પાછળ કરૂણ ઇતિહાસ પડ્યો હતો.

રેલ્વે ગાડીની નીચે કચડાઇને તેણે પોતાની જાનને છુંદાવા દીધી, તે પછી એના શરીરના કકડાઓને 'જ્યુરી હાઉસ'માં લઇ જવામાં આવ્યા; ત્યાં તપાસ કરતાં એના ખીસામાંથી બે ફોટા અને એના હાથે લખેલા લાંબો પત્ર મળ્યાં. એ પત્રમાં તેણે પોતાની તમામ કથા લખી હતી

પેલી બે છાપએ.માં એક એની અને બીજી તેની પત્ની ઉર્મિની હતી.

મુંબઈ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ અનિલ એની પત્ની સાથે સેન્ડહર્સ્ટ રસ્તા ઉપરના એક મકાનમાં રહેતો હતો, તે એના કાગળમાંથી મળી આવેલી છુટી કાપલી ઉપરથી જણાયું હતું.

એનો પત્ર પછી તો ગુજરાતનાં અનેક પત્રોમાં છપાયો અને તેના સંબંધમાં અનેક મુખે અનેક અભિપ્રાયો ઉચ્ચારાયા. પરંતુ જ્યુરી સમક્ષ જ્યારે તે પત્ર વંચાયો ત્યારે આખું 'જ્યુરી હાઉસ' મંત્ર મુગ્ધ બની ગયું. હોય તે પ્રમાણે સ્તબ્ધ થઇ ગયું હતું. અને દરરોજ મુડદાંઓનીજ દુનિયાનો વિચાર કરી કરીને નઠોર બની ગયેલાઓને પણ તે પત્રે રડાવી મૂક્યા હતા.

## [૩]

**અ**નિલનો પત્ર આ રહ્યો:

"હું જાણું છું કે મારા જેવો ગ્રેજ્યુએટ, નવજુવાન આપઘાત કરીને મરી જાય, તેથી અનેક માણસો મારે માટે ન બોલ્યાના બોલો બોલશે, મને કાયર અને અધીરો કહીને મારી તરફ મુંગો તિરસ્કાર વરસાવશે, હું જાણું છું કે છાપાં વાચનારાઓ સિવાયનાઓને મારા આપઘાતની ખબર પણ નહિં પડે–ક્યાંથી પડે ? મને હવે જ–મૃત્યુને ભેટવાની તૈયારી કર્યા પછી જ સમજાય છે કે, આ દેશમાં, સમાજમાં અનેક ભાઇ બહેનો નિત્ય આપઘાતની દશામાં મરે છે, છતાં તેની સમાજ–દેશને કશી જ પડી નથી. તો પછી મારી મૃત્યુ કથા તરફ અનેક શ્રીમંતો, સત્તાવાળાઓ, પોતાના જ વતુંળમાં કરોળીઆની માફક વિંટળાઇ રહેલા આચાર્યો, પોતાની જ મોટાઇ ગવસવવામાં મસ્ત રહેતા નેતાઓ આંખ પણ નહિં ફેરવે; પરંતુ મને પૂરેપૂરી શ્રદ્ધા છે કે મારી મૃત્યુકથા તરફ એકાદ આંખડી ય કોમળ નજરે એંચાશે જ, એકાદ હૈયું ય મારા હૃદયની જ્વાલાને પૂરેપૂરી સમજી શકશે જ. બસ્સ, કોટિ કોટિ મનુષ્યોના ધિક્કારની, તેમના કઠોર મૌનની મને પરવા નથી. પેલી સ્નેહાળ આંખ, પેલું મમતાળુ હૃદય મારે માટે કરોડોના તિરસ્કાર કરતાં વધુ છે.

મારી જ્ઞાતિ જાતિ જાણવાની તમારે શું જરૂર છે? હું મુંબાઇ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હતો; મારૂં હૃદય નિરંતર સ્વજનો અને દેશજનો માટે દ્રવતું. મને સ્વતંત્રતા જોવાના કોડ હતા. મારે એકલાને માટે નહિં. અંત્યજને સારૂ, સ્ત્રીઓને સારૂ, નિર્ધનોને સારૂ, સાદા કચડાયલાં ને સારૂ. દેશમાં પ્રત્યેક ગૃહ સુખ, સ્વમાન અને સ્વતંત્રતાની ફોરમથી મહેંકી ઉઠે એ જોવાના મારા કોડ હતા.

અને તેથી મારી ઉર્મિ અને હું બન્ને મળીને અમારા ગૃહને તેવું સરજી શકીએ એ મારી નિરંતરની ઇચ્છા હતી.

ઉર્મિને હું કેટલું બધું ચહાતો તે માત્ર હુંજ જાણું છું. હા, હું એકલો જ જાણું છું; આમ કહીને હું મારી ઉર્મિને અપમાન કરવા કે તેને સહેજ પણ માઠું લગાડવા ઇચ્છતો નથી.–પણ ઉર્મિ મને પૂરેપૂરી–અરે, અધૂરોય સમજી શકી નહિં.

મારાં લગ્ન કેમ થયાં, લગ્ન નહિં કરતાં દેશસેવામાં શરીરને ઘસવી નાખવાની વૃત્તિવાળો હું કેવી રીતે પરણવા તત્પર થયો ? તેની કથામાં હું નહિં ઉતરૂં. એ લાંબી અને કંટાળાભરી કથનીનો મારા જેવા અનેક નવજુવાનોને હવે તો અનુભવ છે.

હું પરણ્યો ત્યારે ઉર્મિનાં માણસોને ઓળખતો. સમાજ મને અને ઉર્મિને એક બીજાને ઓળખવાની તક આપવા તત્પર નહિં એટલે અમે બન્ને વિના ઓળખાણે પરણ્યાં. બે ભિન્ન ભિન્ન પ્રકૃતિવાળાં અમે બન્ને વરવહુ બન્યાં.

હું ભાવનાવાદી હતો તેટલો જ આશાવાદી ય હતો. ઉર્મિ ગામડામાંથી આવતી હતી, હું શહેરમાં ઉછર્યો હતો. એ ગુજરાતી ૭ ચોપડી શીખીને આવી હતી, હું મુંબાઇ યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ હતો. વહેમી, સાંકડા, રૂઢીથી લદબદ વાતાવરણમાં ઉર્મિ ઉછરી હતી! ન્યાતનાં બંધન, અને સમાજની શૃંખલાઓથી તેણે પોતાની જાત અને બુદ્ધિને બંધાવા દીધાં હતાં.

લગ્ન પછી એને પિયર અમે જઇએ તો તે મારી સાથે વાત ન કરી શકે કે મને પાણીનો પ્યાલોય આપી શકે નહિં—મુંબાઇમાં તે મારાથી વિખુટી પડવા કદી તૈયાર ન થાય, નાટક, સીનેમા, સાગર કિનારો, જાહેર સભા કે સ્નેહીઓના મંડળોમાં હું કદી એકલો જતો નહિં—છતાં જવા માગું તો પણ ઉર્મિ મને જવા દેતી નહિં, તે જ એના પિયર જતાં આટલી પલટાઇ જતી?

એક તરફ પતિ માટે પ્રાણ ત્યાગ સુધીની વાત, સાત અવતારે એજ પતિ મેળવવાની અંધશ્રધ્ધા, પતિનું એંઠું જમવામાં પતિભક્તિ કર્યાનું અભિમાન લેવા પુરતી પતિ પ્રિયતા, પરંતુ પતિ કરતાં એને રૂઢી વધુ...

"એનો માનસિક વિકાસ કેટલો?—ધીરે ધીરે બધું ઠીક થઇ રહેશે?"

આરંભથી એ તત્ત્વને વળગી રહી, મારા શિવાય બીજાની સાથે વાત કરતાંય સંકોચાતી ઉર્મિને મેં ઉંચે લેવાનો પ્રયત્ન ચાલુજ રાખ્યો, અને મારે કબૂલ કરવું જોઇએ કે ઘણી બાબતમાં ઉર્મિએ મારો સહકાર કર્યો.

પણ મારે ઉર્મિને એકલી ઢીંગલી કે રસોયણ અને ઘરરખુ ગૃહિણી જ બનાવવી ન હોતી; તે પોતાનું વ્યક્તિત્વ સંપૂર્ણ રીતે ખીલવે અને અમે બન્ને પરસ્પરની ભાવનાઓ ઝીલી, તેમને સહિષ્ણુતાથી વિકસાવી શકીએ એ પણ જોતું હતું,—અને અહિંજ હું છેક જ નિષ્ફળ નિવડયો.

ઉર્મિ નમ્ર હતી, કોમળ હતી, પ્રેમાળ હતી, પરંતુ ભયંકર હદ સુધીની એની હઠિલાઇ એના તમામ સદ્‌ગુણોને આવરી નાખતી. એની એ હઠ જ અમારી વચ્ચેના ભીષણ મનભેદનું કારણ થઇ પડી.

નાની અને નજીવી લાગતી બાબતોમાં તેથી અમે ઘડી ઘડી લડી પડવા લાગ્યાં. મારી તરફનો એનો ચાહ સીમા વિનાનો હતો, પરંતુ જ્યારે તે હઠે ભરાતી, જીદ પર ચઢતી ત્યારે કોણ જાણે એ બધો ચાહ ક્યાં-ઘસડાઇ જતો?

## [૪]

મેં આને માટે પણ ખૂબ રાહ જોઇ, પણ ઉર્મિ પોતાની હઠિલાઇમાં અડગ અને અડોલ જ રહી.

હું એને વારંવાર સમજાવતો, કરગરતો, અનેક વખત હું રડી પડતો અને બીજા કશાની ખાતર નહિં તો માત્ર મારી ખાતર પણ એ હઠ છોડવા સમજાવતો, છતાં બધું પત્થર પર પાણી!

જેમ જેમ વર્ષો વિતતાં ગયાં, તેમ તેમ અમારી વચ્ચેના મતભેદે ઉગ્ર રૂપ લીધું. આદર્શ રીતે જીવવાનાં મારાં તમામ સ્વપ્નાં સરી જતાં દેખાયાં, તેમ ન થાય તે માટેના મારા બધા જ પ્રયાસ વ્યર્થ જતા મને લાગ્યા. હું હતાશ બનવા લાગ્યો. પણ પરિણામ કંઇ જ ન આવ્યું.



હું એને વારંવાર સમજાવતો...

ઉર્મિ મને સમજવામાં ભૂલ કરતી હતી, હું મારા પુરુષ તરીકેના અધિકારથી પ્રેરાઈને એને દબાવું છું, હું મારી ઇચ્છાઓને આજ્ઞા તરીકે એની ઉપર લાદવા માગું છું અને તેથી નાની બાબતોમાં એને સતાવું છું એવું તેણે માની લીધું

પછી તો એણે એના સખિમંડળમાં મારે માટે ફરિયાદો કરવા માંડી. ઉર્મિ મારે સારૂ ફરિયાદ કરે એનો મને કશો જ વાંધો નહોતો. અમે બન્ને એકબીજાને વળગી રહીએ, છતાં બન્નેની સ્વતંત્રતાને કોઈ કચડે નહિં એ જોવા હું માગતો હતો.

પણ ઉર્મિએ મને સમજવામાં જ ભૂલ કરી હતી—એજ મારો વાંધો હતો.

એની એકેક ઇચ્છાની આમે હું થતો નહિં, એની ઉમળકામાં કોમળ લાગણીને પણ હું જરાય દુભવવા દેતો નહિં, ભલે મારી ઉપર કોઇ સ્વાર્થીપણાનો દોષ મૂકે, ભલે મારા પ્રેમને બદલાની આશાવાળો ગણીને કોઇ દુષિત માને, પરંતુ હું એ સ્વીકારતાં શરમાતો નથી કે, અલબત્ત હું ઉર્મિ પાસેથી એટલી તો આશા જરૂર રાખતો જ હતો, કે તે મને બરાબર સમજે, તે પણ મારી માફક મારી લાગણીઓ અને

આવેગોને સ્વીકારે અને સત્કારે. અહિં હું એ પણ જણાવી લઉં કે, ઉર્મિ પાસેથી હું કોઇ પણ જાતની અનુચિત આશા કે ઇચ્છા રાખતો ન હતો, છતાં ઉર્મિના દિલમાં તે ન ઉતર્યું.

ગગન મારો પ્રિય સુહૃદ હતો. મારા અંતરની આ વ્યથાઓ પછી તો મેં એની આગળ ઠાલવવા માંડી. ગગનને ઔકસીજન મારું આશ્વાસન હતો. તેણે અમારી બન્નેની વચ્ચે સમાધાનીના ખૂબ પ્રયાસ કર્યા.—વ્યર્થ.

ઉર્મિ ગગનને સગાભાઇ જેવો માનતી. પરંતુ એને સમજાવવામાં ગગન પણ નિષ્ફલ નિવડયો. મારી દશા આમ છેકજ બગડતી ગઇ.

આ સ્થિતિમાં મારા દિલને કેટલું કષ્ટ થતું તે મારા જેવી દશાવાળા નૌજવાનો બરાબર સમજી શકશે. વર્તમાન લગ્નબંધનથી જોડાયલાં અનેક દંપતીઓ—જેમનામાં લાગણી અને બુદ્ધિનો કંઇ પણ અંશ હોય તેમની મારા જેવી જ દશા થાય છે એની મને ખબર હતી, પરંતુ શા માટે હું એ દશામાંથી છૂટી ન શકું ! એ મારી આંતર વેદના હતી.

[૫]

અ અમારો મનભેદ કાયમનો ન હતો. એ જ મારે માટે વધુ દુઃખદાયક હતું.

ઉર્મિ મારો પ્રાણ હતી. હું એને ખૂબ ચહાતો, એ મને પણ એટલી જ ચહાતી. અનેક દિવસો અમે સુખ અને સમાધાનીથી પસાર કરતાં. પણ એવું જીવન નિત્ય જીવવાની મારી હોંશ પૂરી કરવાના કોડ અધૂરા રહેતા હતા, એ જ મારા હૃદયના ભુક્કે કરી નાખવા માટે બસ હતું.

ઉર્મિની જીદ ઓછી કરવા હું નાની નાની બાબતોમાં વાંધા લેતો—આથી અમારી વચ્ચે તકરાર થતી, પણ મારો આશય તેમ કરવામાં જૂદો જ હતો. 'ઉર્મી એમ કરતાં સુધરે છે?' એ જ ભાવનાથી પ્રેરાઇને; દિલમાં કોઇ પણ જાતની કડવી લાગણી વિના એની હઠનો હું વિરોધ કરતો; પણ ઉર્મિ એનો જૂદો જ અર્થ ઉપજાવતી.

"મારી ઉર્મિ મારી હૃદયવેદના સમજી શકતી નથી" એ વિચાર મને અકળાવતો. અલબત્ત હું કંઇક ઉતાવળીઓ, આવેશવાળો અને લગાર ગુસ્સાબાજ હતો એ વાત ખરી. પણ જો ઉર્મિ મારી લાગણીઓને સમજી શકી હોત તો—હું અપૂર્વ મનુષ્ય બની શકત.

પણ ઉર્મિ આવે વખતે વધુ જીદ્દી બનતી, અને અમારી તકરારો લંબાતી.

આથી હું ચીડીઓ બન્યો, ઉર્મિ શંકાશીલ બની.

એને એના શિયળની કીંમત હતી, તેની સામે મશ્કરીમાં પણ સહજ આક્ષેપ કરતાં તે ગુસ્સે થતી—રડી પડતી, પણ મારા શિયળની એને ગણતરી નહોતી! હું સહજ ભાવે કોઇ સ્ત્રીની બુદ્ધિમત્તાની કે કુશળતાની વાત કાઢું કે તેનાં વખાણ કરૂં, તેમાં તે શંકાથી જોતી.

આમ જીવન કેમ ચાલી શકે? હિંદુ કાયદો કોઇ પણ સંજોગમાં પતિ—પત્નીને છૂટાં થવા દેતો નથી, એટલે બન્નેને ખંડાઇ ખંડાઇને ગમે તે દશામાં ઘસડાવું પડે છે.

ઘણી વખત મને થતું કે હું ગાંડો બની જઇશ, મારૂં માથું ફાટી પડશે કે હૃદય બંધ પડી જશે. જો કે તેમ થતું નહિં, પણ તકરાર વખતે લગભગ એવી દશા હું અનુભવતો.

અને ઉર્મિને પછી તો મૂર્ચ્છાનો રોગ લાગુ પડ્યો.

જ્યારે કશીક પણ તકરાર થાય ત્યારે તે એકદમ વિચારો જ કરવા લાગતી. એની ઓછી બોલવાની ટેવ અને તકરાર વખતે નહિં બોલવાની જીદથી તે બેહોશ બનતી, ત્યારે એક તરફ વિષાદ અને ક્રોધથી ચિત્ત કંટાળી ગયું હોય તે વખતે જ મારે એની સારવાર કરવાની—પરંતુ એટલાથીજ પતતું નહિ, તે સ્વસ્થ થાય છતાં વળી હઠ કાયમ.

એ કહેતી તમે બહુ ગુસ્સાબાજ છો માટે હું બોલતી નથી, હું કહેતો ત્યાં જ તું મને સમજવામાં ભૂલ કરે છે. પહેલો દોષ હંમેશાં એનો હોય અને પછી તેનો ખુલાસો કરવાની તે ના પાડે, તે મારા સ્વભાવની ખોટી કસોટી અને ભ્રમભર્યા ખ્યાલથી જ.

અમારી છેલ્લી તકરાર નજીવા કારણસર હતી, પરંતુ તેમાંય ઉર્મિએ મારા હૃદયના ચૂરેચૂરા થઇ જાય તેવાં વચન મને સંભળાવ્યાં. મારાથી તે સહન ન થયું. અનેક વિચારો દિલમાં થયા, નાસી જાઉં, જુદો થઇ જાઉં, હોટલમાં રહેવા જાઉં, ચિત્તની શાંતિ માટે દારૂડીઓ બની જાઉં, ઉર્મિને ચીડવીને તેનું વેર વાળવા અનીતિને રસ્તે ઉતરી પડું ? પણ એમાંનો એકકે માર્ગ હિંદુ સમાજમાં રહેનારા મારા જેવા નૌજવાનને માટે ઉચિત નથી એમ મને લાગ્યું.

ત્યારે શું કરું ? ઉર્મિએ કાતિલ શબ્દ બાણથી મારા હૈયાનો ચુરો કરી નાખ્યો હતો, મારો માની સ્વભાવ હવે એ દશામાં ફરીથી સુકાવાની ના પાડતો હતો...આ વખતે જ મને આપઘાતનો વિચાર થયો.

"એ કાયરતા છે" મને થયું, "ઉર્મિ બિચારી તારા વિના નહિં જીવી શકે." એમ પણ બુધ્ધિએ હૃદયને કહ્યું. "પણ મારે જીવતાં મુઆની દશા હવે ક્યાં સુધી ભોગવવી ?" હૃદયે બુધ્ધિને જવાબ આપ્યો.

મને કશુંજ સૂઝયું નહિં. મગજમાં એકજ સ્વર ગુંજી રહ્યો હતો: "તારે માટે છૂટવાનો માર્ગ આપઘાત જ છે" અને તુરત હું યંત્રની માફક રેલ્વે તરફ ચાલ્યો.

દુનિયાના માણસોને મારે માટે કહેવું હોય તે ભલે કહે. આપઘાતની વિરુધ્ધમ અનેક દલીલો કરી શકાય છે; મેં અનેક વખત એવી દલીલો કરી હતી, મારા કેટલાય સામ્યવાદી મિત્રો આપઘાતને 'અનસાયન્ટીફીક'—અશાસ્ત્રીય ?—કહેતા એ મેં સાંભળ્યું હતું; પણ અત્યારે મારી બુધ્ધિમ હેર મારી ગઇ છે. "બસ્સ આપઘાત જતાશ માટે. શાંતિ મેળવવાનો એકલો અને આખરી માર્ગ છે." એમ જ મને થઇ ગયું છે. મારી દેશભક્તિની ભાવના, સમાજ સુધારાની લગની, સ્વતંત્રતાનો શોખ બધું ઉર્મિની હઠે ખલાસ કરી નાખ્યું છે.

બસ્સ......એ આવે પેલી ટ્રેન. મારા આખરી સંદેશ તું ખીસામાં પડ. જો તું મારી સાથે છુંદાઇ ગયા શિવાય રહે તો જગતને મારી હૃદયવ્યથા જણાવજે......

## [૬]

અનિલનો પત્ર ત્યાંથી અધુરો હતો કદાચ એ જ વખતે ટ્રેન આવી પહોંચતાં તે તેની વચ્ચે કુદી પડ્યો હશે.

જ્યુરીએ આપઘાત કરવાથી અનિલનું મરણ થવાનો અભિપ્રાય આપ્યો. પરંતુ તેની સાથે સાથે એવી ટીકા કરી કે, અનિલ જેવાના દુઃખદ પ્રસંગ ઉપરથી સમાજ કંઇક ધડો લે અને લગ્નવ્યવસ્થામાં સુધારા કરવા માટે બહાર પડે તે જરૂરનું છે.

# ગાંધીજીની અસંગતતાઓ



ગાંધીજી ઉપર જનતાનો કેટલોયે ભાગ અંધશ્રધ્ધાભર્યું માન રાખે છે. તેમનું કહેવું જે નથી કરતા, તે પણ ગાંધીભક્ત તરીકે પોતાને ખપાવવામાં ગૌરવ માને છે: કેમકે આજકાલ એ શોભાભર્યું મનાય છે. ગાંધીજી બુદ્ધિને ભોગે શ્રધ્ધા ખિલવવા મથે છે; લોકો એમને ઠગે છે અને તે વાત જાણવા છતાં પોતાનું લોકો સાંભળે છે અને સત્કારે છે એમ માનીને ગાંધીજી ઠગાય છે: પરિણામે દેશની શક્તિ, સમય અને સંપત્તિ અવળાં કામોમાં વેડફાઇ જાય છે. તેથી ગાંધીજીની અસંગતતાઓ ઉપર 'નવયુગ'ના વાંચકોનું લક્ષ્ય ખેંચવાનો પ્રયાસ કરવાનું એટલા જ કારણસર [કરાવ્યું છે કે, જનતા આંધળી શ્રધ્ધામાંથી છૂટીને સ્વતંત્ર બુિધ્ધનો ઉપયોગ કરતા થાય.

: બતાવનાર :

**શ્રી બુધ્ધિવાદી**

લખનૌમાં મહાસમિતિની સભા વખતે બે બેઠકો મળી. એક ગાંધીજીને સમજાવવા ખાનગી અને એક રીતસરની જાહેર. ખાનગી સભામાં યુવકવર્ગ તરફથી શ્રી બાળકૃષ્ણ શર્માએ તેમને સમજાવનારા વૃધ્ધોને કહ્યું: "ગાંધીજીને શા સારૂ પજવો છો? એમની શિસ્ત આપણને બહુ આકરી પડે છે, એમના કાર્યક્રમનો અમલ આપણાથી થતો નથી. આપણે નાહકનો એમના નામનો દુરુપયોગ ન કરીએ. જવાહરલાલ જ યુવકોને નભાવી લેવાની શકિત ધરાવે છે, એટલે એમને નીમવા એ સારું છે."

અને એ જ બેઠકમાં, ગાંધીજીની વાતો સાંભળ્યા પછી સરદાર મંગળસિંગે પણ કહી નાખ્યું: "મારે તો આજે [દેશની] એવી સ્થિતિ આવી કહેવાય કે તમે કાં તો પૂરેપૂરી લગામ હાથમાં લઇ લો, અથવા તો તમે પૂરેપૂરા ખસી જાઓ. એમ તમને લાગતું નથી?" ત્યારે ગાંધીજી કહે: "તમે સોનામહોર જેવી વાત કરી છે, એવું કરવું

પડે તો હું જરૂર કરીશ; આજે હું તેમ કરું તો ભારે આઘાત પહોંચે." ૨૪ ડિસે.

ખબર નથી એ 'આઘાત' કોને પહોંચવાનો હશે? ખુદ ગાંધીજીએ જ ત્યાં કહ્યું કે: હિંસાના એક રૂપ જેવી એક પ્રકારની બિનજવાબદારીથી વાતાવરણ ભરાઇ ગયું છે. અને નેતાઓને પણ કહ્યું કે: મહાસમિતિના ઠરાવનું તેઓ પાલન કરી શકતા નથી, તેમ નિયમપાલન પણ તેમનામાં નથી. અને એવી દશા ઉભી થતાં તો પોતે હિમાલયમાં ચાલી જશે એવું અગાઉ ઘણી વખત કહી ચૂકેલા છતાં આજે એમને માર્ગમાંથી ખસી જવાનું કહેવામાં 'આવતાં' આઘાતના આચ્છાદનની એમનેય જરૂર પડે છે!

...

નેતાઓ પાસે ગાંધીજી કડક નિયમન પળાવવા માગે છે; અને પોતે કહે છે: 'ગયે વર્ષે કલકત્તામાં હું પ્રમુખ હોતો, છતાં પ્રમુખનું જ કામ કરવા હું પો હતો.' એમાં ક્યા કડક નિયમનું પાલન થયું? પોતાનો જે અધિકાર ન હોય તેમાં માથું મારવું એનું નામ ગાંધીજીની ભાષામાં 'કડક નિયમનનું પાલન' થતો હોય તો કોણ જાણે?

તણખલું નમે તેથી પવનની દિશા સમજી શકાય છે, અને ગાંધીજીએ કલકત્તાનું ઉદાહરણ આપીને લાહોરમાંના તેમના વર્તનની ભવિષ્ય વાણી તો નથી સુણાવીને? બાપડા જવાહરલાલજીની દશા ત્યાં ભૂંડી તો નહિ થાય ને? એક તરફ પિતા અને બીજી તરફ મહાત્મા 'એક નહેરુ રિપોર્ટ'ની વાતથી એમનાં કાન ભરશે, બીજા અહિંસા અને શ્રદ્ધાની વાતોથી કાન ભરશે: કદાચ એ વાતોના ગણગણાટમાં 'સંપૂર્ણ સ્વતંત્રતા'ની જે સુંદર વાતો પ્રમુખપદની ...

વિદ્રોહણા જવાહરલાલ સંભળાવી શકતા હતા, તેહનું એ ભૂલી જાય અને મોતીલાલજી તેમ જ મહાત્માજીના ગણગણાટના જ સૂર તે ભૂલથી કાઢવા માંડે એવું તો નહિ બને ને?

...

'બુદ્ધિ વિરુદ્ધ શ્રદ્ધા' નામના લેખમાં બુદ્ધિ સામેની લડાઇ જાહેર કરવા છતાં, જ્યાં 'બુદ્ધિ હારી જાય છે ત્યાં શ્રદ્ધાનો આરંભ થાય છે' એ નિજવચનની સામે થનારાઓનો વિરોધ કરતાં ગાંધીજી કહે છે:" અંધ શ્રધ્ધા મારા મન પ્રમાણે શ્રધ્ધા જ ન કહેવાય." છતાં આગળ ચાલતાં ઇશ્વરના અસ્તિત્વમાં શંકા ન રહે તે માટે આંધળી શ્રદ્ધા કેળવવાની જાતે ભલામણ કરે છે. 'શ્રદ્ધા અનુભવનેજ કેવલ એ છે' એવું કહીને વળી તુરત પોતે કહે છે: "પણ શ્રદ્ધાવાન કદી અનુભવની આકાંક્ષા નથી રાખતો." અર્થાત્ ઇશ્વરની કાલ્પનિક વાતોમાં અનુભવ સૈ એ તે શ્રદ્ધા ખિલવવાની વાત કોઇ ન કરે એજ થયું.

બુદ્ધિ અને શ્રદ્ધાની ભિન્નતા બતાવતાં ગાંધીજી કહે છે: 'શ્રદ્ધાથી વહાણો ચાલે છે.' આ વાક્યમાં સત્યાભાસ છે. વહાણ શોધનારની બુદ્ધિ જ આમાં મહત્વનો ભાગ ભજવે છે, જો શ્રદ્ધાથી મહાસાગરો ઓળંગી શકાતા હોય, તો ઇશ્વરનું નામ લઇને પ્રત્યેક શ્રધ્ધાળુ સાગર તરંગો ઉપર સુઇ રહે, પછી તેની શ્રધ્ધા એને કેટલો તારે છે તે સમજાય? ખુદ ગાંધીજી યંત્રોના વિરોધી હોવા છતાં બુધ્ધિથી શોધાયેલી મોટરો, રેલ્વે અને સ્ટીમરોમાં મુસાફરી કરે છે, તેને બદલે શ્રધ્ધા રાખીને સાબરમતીના આશ્રમમાં બેશી કલકત્તા અને કાશી કેમ જઇ શકતા નથી?

ગાંધીજી કહે છેઃ "શ્રધ્ધાની સાથે ચારિત્ર્યશૂન્યતા હોઇ જ નહિ શકે." પણ જગત તો જુદું જ જોઇ શકે છે. એટલે પોતાના અનુભવ કરતાં ગાંધીજીની કાલ્પનિક વાત ઉપર કેટલું ધ્યાન આપવું તે વિચારવાનું કામ સહુ સહુનું છે.

...

ઈશ્વર વિષે શ્રધ્ધા ઉત્પન્ન કરાવવા મથતાં ગાંધીજી કહે છેઃ "કર્મ કોઇને છોડતું નથી, અને ઇશ્વર કોઇને છોડતો નથી. બન્ને એકજ વસ્તુ છે." અને છતાં "એક વિચાર આપણને કઠોર બનાવે છે, બીજો આપણને નમ્ર બનાવે છે." જો બન્ને એકજ વસ્તુ હોય તો પછી તેના પરિણામમાં આવડો મોટો તફાવત કેમ? કર્મની વિચારસરણીએ ચાલનારા બૌધ્ધો કરતાં ઇશ્વરની વિચારસરણીએ ચાલનારા બ્રાહ્મણો વધુ નમ્ર હતા એમ કોણ કહેશે?

...

ગાંધીજી હાલમાં 'દરિદ્રનારાયણનિધિ' એટલે રેંટીઆ ફંડ ઉઘરાવતા ફરે છે. સંયુક્ત પ્રાંતના લોકો ગરીબ છે ત્યાં 'કેટલેક ઠેકાણે તો ત્રણ ત્રણ વર્ષથી ચાલુ દુકાળ પડ્યો છે. લોકો પાસે કામ નથી, પૈસો નથી; તે ભૂખે મરે છે.' એવું ગાંધીજી પોતે કહે છે. એ લોકોને કામ અને દામ માટે રેંટીઓ આપવાની ભલામણ પણ પોતે જ કરે છે; છતાં એ કંગાલ અને ગરીબ લોકો પાસેથી રેંટીઆ ફંડમાં થેલીઓ મેળવે છે! એ થેલી નાની હોય છે, ત્યારે ગાંધીજીના સાથી કહે છેઃ લોકો બિચારા ગરીબ અને કંગાલ છે, છતાં "તેમની ઉદારતા, શ્રધ્ધા અને 'દરિદ્રનારાયણ પ્રત્યેની' ભક્તિનો" સાક્ષાત પુરાવો આપે છે!

એ થેલીઓ એ રેંટિયા ભક્તિનો પુરાવો હોય તો ગાંધીજીને કાનપુરમાં સારી થેલી આપનારા કાપડના વેપારીઓએ માનપત્રમાં સંભળાવી દીધું છે તેમ; લોકો ખાદી ખરીદતા થતા નથી માટે અમે તો વિદેશી-માલ વેચીએ છીએ, એવું એમને કહેવાનો કે ગાંધીજીને તે સાંભળવાનો વારો ન આવત.

આમ છતાં વિદેશી વસ્ત્રોના વેપારમાંથી દ્રવ્ય કમાનાર વેપારીઓના પૈસા તો ગાંધીજીએ સ્વીકારી જ લીધા! ત્યારે સાચા કોણ, પેલા કાનપુરના વેપારીઓ કે સંયુક્ત પ્રાંતની ગરીબ થેલીઓમાં 'દરિદ્રનારાયણ પ્રત્યેની ભક્તિ' જોનાર ગાંધીજી અને તેમના અનુયાયીઓ?

...

કાનપુરમાં ચાર કોલેજોના વિદ્યાર્થીઓએ પણ ગાંધીજીને થેલી અને માનપત્ર આપ્યાં. તે વખતે સ્પષ્ટ ભાષામાં જ કહી દીધું કેઃ "અમે તમને અમારા હૃદયની ભેટ આપીએ છીએ; પણ અમારાથી કંઇ થઇ શકતું નથી." ગાંધીજીના મંત્રી એમ કહેનારા નૌજવાનોને ઉપાલંભ આપે છે, પણ ખાદી પહેરી, ગાંધીજીની થેલીમાં પૈસા ભરનારા હજારો માણસો પરદેશી કાપડનો વેપાર કરે છે, સટ્ટા કરે છે, જુગાર રમે છે અને જનતાને છેતરે છે, એમનાં 'આચરણની શક્તિ' માટે ગાંધીજીની પાસે કહેવા જેવું કશું જ નથી!

બનારસ વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ આગળ ગાંધીજીએ કહ્યુંઃ માલવિયજી "તમારી પાસેથી આશા તો એ રાખે છે કે તમે ચારિત્ર્યબળ અને ધર્માચારથી હિન્દુધર્મના સાચા સંરક્ષક બનો." પણ માલવિયજી બાર વર્ષની કન્યાને ગૃહિણી બનાવવામાં હિંદુ ધર્મનું સંરક્ષણ માને છે એવું એમના શાસ્ત્રોના ઉપરના [illegible] જણાય છે, તો શું વિદ્યાલયના નૌજવાન વિદ્યાર્થીઓએ એમાંથી [illegible]?—ગાંધી--

જીએ આનો કશો જ ખુલાસો કર્યો નથી. એ તો કહે છે: તમે "રેંટિયા વિશારદ બનીને, ખાદી પહેરીને અને ખાદીનિધિમાં પૈસા આપીને" દેશસેવા કરી શકો છો; પણ એવી દેશસેવા કરાવતાં કરાવતાં દશકા વિતિ ગયા છતાં 'એક વરસમાં સ્વરાજ' ન દેખાયું એવું માનનારા નવયુવકોને ગાંધીજી શી રીતે સમજાવી શકશે?

બનારસ રાષ્ટ્રીય વિદ્યાપીઠના પદવીદાન સમારંભ વખતે ગાંધીજીએ કહ્યું: "સરકારી નિશાળોનું ધ્યેય મુખ્યત્વે સરકારી રાજ્યને ચલાવવા અથવા મજબૂત કરવા માટે મહેતાઓ અને બીજા અમલદારો તૈયાર કરવાનું છે, જ્યારે તમારું ધ્યેય આ સલ્તનતને કોઇ પણ ભોગે તરતમાં નાબૂદ કરવાને સારુ સાચા સિપાહીઓ બનાવવાનું છે." પણ જતીન જેવા દેશ માટેના સાચા સિપાહી, જેણે પોતાનાં 'શૌર્ય, વીરતા અને સહન શકિત'થી બ્રિટિશ સલ્તનતની જાલીમ નીતિ ઉપરના પડદા ચીરી નાખ્યા, તેને સારુ ગાંધીજીની પાસે એક સારા શબ્દનીએ ખોટ પડી, એ જાણનાર કયો નૌજવાન એમની વાતને સ્વીકારવાની મૂર્ખાઇ કરશે?

...

કાનપુરના 'ગુજરાતીઓનો પ્રેમ' વર્ણવતાં પૈસાપુરાણ સમેટીને ગાંધીજી કહે છે: 'વિદેશી વેપારી રાજ્ય કરે છે તેથી સ્વદેશી વેપારી જાગૃત થાય ત્યારે સ્વરાજ હસ્તામલકવત છે......જ્યાં રાજ્ય વેપારને અર્થે ચાલતું હોય ત્યાં જો વેપાર જાય તો રાજ્ય જાય એ સહેજે સમજાય એવી વાત છે. એ વેપારનો કબજો બે રીતે કરાય: એક વિદેશીના જેવા થઇને, બીજો તેના વેપારને ન ચાલવા દઇને. હવે તેનો મુખ્ય વેપાર કાપડનો છે, બીજા તેની પાછળ ગોઠવાયેલ છે. તેના માલની ધણી સ્ટીમરો મુખ્યત્વે રૂના વેપારને આધીન છે. એ જાય તો સ્ટીમરો પણ પડી ભાંગે." અને છતાં બ્રિટિશ માલના બહિષ્કારની વાત કરવાને બદલે બધા જ પરદેશી માલના બહિષ્કારની અશકય આદર્શો જેવી વાતો કરતાં ગાંધીજી કયે દહાડે થાકે છે?

ગાંધીજીના 'નવજીવન' માં શ્રી વાલજી દેસાઇએ વેદના વારામાં આર્યો વણાટવિદ્યા જાણતા હતા એ બતાવવા પાછળના અભ્યાસનો ખૂબ શ્રમ ઉઠાવ્યો છે. પણ શું તેથી 'નવજીવન' ના તંત્રી અને લેખક મહાશય, વેદના વારાને વીસમી સદીમાં ફરી સજીવન કરવા માગે છે? જો એમ હોય તો વર્તમાન યુગની યંત્રવિદ્યાનો ઉપયોગ કરતા અટકી, પ્રચાર, યાત્રા અને સંદેશવ્યવહાર માટે પણ તેમણે વેદના વારાના આર્યોના પગલે જ ચાલવાનો આરંભ કરવો જોઇએ, પરંતુ એવું સાબરમતીના સંતો કરતા હોય તેવું આજ સુધી તો જાહેર થયું નથી. તો પછી આવા ઉપદેશનો અર્થ શું?

શ્રી વાલજી દેસાઇ ટીકા કરે છે: "આજ દેશમાં કંઇક બુધ્ધિશાળી માણસ પડ્યા છે. જે રાષ્ટ્રની સ્વતંત્રતા જેવા ઉચ્ચ અભિલાષની સિધ્ધિને અર્થે પણ કાંતવામાં પોતાનું હીનપદ ગણે છે."

સ્વતંત્ર હિંદ [અને તે રેંટિયાથી નહિં જ મેળવેલ] નો ઇતિહાસકાર આવી મનોદશા માટે જરૂર આ પ્રમાણે લખશે કે: "જે વખતે દેશની સ્વતંત્રતાની લડત ચાલતી હતી, ત્યારે એવા પણ કંઇક બુધ્ધિશાળી માણસ પડ્યા હતા કે રાષ્ટ્રની સ્વતંત્રતા જેવા ઉચ્ચ અભિલાષની સિધ્ધિમાં બાધક બનીને પણ રેંટિયા જેવા આદીકાળના વણખીલ્યા યંત્રના જ પૂજારી બનવામાં મહત્તા માની રહ્યા હતા."

# સુડી વચ્ચે સોપારી



લાહોર મહાસભાના પ્રમુખની કફોડી દશા

**મોતીલાલજી:** સ્વતંત્રતાની વાત છોડીને મારા રિપોર્ટને ટેકો આપ.

**ગાંધીજી:** ખદી, રેંટીઓને અહિંસાથી જ હિંદને સ્વરાજ મળશે.

**જવાહર** [મુંઝાઈ જાય છે]**:** મારે હવે શું કરવું ?

નવયુગ: કાર્તિક' ૮૬.

# બસુરો અવાજ




**મોતીલાલજી:** નહેરૂ રિપોર્ટને ટેકો આપો
**ગાંધીજી:** રેંટીઓ અને ખાદીને અપનાવો
**જવાહર** [સંપૂર્ણ સ્વતંત્રતાના વિચારો માટે શંકાશીલ બનીને]:
સંસ્થાનો સમા સ્વરાજ માટે તો આગ્રહ કરો!

નવયુગ: કાર્તિક' ૮૬.

# ગુંડા પરિષદ્

: લેખક :

શ્રી ચિત્રગુપ્ત

વર્તમાનપત્રોમાં સમાચાર પ્રકટ થયા કે ગુંડાઓને માટે મુંબાઈ ઇલાકાની ધારાસભામાં કાયદો કરવામાં આવ્યો છે અને તેથી ગુંડાના નામથી જાણીતી થયેલી સ્વતંત્ર જાતિને પરતંત્ર બનાવવાનો માર્ગ શોધી કાઢવામાં આવ્યા છે. તેને બીજેજ દિવસે મુંબાઈમાં "ગુંડાપરિષદ્" ભરવામાં આવી.

ગુંડા નામની જાતિની કેટલીક વિશેષતાઓ છે. ધંધાની બાબતમાં ખાસ કરીને તે બીજી બધી માનવજાતિઓથી જૂદી પડે છે. એટલે પરિષદની રચના અને વ્યવસ્થામાં પણ તેમણે પોતાની લાક્ષણિક વિશિષ્ટતા સાચવી રાખવાનો પ્રયાસ કર્યો હતો.

મુંબાઈની પોલીસ બહુજ કુશળ મનાય છે. પરંતુ મુંબઈનાં લાખ્ખો નરનારી એ પીળી પાઘડી અને ટુંકી તંગદી વ.ળી ન્યાતને જેટલું ઓળખી શક્યાં નથી તે કરતાં ગુંડાઓએ તેમની સાથે ખાસ ગાઢ પરિચય કેળવ્યો છે. એ પરિચયને લીધેજ આ પરિષદનું સ્થાન મુંબાઈની ઉત્તર તરફની ગિરીમાળાઓમાંની એક ઉપર રાખ્યું હતું. મંડપ, ખુરશીઓ, ટેબલ, પંખા, ટેલીફોન, સ્વયંસેવકો, એ બધા બ.હ્યાચારનો અહિં ત્યાગ કરીને ભર્તૃહરિએ વર્ણવેલા સાધુ પુરુષોની માફક, તેમણે પૃથ્વીના પાટલે, ઉન્નત ગિરીશંગની વ્યાસપીઠ ઉપર પરિષદ માટે કુદરતી મંડપ પસંદ કર્યો હતો. તેના ચંદરવા તરીકે ગગનમંડળ, વીજળીના પંખાની જગાએ સ્વતંત્ર પવન, બત્તીઓને સ્થાને સૂર્ય ને શશી અને ગલીચાને માટે લીલોતરી પસંદ કર્યાં હતાં.

આમ પરિષદો માટેની સર્વ સ્વીકૃત રૂઢીઓનો ધરમૂળથી જ ત્યાગ કરીને, તેમણે પોતાના સ્વતંત્રતાપ્રિય સ્વભાવની દુનિયાના લોકોને ખાત્રી કરાવી હતી.

આ પરિષદ માટે સ્વાગત સમિતિની કે કામ ચલાઉ કારોબારી મંડળની તેમણે જરૂર સ્વીકારી નહોતી, તેજ પ્રમાણે પ્રમુખનાં ભાષણની કે કરવા ધારેલા ઠરાવો ની પ્રતો છપાવી છાપખાનાવાળાને નહિં ખટાવવાની શુધ્ધ સ્વદેશી ભાવના અને યંત્રવાદ સામેનો પોતાનો ભયંકર વિરોધ તેમણે ઉત્કટ રીતે પ્રદર્શીત કર્યાં હતાં.

જગતનાં માનવીઓથી પોતાની નિરાળી સ્વતંત્રતા સિધ્ધ કરવા માટેજ કેમ ન હોય એમ તેમની પરિષદનો સમય પણ રાત્રિનો જ પસંદ કરવામાં આવ્યો હતો.

હું મારા સાહસિક સ્વભાવ પ્રમાણે આ ઘટના જનતાની સમક્ષ મકવા તૈયાર થયો ન હોત તો, કદાચ આવી અતિ ઉપયોગી પરિષદ્ની વાત જ જનતા જાણી શકી ન હોત; અને તેમાં થયેલાં ઉપયોગી ભાષણ, મહત્વના ઠરાવ અને મનનીય ચર્ચાની જાણ કોઈને થાત જ નહિં.

## ગુંડા જાતિનો તાજવિનાનો રાજા

આભની અટારીએ નીશાનાથ વાદળોની વચ્ચે સંતાકુકડી રમવા નીકળ્યા, અને નક્કી કરેલા ગિરીશૃંગ ઉપર ગુંડા પરિષદ્ના કાર્યનો આરંભ થયો. લોખંડી સ્નાયુવાળો જવાંમર્દ જણાતો એક કદાવર માણસ સહુની વચ્ચે ઉચ્ચે ઉભો થયો.

શ્રોતાઓ તે વખતે તેની સામે જે રીતે જોતા હતા તે ઉપરથીજ જણાઇ આવતું હતું કે, તે ગુંડા જાતિનો સરદાર અથવા તો તેમનો વગર તાજનો રાજા હોવો જોઇએ અને થોડા જ વખતમાં તપાસ કરતાં મને જણાયું કે, મારી કલ્પના સાચી જ હતી.

ગુંડા સરદાર સંપૂર્ણ સ્વતંત્ર જણાતો હતો. સ્વતંત્રતા તેના સર્વાંગમાંથી નીતરી રહી હતી. તેના ઉભા રહેવાની અદામાં, નિત્ય ટટાર જ રહેતી તેની ડોકમાં, વિદ્યુત્ જેવા તેજથી ચમકારા મારી રહેતી તેની મોટી આંખોમાં, જોનાર નિર્મળ સ્વતંત્રતા જ જોઇ શકતો હતો.

મારી બાજુમાં બેઠેલા ગુંડા જાતિના એક ગૃહસ્થે મને કહ્યું: "અમારા આ સરદારને પરતંત્ર બનાવવા મુંબાઇની પોલિસ પોતાની તમામ બુધ્ધિ અને સંપૂર્ણ સત્તાબળ વાપરી ચૂકી, છતાં તે પવન જેટલો સ્વતંત્ર જ રહ્યો છે. ભયંકર તુરંગો તેને પરતંત્ર બનાવી શકી નથી. કેટલાય પ્રાંતોમાં તેને પકડવા કે પકડાય તેવી ખબર આપવા માટે મોટાં મોટાં ઇનામ કાઢવામાં આવ્યાં છે, અને એક બે દેશી રાજ્યોમાં તો તેના માથાનાં પણ મૂલ્ય અંકાયલાં ઉભાં છે; પણ તે તો આખા દેશમાં ખુશ ખુશાલ ફરી શકે છે."

"એમનું નામ શું?"

"એમને તો ઇશ્વર જેટલાં નામ છે."

અને આથી કુતુહલ થયું. ફરીથી મેં એની સામે જોયું અને મારી ખાત્રી થઇ કે, મારી સાથે વાત કરનારે લગારે અતિશયોક્તિ કરી નહોતી.

## ગુંડા કોમની વિશિષ્ઠતા

કશા પણ ઠરાવ કે અનુમોદન વિના, તાળીના ગડગડાટ કે હર્ષના જયનાદના બાહ્ય દેખાવ વિના એ ગુંડા સરદાર ઉભો થયો અને જળધોધ સમો વાણીનો પ્રવાહ છોડવો શરૂ કર્યો.

ગુંડા સરદારમાં ભાષણની કલા આટલી હદ સુધી ખિલી હોય, એ વાત માનવાને કદાચ કોઇનું હૈયું ચોકખી ના પાડી બેસશે; પરંતુ તો મારે તેમને કહેવું પડશે કે: "તમે સાચા ગુંડાઓને કદી જોયા જ નથી." ગુંડા એટલે ફાટયાં તૂટયાં કપડાંવાળા અક્કલ વગરના માણસો હશે, અથવા તો મારામારીમાં અને મકાનો ફાડવામાં કુશળ કોઇ મવાલીઓ જ હશે એવી કોઇની કલ્પના હોય તો તેમની એ ભયંકર ભૂલ છે. એ કોમ માનવજાતિના પ્રદર્શન સમી છે. એમાં ભલભલા બુધ્ધિમાનોની બુધ્ધિને મહાત કરે તેવા બુધ્ધિશાળી, ગમે તેવા જાસુસોને પાણી ભરાવે તેટલી કુશળતાવાળા, ફાવે તેવાઓની સહીઓ કરી શકે કે ન ઓળખી શકાય તેવા બનાવટી દસ્તાવેજો તૈયાર કરી શકે તેટલી લેખનશકિતવાળા ગમે તેવી કટો-કટીની ઘડીએ પણ શાંતી અને ધૈર્ય કેળવી શકે અને લક્ષ્ય ન ચૂકે તેવી યોધ્ધા સમા અને ઓચિંતા પોલિસના હાથમાં કે જનતાના ટોળામાં સપડાઇ જતાં, જીભને લગારે થડકાવ્યા વિના કાલ્પનિક ભાષણ આપી શકે તેટલી વકતૃત્વકલા ખિલવી ચુકેલાં નરનારી હોય છે. ગુંડા કોમની આ તો ખાસ વિશિષ્ઠતા છે.

## ગુંડા સરદારનું ભાષણ

"આપણી ઉપર વળી એક નવી આપત્તિ આવી પડી છે." ગુંડા સરદારે મેઘગંભીર નાદે કહેવા માંડ્યું. "સરકારે આપણી સ્વતંત્રતા ઉપર તરાપ મારવા 'ગુંડા બીલ' નામની નવી જાળ તૈયાર કરી છે. જે સરકાર દારૂડીઆઓની દારૂ પીવાની સ્વતંત્રતા સાચવવા હિંદની

પ્રજાના મોટા ભાગની સ્વતંત્ર ઇચ્છા ઉપર તરાપ મારી શકે છે, તેવી ભલી સરકાર આપણી સ્વતંત્રતા ઉપર તરાપ મારવા કેમ તૈયાર થઇ એ કહેવું મુશ્કેલ છે. વળી આપણે તો આ દેશમાં કે પરદેશમાં ઘણીજ લઘુમતિમાં છીએ. લઘુમતિવાળાઓનું રક્ષણ કરવું એ તો દરેક સભ્ય સરકારનો ધર્મ છે, એ ધર્મનું પાલન નહિં કરવાનો દોષ ગુંડાના કાયદાથી પોતાની ઉપર આવશે એ પણ તેને કેમ નહિં સમજાયું હોય? પણ સરકાર કે નોકરશાહી તો ભૂલ કરે કારણ કે તે પરદેશી હોવાથી ભૂલને પાત્ર જ છે; પરંતુ આપણા દેશના દેશી લોકોએ પણ આવો કાયદો કરવામાં તેને મદદ કરી એજ બતાવે છે કે, આપણા લોકો હજી સ્વરાજ્ય મેળવવા કે સ્વતંત્ર થવાને પાત્ર નથી.

છતાં ગુંડાબીલ પસાર કરીને એ લોકોએ આપણું જેટલું અપમાન કર્યું નથી, તેટલું અપમાન આપણી સાથે વર્તમાન પત્રોના તંત્રીઓને, ભાષણ કરવાનો ધંધો ચલાવતા આગેવાનોને અને કોમીવાદને માટે માથાકૂટ કરતા સાંકડા વિચારવાળાઓને મૂકીને કર્યું છે.

તમે બધા જાણો છો કે, આપણે ન્યાતિ જાતિનો ભેદ કદી રાખ્યો નથી; આપણને કાળ કે સીમાનાં બંધન પણ નડતાં નથી; આપણે વર્તમાન પત્રોના તંત્રીઓની માફક ટેબલપર બેઠાં બેઠાં પારકી પંચાતે પાતળા થઇ, ઘરનાં છોકરાંને જતી કરવાના ધર્મમાં, અથવા તો જાહેર સભાઓમાં જઇ બહુ બોલવાની કસરતને નામે પારકાં છોકરાંને સાધુ બનાવવાના કામમાં માનતા નથી. આપણે તો ઓછું બોલવું ને વિશેષ કામ કરવું એવા મહા પુરુષોનાં સૂત્રોને અવલંબીએ છીએ, જ્યાં કામ કરવાનું હોય ત્યાં આપણે જાતને જ પહેલી હોમીએ છીએ; એટલે આપણે સરકારને એટલો આગ્રહ તો ભાર દઇને કરવો જ કે કમીમાં કમી અમારે માટે સ્વતંત્ર કાયદો તે કરે, અને તંત્રીઓ, વક્તાઓ અને નેતાઓની ન્યાત સાથે અમને ગણાવી અમારૂં ભયંકર અપમાન કરી દાઝયા ઉપર ડામ દેવા જેવું ન કરે.

આમવર્ગ આપણને ખોટી રીતે પોતાના દુશ્મન માની લે છે, તેથી તે નિરંતર આપણી વિરૂધ્ધમાં ખટપટો કરે છે, પરંતુ આપણી ન્યાત સમાજને કેટલો ફાયદો કરે છે, તેનો એમણે વિચાર કરવો જોઇએ.

આપણે છીએ તો આમવર્ગમાં લડાયક બળ, શુરાતન, દુશ્મનની સામે થવાની શક્તિ અને પોતાનાં ઘર તેમજ બૈરાં છોકરાં તરફની કાળજી ટકી રહેલી છે. જો આપણી ન્યાત ન હોત તો, અનેક પુરુષો રાત્રિને સમયે ઘર છોડીને બહાર રખડતા હોત, અને તેથી તેમનાં સદાચરણને બટ્ટો લાગત, તેમનાં બચ્ચાં અને સ્ત્રીઓ દુઃખી થઇ જાત; આમ સમાજનો કૌટુંબિક સ્નેહ સંબંધ ટકાવી તેને મજબુત બનાવવામાં આપણે મુખ્ય કારણભૂત છીએ.

આપણે ન હોત તો રસ્તાઓ વચ્ચે અને ગલીઓમાં મારામારીના પ્રસંગ જોવાના તેમને મળતજ નહિં, અને તે દશામાં આખો દેશ ભીરૂ અને સત્વવિહોણો થઇ જાતઃ આમ સમાજની શક્તિ અને જુસ્સો ટકાવી રાખવામાં આપણે મુખ્ય મદદગાર છીએ.

આપણે ન હોત તો પોલિસનાં માણસો તદ્દનજ બેદરકાર બની જાત, અને તેમ થવાથી જનતાની સેવા કરવાના જુસ્સાનું ઝરણ તેમનાં દિલમાંથી છેકજ સુકાઇને તેમને કઠોર બનાવી દેતઃ આમ આપણે અનેક લોકોને સેવાભાવી બનાવવામાં જરૂરના છીએ



વળી ધંધાદારીઓ, વેપારીઓ શરાફો અને બેન્કોવાળાઓ એ ભૂલી ન જાય કે આપણે લીધે એમને એમનો ધંધો ખિલવવાની મોટામાં મોટી તક મળે છે. જો ગુંડાઓ ન હોત તો તિજોરીવાળાઓનો ધંધો કેમ ચાલત? તમામ જાતના વિમા ઉતારનારી કંપનીઓ કેમ કરીને ટકી શકત? બેન્કોમાં પૈસા અને તેમની તિજોરીઓમાં દાગીના મૂકવા કોણ જાત? અને તો પછી હથિયારો બનાવનારા અને વેચનારાઓ ભૂખે મરત, લાઠીઓ અને બાંબુઓવાળાઓના બાર વાગી જાત, ખાનગી અને જાહેર ઇસ્પિતાળોમાં દર્દીઓ વિના કાગડા ઉડત અને અદાલતો તેમજ જ્યુરી હાઉસોમાં કામના અભાવે આટલા માણસો પોષાત નહિં.

આમ આપણા સમાજ ઉપરના આટલા બધા ઉપકાર વીસરીને ઉપકારનો બદલો અપકારથી વાળવા નીકળેલા સમાજની સામે તો આપણે જેટલો રોષ બતાવીએ એટલે ઓછો છે.

છતાં બંધુઓ! આપણે હિંમત હારવાનું કશુંજ કારણ નથી. પુસ્તકોનાં પુસ્તકો ભરાય તેટલા કાયદા, લાખ્ખો પોલિસ,

હજારો મેજસ્ટ્રેટો, સેંકડો ન્યાયાધિશો અને લાખ્ખો ધારાશાસ્ત્રીઓ હોવા છતાં આપણો ધંધો દિવસે દિવસે ખિલતોજ જાય છે તો એક નજીવો કાયદો તેમાં આપણને શું નુકશાન કરી શકે તેમ છે? હથિયારબંધીનો કાયદો હોવા છતાં આપણે એના અભાવે કદી અટકી પડ્યા નથી, તો ગુંડા કાયદાથી શું કામ ડરવું?

પણ એમ માનીને છેક બેદરકાર પણ આપણાથી ન રહી શકાય? બાબર, દેવા, મીરખાં, બાબુ ચસ્માંવાળો જે ન્યાતને શોભાવી રહ્યા છે, જેમના લીધે ચારે દિશાએ જાગૃતિ સચવાઇ રહી છે, એવા બુધ્ધિમાન અને હિંમતવાન આપણે પાણી આવે તે પહેલાં પાળ બાંધવા તૈયાર થવુંજ જોઇએ. તે માટે સમસ્ત હિંદના આપણા ધંધા ભાઇઓનું મજબૂત સંગઠન બનાવવા ઉપરાંત 'આંતર રાષ્ટ્રીય ગુંડા સંઘ' સ્થાપવાની પણ હિલચાલ શરૂ કરવી જોઇએ.

## પસાર થયેલા ઠરાવો

એ પરિષદમાં તે પછી નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યાઃ

[૧] ગુંડાઓને નામે કરવામાં આવેલા કાયદા માટે આ પરિષદ ભયંકર રોષ જાહેર કરે છે; અને સામાન્ય રીતે સરકારે તેમજ ખાસ કરીને જનતાએ આ જગમશહુર જાતિના અનેક સદગુણો વીસરી તેમની જે ભીષણ બદનામી કરી છે, તે માટે વિરોધ જાહેર કરવા સમસ્ત દેશનાં ગુંડાઓને ભલામણ કરે છે;

[૨] ગુંડાઓની સાથે લેખકો, વકતાઓ અને નેતાઓ જેવી જાતિને ભેળવીને, કાયદા કરનારાઓએ આ બહાદુર, શુરી, કહેવા કરતાં કરી બતાવવામાં માનનારી કોમનું ભયંકર અપમાન કર્યું છે, તેથી પહેલી તકે તેમને એ કોમોથી છુટા પાડી, અમારૂં માન સાચવવાની આગ્રહ ભરી ભલામણ લાગતા વળગતાઓને કરે છે;

[૩] ગુંડા જાતિઓના હિતની ઉપર ચારે બાજુઓથી આક્રમણ શરૂ થયાં છે, તે જોતા દેશીય તેમજ આંતર રાષ્ટ્રીય સંસ્થાઓ કાઢી કોમી હકકોનું રક્ષણ કરવા આ પરિષદ હિંદના પ્રાંતે પ્રાંતના, તેમજ જગતભરના ગુંડાઓને આગ્રહ ભરી ભલામણ કરે છે;

[૪] ગુંડા જાતિ હિતરક્ષણ સંઘ તરફથી નવા કાયદાને સફાઇભરી રીતે તોડી, તેની સામે કુશળતાથી કેમ ટકી શકાય તેવી હાલના કાયદામાંથી છટકબારીઓ શોધી કાઢવા માટે કાબેલ ધારાશાસ્ત્રીઓની સલાહ, સૂચના અને મદદ લઇ, તેને લગતી ઘટતી યોજના તૈયાર કરવા એક સમિતિ નિમવામાં આવે છેઃ

અ આ સમિતિમાં પૈસા લઇને ખૂન અને મારામારી કરનારા, પરાંઓમાં રાત્રે ધાડો પાડનારા, મુંબાઇમાં દિવસે અને રાત્રે ઘર ફાડનારા, ખીસાકાતરૂ, ખોટા સિક્કા પાડનારા અને બનાવટી દસ્તાવેજો લખનારા, તેમજ તેમને મદદ કરનારા સમાજમાં પોતાનું ઉચ્ચ સ્થાન ટકાવી રાખીને અંદરખાનેથી ગુંડાગિરી ચલાવનારા વર્ગના સમ પ્રમાણમાં પ્રતિનિધિઓ લેવા.

[૫] બહારવટીઆઓ, રસ્તાઓમાં લુંટફાટ કરનારા, મનુષ્ય હરણનો ધંધો કરનારા, તેમજ જૂદે જૂદે સ્વરૂપે ફરી ઠગવિદ્યા જેવી પ્રાચીન વિદ્યાનો ઉધ્ધાર કરી રહેલા વર્ગના વિશાળ હિતના રક્ષણ માટે એક આંતર પ્રાંતીય ગુંડા હિત સંરક્ષક મંડળી સ્થાપવાની તજવીજ કરવા આ પરિષદ

પોતાના પ્રત્યેક ધંધાદારી ભાઇને ભલામણ કરે છે.

[૬] પરિષદનું કામ સફળ ઉતારવા માટે, તેમજ તેજ રીતે અહિં થયેલા ઠરાવોનો સફળતા પૂર્વક અમલ થાય તેવી સ્થિતિ ઉભી કરવા માટે સમસ્ત હિંદના ગુંડા જાતિના લોકોએ એક દિવસ ખાસ પ્રભુનો પાડ માનવા 'પ્રાર્થના દિન' તરીકે ઉજવવો એવો શુધ્ધ હૃદયથી આ પરિષદ ઠરાવ કરે છે.

છેલ્લો ઠરાવ સંપૂર્ણ ગંભીરતા પૂર્વક ઉભા થઇને, પસાર કર્યાં પછી, પરિષદનું કામ પૂરૂં થયાનું જાહેર થયું, અને તે પછી એ મહાન કોમના આદર્શ પુરૂષો પરાં અને શહેરમાં પોતાની ચૌર્યકલાનો પ્રસાર કરવા નીકળી પડયા.

---

## યુનાઇટેડ સ્ટેટસમાં

૩૦૦ બાલકોનાં માસિક નીકળે છે
૭૦૦ ખેડૂતોનાં માસિક નીકળે છે
૨,૫૦૦ દૈનિકપત્રો પ્રસિદ્ધ થાય છે
૧૫,૦૦૦ વરસ દિવસે નવાં પુસ્તકો છપાય છે
૪૦,૦૦૦,૦૦૦ વર્તમાનપત્રો નિત્ય છપાય છે
૨૦,૦૦૦,૦૦૦ તમામ જાતનાં સામયિકો પ્રસિદ્ધ થાય છે
૧,૧૦૦,૦૦૦ ટન કાગળ દર વર્ષે પુસ્તકોમાં જ વપરાય છે
૧,૫૦૦,૦૦૦ ટન કાગળ વર્તમાનપત્રો માટે વપરાય છે
૫૫,૦૦૦,૦૦૦ સાપ્તાહિકો દર અઠવાડિયે છપાય છે
૯૫,૦૦૦,૦૦૦ માસિકો દર મહિને છપાય છે



# નવયુવક
## ની
# નોંધપોથી

—:०:—

ટપકાવનાર : નવયુવક

મૂર્તિપૂજા માત્ર પ્રભુપંથે પળવાનો પ્રથમ પ્રયાસ કરવાની ચાલણગાડી કે માર્ગદર્શક નકશો હોય, તો હિંદુઓમાં ચાલતી મૂર્તિપૂજાને જોતાં એમજ કહેવું પડે છે કે, આ દેશનાં હિંદુઓ આધ્યાત્મિકતા અને તત્ત્વજ્ઞાનની શુષ્ક વાતો કરતા હોવા છતાં, અહિંના કરોડો હિંદુઓ હજારો વર્ષથી ચાલણગાડીએ ચાલ્યાં કરે છે, અથવા તો પ્રભુના પંથના નકશા જ જોયાં કરે છે. પ્રભુ નામની કલ્પનાં અવાસ્તવિક છે એ પુરવાર કરવા શું આટલું જ પુરતું નથી ?

* * *

સામ્યવાદથી ડરો ડરો ! એવી બુમો મારનારાઓ મૂડીવાદથી નાસો નાસો ! એ પોકાર કેમ કરતા નથી ? સામ્યવાદ જો પશ્ચિમમાંથી આવ્યો છે તો વર્તમાન મૂડીવાદ પણ ત્યાંથી જ આવ્યો છે. યંત્રોના આરંભે મનુષ્ય હાથકામ કરતો મટી કારખાનાનો મજુર બન્યો—હાથશાળ કે બીજું હાથકામ યંત્રોની હરિફાઇમાં ટકી ન શક્યું તેથી, શ્રીમંતોએ એક તરફથી કાયદા કરીને ખેડૂતોની જમીન પચાવી તેમને ફરજિયાત મજુર બનાવ્યા, બીજી તરફથી તેમનાં નાનાં બાળકો અને સ્ત્રીઓને કલાકોના કલાકો સુધી કારખાનાનાં યંત્રોનાં ગુલામ બનાવી દેવામાં આવ્યાં. ભૂખે મરતા મજુરોએ ક્રાન્તિનો માર્ગ—ન છૂટકે, કેવળ પેટને માટે રાજકીય લડતની દષ્ટિએ નહિં—લીધો, તો સરકારી લશ્કરની મદદથી તેમને છુંદી મારવામાં આવ્યાં; તેમાંથી જ કામદાર સંઘો, સમાજવાદ, સમાનવાદ, સમષ્ટીવાદ અને સામ્યવાદ જન્મ્યાં: કારખાનાંવાદથી પડતી આપત્તિઓના નિવારણ માટે. એ કારખાનાં કાયમ રાખવાં છે, તેને વધુ ખિલવવાં છે, મુડીવાદીઓના હાથ મજબૂત કરવા છે, અને મજુરોનાં કષ્ટનિવારણના માર્ગોમાં કાયદા લાઠીઓ અને બંદુકોની ચોકી મૂકવી છે ! કેવું આશ્ચર્ય ? પાણીનાં જે ખાબોચીયાં મચ્છરની ઉત્પત્તિ કરનારાં છે તેને કાયમ રહેવા દઇને, તેવાં ખાબોચીયાં વધારીને મચ્છરની ઉત્પત્તિ અટકાવવા મથવા જેવું એ કામ છે; ને કોઇ મ્યુનિસિપાલિટી ખાબોચીયાં રહેવા દઇ મચ્છરના નાશની વાત કરે, તો તેને હસી કાઢવા પહેલાં તૈયાર થનારા શ્રીમંતો અને સત્તાવાળાઓને કોણ સમજાવે કે તમારી કામદારોની જાગૃતિ વિરૂદ્ધની બધી બુમાબુમ એવી જ છે.

મૂડીવાદી એટલે જેની પાસે તેના વાજબી ખર્ચ કરતાં વધારે નાણું બચતું હોય તે. નિર્ધન એટલે જેને વાજબી ખર્ચ માટે જોઈએ તે કરતાં ઓછી પ્રાપ્તિ થતી હોય તે. મૂડીવાદીની કોથળી, નિર્ધનના હાથ. એના સહકારથી ઉદ્યોગવાદ જન્મે. એમ છતાં પેલા ઉદ્યોગવાદથી એકલો કોથળીવાળો જ ન છરવી શકાય તેટલા ધનનો સ્વામી બનતો જાય, અને હાથવાળાને પેટ પુરતું અન્ન, શરીર ઢાંકવા પુરતાં વસ્ત્ર અને રહેવા માટે હવા અજવાળાવાળું મકાન પણ ન મળે એવું કારણ? બન્ને ઉદ્યોગવાદના પ્રાણ. એક સીમેંટ તો બીજો પત્થર. બન્નેના જોડાણથી ઉદ્યોગવાદની ઇમારત ચણાય. ત્યારે પરિણામમાં આટલો ફેર કેમ? હાથવાળાનાં બૈરાં છોકરાંને પણ બારે મહિના સખ્ત મજુરી કરવી પડે, અને કોથળીવાળાનાં બૈરાં છોકરાં બેઠાં બેઠાં લહેરો ઉડાવે; એમ થવાનું કારણ, સામ્યવાદની સામે બુમો પાડનારાઓ કેમ અટકાવતા નહિ હોય? સામ્યવાદનો જન્મ પેલા ઉંધા ઉદ્યોગવાદને કે કોથળીવાળાઓએ હાથવાળાઓની સાથે કરેલા વિશ્વાસઘાતને જ આભારી છે એટલી સડેલી વાત એમનાથી નહિ સમજાતી હોય?

* * *

ખેતી કરીને અનાજ પકવે ખેડૂત. મજુરી કરીને કાપડ વણે મજુર. છતાં ખેડૂતનાં કુટુંબને માટે સ્વાસ્થ્ય સચવાય તેવા ખોરાકનો અભાવ, અને મજુરનાં કુટુંબને અંગ ઢંકાય તેવાં ઋતુ ઋતુને અનુકૂળ વસ્ત્રોનો અભાવ!—આટલી અસમાનતા સમાજમાં વ્યાપે ત્યાં સુધી, સામ્યવાદથી ગભરાઈને સમાજની શાંતિ તેમજ સુવ્યવસ્થાને નામે બુમો મારનારા ક્યાં ગયા હશે? શું ખેડૂતને ભોગે જમીનદાર ફાલે ફૂલે અને મજુરને ભોગે મૂડીવાદી ઉપરા ઉપરી મોટરો ખરીદતો જાય, એનું નામ તેમના હિસાબે સમાજની શાંતિ અને સુવ્યવસ્થા હશે? તેઓ ગમે તે માનતા હોય દુનિયાના મનુષ્યોનો ઘણો ઘણો મોટો ભાગ તેમ માનતો નથી. તેને મનાવવો તે ખોલી નાખવા જેટલું સહેલું નથી; કેમકે સહુ સિદ્ધાંતોમાં રોટલીનો સિદ્ધાંત વધુ મોટો છે. તેને માટે દાખલા દલીલોની કે આંકડા અને હકિકતોના આધારની જરૂર પડતી નથી.

* * *

ગઈ કાલે હું 'સ્વાતંત્ર્ય વિકાસ' ને લગતો એક વિદ્વાન અંગ્રેજનો લખેલો નિબંધ વાંચતો હતો, ફ્રેન્ચોના બળવાની વાત લખતાં તે લેખક કહે છે: "બળવાખોરોએ ઉમરાવોના ખાસ હક્કો ઉથલાવી નાખ્યા, ગુલામવાદ નાબુદ કર્યો. એ બળવો મધ્યમ વર્ગના માણસોએ જ કર્યો હતો, છતાં તેથી ખેડૂતોને જ ખુબ લાભ થયો હતો. વખતોવખત ગરીબ મજુરોએ જે ક્રાન્તિ કરેલી દેખાય છે, તેની પાછળ કંઈ રાજદ્વારી લક્ષ્ય નહોતું; પરંતુ તેઓ ભૂખે મરતા હતા, તેથી જ તેમણે એ માર્ગ લીધો હતો. તે વખતે પણ જમીનદારની જમીનો ખેડૂતોએ અંદર અંદર વહેંચી લીધી હતી. પરંતુ બળવાથી જે સહુ કરતાં વિશેષ લાભ થયો, તે તો પ્રજાના તમામ વર્ગો વચ્ચે સમાનતાની ભાવનાના પ્રસારનો. ક્રાન્તિ પછી ફ્રાન્સે સમસ્ત વિશ્વને સામાજિક સમાનતા અને ખાસ વર્ગોના હક્કોની અવગણના કરતાં શીખવ્યું છે. તેણે સંસ્કારિકતાના માર્ગે તેમજ લશ્કરી બળથી એ ભાવનાનો પોતાની સરહદની પેલે પાર પણ પ્રચાર કર્યો. તેના

સૈનિકો વિજય ઉપર વિજય મેળવતા ગયા, અને પ્રેરણા પામેલા મનુષ્યોની માફક તેઓ જ્યાં ગયા ત્યાં પોતાનાં નવાં સૂત્રો અને નવા મંત્રો લેતા ગયા. તેઓ માત્ર પોતે નવેસરથી મેળવેલી જમીનના ટૂકડાઓ માટે જ ઝૂઝતા નહોતા, કે પોતાના સધન માલિકોની ગુલામીની અસહ્ય સાંકળો તોડી તેઓ સ્વતંત્ર થયા તે માટે પણ ઝૂઝતા નહોતા, તેઓ ઝૂઝતા હતા સમાનતાના આદર્શ માટે અને સામાન્ય માનવતાના અધિકાર માટે. રાજાઓ અને અમીરો તેમને જૂની પુરાણી ઘરેડોમાં પાછા ખેંચી જવા તનતોડ પ્રયત્ન કરતા હતા, પરંતુ તેમની ઇચ્છાઓને વશ વર્તવા કરતાં, ગમે તેવાં કષ્ટ આવી પડે તે સહન કરવા તેઓ દૃઢનિશ્ચયી બન્યા હતા.''

* * *

એજ પ્રસંગને વર્તમાનની સાથે સરખતાં પેલા લેખકના જ દેશવાસીઓ શા માટે ડરે છે? જો ફ્રેન્ચોના બળવાને અત્યારનો એકેકે એક અંગ્રેજ વખાણે છે, એ બળવાથી મનુષ્ય જાતિનો મોટો ભાગ થોડાક જાગીરદારો, રાજાઓ અને અમીર ઉમરાવોના હાથે કચડાતો બચી ગયો તેમ તે માને છે. ફ્રેન્ચ વિપ્લવથી ગોરા જગતમાં સમાનતા, સ્વતંત્રતા અને બંધુભાવનાનાં સૂત્રો વ્યાપક બન્યાં તેથી યૂરોપીય સ્વાતંત્ર્યના વિકાસમાં જ શું પણ અમેરિકા સુધી તે ચેતનની ચીનગારીઓએ અસર કરી એમ કહીને તેની પ્રશંસા કરવામાં આવે છે; જમીનદારોની જમીન ખેડૂતોએ વહેંચી લીધી તે કામને ખોટું માનવામાં આવતું નથી; તો પછી રશિયન ક્રાન્તિ પછી વ્યાપક બનવા મથતા સામ્યવાદી વિચારોથી મૂડીવાદીઓએ અને શાહીવાદીઓએ શા માટે આટલા ભયભીત બનવું જોઇએ?—શું રંગીન પ્રજાઓમાં એ વિચારનો પ્રચાર થવાથી ગોરી પ્રજાઓને નુકશાન થશે એ ભય છે?—તેમ પણ નથી. કેમકે સામ્યવાદી વિચારોનું જન્મસ્થાન રશિયા ગોરવર્ણું છે. ગ્રેટબ્રિટનના જે લોકો એ વિચારોને અપનાવે છે તે પણ ગોરવર્ણા છે, એટલે આમાં એકલા કાળા ગોરાનો ભેદ નથી. ત્યારે વ્યાપાર અને ઉદ્યોગ ટકાવી રાખવા, તેનો મોટો નફો થોડાઓને પચે ને ઘણા ભૂખે મરે, તેવી અકુદરતી આર્થિક રચનાને ચલાવે રાખવા માટે સામ્રાજ્યનો કાણુ જમાવી રાખવા માટે આટલી કાળજી રાખવામાં આવે છે?



# નિરંકુશ પ્રકૃતિ

( ૧ )

"પ્રકૃતિનો સહજ સ્વૈર સંચાર!
આમ્ર–મંજરી નવવિકાસમાં,
કુસુમ–કલિના મધુર હાસમાં;
પ્રિય પરાગમાં, મૃદુ સુવાસમાં,
મધુર રાગમાં, રંગ રાસમાં;
રહે સદા રણકાર,
"પ્રકૃતિનો સહજ સ્વૈર સંચાર!"

( ૨ )

કુસુમાકરકૃત કુસુમ–કુંજમાં,
પલ્લવ પુષ્પ પ્રપૂર્ણ પુંજમાં;
ઘન–નિનાદમાં, સરસ વાદમાં,
પ્રિયોન્માદમાં, ભ્રમર ગુંજમાં;
વિવિધ રૂપ લયધાર,
"પ્રકૃતિનો સહજ સ્વૈર સંચાર!"

( ૩ )

વિરહ જનિત સંતાપ કથામાં,
ઘોર યંત્રણાપૂર્ણ પ્રથામાં;
હૃદયાનલમાં, વિકલ નયનમાં,
છલ–છલ જલમાં, વિષમવ્યથામાં;
પ્રગટિત વિવિધ પ્રકાર,
"પ્રકૃતિનો સહજ સ્વૈર સંચાર!"

( ૪ )

નદ પ્રવાહમાં, મિલન ચાહમાં,
નવોત્સાહમાં, દગ્ધ દાહમાં;
હૈયાસૂતી વિરહ—વિદગ્ધા,
વિધવાની રે! ઉષ્ણ આહમાં;
સરજે વિષમ વિકાર,
"પ્રકૃતિનો સહજ સ્વૈર સંચાર!"

( ૫ )

ઉછળિત યૌવન–સર તરંગમાં,
પ્રથમ સમાગમ ઉર ઉમંગમાં;
સુહૃદ્ સંગમાં, પ્રેયસી અંગમાં,
રુપ રંગના કંઇક ઢંગમાં;
કરે નિત્ય વિસ્તાર,
"પ્રકૃતિનો સહજ સ્વૈર સંચાર!"

( ૬ )

અરુણોદયમાં પૂર્ણ ઇન્દુમાં,
રસ સાહિત્યે, સ્વાતિ બિન્દુમાં;
મલયાનિલમાં, શીત–સલિલમાં,
પ્રિય-મુખ-તિલમાં, શાંત સિંધુમાં;
વહે બની રસધાર,
"પ્રકૃતિનો સહજ સ્વૈર સંચાર!"

( ૭ )

શીતળ મન્દ સુગન્ધ પવનમાં,
કમનીય નમ્ર કુસુમ કાનના માં;
શ્યામ સઘન ઘનમાં, ગર્જનમાં,
વિસ્તૃત નીલ નિરભ્ર ગગનમાં;
મનહર છબ ધરનાર,
"પ્રકૃતિનો સહજ સ્વૈર સંચાર!"

( ૮ )

મોહન મન્ત્ર મનુજની મતિનો,
મુક્તિ–માર્ગ વિપદમાં ધૃતિનો;
અગમ અને અજ્ઞેય સ્વગતિનો,
રૂપ સજાતા નિખિલ પ્રકૃતિનો;
ત્રિભુવન જય જયકાર,
"પ્રકૃતિનો સહજ સ્વૈર સંચાર!"

પરિમલ પર્ણકુટી { 'परिमल'
( માહુંગા ) {






: લેખક :

શ્રી. કિશોર

શ્રીયુત રમાકાંત પંડિતના ઘરમાં ગઈ કાલ રાતનો ઝઘડો જામ્યો છે. ઘરમાં માત્ર પતિ-પત્નિ બેજ જણાં, પણ આખી રાત ટકટક એવી ચાલી કે અમારા આખા યે કુટુંબને તે રાતનું જાગરણ થયું.

સવારે નળ ઉપર પંડિતજી મળ્યા ત્યારે મેં પૂછ્યું. "પંડિતજી, રાત્રે શાનો ઝઘડો જામ્યો હતો ? અમને તો આખી રાત ઉંઘ ન આવી."

કવિઓ જેને 'આછું સ્મિત' કહે છે એને પહોળા મ્હોંઢા ઉપર વેરી નાખતાં પંડિતજીએ કહ્યું: 'ઝઘડો શાનો ? એતો સ્નેહાળ દંપતીનો પ્રેમકલહ હતો. હા પણ જો તમે ઝઘડાના અર્થમાં એનો સમાવેશ કરવા સ્વેચ્છાએ તત્પર થવાના અભિપ્રાયવાળા હો, તો તમારા જ એ શબ્દનો ઉપયોગ કરીને હું કહીશ કે, પેલા લોચન મનના ઝઘડા જેવો અમારો એ ઝઘડો હતો જે ઝઘડો કવિના કવનમાં ચિરંજીવ બનવાને સર્જાયેલો છે.'

પંડિતજીને હંમેશાં પારસી બંધુઓ જેને 'જડબાંતોડ' શબ્દો કહે છે; તેવા શબ્દ ભંડોળનો અનર્થ કરી, પ્રમાણ કરતાં વધારે લાંબુ લાંબુ વિવેચન કરી સાંભળનારાઓને કંટાળો આપવાની ટેવ હતી. એથી વિદ્વત્તાનું પ્રદર્શન કર્યાનો સંતોષ મેળવી તે મલકાતા, પરંતુ અમારી ચાલીવાળા બને ત્યાં સુધી એમની સાથે વાત કરવાનો પ્રસંગ જ ઉભો થવા દેતા નહિ. એનો અર્થ પંડિતજીના પારિભાષિક શબ્દોમાં આમ થતોઃ "ચાલીવાળાઓનો મૂખ્ય સમુહ જાડયત્વના ચેપી દર્દમાં સપડાયલો, અરસિક અને બેકદર છે. એવાઓ સમક્ષ મૌન એજ સર્વથા ઉચિત છે."

મેં પણ પંડિતજી સાથે વધારે જીભા જોળી કરવાની તક ન સાધી. છતાં જતાં જતાં મારાથી કહેવાઇ ગયું: "પંડિતજી તમાચો મારીને મ્હોઢું રાતું રાખો છો કે ?"

પાછળથી સ્ત્રી વર્ગે એમના ઝઘડાનું મૂળ શોધી કાઢેલું તે જાણ્યા પછી રાત્રે એ 'સ્નેહાળ દંપતી'ના 'પ્રેમ કલહ' ના જે થોડા ઘણા શબ્દોના પડઘા અમારે કાને અથડાયલા તે ઉપરથી હું તમામ વાત પામી ગયો હતો.

( ૨ )

## એ વાત આમ હતી:

પંડિતજી જાતે તો પોતાને રૂઢી રક્ષક મનાવતા, પરંતુ ચાર લાયક માણસોમાં બેઠા હોય તો સુધારાના ધવલગીરિએ ચડી જતાં એમને વાર લાગતી નહિ, કો સનાતની



જાહેર સભામાં ગયેલાં પંડિતાણી [પૃષ્ઠ: ૯૦૧]

મિત્રને ઘેર જમવા ગયા હોય ત્યાં સ્નાન કર્યા વિના પાટલે બિરાજવાની ચોખ્ખી ના પાડી દેતા, પણ નવાયુગના પટથી રંગાયલાઓની સાથે પાલવે ગયા હોય તો સંધ્યાકાળ પછી પાછા ફરતાં, આડું અવળું જોઈ મોનજીની કે મહેરવાન ઈરાનીની દુકાનમાં ધુસી જતાં એમને ઘણી જ ઓછી વાર લાગતી !

જુવાન મિત્રોમાં હમેશાં તે નારીપ્રજાની હિમયત કરતાં ઉચ્ચ સ્વરે મનુમહારાજની આજ્ઞા કડી સંભળાવતા:

"જ્યાં સુંદરીઓનાં સન્માન થાય
ત્યાં દેવો પ્રસન્ન રહે છે;
જ્યાં એથી ઉલટું વર્તન,
ત્યાં દેવતાઈ ક્રોધ ઉતરે છે."

પરંતુ ઘરમાં એથી વિરૂદ્ધ વર્તન એમનું સદૈવ રહેતું. મર્દાઈના પૂરેપૂરા ગર્વથી તે કહેતા:

"ઢોલ, બાલક અને સ્ત્રી તો મારને જ યોગ્ય છે." સ્ત્રી જાતને જો લગાર છુટ આપી તો બીજે દિવસે તે વરને માથે છાણાં થાપવાની, માટે આપણા ડાહ્યા વડીલોએ એ વર્ગને દબાતો રાખવામાં જે અપૂર્વ ડહાપણનું દુનિયાના લોકોને દિગ્દર્શન કરાવ્યું છે, તેને અતિશય કાળજીપૂર્વક વળગી રહેવું એમાં જ આર્યત્વને જાળવી રાખવાનો કિમિયો સમાયેલો છે."

પંડિતાણી-કોઈ વખત એ કથનની સામે વાદ કરતાં તો શ્રીયુત રમાકાંત રૂદ્રાવતાર ધારણ કરતા, એમનું ત્રીજું નેત્ર ઉઘડી પડતું અને, બાલ્યકાળમાં માણાવદરમાં માબાપને એજે ઉછરતાં શીખેલા સૂત્રને ગૌરવથી ગાઈ સંભળાવતાઃ

"બુધે નર બાજરી,
બુધે નાર પાથરી;
બુધે ડોબું દો'વા દે,
બુધે છોરૂ છાનું રે!"

છતાં એક દિવસે એમને પણ એ મહાવ્રતનો ભંગ કરવો પડયો. વસ્તુતાઃ પંડિતજી માટે એ ધર્મ સંકટની વિષમ ઘડીજ ઉભી થઇ હતી; એટલે એ ભલા જીવને દુર્ઘટ ઘટનામાં નાયક બનવું પડયું!

(૩)

## એ ધર્મસંકટ આવું હતું:

એકદા મુંબઇ નગરીને વિષે, વાલુકેશ્વર પર્વતના પવિત્ર શિખરે, એક સુધારક ધનપતિ મિત્રના ભવનના રમ્ય પ્રધાનખંડને શોભવતા પંડિતજી વિરાજમાન થયા હતા. ત્યાં વાતમાંથી વાત નીકળતાં, સ્ત્રી સમાજની વર્તમાન દશા વિષે ચર્ચા નીકળી અને વિદ્વત્તાનું પ્રદર્શન કરવાના ઉલ્લાસમાં પંડિતજીએ 'પ્રાચીનકાલે ભારતવર્ષમાં રમણીરત્નોનું પુરૂષો છવથી પણ અધિક જતન કરતા, તેમને સવિશેષ માન આપતા, શ્રી રામચંદ્ર, શ્રી શંકર કે શ્રી કૃષ્ણચંદ્ર કોઇ સ્થળે એકલા જતા નહિં, શાસ્ત્રીય વિષયોમાં પણ પ્રાચીન ભરતની સન્નારીઓ ચંચુપાત કરતી, રણાંગણમાં શુરા ક્ષત્રિયોની સાથે તે ઉભી રહેતી, અને પ્રણયક્ષેત્રમાં તો પારાવાર પારંગગત જણાતી; વગેરે વિવેચન કરતાં કહ્યું: કાલિદાસ કે ભવભૂતિનું એક પણ સ્ત્રી પાત્ર નિરક્ષર કે વેવલું છે? પુરૂષો પણ પત્નીના પ્રેમના કેટલા ભૂખ્યા? દુષ્યંત અટુલો પડતાં એની કેવી દશા થાય છે, પાર્વતીજી વિના શંકર જેવા પણ ગાંડા ને ઘેલા બની જાય છે, અને ધનપતિ કુબેરના શાપથી એક જ વર્ષ પત્નીથી જુદા પડેલા યક્ષની કેવી કરૂણ સ્થિતિ થાય છે? એ બધું શું બતાવે છે?

'સીતા સ્નાને પુનિત જળના-
મીઠડી છાયવાળા,
રામાદ્રિમાં વિચરિ વસિયો,
આશ્રમોમાં રૂપાળા.'

છતાં એવાં સુંદર સ્થાનમાં આઠ જ માસ ગાળતાં ગાળતાં તો એ બિચારો

'અંગે ઝાઝો કૃશ થઇ જતાં,
કષ્ટથી શોચી શોચી,
સોના કેરૂં સરિ ગયું કડું,
દૂબળા હાથમાંથી.'

એ દશાને પામ્યો, વર્તમાન યુગમાં આટલા સ્નેહી પતિ કેટલા હશે?"

પંડિતજીની આવી પાંડિત્યપૂર્ણ વાતોથી એમનાં મિત્ર પત્નીને એમને વિષે માન થયું, અને પોતે જે મંડલનાં માનદમંત્રી હતાં એવા 'ગુર્જર મહિલા મંડળ'માં 'નારી પ્રતિષ્ઠા' વિષય ઉપર એક દિવસ વ્યાખ્યાન આપવાનો તેમને આગ્રહ કર્યો.

હવે ના કેમ કરીને કહેવાય? ધનવાન મિત્રનાં રૂપાળાં પત્ની શ્રી તરફનું નિમંત્રણ, ધનાઢ્ય અને શિક્ષિત ગુજરાતણો સમક્ષ પોતાનો જ્ઞાન ભંડાર ખાલી કરવાનો અપૂર્વ અવસર, અને સ્ત્રીઓના વિષયમાં હજી હમણાંજ પૂર્ણ વિરામને પામેલું એમનું સંભાષણ. પ્રસંગ મહાકઠિન ઉપસ્થિત થયો! સગાળશા શેઠ અને એમનાં પત્ની સમક્ષ કેલૈયાના શિરચ્છેદ વખતે પણ આવી વિષમ ઘડી આવીને ખડી થઇ ગઇ નહિં હોય. સર્વ દિશાના સમય અને કાલનો તુલનાત્મક દૃષ્ટિએ વિચાર કરી છેવટે પંડિતજીએ એ સુંદરતમ જનનિના મંડળ સમક્ષ વ્યાખ્યાન વદવાની સ્મિતભર વદને હા પડી.

પણ એમના કષ્ટની પરિસીમા એટલેથી જ ઓછી પૂરી થવાની હતી? મિત્ર પત્નીએ તુરત બીજો ધડાકો કર્યો:

"એકલા આવવાનું નહિં હોં કે, મારાં બ્હેનને સાથે લાવવાનાં. આપના આવા સુસંસ્કારી આત્માની સાથે રહેલાં મારાં બ્હેન તો અમારા મંડળમાં દૃષ્ટાંત રૂપ થઇ પડશે."

ગરીબ બિચારા રમાકાન્ત! શું કરે હવે? પૂરેપૂરા ધર્મ સંકટમાં ચારે દિશાથી ઘેરાઇ ગયા હતા. હા કહ્યા વિના ઉગરવાનો આરો નહોતો. એટલે હા પાડી. અને એમના પેલા ઝઘડાનું બીજ ત્યાં વવાયું.

## (૪)

## એ બીજમાંથી ફળ આ રીતે થયું:

વ્યાખ્યાન આપવા ગયા તે પહેલાંનું આખું સપ્તાહ એમણે પંડિતાણી સાથે યુદ્ધવિરામના તહમાં ગાળ્યું. અનેક પ્રકારના ઉપદેશ આપ્યા, એવાં મંડળમાં જવાથી શેઠાણીઓનો સમાગમ થાય એ દેખીતા લાભની લાલચ આપી, અને એ સમાગમમાંથી ભવિષ્યમાં આર્થિક લાભ થાય તેની પરોક્ષ લિપ્સા પંડિતાણીના વસ્ત્રાભૂષણ ભૂખ્યા હૃદયમાં જન્માવી. પરિણામે પંડિતજી એમને લઇ જવામાં સફળ થયા.

'પહેલો વખત છે એટલે તેઓ સહેજ સંકોચાય છે' એ બહાના નીચે પત્નીશ્રીનું અજ્ઞાન ઢાંકવાનો પંપિતજીએ કરેલો મિથ્યા પ્રયાસ ઉઘડી તો ગયોજ હતો; છતાં એથી એમના વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાનમાં સહેજ પણ ઉણપ આવવા પામી નહોતી.

પંડિતજીની રસના એટલે જાણે શરદના ઘોડા! અને વક્રી એટલે તોપના ગોળાની માફક કશાની યે પરવા વિના આગળને આગળ ધસતીજ જવાની!

નારી પ્રતિષ્ઠાની હિમાયતમાં એમણે સૃષ્ટિના ચારે છેડેથી અનેક અવતરણો લાવી સભા ખંડમાં ઉતાર્યાં. હિંદુસમાજમાં ગૃહલક્ષ્મીઓની થઇ રહેલી અવહેલનાથી વધારે નથી આવતો, પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા અને કોલેરા ચાલે છે, તે કહ્યું: અને ભાવી ઉચ્ચાર્યું કે, પુરૂષ સમાજના એ વધી પડેલા પાપ ભારે, આપણો આ પુનિત ભારતવર્ષ અધોગતિની ગર્તામાં ડૂબી હતો નહતો થઇ જશે. કોમળાંગી લલનાઓનો તિરસ્કાર કરનારા પુરૂષોને એમણે શયતાન કહ્યા, એમને ગલિપ્રદાનથી નવાજનારાઓને પૃથ્વી ઉપરના રાક્ષસોનું સંબોધન આપ્યું. અને સ્ત્રીઓને વાંસે સોટીઓ ચમચમાવનારાઓને એમણે જીવતાજાગતા યમદૂતોની ઉપાધિ આપી! એ વખતે તાળીઓની ગર્જનાથી સભાખંડ ગર્જી ઉઠ્યા. પણ એથીયે વધુ ગર્જના તો જ્યારે પંડિતજીએ સ્ત્રીઓને ગૃહદેવી માની પુરૂષોએ એમનું સાચું પુજન અર્ચન કરવું જોઇએ એવી આગ્રહભરી હિમાયત કરીને સ્વરાજ્ય ત્યાર વિના સંભ

તમે તરત ગુસ્સે થઇ જાઓ છો, અને એકદમ વહેમાઇ જઇ 'વંઠી જઇશ' કહેતાં અચકાતા નથી, ત્યારે પછી એટલી બધી સ્ત્રીઓના ટોળામાં તમે એકલા જ પુરૂષ શું કામ ગયા ? અને ગયા તો પછી હસી હસીને એ બધીઓ તાળીઓ વગાડતી હતી, ત્યારે તમે શું સમજી ને હસતા હતા ?" પંડિતાણીનો એ મૂખ્ય વાંધો.

બીજો વાંધો એ હતો કે: "તમે કહ્યું કે સ્ત્રીઓનું તો પૂજન કરવું જોઇએ, એમનું માન સાચવવું જોઇએ, છતાં સ્ત્રીઓને જે ગાળો દે, માર મારે એ બધા નિર્દય રાક્ષસો છે. અને ઘેર તો ઘડી ઘડી મને ગમે તેવી હલકી ગાળો આપો છે, લગારમાં ગુસ્સે થઇ સોટી લાત કે તમાચા કકડાવો છો; ત્યારે હવે તમને મારે શું કહેવું ?"

અને છેવટે એમણે એવો ચુકાદો સંભળાવી દીધો કે: "કાલ સવારથી જ વહાણામાં પહેલવહેલું મારૂં પુજન કરશો, અને ગાળ દેવાની, તિરસ્કાર કરવાની કે મારવાની કુટેવ છોડવાની પ્રતિજ્ઞા કરશો તો ચહા પણ કરીશ, નહિં તો હું તો ભૂખી રહીને દેહ પાડીશ."

બિચારા પંડિતજીની દશા વિચિત્ર થઇ પડી. છતાં એમનું પુરુષહૃદય સહેજમાં નમે તેમ નહોતું. એમણે આખી રાત પંડિતાણીના મનમાં એ ઠસાવવાનો પ્રયત્ન કર્યો કે: "એ તો બધાં 'પોથીમાંનાં રીંગણ' હતાં. એ બધું પારકે ઘેર કહીએ ત્યાં શોભે; એનો ઉપયોગ ઘરમાં ન કરી શકાય. પણ એમની એ મહેનત વૃથા ગઇ.

પંડિતાણીજીની દલીલો ખૂટી એટલે એમણે મોટેથી ઠૂઠવો મૂકી દિલનો ઉભરો ખાલી કરવાનો સ્ત્રીઓના નૈસર્ગિક હક્કનો આશરો શોધ્યો !

અને પત્નીની આંખમાં પાણી જોઇ કોણ નથી પીગળ્યું ? ભલભલા મહાદેવ પણ પાર્વતીજીના આંખમાંથી અવતરતાં મૌક્તિકો નિહાળી, પીગળી જતા તો પછી શ્રીયુત રમાકાંત પંડિતનો શો આશરો ?

છેક પૂર્વ દિશામાં ઉષાદેવીએ ડોકીઉં કર્યું, તે વખતે એમણે પંડિતાણીજીની વિખરાઇ ગયેલી લટોવાળા માથાપર આશી-ર્વાદ આપતા હોય તેમ હાથ મૂકી, બીજા હાથે હડપચી પકડી એમના અશ્રુરૂપી તુષાર બિંદુથી છંટાયલા મુખરૂપી કમળ ઉપર મીઠું ચુંબન કરીને કહ્યું: "લે ભાઇ, તારૂં કહેવું કબૂલ કબૂલ કબૂલ. સાડીસાતસેં વખત કબૂલ બસ્સ ?"

ત્યારે પંડિતાણીજી ખડખડાટ હસી પડ્યાં. એમના જે છેલ્લા શબ્દો મારે કાને અથડાયા તે આ હતા :

" હવે કેમ ઠેકાણે આવ્યા ?"

# બ્રિટિશ માલ અને પરદેશી કાપડનો બહિષ્કાર શા માટે કરવો જોઇએ ?

: સંપાદક :

**શ્રી માણેકલાલ એચ. વકીલ.**

એમ.એ., એલ.એલ્. બી., એફ. એસ. એસ.



**શ્રી. માણેકલાલ એચ. વકીલ**

ઇંગ્લાંડની સરકારના એક વખતના સ્વદેશખાતાના પ્રધાન સર વીલીઅમ જોયસન હીકસ કહે છે કે; "આપણે હિંદીઓના લાભ માટે હિંદુસ્તાન જીત્યું નથી. હું જાણું છું કે પાદરીઓની સભામાં એમ કહેવાય છે કે હિંદીઓનું ધોરણ ઉચ્ચ બનાવવા આપણે હિંદ જીત્યું છે. આ તદ્દન ઢોંગ છે. **ગ્રેટબ્રિટનનો માલ ખપાવવા માટે આપણે હિંદ પર વિજય મેળવ્યો છે.** આપણે શસ્ત્રબળે હિંદ જીત્યું છે અને શાસ્ત્રબળથી તેનો કબ્જો જાળવી રાખવો જોઇએ. હિંદીઓના લાભ માટે આપણે હિંદ પર અમલ ચલાવીએ છીએ એમ કહેનારો દાંભિક હું નથી. **સામાન્ય રીતે બ્રિટિશ માલ, અને ખાસ, કરીને, લેંકેશાયરનું સુતરાઉ કાપડ ખપાવવાનું હિંદ સારામાં સારૂં ક્ષેત્ર છે, એમ ગણીનેજ આપણે તેના પર રાજ્ય કરીએ છે.**

આ રીતે જોતાં સામ્રાજ્યની વ્યાખ્યા આમ કરી શકાય : સામ્રાજ્ય એટલે ખેડૂતોનું ચુસણ, અને સ્વદેશી ઉદ્યોગોની પાયમાલી.. સામ્રાજ્ય એટલે જગાત, હુંડિયામણ, અને રેલ્વેના અન્યાયી દરો મારફત ચાલતો. અપ્રામાણિક વેપાર. સામ્રાજ્ય એટલે પરદેશી લશ્કરી અને મુલ્કી અમલદારોની બનેલી ખર્ચાળ નોકરશાહી',

અને એ જોતાં બ્રિટનનો સામ્રાજ્ય ચલાવવાનો હેતુ નષ્ટ કરવા બ્રિટિશ માલનો બહિષ્કાર કરવોજ જોઇએ. સ્વરાજ્ય મળે ત્યાં સુધી, તમારી આવક હોય તે પ્રમાણે, ખાદી, દેશી મીલનું કાપડ અથવા તો બ્રિટિશ નહિં એવું બીજું કાપડ ખરીદો ને કાપડની કિંમત વધી ન જાય તે માટે કાપડની વપરાશમાં બને તેટલી કરકસર કરો. કેટલાક વેપારીઓ કાપડ ક્યાંથી આવ્યું

છે તે બાબતમાં તમને છેતરશે અને તમારી પાસે ભાવ પણ વધારે લેશે. અને તેથી તમે જે આર્થિક પરિણામ આવવાની ઇચ્છા રાખો તે ઝટ આવશે પણ નહિં. છતાં એ બધા સામે ટક્કર ઝીલવી જોઇએ.

## જનતાની નિરક્ષરતા ટાળો.

પરદેશમાંથી આવતા કાપડનો બહિષ્કાર ફત્તેહમંદ થાય તો, રાજ્યની આવકમાં ઘટાડો થશે અને થોડા વધુ માણસોને કામ મળશે. પણ પરદેશી રાજ્યકર્તાઓ, ખાંડ અને મીઠાં જેવી રોજની વપરાશની ચીજો પર પણ આડકતરી રીતે કર નાંખી ગરીબો પાસેથી સુદ્ધાં વધુ પૈસા મેળવશે. આમ છતાં સ્વરાજ્ય મેળવવા માટે, બ્રિટન સામે બહિષ્કારનો જુસ્સો લોકોમાં વધારે ને વધારે ફેલાતો જશે. દેશમાં સ્વરાજ્યની સ્થાપના થાય અને દેશના ઉદ્યોગોને રક્ષણ આપવા પરદેશી માલ પર જગાત નાંખવામાં આવે ત્યારેજ લાભદાયક આર્થિક પરિણામો આપણે જોઇ શકીશું પણ તે દરમ્યાન, ખેડૂતો સાથે સંબંધ બાંધવા માટે વિદ્યાર્થી સ્વયંસેવકોની મારફત, તુર્કસ્તાને થોડાજ માસમાં કર્યું તેમ, જનતાની નિરક્ષરતા ટાળવા પ્રયત્ન કરવા જોઇએ.

પરદેશી કાપડ બહિષ્કારના સંબંધમાં નીચેના આંકડા ઉપયોગી થઇ પડશેઃ

## ૧. હિંદી કાપડના પ્રમાણમાં પરદેશથી આયાત થતા કાપડમાં થતો જતો ઘટાડો.

(કરોડ વારમાં.)

| ૩૧ મી માર્ચે પુરૂં થતું વરસ. | ૧૮૯૭ | ૧૯૦૬ | ૧૯૦૯ | ૧૯૧૨ | ૧૯૧૪ | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૩ | ૧૯૨૭ | ૧૯૨૮ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પરદેશી કાપડ. | ૨૦૦ | ૨૪૬ | ૨૦૦ | ૨૪૩ | ૩૨૦ | ૧૦૮ | ૧૫૧ | ૧૦૯ | ૧૫૯ | ૧૦૮ | ૧૯૭ |
| હિંદી મીલનું કાપડ. | ૩૫ | ૭૦ | ૮૨ | ૧૧૩ | ૧૧૬ | ૧૬૪ | ૧૫૮ | ૧૭૩ | ૧૭૨ | ૨૨૫ | ૨૩૫ |
| હાથ સાળનું દેશી કાપડ. | ૭૮ | ૧૦૮ | ૧૧૧ | ૧૦૪ | ૧૦૭ | ૫૬ | ૧૧૪ | ૧૧૯ | ૧૩૪ | ૧૩૧ | ૧૩૬ |

## ૨. સુતરાઉ કાપડનાં સાધનો અને વપરાશ.

(૧૯૨૭–૨૮.)

| | કાપડ (કરોડ વારમાં.) | સુતર (કરોડ રતલમાં.) |
|---|---|---|
| પરદેશથી આયાત થયેલું | ૧૯૭ | ૫ |
| દેશી હાથ સાળ | ૧૩૬ (લગભગ) | ૩૪ (ઘણું ખરૂં હિંદનું). |
| હાથે કાંતેલી ખાદી | ૧ ,, | ૩ |
| હિંદી મીલમાં બનેલું | ૨૩૫ (આ લગભગ ૪૮ કરોડ રતલ સુતર જેટલું થાય છે.) | ૮૧ |
| હિંદમાં કુલ્લે વપરાતું | ૫૫૩ | ૮૨ |

# સ્વીટઝરલેંડથી ઘડીયાળો

## ને તદન નવો અને નામાંકત મેકરનો સ્ટોક આવી પહોંચ્યો છે.

એ સ્ટોકમાંથી તમે જે કોઇ ઘડીયાળ ખરીદશો તે જો સંભાળથી રાખશે તો વર્ષો સુધી નીયમીત ટાઇમ આપીને ચાલ્યા કરશે. આવી નમુનેદાર અને નવીન ફેશનેબલ ડીઝાઇનની મનપસંદ ઘડીયાળ ખરીદવેથી તમારા ખર્ચેલા પૈસા વસુલ થશે.







## રીસ્ટ વોચીઝ ખરીદો.

નીકલ–ચાંદી તથા રોલ્ડ ગોલ્ડમાં તથા સોનાના ૧૫ જુવેલ.

| | | |
|---|---|---|
| નીકલ | ૧૦॥''' રૂબી લીવર | નં૦ ૧ રૂ. ૧૯ |
| ચાંદી | ૧૦॥''' ,, ,, | નં૦ ૧ રૂ. ૨૩ |
| રોલ્ડ ગોલ્ડ | ૧૦॥''' ,, ,, | નં૦ ૧ રૂ. ૨૫ |
| નીકલ | ૧૨''' એન્ચેન્ત્રેસ ડબલ ક્રુમ | નં૦ ૧ રૂ. ૨૦ |
| ચાંદી | ૧૨''' ,, ,, ,, | નં૦ ૧ રૂ. ૨૪ |
| રોલ્ડ ગોલ્ડ | ૧૨''' ,, ,, ,, | નં૦ ૧ રૂ. ૨૬ |
| રોલ્ડ ગોલ્ડ | ૧૦॥'' એમ્પાયર શેપ પેરેમાઉન્ટ | નં૦ ૧ રૂ. ૩૦ |
| ,, ,, | ૧૦॥'' મીરજ શેપ પ્રોનીડન્ટ | નં૦ ૧ રૂ. ૨૦ |
| ,, ,, | ૧૦॥'' ચોરસ ઓક્ટોગન | નં૦ ૧ રૂ. ૨૧ |
| સોનાના ૯ કે. | ૧૦॥'' મીરજ શેપ ફીશના | નં૦ ૧ રૂ. ૨૫ |
| સોનાના ૧૪ કે. | ૧૦॥'' ,, ,, ,, | નં૦ ૧ રૂ. ૨૮ |
| સોનાના ૧૮ કે. | ૧૦॥'' ,, ,, ,, | નં૦ ૧ રૂ. ૩૧ |
| સોનાના ૯ કે. | ૧૦॥'' એમ્પાયર શેપ | નં૦ ૧ રૂ. ૩૫ |
| સોનાના ૯ કે. | ૧૦॥'' હોર્નલુપ કટ ગ્લાસ | નં૦ ૧ રૂ. ૪૨ |
| સોનાના ૧૪ કે. | ૧૦॥''' હોર્નલુપ કટ ગ્લાસ | નં૦ ૧ રૂ. ૫૦ |
| સોનાના ૧૮ કે. | ૧૦॥''' હોર્નલુપ કટ ગ્લાસ | નં૦ ૧ રૂ. ૫૪ |
| ચાંદી | ૧૦॥'' ,, ,, પેરેમાઉન્ટ | નં૦ ૧ રૂ. ૨૪ |

ટકા ૨૦ % વળતર આપવામાં આવશે.

વેસ્ટ એન્ડ વોચ કુંપની જેવા જાણીતા મેકરના ઘડીયાળો પણ અમારે ત્યાંથી બજાર ભાવે મળશે.

---

રીપેરીંગ કામ અમારા બાહોશ કારીગરો પાસે જાતી દેખરેખ નીચે કરવામાં આવે છે.

વધુ વીગત માટે અમારૂં સચીત્ર કેટલોગ મંગાવો.

[illegible] તેનો સામન [illegible] વાતા [illegible] ઓજારો [illegible]

# સીશન વોચ કુંપની,

૧૨૭, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, મુંબઇ નં. ૩.

# નકામી અને નુકશાનકારક ચળવળ

: લેખક :

શ્રી. અનીલવરન રાય

શ્રી અનિલવરણ રાયના પહેલા લેખનો જવાબ બાબુ રાજેન્દ્રપ્રસાદે પણ આપ્યો હતો. આ લેખમાં શ્રી રોય બાબુ રાજેન્દ્રપ્રસાદની ચર્ચાનો જડબાતોડ જવાબ આપે છે.

## સરેરાશ આવક શી?

મારા લેખનો જવાબ વાળતાં બાબુ રાજેન્દ્રપ્રસાદે ખાદી વિરૂધ્ધ મેં જે હકીકતો રજુ કરી હતી તેજ મોટે ભાગે સમજાવવા પ્રયત્ન કર્યો છે. તેઓશ્રી એ હકીકતોનો ઇનકાર કરતા નથી કે તેને ખોટી ઠરાવવા પણ પ્રયત્ન કરત નથી. હવે ખાદી વિષે મેં આપેલી સાફસાફ હકીકતો પર પ્રકાશ પાડવામાં અને ખાદી કામના બચાવમાં તેઓ કેટલા સફળ થયા છે તેનો ન્યાય કરવાનું હું વાંચકોનેજ સોંપું છું.

બાબુ રાજેન્દ્રપ્રસાદ, આ પ્રમાણે મારા શબ્દો ટાંકે છે; "તે કહે છે કે રેંટિયો કાંતનારને દર મહિને ઓછામાં ઓછા આઠ આના આપી શકે" પરંતુ આ શબ્દો મારા નથી. એ તો પોતાની અનુકૂળતા સાચવવા ખાતર તેમણે મારા મુખમાં મૂક્યા છે! રેંટિયાથી "બહુ બહુ" તો આઠ આના કરતાં વધારે આવક મળે, પણ ખરી વાત તો એ છે કે સામાન્ય રીતે એટલી બધી કમાણી થતીજ નથી. દેશની જુદી જુદી ખાદી સંસ્થાઓના અહેવાલ વાંચી મેં કહ્યું હતું કે:

"કાંતનારાઓની સરેરાશ આવક મહીને આઠ આના કરતાં પણ ઓછી છે." હવે પંડિતજી બાબુ રાજેન્દ્રપ્રસાદ (કહે છે કે,) "કેટલાક મહિનામાં એ કમાણી વધારે હોય છે અને કેટલાક મહિનાઓમાં તેથી ઓછી થાય છે." પણ તેથી કંઇ સરેરાશ આવકમાં ફેરફાર થતો નથી. આપણે કોઇ કામદારને ત્રણ મહિના સુધી પેટભરીને ખવરાવીએ તેથી તે બાકીના દિવસોમાં ભૂખે મરે તેનું સાટું વળી જતું નથી! તેથીજ આખા વરસની આવકનો હિસાબ ગણી, સરેરાશ માસિક કમાણીની ગણત્રી કરવાની જરૂર છે. બાબુ રાજેન્દ્રપ્રસાદ જેવા માણસ પણ આ સાદું સત્ય જોતા નથી એ વિચિત્ર લાગે છે.

## રેંટિયા મારફત મળતી આવક

રેંટિયા મારફત મળતી આવક છેકજ મામુલી છે એવી લોકોમાં પડેલી છાપ ભૂંસી નાખવા, બાબુ રાજેન્દ્રપ્રસાદે કેટલાક વિચિત્ર આંકડા આપ્યા છે! તેઓશ્રી, કાંતનારાઓની કમાણી જ્યારે વધારેમાં વધારે હોય એવા મહિનાઓનાજ આંકડા ટાંકે છે. બીજી જગ્યાએ તેમણે, કાંતનારાઓની સંખ્યા પ્રમાણે નહિં પણ, રેંટિયાની સંખ્યાનું પ્રમાણ ગણી આવક આંકડા

ટાંક્યા છે. એ તો જાણીતી વાત છે કે ઘણીવાર આખું કુટુંબ એક રેંટિયા પર કાંતે છે અને તેથી એક રેંટિયાની આવક, અને એક માણસની કમાણી, સરખી હોતી નથી. મેં મારી સરેરાશ જૂદી જૂદી ખાદી સંસ્થાઓના અહેવાલ (અને એમાં બિહારમાં આવેલી અખિલ ભારત ચર્ખા સંઘની બાબુ રાજેન્દ્રપ્રસાદની શાખા પણ આવી જાય છે) ઉપરથી તારવી હતી, તેમાંથી છટકી જવાની એમને સારૂ કોઈ બારી રહેતી નથી. આમ છતાં મારો મુદ્દો વધુ મજબૂત કરવા બાબુ રાજેન્દ્રપ્રસાદના કથનને આધારભૂત માની હું મારૂ વિવેચન હું આગળ ચલાવીશ.

બાબુ રાજેન્દ્રપ્રસાદ કબુલ કરે છે કે ૬ કલાક કાંત્યા પછી એક કાંતનારને લગભગ દોઢ આનો રોજી મળે છે. આ હિસાબે, રોજના ૭ કલાક કામ કરવા છતાં તેને મહિને ૩ રૂપિયા કરતાં પણ ઓછી કમાણી થાય છે! બીજા એક લેખમાં બાબુ રાજેન્દ્રપ્રસાદે જ કહ્યું છે કે: "આખો દિવસ કામ કરીને એક માણસ, રેંટિયા મારફત મહિને પાંચ રૂપિયાની આવક મેળવી શકે છે." આ દરેક જણે સ્વીકારેલી હકીકત છે, જે ખાદીકાર્યની તુલના કરવામાં આપણે બહુજ સંભાળપૂર્વક ધ્યાનમાં લેવી જોઈએ. આપણે એ પણ યાદ રાખવું જોઈએ કે કાંતવાથી આટલી આવક પણ મળે છે તેનું કારણ એ છે કે ખાદીને મીલના કાપડ કરતાં બહુજ મોંઘા ભાવે વેચવામાં આવે છે. વ્યવસ્થા શક્તિ અને બીજી કુશળતાથી કાંતવાની કળામાં આપણે ગમે તે સુધારા કરીએ તો પણ મીલો ખાદી કરતાં વધારે સસ્તું અને સારું કાપડ હંમેશાં ઉત્પન્ન કરશે જ એની તો કોઈથી પણ ના પાડી શકાય તેમ નથી જ.

## ખાદીની પાછળ રહેલી મનોદશા

પણ દલીલને ખાતર એમ ધારો કે (જો કે મને તો આવી ધારણા અસંભવિત લાગે છે) લોકો સારાં અને સસ્તાં મીલ કાપડ કરતાં ખાદી ખરીદવાનું હંમેશાં પસંદ કરે છે. આ સંજોગોમાં પણ આખો વખત કાંતનારની માસિક આવક પાંચથી ૭ રૂપિયા જેટલી થશે. આ આવક પર કોઈ પણ માણસ યોગ્ય રીતે જીવન ગુજારો કરી શકે? આ સ્પષ્ટ સવાલ મારા વાંચકો આગળ હું મકું છું: એ તો જ્યારે અધમ ગરિબીને જીવનના ઉંચામાં ઉંચા આદર્શ તરીકે રજુ કરવામાં આવે ત્યારેજ કોઈ માણસ આવી દલીલ, ગંભીર રીતે કરી શકે. ખાદીની પાછળ આવીજ મનોદશા રહેલી છે અને મહાત્મા ગાંધીએ પોતાના વિચારો દ્વારા તે ઘણીવાર દર્શાવી છે. બાબુ રાજેન્દ્રપ્રસાદે ખાદી વિષેના એક લેખમાં જણાવ્યું છે કે જ્યારે એક માણસ એક રૂપિયાની કિંમતની ખાદી ખરીદે ત્યારે તે પોતાના દેશની કોઈ અજાણી ગરીબ બ્હેનને ઓછામાં ઓછો ચાર પાંચ દિવસનો ખોરાક પુરો પાડે છે એમ તેણે યાદ રાખવું જોઈએ. હવે જ્યારે એક રૂપિયાની ખાદી ખપે ત્યારે માત્ર ચાર આના કાંતનારને ભાગે આવે છે. (આ હકીકત ખાદીના નિષ્ણાત કાર્યકર્તાઓ ઘણુ સ્વીકારે છે.). આમ, બાબુ રાજેન્દ્રપ્રસાદની દ્રષ્ટિએ ચાર આના પણ એક અજાણી ગરીબ બ્હેનને ઓછામાં ઓછા ચાર પાંચ દિવસનો ખોરાક પૂરો પાડવા માટે પૂરતા છે!

ગરિબી પ્રત્યેની હિંદીઓની આવી મનોદશા જ તેમનાં ઘણાં અનિષ્ટો માટે જવાબદાર છે. અને ખાદીની ચળવળ આવી

# પુરસદની વેળા



શ્રીમંતો તહેવારના દિવસો જુગાર રમવામાં ગુમાવે છે.



મધ્યમ વર્ગની છતાં શ્રીમંત સ્ત્રીઓને પગલે ચાલનારી સ્ત્રીઓ
પોતાની જવાબદારી ભૂલી જુગારના પંથે ચાલતાં શીખે છે.

નવયુગ : કાર્તિક, ૮૬.



ફુરસદની વખતનો છાત્રાલયનો દેખાવ.

ખેરી મનોદશાને પોષે છે એટલું જ નહિં પણ તેને વધારે મક્કમ બનાવે છે. જાણીતા અભ્યાસીઓ એ નિર્ણય પર આવ્યા છે કે પોતાના યોગ્ય ખાનપાન પાછળ માણસે રોજના પાંચથી છ આના ખરચવાની જરુર છે. આ હિસાબે એકલા ખોરાક માટે જ માણસ દીઠ મહીને ઓછામાં ઓછા દશ રૂપિયા થાય. આ ઉપરાંત, રહેવાની આરોગ્યવાળી જગ્યા, પૂરતાં કપડાં, બિમારી વખતે સારવાર, ભવિષ્યની સામગ્રી, બાળકો માટે કેળવણી, તથા એવી બીજી વસ્તુઓ પણ તદ્દન આવશ્યક છે. અને મનુષ્યના આવા સ્થિર ધોરણ પ્રમાણે રેંટિયાનાં કાર્યક્રમથી ગરીબોની સ્થિતિ સુધારવાની કદી પણ આશા રાખી શકાય તેમ છે ખરૂં ?

## ખાદીવાદીઓની દલિલો

રેંટિયો એ માત્ર વધારાનો ઉદ્યોગ છે એ દલિલ કરવાથી કંઇ વળે તેમ નથી, અને લોકો એકલા રેંટિયાપર આધાર રાખે એવી આશા પણ રાખવાની નથી. જો આખો વખત રેંટિયા પર કામ કરી એક માણસ મહીને પાંચ રૂપિયા મેળવે તો એક વધારાના ધંધા તરીકે કામ કરી તે તેમાંથી એક રૂપિયા કરતાં વધારે મેળવી શકે નહિં. અને ચોક્કસ આંકડા લઇએ તો સરેરાશ તેથી પણ ઓછી આવે છે. એક માણસની આવકમાં આવો નજીવો વધારો થવાથી તેની આર્થિક સ્થિતિ કેવી રીતે સુધરી શકે ?

પણ ખાદીના હિમાયતીઓની મુખ્ય દલિલ એ છે કે એક હિંદીની રોજની સરેરાશ આવક સાત પૈસા જેટલી છે; તેથી તેમાં ૬ પાઇ અથવા તો ત્રણ પાઇનો વધારો થાય એ કાઢી નાંખવા જેવી વાત નથી. બાબુ રાજેન્દ્રપ્રસાદે એવું બતાવવા આંકડાઓ ટાંક્યા છે કે ઘણાં કુટુંબોમાં રેંટિયાને લીધે ૧૧ ટકા અને કેટલીક જગ્યાએ ૨૮ ટકા જેટલો પણ વધારો થયો છે.' જ્યારે માણસની માસિક આવક માત્ર ત્રણ કે ચાર રૂપિયા હોય ત્યારે તેને પાંચ કે છ રૂપિયા સુધી લઇ જવી એ ખરેખર સારું છે. પણ તે શું આપણો આદર્શ હોવો જોઇએ ? શું એટલાજ માટે આપણે આભ અને ધરતી એક કરવાં જોઇએ ? જ્યાં સુધી માણસની ખરેખરી કુલ આવક મહીને પાંચ કે છ રુપિયા જ હોય ત્યાં સુધી આવકમાં ૫૦ ટકા કે સો ટકાનો પણ વધારો થાય, તેનો અર્થ શો છે ? આપણા લોકોની બહુ જ ઓછી સરેરાશ આવક સાથે સરખાવી, રેંટિયામાંથી મળતી નજીવી કમાણીનો બચાવ કરવા કરતાં આપણો હેતુ તો, લોકો માણસો તરીકે જીવે તે માટે તેમની સરેરાશ આવક વધારવાનો હોવો જોઇએ. અને એથીજ, શાસ્ત્રીય પધ્ધતિસર આપણી ખેતી સુધારવાની, અને યંત્રોદ્વારા મોટા પ્રમાણની ઉત્પત્તિ દાખલ કરવાની જરૂર ઉભી થાય છે. આપણા કંગાળ ખેડુતોની માસિક આવકમાં એક રૂપિયા જેટલો વધારો કરી આપણે તેમની સ્થિતિ સુધારતા નથી પણ, તેઓની દુર્દશા માત્ર વધુ લંબાવીએ છીએ. અને તેમને મનુષ્યત્વહીનતા અને ધીમાં મૃત્યુ તરફ દોરી જઇએ છીએ, એમાં શંકા નથી.

આપણા દેશના અસંખ્ય બેકાર માણસોને રેંટિયો આશીર્વાદ સમાન છે એમ જ્યારે બાબુ રાજેન્દ્રપ્રસાદ કહે છે ત્યારે તેઓ તેમના વિચારો કેટલા બધા ગુંચવાડા ભરેલા છે તેજ બતાવી આપે છે. તેમણે પોતેજ કબુલ કર્યું છે. કે: "ખેતી સાથેના વધારાના ઉદ્યોગ તરીકેજ રેંટિયાને મૂકવામાં આવ્યો છે અને નહિં કે મુખ્ય ઉદ્યોગ તરીકે" આમ રેંટિયાના હિમાયતીઓના કહેવા પ્રમાણે

રેંટિયા બેકારી ટાળવા માટે નહિં, પણ વધારાના ધંધા તરીકેજ રેંટિયાને મુકવામાં આવ્યો છે અને નહિં કે મુખ્ય ઉદ્યોગ તરીકે." આમ રેંટિયાના હિમાયતીઓના કહેવા પ્રમાણે બેકારી ટાળવા માટે નહિં, પણ ખેતીનો ધંધો કરતા હોય તેમને માટે સૂચવવામાં આવ્યો છે. છતાં એક મુખ્ય ઉદ્યોગ તરીકે અથવા તો એક વધારાના ધંધા તરીકે પણ રેંટિયાની સાર્થકતા આપણને માલુમ પડતી નથી.

## ખેતીમાં સુધારા કરો

પણ ખાદી વિરૂધ્ધની મારી દલિલોમાં બાબુ રાજેન્દ્રપ્રસાદને મોટામાં મોટી ખામી એ લાગે છે કે: "લોકોની દુર્દશા થોડે અંશે પણ તાબડતોબ સુધારવા તેમાં બીજી કોઇ પણ વ્યવહારુ અને સુલભ યોજના નથી." પણ રેંટિયાથી લોકોની સ્થિતિમાં તાત્કાલિક સુધારો થતો નથી એ બતાવવાના ખુલ્લા હેતુથી મેં મારો લેખ લખ્યો હતો. અને હું માનું છું કે મેં મારો મુદ્દો બરાબર દસાવ્યો છે. અને બાબુજીના હૃદયના ઉંડાણમાં પણ તે ઉતરી ગયે હોય એમ લાગે છે. જો તેઓશ્રી પોતાના દૃષ્ટિબિંદુને ઢાંકી દેનાર, રેંટિયાની "જાદુઇ અસર"ને ફેંકી દે તો તેમને ખેડુતોની "તાત્કાલિક સુધારણાના વ્યવહારૂ અને સુલભ માર્ગો" તરત જડશે. આપણા ખેડૂતો પર રેંટિયો લાદી દેવાના પ્રયત્નો કરવાને બદલે ખેતિના ક્ષેત્રમાંજ કેવા સુધારાઓ થઇ શકે તે આપણે પહેલાં તપાસવું જોઇએ. ખેતિમાં સુધારા થાય તે સામે રાજેન્દ્રપ્રસાદજીને વાંધો નથી પણ તેઓશ્રી રેંટિયાની અંધભક્તિને બાજુએ મુકી, પહેલાં એ દિશામાં કેમ પ્રયત્ન કરતા નથી? આપણી ખેતી એકાએક પૂરેપુરી શાસ્ત્રીય અને અર્વાચીન બની શકશે નહિ પણ એ દિશામાં આપણે તાબડતોબ કામ શરૂ કરી દઇએ તો તેથી, રેંટિયા મારફત નહિં થઇ શકે તેટલો સુધારો તો અવશ્ય ટુંક મુદતમાંજ થશે.

અનાજનાં બી તથા ખેતિ માટેના બળદોની સારી પસંદગી, ખાતરનો અવિચારી અને બેસુમાર બગાડ, તેનો યોગ્ય ઉપયોગ, વગેરે બાબતમાં સાદા સુધારા કરવા ઉપરાંત, ખેડૂતોને સહકારી ધીરધાર તેમજ વેચાણ, અને ઉત્પન્નને લગતાં કામ કરનારી મંડળીઓમાં જોડાવાનું ઉત્તેજન આપી શકાય.

આ રીતે જ આપણે ખેડૂતો બરાબર જાગૃત અને સંગઠિત બનશે. રેંટિયા અને ખાદીના પ્રચાર પાછળ જે પૈસા અને શકિત હમણાં ખર્ચાય છે તે, ખેડૂતોનું સંગઠન કરવામાં અને તેમને સાદાં અને સુધરેલાં સાધનો તેમજ તે વાપરવાની રીતોની કેળવણી આપવા પાછળ ખરચવામાં આવે તો, કાંતવાના કાર્યમાંથી જે લાભ મેળવવાની તેઓ આશા રાખે તે કરતાં બહુ જ મોટો લાભ જલદી મળે.

## કારખાનાંઓ કાઢો

જો ખેડૂતોને વધારાનું કામ આપવાની જરૂર હોય તો, ખેતી સાથે સંબંધ ધરાવતા ઢોર ઉછેર, ડેરી, મરઘાં બતકાં ઉછેર, ફળ ફુલની ખેતી, અને એવા બીજા ધંધા જૂદીજૂદી જગ્યાની અનુકૂળતા પ્રમાણે ખીલવવ તરફ ધ્યાન આપવું જોઇએ. આ બધાંથી આપણા ખેડૂતો અજાણ નથી, પણ તેમનામાં ભયંકર મંદતા તથા નિરાધારિતા ઘુસી જવાથી તેઓએ અસલની કળા અને જોમ ગુમાવ્યાં છે. આ જોમ અને એ કળા સજીવન કરી હાલના જમાનાનાં સાધનો અને જ્ઞાનનો ઉપયોગ કરવો જોઇએ.

આ રીતે આપણા લોકોની દુર્દશામાં સાચો સુધારો થઇ શકશે.

ખેતી કરવાના આ સુધારાની સાથેજ પરદેશમાંથી આવતી જુદી જુદી ચીજો આપણા દેશમાં બનાવવા માટે જો ધીમે ધીમે કારખાનાંઓ કાઢવામાં આવે તો અત્યારે ખેતી પર આધાર રાખનારા, ઘણા માણસો કારખાનામાં જોડાશે અને પરિણામે બાકી રહેલા ખેડૂતો, વધારે જમીન અને વધારે કામ મેળવી શકશે. પછી કારખાનામાંથી, ગામો તરફ પૈસાનો પ્રવાહ વહેશે અને ગામડાંઓની સ્થિતિ સુધરશે. ખેતિનું ઉત્પન્ન વેચવા માટે સારાં બજારો ઉભાં થશે અને યંત્રોની મદદથી ખેતિમાં સુધ્ધાં સુધારો થશે. પોતાનાં કાચા માલ માટે ખેડૂતોને સારો ભાવ મળશે તેમજ તેમને જોઇતો માલ તેઓ કારખાનાંમાંથી વધારે સસ્તી રીતે ખરીદી શકશે.



## : અજેય આત્મા :

**( વસંતતિલકા )**

ઉંડી ગુફાની ઘન શ્યામલતા સમી જે
રાત્રિ તણા તિમિર આવરણે ઉભીને
અસ્તિત્વ શક્તિતણું હો હરકોઇ રૂપે
ત્હેને નમું હું મુજ આત્મ અજેય કાજે.
સ્થિતિ અને સમયની પ્રતિકૂલતાએ
ઉંકાર ના કદિ કર્યો ન રડયો કદી યે.
સંયોગની વિષમતા તણી ભઠ્ઠીમાં હું
ઉદ્દીપ્ત કિન્તુ શીર ઉન્નત રાખું મ્હારું.
ઉત્પાત અશ્રુમય જીવન અંતમાં આ
વિકાળ મૃત્યુની દીસે દૂર પેલી છાયા.
કિન્તુ વહે વરસ ઓઘ, વધે જરા જે
પેખન્તી નિર્ભય મ્હને, વળી પેખશે એ.
હો સ્વર્ગદ્વાર અતિસૂક્ષ્મ ન કાંઇ ચિંતા,
હો તીવ્ર દંડથી ભરી યમરાજ–પોથી;
છું ભાવિનો મુજ અજેય હું એક સૃષ્ટા,
છું મુજ આત્મ તણી નાવડીનો સુકાની

**લક્ષ્મીનારાયણ મોતીલાલ પંડયા**
અનુવાદક



## અર્થશાસ્ત્રની સાદી વાતો

યંત્રો મારફત થતી મોટા પ્રમાણની ઉત્પત્તિ સામે બાબુ રાજેન્દ્રપ્રસાદ કેટલાક વાંધા ઉઠાવે છે. તેમનો પહેલો વાંધો એ છે કે એ કામ માટે જરૂર જોગી મુડી, મેળવવામાં મુશ્કેલી નડશે પણ ખાદીકામ માટે પણ મોટી મૂડી જોઇએ છે એ તેઓથી કેમ ભૂલી જાય છે? દર વરસે ૨૪ લાખ રૂપિયાની ખાદી ઉત્પન્ન કરવા ૨૦ લાખ રૂપિયાની મુડી રોકવાની જરૂર પડે છે!

તેમનો બીજો વાંધો એ છે કે યંત્રોની ખરીદી કરવામાં, દેશની ઘણી દોલત ઘસડાઇ જશે. પણ યંત્રો ખરીદવામાં આપણે જે પૈસા ખર્ચીશું તેથી, આપણે ત્યાં પરદેશથી આવતી ચીજો મારફત દર વર્ષે ઘસડાતા કરોડો રૂપિયા આપણે બચાવી શકીશું. આમ કરવાથી તો એકંદરે દેશને નુકસાની નહિં પણ લાભ છે. વળી ધીમે ધીમે યંત્રો પણ આપણા દેશમાં બનતાં થશે. બાબુ રાજેન્દ્રપ્રસાદના પોતાના પ્રાંતમાંજ આપણા દેશમાં જોઇએ તેટલાં તથા આપણે ધરાઇને પરદેશ મોકલી શકીએ તેટલાં યંત્રો બનાવવા માટે, જોઇએ તેટલાં લોખંડ અને કોલસા મળી શકે એમ છે.

સુતરની મીલોને લગતા યંત્રોની બાબતમાં તો કેટલાયે એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે, દેશમાં અત્યારે જે મીલો છે તે પૂરેપુરો વખત કામ કરી, પોતાની પેદાશ બમણી કરી શકે એમ છે. આમ આપણે પરદેશથી જે કાપડ આયાત કરીએ છીએ

તે બધું કાપડ આપણી મીલો પુરું પાડશે એટલું જ નહિ પણ હાલ છે તેથી બમણા કામદારોને તેમાં રોજી મળશે. મોટાં યંત્રોની સામે છેલ્લો વાંધો એ રજુ કરવામાં આવે છે કે મીલોનાં તૈયાર થયેલો માલ ખપાવવાને હિંદ પાસે બજાર નથી. પણ હિંદમાંજ એવું બજાર છે જે દુનિયાનાં સઘળાં ઔદ્યોગિક રાજ્યોના લોભને આકર્ષે છે. હિંદને અપૂર્વ લાભ એ છે કે તેની પાસે નહિં ખુટે એવાં કાચા માલનાં સાધનો અને દેશમાંજ સુમાર વિનાનો માલ ખપી શકે એવું વિપુલ બજાર છે. એ ખરેખર નવાઇ પમાડનારી વાત છે કે બાબુ રાજેન્દ્રપ્રસાદ જેવા આપણા સુપ્રસિધ્ધ માણસો પણ આપણા આર્થિક જીવનની આવી સાદી હકિકતો પણ સમજી શકત નથી.

## રેંટિયાની નિષ્ફળતા

હું અનુભવ અને જ્ઞાન વિના દલીલ કરું છું એવો અંગત હુમલો મારા પર કરી બાબુજી પોતાનો જવાબ પૂરો કરે છે. અંગત સવાલ ચર્ચાવા માટે નમ્રપણે માફી માગી મારા બચાવમાં મારે કહેવું જોઇએ કે, ખાદી કામના જ્ઞાન અને અનુભવની બાબતમાં હું કોઇથી ઉતરતો નથી. મારી જીંદગીનાં ૬ વર્ષો સુધી ખાદી કામને માટે મેં બનતું કર્યું હતું. જ્યારે બંગાળ ઓર્ડીનન્સ હેઠળ હું કેદની સજા ભોગવતો હતો ત્યારે પણ રેંટિયામાં ખરી રીતે કઇ શકિત છે તે જાતે જ તપાસી જોવા. હું દરરોજ એક કલાક શ્રદ્ધાપૂર્વક કાંતતો હતો. આમ મેં દરેક રીતે રેંટિયાની કસોટી કરી જોઇ છે અને આખરે મને તે નિષ્ફળ જણાયો છે. હું એક બીનઅનુભવી અથવા તો આળસુ ટીકાખોર તરીકે આ કહેતો નથી. નોકરશાહીના કિલ્લામાં પણ કચ્છ પહેરીને જનાર હું એકજ હિંદી હતો. ખાદીના ખરબચડા ટુકડાનો કચ્છ મારી બંગાળની ધારાસભામાં હું ગવર્નરની સમક્ષ ઉભો હતો, ત્યારે મને એ ધારાસભાના પ્રમુખે ઠપકો આપ્યો હતો કે એમ કરવાથી ના૦ ગવર્નરને અપમાન લાગશે. પણ તે દિવસે આખું હિંદ મારી પાછળ હતું. આજે રાજ્યદ્વારી હિંદનો ઘણો મોટો ભાગ ખાદીની બાબતમાં મારી વિરુદ્ધ છે એ હું જાણું છું. છતાં હું જરા પણ પીછેહઠ કરતો નથી; કારણકે હું સાચો છું એવો મને દૃઢ વિશ્વાસ છે. અને જ્યાં સુધી હિંદના લોકો મને સાંભળવાનું ચાલુ રાખશે ત્યાં સુધી, ખૂબ આગ્રહ અને જુસ્સાપૂર્વક હિંદની પ્રજાને ચેતવણી આપીશ કે ખાદીની ચળવળ તદ્દન નકામી છે. એટલું જ નહિં પણ તે અવશ્ય નુકસાનકારક છે.

આપણા દેશની રાજકીય, આર્થિક, અને આધ્યાત્મિક પ્રગતિમાં એ ચળવળ ખરેખરી આડખીલી છે.

# હિંદમાં પરદેશી દારૂનો ભીષણ પ્રસાર

: મૂળ લેખક :

રેવ. હર્બર્ટ એન્ડરસન કલકત્તા

કેટલાક માસ પહેલાં સર પુરુષોત્તમદાસ ઠાકોરદાસે હિંદી સરકારને કહ્યું હતું કે છેલ્લાં પાંચ વરસ દરમ્યાન હિન્દમાં આયાત થએલા દારૂની વિગત વડી ધારાસભાના ટેબલપર મૂકો. તેના જવાબમાં સરકાર તરફથી છેલ્લા પાંચ વર્ષ દરમ્યાન હિન્દમાં આયાત થયેલા પરદેશી દારૂના આંકડાઓ રજુ કરવામાં આવ્યા હતા.

સને ૧૯૨૩-૨૪ના આંકડાઓ જોતાં સાર એ નિકળે છે કે હિન્દે તે વરસમાં કુલે ૪૭૩૮૨૭૮ ગેલન જેટલો દારૂ ખરીદ્યો. એજ પ્રમાણે ૧૯૨૭-૨૮ના આંકડા લઇએ તો હિન્દની પરદેશી દારૂની એકંદર ખરીદી ૬૧૮૪૫૨૮ ગેલનની થવા જાય છે. આ આંકડા પુરવાર કરે છે કે પરદેશી દારૂની આયાત હિન્દમાં દિન પ્રતિદિન વધતીજ રહી છે.

## સરકારની દારૂનીતિ

અને તેથી પરદેશી દારૂની આયાત વિશેના સંયમન અને નિયમન વિશે સરકારની નીતિ શી છે એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉઠે છે, અથવા સરકારને કશી નીતિ હશે કે કેમ એ શંકા થાય છે. અથવા દારૂમાંથી આવતી જકાતની રકમમાં દેખાઇ આવે એવો ફેરફાર ન થાય ત્યાં સુધી આંખો મીંચીને દારૂના વેપારની વૃદ્ધિ થવાજ દેવી અને સંતોષ માન્યા કરવો એવો સરકારે ઠરાવ કર્યો છે કે શું ?



દારૂથી મધ્યમ વર્ગના શિક્ષિતવર્ગના સંસારનું સત્યાનાશ નીકળી જાય છે .

પા સદી પૂર્વે સરકારે પોતાની દારૂનીતિ સ્પષ્ટ કરી હતી. ઇન્ડીઅન એકસાઇઝ કમીટીના આ શબ્દો વાંચો. "હિન્દીઓમાં પરદેશી દારૂનો વપરાશ ઘરગથ્થુ થઇ જવા દેવો એવી સરકારની નીતિ નથી; અને તેથી પરદેશી દારૂના વેપાર ઉપર મર્યાદા મૂકવામાં આવી છે કે જ્યાં કોઇ યુરોપીઅન, યુરેશીઅન, પારસી અથવા અન્ય કોઇ તેનો વપરાશ કરનાર રહેતું હોય ત્યાંજ તે વેચી શકાય."

## વધી ગએલો ઉપયોગ

જુદા જુદા પ્રાંતોના આંકડા પરથી દારૂનો ઉપયોગ કેટલો વધી ગયો છે એ માપી જોવાનું સ્હેલું નથી એમ કમીટીને લાગ્યું હતું. તેથી તેણે માત્ર ત્રીસ વરસ પહેલાંની વસ્તી તથા દારૂની આયાતના આંકડાની સરખામણી કરી જોઇ

સન ૧૮૭૫–૭૬ થી ૧૯૦૪–૫ ના વચગાળામાં આયાત વધીને ૭૦૧૧૭૭ થી ૧૨૯૭૬૧૧ ગેલન જેટલી થઇ ગઇ. આ વધારો ૮૫ ટકા જેટલો છે. ઉપર આપેલા ૧૯૨૭–૨૮ ના દારૂની આયાતના આંકડા (વડી ધારાસભાના ટેબલ પર મૂકાએલા) સરખાવી જોઇએ તો તેમાં કેટલીક જાતના દારૂની આયાતમાં તો પાંચસો ટકાનો વધારો થયો દેખાય છે. છેલ્લા બે દશકામાં ગમે તેટલી વસ્તી વધી હોય તો પણ દારૂની આયાતમાં આટલો બધો વધારો તે તો ખરેખર ભયંકર કહેવાય. કોઇ પણ બીનઅમલદાર વાંચકને આ જોઇને એમ અવશ્ય થાય કે છેલ્લી પા સદી દરમ્યાન હિન્દી સરકારે પ્રાંતિક સરકારોએ માત્ર આવક પાછળ આંધળીયાં કર્યાં છે ને કેટલો દારૂ પ્રજામાં પીવાય છે તે ગંભીરપણે જોવા વિચારવાની તસ્દી નથી લીધી વડી સરકારે કે નથી લીધી છોટી સરકારે. જાહેરખબર ખાતાંના વડાએ પાર્લામેન્ટ સમક્ષ રજુ થયેલા '૧૯૨૭–૨૮ નું હિંદ' માં આ દેશમાં થતી દારૂની આવક વિશે જે લખ્યું છે [પાનું ૧૬૬] તે વાંચનાં ઉપર વ્યક્ત કરેલો અભિપ્રાય વિશેષ દૃઢ બને છે. એઓ કહે છે: "હવે હિન્દ સરકારને પરદેશી દારૂ સિવાય બીજો દારૂ કેટલો વપરાય છે તે જોવાની ખાસ જરૂર નથી. મધ્યવર્તી મહેસુલમાં પરદેશી દારૂ પરની જકાત ૧૯૨૭–૨૮ માં રૂ. ૨૫,૪૯૮,૬૨૭ થઇ હતી. પરંતુ આટલી બધી વધી પડેલી આયાત જોતાં હવે સરકારે આ દેશમાં પરદેશી દારૂનો વપરાશ કેટલો થાય છે એ વિષયની ફેર તપાસ કરવાનો વખત આવી લાગ્યો છે; સરકારે હવે એ પણ વિચારવાની જરૂર છે કે જકાતી આવકનું બ્હાનું આગળ ધરી હિન્દી લોકોમાં દારૂની બદીને વ્યાપક કરવાના પાતકનો બચાવ કેટલોક વખત કર્યા કરશે.

## હિન્દમાં બનતો પરદેશી દારૂ.

હિન્દના જુદા જુદા પ્રાંતોના દારૂ સંબંધી આંકડા જોતાં જણાય છે કે હિંદમાં બનતા પરદેશી દારૂનો વેપાર અને જનતામાં તેનો પ્રસાર ખૂબ વધતો જાય છે. સને ૧૯૨૬–૨૭ ના જુદા જુદા પ્રાંતના નીચે આપેલા આંકડા તે બરાબર બતાવી આપશે:

| વિભાગ | સ્પીરીટ ઇમ્પીરીયલ ગેલન |
|---|---|
| પંજાબ | ૨૭૫૬૫ |
| મદ્રાસ | ૨૬૫૧૮ |
| સરહદ પ્રાન્તો | ૮૭૭૮ |
| બર્મા | ૫૧૭૫ |
| મધ્ય પ્રાન્તો | ૫૩૪૧ |
| સંયુક્ત પ્રાન્તો | ૨૧૨૬૦ |
| મુંબઇ | ૩૫૨૫૧ |
| સિન્ધ | ૧૩૧ |

| | |
|---|---|
| બિહાર ને ઓરીસા | ૧૮૫૯ |
| વિભાગ | મોલ્ટલીકર ઇમ્પીરીયલ ગેલન |
| પંજાબ | ૧૪૮૬૩૯૧ |
| મદ્રાસ | ૫૪૦૬૭૬ |
| સરહદ પ્રાન્તો | ૨૨૪૦૩૪ |
| બર્મા | ૧૭૦૧૨૫ |
| મધ્ય પ્રાન્તો | ૬૫૧૭૨ |
| સંયુક્ત પ્રાન્તો | ૯૦૬૫૦ |
| મુંબઇ | ૪૪૪૦૩ |
| સિંધ | ૪૮૫૬ |
| બિહાર ને ઓરીસા | ૧૮૩ |

## વેચાણ વધારવા જકાતમાં ઘટાડો !

સ્થાનિક બનાવટના પરદેશી દારૂ સાથે પરદેશી આયાત કરેલા સ્પીરીટ હરીફાઇમાં ટકી રહે તેટલા માટે કેટલીક સ્થાનિક સરકારે તે પરની જકાતમાં જબરો ઘટાડો કર્યો છે. આમ લોકો પરદેશી દારૂ પીતા થઇ જાય એ માટે જેટલું કરવું શક્ય તેટલું બધું થઇ ચુક્યું છે. આથી મહેસુલમાં વધારો થાય છે અને લોકો દારૂની બદીમાં વધુ અને વધુ ફસતા જાય છે. અને તેથી સરકારને સંકોચ થવાને બદલે સંતોષ થાય છે. દાખલા તરીકે પંજાબનો એક્સાઇઝ કમીશનર પોતાના ૧૯૨૬–૨૭ ના રીપોર્ટમાં કહે છે કે "જકાતમાંઘટાડો કરવાથી સોંઘા જર્મન અને બીજા પ્રકારના દારૂને ભોગે હિન્દી બનાવટના પરદેશી દારૂની ખપત ૬૮.૭ ટકા જેટલી વધી ગઇ છે; સરકારે ઓછી કરેલી જકાતની દૃષ્ટિએ આ પરિણામ સંતોષકારક છે."

ગઇ સાલના રીપોર્ટમાં એકજ કારણ આગળ ધરવામાં આવ્યું હતું અને તે સોંઘા જર્મન વ્હીસ્કીને હરીફાઇમાં પાછું ધકેલવાનું. પરંતુ જર્મન વેપારીઓએ પોતાનો વ્હીસ્કી એટલો સસ્તો બનાવી મૂક્યો કે, પંજાબની દારૂની ભઠ્ઠીઓ પણ તેટલે સસ્તે દરે દારૂ આપી શકે નહિ. સરકાર કહે છે કે પ્રજાની દારૂ પીવાની **વ્યાજબી જરૂરીઆત** પોષવી જોઇએ. અને તે કારણસર પંજાબમાં દારૂની ૧૪૩ નવી દુકાનો ઉઘાડવામાં આવી હતી. આ સરકારી મોહને લીધેજ દારૂ પીવાની ટેવ પ્રજામાં વધતી જાય છે. અને સરકાર જેને **વ્યાજબી જરૂરીઆત** કહી વર્ણવે છે તેના ભોગ થઇ પડેલા પર પરદેશી દારૂના પ્રચારને લીધે પારાવાર આપત્તિયો આવી પડ્યા સિવાય રહેજ નહિ, તે વાત ઉપર તે લગારે લક્ષ આપતી નથી.

## આયાતમાં વધારો

આમ સ્થાનિક બનાવટના પરદેશી દારૂમાં ભીષણ હદ સુધીનો વધારો થતો જવા છતાં છેલ્લાં થોડાં વરસ દરમ્યાન પરદેશી દારૂની આયાત પણ વધતી અને વધતીજ રહી છે. આંકડાઓ પુરવાર કરે છે કે બ્રીટીશ સામ્રાજ્યના દેશોમાંથી તથા જર્મની, ફ્રાન્સ અને જાવામાંથી ૧૯૨૩–૨૪ માં જુદી જુદી જાતના દારૂ કુલે ૩૯૩૪૨૪૩ ગેલન આયાત થયા હતા; ૧૯૨૭–૨૮ માં ૫,૬૮૧,૪૨૬ ગેલનની આયાત થઇ હતી. આમ પાંચ વર્ષની અંદર ૧૭૪૭૧૮૩ ગેલનનો વધારો દારૂની આયાતમાં થયે. આ વધારો કેટલો ભયંકર છે એ કહેવાની ભાગ્યેજ જરૂર છે.

## સરકારની લુલી દલીલો.

આ સંબંધમાં સરકાર પોતાના રીપોર્ટોમાં લુલી દલીલો કરતાં કહે છે કે, લોકો ખેતી છોડી ઉદ્યોગ તરફ વળી રહ્યા છે; તથી

પહેલાં જેઓ દેશી દારૂ પીતા હતા તેઓ પણ હવે પરદેશી દારૂ પીતા થયા છે. વળી સામાજિક અને ધાર્મિક મર્યાદાઓ શિથિલ થઇ રહી છે; તેમજ દેશમાં ધીરે ધીરે પૈસો અને વસ્તી વધી રહ્યાં છે; એકસાઇઝ કાયદો વધારે વ્યવસ્થિત બન્યો છે, અને છાની છૂપી રીતે બનાવવામાં આવતા દારૂ પર વધારે અંકુશ મૂકી શકાયો છે; આ બધાં કારણોને લીધે દારૂની આયાત વધી છે, પરંતુ કેવળ જકાતી આવકપર દૃષ્ટિ સ્થિર રાખીને સરકારે દારૂની **વ્યાજબી જરૂરીઆતને** પોષવા માટે પીઠાં ઉઘાડવાની ને દારૂ પૂરો પાડવાની સવડ કરી આપી છે તેથી પરદેશી દારૂનો પ્રસાર વધતો ગયો છે; અને આ હીણા ધંધા સાથેના સરકારી સંબંધની જ્યારે જ્યારે ટીકા કરવામાં આવી છે ત્યારે ત્યારે સરકારે આંખ આડા કાન કર્યા છે; આ વાતની હિન્દ સરકાર કે સ્થાનિક સરકાર ના પાડી શકશે? સરકારની નીતિ દારૂની બદી અટકાવવાની છેજ નહિ; પોતે આ નીતિ બદલી છે એમ સરકાર કહી શકશે? શું સમાજ અને ધર્મનાં ઢીલાં થયેલાં બંધનોને લીધે આ બાબતમાં બીજી કશી મર્યાદાઓ મૂકી નહિ શકાય? આરોગ્ય અને સામાજિક સિદ્ધાંતોને અનુસરીને પણ મદ્ય પ્રતિબંધની પ્રવૃત્તિને આપણે પુનર્જીવન આપવાની બહુજ જરૂર છે.

## દારૂની બદી વધીજ છે

ઉપર આપેલા આંકડાઓ જોતાં આ દેશના સામાન્ય જનસમાજમાં પણ પરદેશી અને ખ સ કરીને બ્રીટીશ દારૂનો ઉપયોગ ખૂબ વધ્યો છે ને વધી રહ્યો છે એ વિશે શંકાને સ્થાન નથી. સરકાર પણ આ બાબતમાં માથું મારવા નથી માંગતી એ પણ ઉઘાડી વાત છે. પરદેશી દારૂની લત હિન્દમાં ને બ્રહ્મદેશમા ભારે **પ્રગતિ** કરી રહી છે; અને પ્રાંતિક સરકારો તેની સામે આંગળી પણ ઉંચી કરવા માટે ખુશી હોય તેમ જણાતું નથી.

## લાયસન્સની વ્યવસ્થા

લાયસેન્સ આપવાની વ્યવસ્થા જૂદે જૂદે ઠેકાણે જૂદી જૂદી છે. દારૂનાં, ખાસ કરીને ગામઠી દારૂનાં લાયસેન્સ જાહેર લીલામ કરી આપવાની પદ્ધતિનો મોહ હજુ અમલદારોને વળગી રહ્યો છે. ૨૫ વરસ પહેલાં નીમાએલી એકસાઇઝ કમીટીએ આ રીતને સખત શબ્દામાં નીંદી કાઢી હતી. એ કમીટીએ લાયસેન્સ માટે નિયત ધોરણ દાખલ કરવાની એકમતે ભલામણ કરી હતી. પરંતુ લીલામી વેચાણથી વિશેષ પૈસા મળે એ મધલાળ અમલદારો કેમ મૂકી શકે?

આયાતી દારૂનો ઉપયોગ બેહદ વધી રહ્યો છે એ આપણે તપાસી ગયા; એ વધારો જોઇએ તો હમેશના પીનારાઓમાં થયો હોય કે દેશમાં સામાન્ય રીતે થયો હોય. ગમે તેમ હોય પણ આ વધારાની જવાબદારી સરકારને શિરે છે. કમભાગ્યે સરકાર પોતાથી બની શકે તેટલું પણ આ બદીને અટકાવવા કરતી નથી.

ઉત્સાહી શોધક સ્પષ્ટ રીતે સમજી શકશે કે ગામઠી તેમજ વિલાયતી દારૂની બાબતમાં સરકારની દૃષ્ટિ કેવળ આવક પર રહી છે.

આબકારી આવકને આવકને રાજ્યકારભારમાં અગત્યની વસ્તુ બનાવી દેવામાં આવી છે. પરિણામે વ્યક્તિગત કરનો બોજો ૧૯૦૧ માં સાડાચાર આના હતો તે પ્રતિવર્ષે વધતો વધતો ૧૯૨૬ માં સવબાર આનો થઇ ગયો: જો એમ કોઇ સાબીત

કરે કે કરના વધારાના પ્રમાણમાં દારૂનો ઉપયોગ નથી વધ્યો તો આપણે વાંધો નથી; પરંતુ આંકડાઓ તપાસતાં એમ લાગે છે કે હિન્દમાં તો કરનો વધારો એટલે ઉપયોગનો વધારો એ અર્થ સ્પષ્ટ છે.

## આબકારી આવક

૧૯૨૭-૨૮ ની સાલમાં હિન્દ સરકારને પરદેશી દારૂની જકાત તરીકે રૂ. ૨૫,૪૯૮,૬૭૨ મળ્યા. પ્રાન્તવાર એકંદર આંકડા નીચે આપવામાં આવે છે:

**૧૯૨૧-૨૨ ના આંકડા.**

| પ્રાન્તનું નામ | આબકારી આવક રૂપિયામાં |
|---|---|
| મદ્રાસ | ૪૮,૮૬૭,૨૪૫ |
| મુંબઇ | ૩૨,૨૬૮,૭૫૨ |
| બંગાળ | ૧૮,૩૦૯,૮૧૮ |
| સંયુક્ત પ્રાન્તો | ૧૪,૮૯૨,૩૧૯ |
| પંજાબ | ૧૧,૫૯૬,૦૮૬ |
| બ્રહ્મદેશ | ૯,૭૯૪,૬૪૬ |
| બિહાર ને ઓરીસા | ૧૯,૩૯૩,૪૧૭ |
| મધ્યપ્રાન્તો | ૧૦,૪૯૦,૨૧૨ |
| આસામ | ૫,૯૫૭,૯૫૦ |

**૧૯૨૭-૨૮ ના આંકડા.**

| | |
|---|---|
| મદ્રાસ | ૫૨,૦૮૨,૬૯૬ |
| મુંબઇ | ૪૦,૯૩૯,૩૩૫ |
| બંગાળ | ૨૨,૫૧૭,૧૩૩ |
| સંયુક્ત પ્રાન્ત | ૧૩,૦૯૯,૭૦૩ |
| પંજાબ | ૧૨,૪૩૧,૩૧૩ |
| બ્રહ્મદેશ | ૧૩,૩૧૨,૬૩૪ |
| બિહાર ને ઓરીસા | ૧૯,૭૩૪,૫૬૩ |
| મધ્ય પ્રાન્તો | ૧૩,૫૪૫,૧૮૯ |
| આસામ | ૭,૧૯૨,૭૧૭ |

ઉપરના આંકડાની સમાલોચના કરતાં સરકારની એકંદર આવકમાં દારૂની જકાત મહત્વનું સ્થાન શા માટે લે છે એ સમજી શકાય છે. દારૂબંધી માટે સરકાર કશું અગત્યનું પગલું નથી લેતી એનું કારણ પણ હવે સ્પષ્ટ થયું હશે.

હવે એક બીજા વિષયનો સ્પર્શ કરવાની જરૂર છે. એ વિષય તે સરકારે આબકારી કારભારમાં જાહેર પ્રજાને આપેલા કાબુનો છે. વસ્તુતઃ એ કાબુ નામનોજ છે; એની કીમત કોડીની નથી. આબકારી કારભારને એક સૈકો વીતી ગયો છે છતાં સર્વ સત્તાધિકાર સરકારી અમલદારોના હાથમાં રહ્યો છે. પા સદી પૂર્વે હિન્દી વજીરને કરવામાં આવેલી અનેક ભલામણોને પરિણામે સલાહકાર મંડળો નીમવામાં આવ્યાં હતાં, અને પાછળથી, સામ્રાજ્યના જુદા જુદા ભાગમાં લાયસેન્સીંગ બોર્ડો સ્થાપવામાં આવ્યાં હતાં. પરંતુ અમલદારોઓએ મંડળો અને બોર્ડોને કદી સત્તા આપી જ નથી. સલાહકાર મંડળો કેવળ સલાહકાર જ રહ્યાં છે. અને જે જે બાબતમાં જકાતની આવકને હાની પહોંચતી ન હોય તે તે બાબતમાં એની સલાહનો સ્વીકાર પણ થયો છે. લાયસેન્સીંગ બોર્ડ પણ ભ્રમણા છે, છળ છે. કલકત્તામાં સાત વરસના અંગત અનુભવ પછી કોઇ પણ વ્યક્તિને લાગશે કે આબકારી કારભારમાં જાહેર પ્રજાને દોરાભાર સત્તા આપવાની આન્તિક સરકારની દાનત નથી. મંડળો અને બોર્ડો તો બાળકોને રમાડવાનાં રમકડાં જેવાં છે. દશકા પહેલાં આશા રાખેલી કે સરકાર સુધારા આપશે તે સાથે લોકસત્તા પણ દાખલ કરશે. પરંતુ પ્રધાનોને સ્વતંત્રતા આપવામાં આવી નથી. જ્યારે જ્યારે પ્રધાનોએ પોતાની સત્તાનો ઉપયોગ આબકારી વિષયમાં કરવાનો યત્ન કર્યો છે ત્યારે ત્યારે ત્હેમનું અપમાન નહિં પણ આભાસક પતન તો થયું જ છે.

જો શાહી ખજાનચી આ પ્રશ્નનો વિગતવાર અભ્યાસ કરે, શક્ય સુધારા વધારા સૂચવે તો લોકોની દ્રષ્ટિએ એ ડહાપણ ગણાય. હિન્દ સદાને માટે કાંઇ સત્તાની ભ્રમણામાં પડી રહેવાનું નથી. દારૂબંધીની નીતિનો અમલ મુશ્કેલ છે. એની અમે ના નથી કહેતા; પરંતુ એ ઉત્તમ છે એ વાત ભૂલાવી ન જોઇએ. પરંતુ હિન્દ ઇચ્છે છે પ્રતીતિપૂર્વક ઇચ્છે છે કે દારૂની કુટેવને લીધે ન્હાનાં, મોટાં, ઉંચાં, નીચાં સહુની એવી પાયમાલી થઇ છે કે વર્તમાન રોગી દશામાંથી તો હિન્દે મુક્ત થવુંજ જોઇએ. દારૂબંધીની મુશ્કેલી આગળ ધરવામાં કશું ન વળે—એનો તો નિકાલ જ થવો જોઇએ.

---

# સ્ફુ ર ણ

......

**સર થોમસ મન્રોએ** ઇ. સ. ૧૮૧૩ માં બ્રિટિશ કમીશન આગળ જુબાની આપતાં જણાવ્યું હતું કે—"ખેતીની ઉત્તમ, પદ્ધતિ, અતૂલનીય કૌશલ્ય, કારીગરી, પોતાની સવડ અને વિહારને માટે જરૂરી વસ્તુઓ પોતાની મેળેજ તૈયાર કરી લેવાનું સામર્થ્ય, લખતાં વાંચતાં તથા ગણિત શીખવવા માટે ગામેગામ નિશાળ, સામાન્ય વર્તનમાં એક બીજા પ્રત્યે આદર—આતિથ્યબુધ્ધિ તથા ઉદારતા અને સર્વમાં મુખ્ય કહીએ તો સ્ત્રી વર્ગ પ્રતિ વિશ્વાસ, આદર તથા સૌજન્યભર્યું વર્તન એ જો સુધરેલા સંસારનું લક્ષણ હોય તો હિંદ યુરોપીયન રાષ્ટ્રોથી કોઇ પણ રીતે પાછળ નથી. ઇંગ્લંડ અને હિંદે પોતપોતાના સુધારાનોજ વેપાર કર્યો હોય તો આયાતથી ઇંગ્લંડને ફાયદોજ થશે."

"એ આપણે જાણીએ છીએ કે એક નાની સરખી સંખ્યા સિવાય હિંદમાં હિંદીઓને ઉંચી નોકરી આપવામાં નથી આવતી. એ ખરી વાત છે કે ૨૨ા કરોડ રૂપીઆ ગોરા સરકારી અમલદારોને આપવામાં આવે છે તથા તેઓ એનો મોટો ભાગ બચાવી પરદેશ મોકલે છે.—**મિ. સ્મીટન.**

(લોર્ડ કર્ઝનની કારોબારી સભાના સભ્ય)

ઇતિહાસકાર **ડો. રોબર્ટસને** ૧૮૧૭ માં હિંદને લગતા ઐતિહાસીક પ્રબંધમાં લખ્યું છે કે, "સઘળા યુગોમાં જે બે ચીજોની હિંદમાં પુષ્કળ નફાથી આયાત થાય છે તે સોનું અને રૂપું છે પણ મોટે ભાગે રૂપું છે. પૃથ્વીના કોઇ પણ ભાગમાં જીવનની જરૂરીઆતો અથવા મોજશોખની ચીજો માટે, પરદેશ ઉપર આટલો થોડો આધાર કોઇ પણ લોક રાખતા નથી. હવા પાણીની અનુકળતા તથા જમીનની ફળદ્રુપતા સાથે તેમનામાં ઘણીજ કારીગરી હોવાથી તેઓ જે જોઇએ તે બનાવી શકે છે. તેથી કરીને તેમની સાથે એક સરખી રીતે વિચાર ચાલ્યાજ કરે છે, અને કુદરતની તેમજ કળા કૌશલ્યની તરેહવાર બનાવટોના બદલામાં તેમને કીંમતી ધાતુઓ આપવામાં આવે છે."

એક દેશભક્તના ગુણો અને દ્રઢાગ્રહ તથા ગુણોનું મિશ્રણ કરો એટલે તમે મહાવીર પુરૂષ કેવો હોય તે વીચારી શકશો.

**—એ. જે. ડવીસ.**

તારાથી બની શકે તો દાન આપ અને તેમ ન બને તો એક સહાનુભુતિ દર્શાવતો મધુર શબ્દ કહે.—**હેરિક.**

# નવયુગનો પયગંબર

: અનુવાદક :

ડૉ. મંજુલાલ દવે એમ. એ, પીએચ્. ડી. ડી. લીટ.

[ લેખાંક ત્રીજો ]

અને તે પછી જગત્-ના રાજાઓમાંનો એક આગળ આવ્યો ને ઉચ્ચરી રહ્યો :

"રાજા પ્રજાના કુશળ ભાવ ભાખશો ?"

અને મયુરે ઉત્તર આપ્યો :

"પ્રજા કાલસ્ય કારણમ" એ સૂત્ર હવાં સર્વત્ર સ્વીકારાઇ રહો—

કારણ રાજ્ય રાજાઓ-નાં નથી, રાજ્ય તો પ્રજા-ઓનાં, પ્રજાઓનાં ચિન્તન તથા ક્રિયાઓના ધુરંધરો-નાં છે.

કાળ ને સ્થળ બન્ને જ્યાં નહિવત્ થતાં જાય છે તેવા આજનાં યુગનાં સમાજવિધાન તથા સંસ્કૃતિઅલંકાર કોઇ નવતમ ભાવના; ગુંથ્યા કીજાઇ રહો.



પૃથ્વીની પ્રજાઓ એકીભાવ ભણી રહો-તેમના અન્યોન્યના સહચાર સધાઇ રહો: તેમના પરસ્પરના સંવાદિત સુર વિશ્વવિશ્વમાં સુણાઇ રહો.

જળ તથા સ્થળના માર્ગો પર કોઇનાય અંતરાય ન ટકો. કોઇ એકજ પ્રજાની આણા ન વર્તો રહો.

## નવયુગનો પયગંબર

પૃથ્વી પરની પ્રજાઓમાં એકજ પૃથ્વી-દેવીની મુદ્રા વહતું સુવર્ણદ્રવ્ય સંચલિત થઇ રહો.

માનવમાત્ર એક સ્થળથી બીજે વિના અડચણે હરીફરી શકે તેવી યોજનાઓ થઇ રહો: 'વીઝા' વા 'પરમીટ'ની આવશ્યકતા હવાં ન રહેવાં જોઇએ.

સંસ્કૃતિની આણ સદા સર્વદા ગાજતી રહે તે માટે પ્રજા પ્રજાઓને આંગણે વિદ્યા-વિનિમયનાં મહાન મથકો ખૂલી રહો: અતિ અલ્પ એવા મુખે ગનગંગાનાં નીર સર્વત્ર સભર વિહરી રહો.

નિઃશસ્ત્ર યુગ વ્યાપી રહો: સંહારક સૌ શસ્ત્રાસ્ત્રો પાછળનાં ખર્ચ સંસ્કૃતિવિસ્તારમાં વપરાઈ રહો.

માનવ-મહાસભામાં પ્રજા પ્રજાના શાસન તેમ ન્યાય ઉકેલાઈ રહો; પૃથ્વીનાં સંયુક્ત રાજ્યે એ રીતે પોતપોતાના મનોરથો સમસ્ત માનવ પ્રજાના સર્વોદયમાં સમર્પી રહો.

અનેકની વચમાં એકને પ્રત્યક્ષ કહી રહો. સૂત્રે ગુંથ્યા મણિગણોની જેમ શાન્તિ-યુગની પ્રજાઓ પ્રસન્નમન પ્રકાશી રહો.

અને આમ છતાંય મલિનતાઓ રહેશે, અશ્રધ્ધાઓ ટકશે, શાંન્તિના વિરામે કદીક કદીક થઈ રહેશે, સ્નેહની તેમ ઐક્યની શૃંખલાએ ય કદીક કદીક તૂટશે,—

પણ તે સર્વ કોઈક સદર્થે હશે એમ સમજી લેજો: તે દ્વારા ય, નાનાં મોટાં એ સ્ખલનો દ્વારાય, મનુષ્યનાં ઉત્થાન-ઉર્ધ્વ-ગામી વિકસન તથા વિલસન-આલેખાયાં છે, એમ સર્વમાં સ્વીકારી રહેજો.

દેવ મનુષ્ય ને પશુ,-સત્ત્વ રજસ ને તમસ-ગુંથ્યા માનવસ્વભાવને સદાકાળ એકના એક ગુણનિર્દેશનના થાક ન સ્હડે એ ય ઇચ્છવા જોગ છે.

અને છતાં એ પ્રપાત ક્ષણના હો: સાત્ત્વિકતા, સત્ય, ને શુદ્ધ આત્માના સંવાદ, સહસાજ પાછા અંગીકૃત થઈ રહે તે વિષયે પ્રજા પ્રજાઓ ચિત્તશુદ્ધિ રાખી રહો, સત્વ સિદ્ધિ ખીલવી રહો, ને તે દ્વારા પરમ નિઃશ્રેયસં કલ્યાણવર્ષા વર્ષી રહો.''

પછી એક વકીલે આગળ આવી પૂછયું: "ગુરૂવર્ય,-પણ ત્યારે અમારા કાયદા ને ધારાધોરણનું શું ?"

અને મયુરે ઉત્તર આપ્યો:

"અલબત્ત તમે કાયદાઓ ઘડવામાં જેટલા આનંદ દાખવો છો તેટલાજ તેમને તોડવામાં પણ પ્રસન્નો છો.

દરિયા કિનારે રમતાં બાળકો સ્થિરતાથી રેતીના મહેલ ચણે ને તેટલાજ ઉપહાસ્યથી તેમને તાડી પાડે, તેમ તમારી એ ધારા ઘડવાની અને ભાંગવાની પદ્ધતિ છે.

પરંતુ જ્યારે તમે તમારા રેતીના મહેલ બાંધો છો ત્યારે દરિયો સવિશેષ રેતી કિનારે ધસડી આણે છે; અને જ્યારે તેમને તમે તોડી પાડો છો ત્યારે તમારી સંગે તે હસ્તો હોય છે.

ખરેખર, નિર્દોષોની સંગે સદૈવ એ સાગરરાજ અપ્રતિમ હર્ખી રહે છે.

પરંતુ જેમને મન જીવન એક સાગર નથી, તેમ માનવરચિત કાનુનો રેતી-મહાલયો નથી-બલ્કે જીવન જેમને મન ખડક સમું છે અને કાનુન માત્ર પોતાની પ્રતિમા અનુસાર ચીતરવાનું એક ચિત્રપટ છે,—હા, તેવાઓનું કેમ ?

થનગનતા સૌ નર્તકોને અવગણનાર પંગુ વિષે શું કહેશો ?

વનમાં નિઃશંક ને નિર્ભય ચરનાર વન-ચરોને વક્રદ્રષ્ટિથી જોનાર ધાણીમાંના બળ-દીઆ વિષે શું ધારો છો ?

પોતાની ચામડી ઉતારવામાં અશક્ત ને અન્ય સર્વને નગ્ન તથા બેશરમ કહેનાર ઘરડા તે સર્પને શું કહેશો ?

અને સૌથી પહેલાં લગ્નભોજનમાં પધારી તેના મિષ્ટાન્નો અતિશય આરોગી થાકી જઈ સૌ એ ભોજન તેમ તેના આરોગના-રને ધારા-ભંગીયો કહેનારને વિષે શું ધારો છો ?

હું તો એ સૌ વિષે એટલુંજ જણાવીશ કે તેઓ સર્વ સૂર્યના પ્રખર ઉજાસમાં ઊભના છતાં તેમની પુંઠ સૂર્યના સામે છે. તેઓ માત્ર પોતાના પડછાયા માત્ર દેખે છે, તે પડછાયાઓ તે તેમના કાનુન છે.

અને એ સૂર્ય એ પડછાયાઓનો નાંખનાર નહીં તો બીજું શું?

અને એ કાયદાઓનું પાલન એટલે નીચા નમી પૃથ્વી પર લંબાએલ પોતાનાજ ઓળા માપવા એ વિના બીજું શું વારૂ?

પરંતુ તમે જેઓ સૂર્ય સન્મુખ ઉભેલ છો, તેમને પૃથ્વીપર આંકેલ કિયી પ્રતિમાઓ પકડી શકે તેમ છે?

તમે જેઓ પવનવેગે ધપો છો, તેને અન્ય કોણ માર્ગદર્શક થઇ શકશે?

તમે જો તમારી ધુંસરી તોડી નાંખો—અલબત્ અન્ય કોઇની કેદને આંગણે નહીં—તો કિયા મનુષ્યનો કાયદો તમને બંધનમાં નાંખી શકશે વારૂ?

અન્ય કોઇની લોઢાની સાંકળો સામે ન અથડાતાં તમે તમારૂં નૃત્ય આરંભી રહો તેમાં તમારે કિયા કાનુન થકી બ્હીવાનું વારૂ?

અને જાતે તમારૂં વસ્ત્ર ચીરી અન્યની સડકમાં ન આવે તેમ તેને મકો તો તે સારે કોણ તમને જવાબદાર ઠરવશે વારૂ?

ઓ પ્રહ્‌લાદપુરિના પુરજનો, પખવાજ તમે મોખરી કરી શકો છો. તેમ વીણાના તાર તોડી શકો છો, પરંતુ પ્રત્યેક પ્રભાતે આકાશની અટારીથી સનાતન પ્રહર્ષપુર રેલવન ર રઉગાને ન ગાવા કોણ—કિયો કાયદો વા સદા શાસન—ફરમાવી શકશે?"

એક વકતા આગળ આવ્યો ને વદી રહ્યોઃ "અમને સ્વાતંત્ર્ય વિષે કંઇક સુણાવી રહો."

અને મયુરે ઉત્તર આપ્યો :

"નગરને દ્વાર તથા તમારી ધરની દિવાલોની મધ્ય જુલ્મી એજ રાજા સમક્ષ ગુલામો નમી રહે અને એ માનવ સત્તાને પ્રશંસી રહે, તેમ તમને મેં નમતા ને તમારા પોતાના સ્વાતંત્ર્યને પૂજતા નીરખ્યા છે.

અરે, દેવાલયની વાડીઓમાં તથા કિલ્લાની છાયાઓમાં તમારામાંના સર્વ શ્રેષ્ઠ સ્વાતંત્ર્યવાદીને મેં તેની સ્વતંત્રતાને એક ધુંસરી વા બેડી સમી પ્હેરેલ નીરખેલ છે.

અને તે દર્શને મ્હારૂં દિલ ડ્હાયું—ઘવાયું છેઃ—કારણ ત્યારેજ તમે પૂરેપૂરા સ્વતંત્ર થઇ શકો છો, જ્યારે સ્વાતંત્ર્ય શોધની વાઙ્છના મુદ્દાંતે તમને ગળે જોતરા સમી લાગી રહે, તથા તેને એક લક્ષ્ય વા સિધ્ધિ સમી લેખવાનું ય તમે ત્યજી દો.

ત્યારેજ તમે સાચા સ્વાતંત્ર્યના ભક્ત થઇ શકો છો, જ્યારે તમારા દિવસ તેમ રાત્રિ ચિંતા વા ગ્લાનિવિમુખ ન છતાં સારાં ય તમારા જીવનને તે રંગતાં હોય—બાંધતાં હોય, અને છતાંય તમે તેથી પર—અપર નગ્ન ને નિબંધ સમા વિરાજતા હો.

અને તેમ તમે ક્યારે વિરાજી શકો—સિવાય કે નાનકડી તમારી સમજશકિતને કુટે ઘડેલ બેડીઓ તમે તોડી નાંખો ત્યારેજ.

વસ્તુતઃ તો, જેને તમે સ્વાતંત્ર્ય કહો છો, તેજ તમારૂં બલિષ્ઠ બંધન છે, જો કે તેની શૃંખલા સૂર્યતેજમાં ચળકતી દીસે છે, ને તમારાં નયન ઝંખવાવે છે.

અને એ તો ત્યારેજ તમે મુકત થઇ શકો છો જ્યારે તમારા પોતાના આત્માના નાના શા કડકાઓને તમે અવગણો છો—તમારા કપાળે તમારે પોતાના હાથે આ લખેલ અન્યાયી કોઇ કાનુન તમેં જ્યારે ભુંસી નાંખો i.

ધારાશાસ્ત્રીઓ બાળી ભસ્મ કર્યે વા ન્યાય મંત્રીઓનાં કપાળ ધુવે તેમ તેને.

નહીં ભુંસી શકો, પછી સાગરજલ ભલે તમે ઉલેચ્યાં હોય.

અને જુવો કે એક જુલમગારને પદભ્રષ્ટ કરતા પ્હેલાં તેણે તેના જુલમનું તમારે આત્મે ઘડેલ તખ્ત પ્રથમ તમે નષ્ટ કર્યું છે વા નથી કર્યું.

કારણ નહીં તો તત્ત્વતઃ મુક્ત તથા મગરૂર એવા લોક પર જુલમગાર રાજ્યજ કેવી રીતે કરી શકે—સિવાય કે એ કહેવાતી તેમની મુક્તિમાં ઉંડું જુલમગારપણું વા કેહવાતી એ મગરૂરી નીચે ઉંડી બેશરમ ન છૂપાઇ હોય ?

અને કોક ચિંતા તમે ત્યજો તો તે ચિંતા ય કોકે બ્હારથી તમારે શિર નથી ફેંકેલ, એ તો તમેજ તેને જાતે પસંદગીથી વ્હોરી લીધેલ છે.

અને કોઇ ભય તમે ત્યજો તો તે ભયનું સ્થાન તમારે ચિત્તજ વસે છે, નહીં કે જેનાથી તમે બ્હીઓ છો તેને હાથ.

ખરેખર, સનાતન અર્ધ આશ્લેષમા સર્વ કાંઇ તમારા પોતાનાજ આત્મામાં સંચલન કરી રહેલ છે. ઇચ્છા તેમ ભય, આકર્ષણ તેમ અનાદર, અનુસરણ તેમ પરિત્યાગ.

તેજ છાયાનાં સજોડીલાં દ્વંદ્વો સમાં સર્વએ તમારા પોતાના આત્મામાં આમ તેમ હલન ચલન આદરી રહેલ છે.

અને જ્યારે છાયા વિરમે છે ને નહિવત્ થઇ રહે છે, ત્યારે થંભતું તેજ પણ અન્ય તેજની છાયા સમું જ વિસ્તરી રહે છે.

અને તેજ પ્રમાણે તમારૂં સ્વાતંત્ર્ય પોતાની શૃંખલાને વણસાડે છે ત્યારેજ પોતાથી મહાન એવા સ્વાતંત્ર્યની શૃંખલા માત્ર બની રહે છે.”

* * *

મંડનમિશ્રની પત્ની સરસ્વતી સમી એક સ્ત્રી આગળ આવી પૂછવા લાગી: “બુધ્ધિ અને ભાવના વિષે અમને કંઇક કહી રહો.”

અને મયુરે ઉત્તર દીધો:—

“તમારો આત્માજ ધર્મક્ષેત્ર—કુરૂક્ષેત્ર સમો વારંવાર જોવામાં આવે છે, જ્યાં નિત્ય નિરંતર બુધ્ધિ તથા ભાવના વચ્ચે કોક તુમુલ યુધ્ધ મંડાણું દીસે છે; જ્યાં યોગ ને ભોગ, ત્યાગ ને રાગ પરસ્પર કટ્ટા દુશ્મનો સમા વર્તતા દીસે છે.

મ્હારૂં ચાલેને તો હું તમારા આત્માઓનો શાન્તિદાતા થઇ રહું; તમારા એ વિગ્રહ તથા વિસંવાદોને અનુત્તમ એકતામાં તથા વિમલ સંવાદિતતામાં દોરી રહું,

પણ તે કેવી રીતે બને ?

તમે જાતેજ તમારા શાન્તિપ્રદાતા ન બની રહો, તમારાં પ્રેરણા તથા આદિલનો વચ્ચે, તમારાં મન તથા હૃદય વચ્ચે, તમારાં તર્ક તથા અંતર્જ્ઞાન વચ્ચે, સુભગ સંવાદ ન રચતા થાવ, જડ ચેતન સૌ તમારી ત્રિગુણાત્મક આત્મસૃષ્ટિના સમભાવશીલ દ્રષ્ટા સાક્ષી તથા પ્રેમી ન બની રહો, ત્યાં સુધી હું તે તમારાં બુધ્ધિ તથા ભાવનાનાં રાજ્યને કઇ રીતે એકમ્ અદ્વિતીયમ્ સ્થાપી રહું ?

નિત્ય નિત્ય દિગંત ઉડવા મથતા, નિત્ય નિત્ય સ્થળ કાળના મહાસાગરથી પર—અપર ઉંકારવા વાંછતાં, તમારા આત્મન્ પંખીડાની એ બુધ્ધિ તથા ભાવના તો બે પાંખ્યો છે.

એક ત્રટે વા શ્રમિત થાય તો બીજી તૂટયા વા શ્રમિત થયા બરાબરજ સમજી લેવી.

કારણ એકલી બુધ્ધિ અતિશય સંકુચિત શક્તિ છે; જ્યારે એકલી ભાવના, બુધ્ધિના સાથીત્વ—વિહોણી ભાવના, સ્વયંવિનાશી ભડકા સમી છે.

આથી તમારો આત્મા તમારી બુધ્ધિને ભાવના જેવડી ઉચ્ચનમ ને ઉર્ધ્વતમ સ્થાપી રહો ને તે દ્વારા કોક અનાલાપી ગાન ગુંજી રહો:

અને તમારી ભાવનાને બુદ્ધિના સારથી-લવડે દોરી રહો, જે દ્વારા નિત્ય નિત્ય નવજન્મવતી તે દીપી રહેશે; ફુલા પક્ષીની જેમ પોતાની ભસ્મમાંથી જીવન્ત ને જ્વલંત સ્વરૂપે તે ઉજળી ને રળીઆમણી રાચી રહેશે.

નિમંત્રેલ બે મહેમાનોની જેમ બુદ્ધિ તથા ભાવનાને તમે નીરખી રહો.

જરૂર એક કરતાં બીજાને તમે ઝાઝું સન્માન તો નહીં જ દઇ શકો; કારણ એકના પ્રત્યેનું તમારૂં સવિશેષ સન્માન બન્નેના તમારા પ્રત્યેનાં પ્રેમ તથા શ્રધ્ધાભાવને વણસાડી રહેશે.

ઉચ્ચોચ્ચ ગિરિશંગો પરની સુમનસુહાગી કુંજોની છાયામાં સર્વત્ર શાન્તિ તથા સ્વસ્થતાને ધ્યાતા બેસો, તે વારે જરૂર હૃદયને એકાન્ત શાન્ત ઓવારે પુકારી ઉઠજો: "પ્રભો, તું બુધ્ધિમાં નિવસે છે."

અને સાગરપર જ્યારે તુફાન ગર્જી રહે, વનપ્રાન્તની દિશાઓ સૌ ઝંઝાવાતે ઘેરાણી દેખાય, ને વિદ્યુલ્લત્તાઓ આકાશી કોક વિરલ ભવ્યતાનાં દર્શન કરાવી રહે, તે વારે હૈયાના મદદ્ભાવી એ આશ્ચર્યમાં પુકારી રહેજો: "પ્રભો, ભાવનામાં તું વિલસે છે."

ખરૂં પૂછો તો ઇશ્વરી રાહમાં, તેની પરમ વિરાટ રચનામાં તમે એક આછો શ્વાસ સમા છો; ઇશ્વરી મહાવનમાં એક પર્ણ સમા, તેની બ્રહ્માંડસંગીતનામાં એક ઝીણા સુરીલા ધ્વનિ સમા છો:

આથી ઉચિત છે આથી શ્રેયસ્કર છે કે તમારે બુધ્ધિમાં નિવસવું ને ભાવનામાં મ્હાલવું–ડોલવું–મનગનવું......

* * *

હવીં એક સ્ત્રીએ પછી પુછ્યું: "અમને દુઃખ વિષે કંઇક જણાવો."

અને તે બોલ્યો:

"તમારૂં દુઃખ તો વસ્તુતઃ તમારા માનસ–ઈંડાના કોટડાને ભાંગવું તેજ છેના?

આંમાના ગોટલાએ તો ભાંગવુંજ જોઇએ છે, નહીં તો સૂર્ય કિરણના સરજલમાં કેવી રીતે હૈયાના ઉઘાડ તે દાખી શકશે?

પ્રતિક્ષણ પ્રકટતી જીવનલીલાની ચમત્કૃતિઓ પ્રત્યે જરા આશ્ચર્યની દૃષ્ટિથી જોતા જશો તો ત્યાં તમારૂં દુઃખ તમને તમારાં સુખ કરતાં, તમારો શોક તમારા હર્ષ કરતાંય વધારે આશ્ચર્યજનક લાગ્યા વિના નહીં રહે.

અને એ તો સાવ અગત્યનું છે કે જેમ તમે તમારાં વાડી તથા વટકાઓ પર થઇને પસાર થતી ઋતુઓને સાભાર સત્કારો છો–સ્વીકારો છો, તેમ તમારા હૃદયની દુઃખ હર્ષશોક, સમી સૌ ઋતુઓને ય તમારે સત્કારવી–સ્વીકારવી ઘટે છે.

આથીજ શોક તથા દુઃખનાં પાનખર તથા શીતકાળ હર્ષ તથા સુખનાં વસન્ત તથા ગ્રીષ્મની જેમજ ચિત્તની સમતા વડે વધાવી લેવાં ઘટે છે.

ઘણું ઘણું તો તમારૂં દુઃખ તમારી પોતાની પસંદગીનું છે.

આન્તરી તમારા આત્માને કાર દેવું એ અંતર–વૈદ્યનું કડવું ઔષધ છે.

આથી તે વૈદ્ય પર શ્રધ્ધા રાખો, ને તેણે દીધેલ ઔષધ સમૌન શાન્તિમાં પી જાવ.

કારણ ભારે તથા કઠણ દીસતા તેના હાથની પાછળ નાજુક તથા સુકોમળ એવા અદૃષ્ટના હાથ ઝગે છે.

અને જે હોઠ પ્રજ્વળી રહે તેવું પ્યાલું તમારી પાસે ધરે છે તે ય તે માટીનું બનેલ છે જે એ અદૃષ્ટનાં પોતાનાં પવિત્ર અશ્રુઓથી ભીની થયલ છે."

* * *

અને એક પુરૂષે પૂછ્યું. "અમને આત્મજ્ઞાન વિષે કંઇક ભાખો."

મયુરે ઉત્તર આપ્યો.

"તમારા અંતરમાં દિવસ તથા રજનીનાં રહસ્યો સશાન્ત ને સમૌન સમાયાં છે.

પરંતુ તમારા કાનને તમારા હૃદયના એ અભિજ્ઞાનની, તેના પ્રકટ બોલની તૃષ્ણા છે. વિચાર દ્વારા જે કાંઇ તમે સદૈવ જાણો છો તેને વાણી દ્વારા જાણવા તમે વાંછો છો.

તમારાં સ્વપ્નનાં નગ્ન સ્વરૂપોને આંગળીનો સ્પર્શ કરવા તમારી ઇચ્છા છે.

ભલે, તેમાં શો વાંધો?

આત્માનું તમારૂં સંગુપ્ત રસઝરણું સાગર પ્રત્યે ધીરૂં ધસમસતું વળવુંજ જોઇએ ના?

અને અનંત ઉંડાણના તમારા રત્નરાશિયોય તમારાં નેત્રો સન્મુખ પ્રકટવીજ જોઇએ ના?

પરંતુ યાદ રાખજો કે એ આત્માના અજ્ઞેય ધનને પૃથ્વીનાં વજનો વડે ન મપાય. વ્યાપારી વાણીજ્યનાં મુલ્યે ન મુલવાય.

આત્મજ્ઞાનનાં તમારાં ઉંડાણને માપવા પૃથ્વીના વાર તથા વાંસને ઉપયોગમાં ન લેવાય.

કારણ અમાપને અસીમ એવોએ આત્મનૂ સાગર છે.

આથી કદી ન કહેતાં કે "સત્યોનું સત્ય મને જડી ચુક્યું છે," બલ્કે એવું કહેજો કે, "એકાદેક સત્ય હું પામેલ છું."

તેમ કદી એવુંય ન બોલતા કે "આત્માના માર્ગને મેં ગોતી કાઢયો છે;" બલ્કે એવું ઉચ્ચારજો કે "મ્હારે માર્ગ ચાલતાં આત્માનાં મેં દર્શન ઝીલ્યાં છે."

કારણ આત્મા સર્વ માર્ગ પર ચાલે છે. માત્ર સીધી લીટીમાંજ તે નથી ચાલતો, તેમ એક બરૂ સમો સીધોજ તે નથી ઉગતો.

અણગણ્યા કોટી દળ કમળ સમો આત્મા પ્રકટે છે, પ્રત્યક્ષ થઇ રહે છે...

એક શિક્ષકે કહ્યું: "અમને શિક્ષણ વિષે કંઇક કહો."

અને તેણે જવાબ આપ્યો:

"તમારા પોતાના અંતરતમ અંતરમાં અપ્રકટ એવું અર્ધ નિદ્રિત જે તમને પ્રકાશન કરાવી રહે તેના સમું અન્ય કોઇજ તમને ન દાખી રહે.

દેવાલયનાં છાંયા નીચે શિષ્ય સમુહની મધ્ય ચાલતો ગુરૂ પોતાના દાક્ષીણ્યને નહીં, *પરંતુ પોતાની આસ્થા તથા પ્રેમળતાને અર્પી* શકે છે.

સાચો તે જો ડાહ્યો હોય તો તમને તે પોતાના ડહાપણ ગૃહમાં પ્રદેશમાં નહીં ફરમાવે, બલ્કે તે તમને તમારા પોતાના આત્મ દ્વારના ઉમ્બર પ્રત્યે પ્રેરી રહેશે—દોરી રહેશે.

ખગોળવેત્તા અવકાશ વિષે પોતાની સમજ સંબંધી તમને કહી શકે, પરંતુ તે સમજ કંઇ તમને તે નથી દઇ શકતો

વિશ્વાનીરમાં વિલસતા દોલનને સંગીતજ્ઞ છેડી શકે—ગાઇ શકે, પરંતુ એ દોલનને પકડતાં તેના કાન, વા એને પ્રતિધ્વનિત કરતા પોતાના અવાજને તમને તે ન દઇ શકે.

કારણ એક મનુષ્યનું આંતરદર્શન અન્યને પોતાની દિગંતગામી પાંખો નજ ધીરી શકે.

અને જેમ તમે પ્રત્યેકને એકાકી રીતે ઇશ્વર ન્યાળી શકે છે, જાણી–પિછાણી શકે છે, તેમ તમે પ્રત્યેક ઇશ્વરના તમારા જ્ઞાનમાં એકાકી ઉભો છો, તેજ રીતે વિશ્વનિયંત્રણની તમારી સમજમાં ય.........

*   *   *

એક યુવાન આગળ આવી પૂછી રહ્યો:

"અમને મૈત્રિ સંબંધી કંઇક કહેશોજી?"

અને મયુરે ઉચ્ચાર્યું":

તમારી અગત્યો પૂરી પડે એટલે તમારૂં મિત્રકૃત્ય સર્યું", નહીં?

પ્રેમથી ઉગાડો ને આભાર ભાવે લણી રહો એવા તમારા ક્ષેત્રસમો તમારો મિત્ર હોવો જોઈએ.

તમારાં ભોજન તથા સગડી સમો, કારણ ક્ષુધિત તમે તેના પ્રત્યે જાઓ છો; ને શાન્તિની વૃદ્ધિ પામતા તમે તેને શોધી રહો છો.

મિત્ર જ્યારે તેનું હૈયું ખોલી રહે છે ત્યારે તમે તમારે ચિત્ત સાચાં 'હા', વા 'ના' કહેવાનો જરાય ભય વા સંકોચ નથી અનુભવતા.

અને તે સમૌન હોય છે, ત્યારેય તમે તો તેના દિલના ધબકારમાંથી નહીં આવતી સૌ જ તેની વિચારણાને ગુણી શકો છો.

કારણ મૈત્રિ શબ્દોપર નથી અવલંબતી. તેનો પ્રદેશ તો શબ્દપારનો છે—શબ્દથકી પરનો, શબ્દ જ્યાં વિરમે છે ને નયનનયન વા આત્મા આત્મા માત્ર અબોલ બોલી શકે છે તે પ્રદેશનો છે.

તેમ એ મૈત્રિમાં પરસ્પરનાં સ્વભાવ આદર્શ ને અભિલાષ સૌ જ એકસરખાં ઝીલાય છે, કોઈ વિરલ ને અકથ્ય એવા આત્માનંદ વડે ભખાય છે.

પર્વતના આરોહકને તે કેટલો ઉંચો છે તે મેદાનપરથી જેમ કળી શકાય છે તેમ મિત્રના વિયોગમાં તેનામાં શું તમે વિશિષ્ટપણે ચાહો છો તે પ્રત્યક્ષ થઇ રહે છે,

આથી મિત્રવિયોગકાળે દિલગીર મા થતા—ઉદાસીનતા મા ધરતા. ઉપરાંત તમારી મૈત્રિને કોઇ બહિર કારણો ન હોજો—સિવાય કે એક આત્મ–ઉત્કર્ષ, આત્મા આત્માની ગાઢ નિકટતા.

કારણ જે પ્રેમ, જે મૈત્રિ પોતાના સ્વ-રહસ્યના પ્રકટીકરણ વિના અન્ય કોઇ અર્થની, હેતુની, ઉપાધિની વાંછના રાખે છે તે વસ્તુતઃ મૈત્રિ વા પ્રેમ નથી; તે તો એક જાળમાત્ર છે, જેમાં વિના લાભનું જ માત્ર પકડાય છે.

આંતરપ્રફુલ્લતા તથા પ્રસન્નતાની ખાતર જ, કમલિની તથા સૂર્ય અને કુમુદિની તથા ચંદ્રરાજ, અન્યોન્યને આકર્ષી રહે છે. તેમ તમે પરસ્પરથી આકર્ષાઇને પરસ્પરનાં સૌન્દર્ય તથા ઉત્કર્ષ ગુંથી રહેજો–વણી રહેજો; અને એ દ્વારા સાયુજ્ય તથા તાદાત્મ્ય ભેરું-કની મૈત્રિને વરી રહેજો.

અને તમારું ઉત્તમમાં ઉત્તમ સર્વ કોઇ તમારા સન્મિત્રનું હો.

જીવનના તમારા ઓટને જેમ તે જાણી રહે, તેમ તેની ભરતીનેય તેને જાણવા દેજો–મદદ તેના ભાગમાં મુકાવવા પુરતેય પિછાનવા દેજો.

નહીં તર કેવળ કાળક્ષેપ કરવા કાજેની મિત્રતા શોધ્યે શો અર્થ વારુ ?

કાળને જીવવા–જીવવા સારુ હમેશ સન્મિત્રને શોધી રહો–ને હૈયાસરસો સર્વદા સર્વથા તેને જડી રાખો.

કારણ અન્યોન્યની ન્યૂનતા પૂરવા કાજે એ અનુગુણ સંબંધ તમારો સ્થાપો છો, નહીં કે પરસ્પરના પોકળપણાને–ખાલીપણાને શૂન્યતાને પૂરવાને.

મૈત્રિની તમારી અમૃતનિર્ઝરતી મિઠાશમાં હર્ષ તથા સૌખ્યનો વિનિમય થઇ રહો.

નાનકડી વસ્તુઓનાં ઝાકળકણ સમાં વ્હાલનાં મૌક્તિકોની આપલેમાં હૃદય હૃદય પોતાના પ્રભાતને પ્રાપ્તી રહો, ને પરિપૂર્ણ પ્રસન્ની રહો."

* * *

પછી એક વિદ્યાર્થી બોલ્યો, "વાણી વિષે અમને કાંઇક જણાવો છ."

અને તેણે કહ્યું.

"જ્યારે તમારી વિચારણા સંગેની શાન્તિ વિરમે છે ત્યારે તમે વાણી વદી રહો છો.

તમારા અંતરતમ અંતરના એકાન્તમાં જ્યારે તમે નથી રહી શકતા, ત્યારે હોઠ

વસો છોઃ અને ઉચ્ચાર એક રમત વા રમુજ માત્ર થઇ રહે છે.

અને ઘણી ઘણી તમારી વાણીની એ રમતમાં વિચારણાનું અર્ધું ખૂન થઇ રહે છે.

કારણ વિચાર તો અવકાશ માપતું, સ્થળકાળ થકી પર ઉડતું, પંખી છેઃ વાણીના પિંજરમાં તે પોતાની પાંખો ઉઘાડી શકે છે, પરંતુ દૂર દૂર ઉડી નથી શકતું.

તમારામાંજ કેટલાકો એકાન્તના ભયે કરીને કોક વાતોડીઆને શોધો છો.

એકાન્તપણાનું—એકાકીપણાનું સભર ને સ્મશાની મૌન તેમને પોતાના આત્માઓને તેમના નગ્ન સ્વરૂપમાં પ્રત્યક્ષ કરતું દીસે છે, ને તેથી દૂર ભાગવા તેઓ પ્રયત્ને છે.

બીજા કેટલાકો વાતો દ્વારા પોતાને અજાણ્યા એવા જ્ઞાનની વા સત્યની પ્રતીતિ કરાવી રહે છે.

જ્યારે એવા ય કેટલાકો છે જેઓને અંતરતમ અંતર સત્ય પ્રદીપે છે. પરંતુ તે તેને શબ્દોદ્વારા નથી કથતા.

આવાઓના જે આત્મા બ્રહ્માંડસંગીતની દોલનમય શાન્તિ સહસ દૈવ સંલગ્નતા ધરી રહેલ છે.

માર્ગમાં વા બજારમાં મિત્રદર્શન થાય ત્યારે તમારા આત્માના સન્માન તેને દઇ રહેજોઃ તમારો આત્મા તમારા હોઠને હલાવી રહે તથા તમારી જીભને વાળી રહે તેમ કરી રહેજો.

તમારી અંતર-વાણી તેના અંતરકાને કહેવાનું સર્વ કહી રહેજો.

કારણ તમારા આત્માનું સત્યજ તેનો આત્મા આસ્વાદશે ને સંઘરશે.

વર્ણ વીસરી જવાય ને પાત્ર પણ ન સાંપડે તેની વેળા જેમ શરાબનો સ્વાદજ સંભરાય છે, એ વર્ણોચ્ચાર વિરમ્યે તેમની પાછળ વર્તતા આત્માના પરમ સત્યભાવની સદૈવ પ્રતીતિ થવા દેજો—તેના અનુત્તમ આસ્વાદને સર્વદા ઝીલાવવા દેજો."

* * *

અને એક ખગોળવેત્તાએ વિચાર્યું:— "ગુરૂવર્ય કાળ વિષે કેમ ?"

અને મયુરે કહ્યું:—

"અમાપ ને અમીત એવા કાળને માપવા તમે વાંછો છોઃ ઘડિ તથા પળને વશવર્તી તમારાં સર્વ દેહાત્માનાં સંચલનોને કરવા તમે ઇચ્છો છો.

વસ્તુતઃ તો કાળને તમે એક ઝરણાં શોજ કલ્પી શકો ને તીરે બેસી તેના પ્રવાહ-માત્રને તમે અનુલક્ષી શકો.

અને છતાંય તમારામાંનો કાળથી પર ઉભતો એવો કોક આયુષ્યના નિરવધિ અનંતત્વને બરાબર પિછાને છે; ગઇ કાલ કેવળ આજનું સ્મરણ માત્ર છે, અને આવતી કાલ આજનું સ્વપ્ન માત્ર છે, એ ભાવનેય તે પૂરેપૂરો પરિચિત છે.

અને તેજ તમારામાંનો જે અવ્યક્તપણે ગુંજતો ને ગાતો તે તે સર્જનની પહેલરી પળ સંગે સંકળાયેલ છે, જેણે તારાઓને વિશ્વની—વ્યોમની વાડીમાં ફુલડાં સમા વેર્યાને અવકાશના મહાપ્રાંગણમાં સ્વર્ગની જ્યોતિ-માળ જગવી.

તમારામાંનો એવો કોણ છે જે તેની ચ્હાવાની અગાધ શક્તિ થકી અજ્ઞાત છે ?

અને છતાંય કોણ એ નથી અનુભવી શકતું કે તે અગાધ પ્રેમ પણ પોતાના અસ્તિત્વના કેન્દ્ર સંગે સંકળાયેલ છે, ને એક પ્રેમ ચિન્તનમાંથી બીજા પ્રત્યે, તે નથી ઉડી શકતો ?

અને આ રીતે—આ નિઃસીમ પ્રેમની જેમજ કાળ પણ અવિભાજ્ય તથા ગતિમય નથી શું ?

પરંતુ વિચારણાદ્વારા તમે કાળને ઋતુ-ઓમાં માપી રહો, તો ભલે તે પ્રત્યેક ઋતુ સર્વ ઋતુઓનો સાંકળતી હજો; અને વર્તમાન ભૂતની સ્મૃતિમાળને તથા ભવિ-ષ્યની આશાભિલાષને અખંડ આશ્લેષતો હજો."

# કવિ અને સૌંદર્ય

Use KAMINIA OIL for HAIR

હાલના જમાનામાં લલનાની લાવણ્યતાના વીષયમાં બાલની ખુબસુરતીનો પ્રશ્ન મોખરે આવે છે અને તેથી મૃગલોચનીના બાલની સૌંદર્યતાની આબેહુબ વર્ણન શકતી માટે મશહુર થયેલ નામાંકીત નાટયકાર કવી કાલીદાસનું નામ સ્હેજે યાદ આવી જાય છે. બાલને સુંદર અને સુંવાળા રેશમ જેવા બનાવી તેને કાળા ભમર જેવા રાખવા એ હાલના જમાનાની એક પ્રચલીત ફેશન થઇ પડી છે.

## કામીનીયા ઓઇલ

ઉર ઓઇલનો દુનીયામાં, બાલની ઉપર વર્ણવ્યા જેવી અનુપમ સૌંદર્યતા, ઉપસ્થીત કરવામાં જાળવી રાખવામાં તેમજ ખીલવવ માં અગ્રસ્થાન ભોગવી રહ્યું છે. તમારા બાલ માટે કામીનીયા ઓઇલ નીયમીત વાપરો અને તમારી ખુબસુરતી દીનપ્રતીદીન વધારે અને વધારે ખીલતી રહેશે. કામીનીઆ ઓઇલ બાટલી દીઠ રૂા. ૧ ની કીંમતે સઘળા જાણીતા સ્ટોરોમાં વેચાય છે. અસલ કામીનીયા ઓઇલ બરાબર તપાસીનેજ ખરીદજો કારણ તેની બનાવટી હલકી નકલો નીકળવા માંડી છે.

———:o:———

ચમેલી જેવું મોહક—ગુલાબ જેવું ઉત્તમ—કમળ જેવું સુંદર

## ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ.)

તમે ન વાપર્યું હોય તો એક વખત વાપરી જુવો. તે કપડાં ઉપર અથવા રૂના ફાયામાં લગાડતાંની સાથે ઉપર જણાવેલા ફુલોની મીઠી ખુશબો બ્હેક બ્હેક થઇ રહે છે. ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ) નામ વાંચીનેજ સીલબંધ બાટલી ખરીદજો કારણ બનાવટી નકલો નીકળી પડી છે. કીંમત ૦॥ આંઉસની ૧ બાટલીના રૂ. ૨, ૦। આંઉસ રૂ. ૧—૪ અને ૧ ડ્રામની રૂ. ૦—૧૨—૦ નમુનાની શીશી ૧ ની કીંમત રૂ. ૦—૨—૦ સુગંધી કાર્ડનો એક આનો.

બહારગામ મંગાવનારાઓને વી. પી ખર્ચ પાંચ આના જુદા થશે.

## દીલબહાર હેર ઓઇલ (રજીસ્ટર્ડ.)

આ તેલની કેવડા ગુલાબની પરીજાતક જેવી મીઠી સુગંધ ઘણીજ પ્રીયકર છે. વાપરી ખાત્રી કરો. બાટલી દીઠ કીંમત રૂ. ૧ અને વી. પી. ખર્ચ રૂ. ૦—૬—૦ અલગ.

સોલ એજંટ { ધી એંગ્લો-ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું.,

નં. ૨૮૫, જુમા મસીદ, મુંબઇ, નં. ૨.

# સમાજવાદનાં પાદચિહ્નો

## રોબર્ટ ઓવેન

સમાજવાદના ઇતિહાસમાં રોબર્ટ ઓવેને અનોખીજ ભાત પાડી છે. યંત્રવાદ અને મૂડીવાદનો વિરોધ કર્યા વગર આર્થિક અસમાનતા દૂર કરવાના તેના મનોરથ હતા. આ માટે તેણે અનેક અખતરા કર્યા હતા. પરંતુ તેમાં તેને નિષ્ફળતા મળી હતી. જગતને સહકારના સિધ્ધાન્તની તેમણે ભેટ કરી તે માટે જગત તેમનું હંમેશાં ઋણી રહેશે.

: લેખક :

શ્રી ખંડુભાઇ દેસાઇ

[ લેખાંક : ત્રીજો ]

વ્યક્તિ-સ્વાતંત્ર્યનો એ જમાનો હતો બ્રિટનના રાજકારણમાં તેના પડઘ પડી રહ્યા હતા. યંત્રવાદના આક્રમણ સામે મધ્યયુગની જમીનદારશાહીના કિલ્લા તૂટતા હતા. તે વખતે ઇ. સ. ૧૭૭૧ ની સાલમાં રોબર્ટ ઓવેનનો જન્મ થયો.

તેનું સમગ્ર જીવન પ્રવૃત્તિમય હતું-જીવનની અંતિમ પળ સુધી સમાજમાં પ્રવર્તતી આર્થિક અસમાનતા નિર્મૂળ કરવાના તેના અખતરા ચાલુ રહ્યા. ૮૭ વર્ષની વૃદ્ધ વયે ઇ. સ. ૧૮૫૭ ની સાલમાં તેનું અવસાન થયું.

તેનું મૂળ વતન વેલ્સ. તેનું કુટુંબ કારીગરીમાં કાર્યકુશળતા માટે પંકાયું હતું. સૂતર-કાપડની એક મીલમાં ઉમેદવાર તરીકે શરૂઆત કરીને 'માસ્તર-સ્પીનર' ના પદ સુધી તે પહોંચ્યો. પાછળથી પૌંડ ૧૦૦ ઉછીના લઇને તેણે નોખો ધંધો શરૂ કર્યો, અને પોતાની અક્કલહુશિયારીને લીધે તેમાં તેને ફત્તેહ પણ મળી. ૩૦ વર્ષની જુવાન વયે ન્યુ લેનાર્ક મીલ્સનો તે ભાગિદાર બન્યો. ખરેખરી શક્તિ તો હવે ખીલી. મીલના સાંચાકામમાં અનેક સુધારા વધારા કર્યા; તે ઉપરાંત મજૂરો મ૦ રહેવાનાં આદર્શ મકાન પણ તેણે બંધાવ્યાં. આખા યૂરોપમાં તેનાં શુભ કાર્યો યશગાથા ગવાવા માંડી. ન્યુ લેનાર્ક યાત્રિકાનું તીર્થધામ બની રહ્યું. દૂર દૂરથી આ 'અદ્ભુત' અખતરાના દર્શન અર્થે પ્રવાસીઓનાં ટોળાં ઉલટયાં-રાજપુરુષો, કેળવણીકારો, નરેન્દ્રો અને સામાન્ય સ્ત્રી પુરુષો, આ નવીન સમાજના ચણતરનું નિરીક્ષણ કરીને તેની સફલતા ઇચ્છી સંતોષ પામતાં.

થયું. સમાજની આર્થિક ઘટનાની પોકળતા તેણે પીછાની લીધી–તે દૂર કરવાના પ્રયાસો પણ તેણે વિના વિલંબે શરૂ કર્યા.

રોબર્ટના પ્રવૃત્તિમય જીવનનો પૂર્વાર્ધ અહીં પૂરો થાય છે–તેનો જીવન પ્રવાહ હવે નવી દિશા પકડે છે. ઇ. સ. ૧૮૨૫ની સાલમાં ઇન્ડીઆના પરગણામાં ન્યુ હારમની કોલોની તે વસાવે છે. તેજ વર્ષના અંત ભાગમાં *સ્કોટલાંડમાં ઓરબીસ્ટન કોલોનીની* સ્થાપના થાય છે. પરંતુ આ બંને સંસ્થાઓ બહુ સમય ટકી શકતી નથી. આથી નિરાશ ન થતાં ઇ. સ. ૧૮૩૨ ની સાલમાં તેણે National Equitable Labour Exchange નામની સંસ્થાની સ્થાપના કરી; પરંતુ કમનશિબે તેનો તે અખતરો પણ ભયંકર રીતે નિષ્ફળ ગયો.*

આ વખતે તેની ઉમર વર્ષ ૬૩ ની હતી. જીવનમાં અનેકવાર નિષ્ફળતા મળવા છતાં તેના વિચારોમાં પરિવર્તન ન્હોતું થયું. ઉલટું પોતાના આદર્શ સિધ્ધાન્તો વિષે તેનાં મમતા અને મોહ વધ્યાં હતાં. માત્ર સિધ્ધાંતવાદી મટીને તે હવે પ્રચારક બન્યો. ઇ. સ. ૧૮૩૪ ના અંતભાગમાં The New Moral World નામનું એક પત્ર તેણે પ્રગટ કરવા માંડ્યું, અને પાછળથી એજ નામનું એક પુસ્તક પણ જનતા આગળ ધર્યું હતું. મજુરસંઘની અનેક વિધ પ્રવૃત્તિઓમાં પણ સક્રિય ભાગ તેણે ભજવ્યો હતો પરંતુ તે વખતની સહાયકારી ચળવળ [Co-operative movement] માં તેને કોઇપણ જાતનો રસ ન હતો.

રોબર્ટ કોઇ વિદ્વાન લેખક કે પ્રખર વિચારક ન હતો–તે હતો તો માત્ર સામાન્ય કોટિનો ભાવનાશીલ સત્‌પુરૂષ એટલે અન્ય લેખકોની માફક વિદ્વત્તાભર્યો પુસ્તક ભંડાર જનતા આગળ તેણે ધર્યો ન હોય એ તદ્દન સ્વાભાવિક છે. છતાં તેનાં ભાષણો તથા છુટા છવાયા લેખોનું સંગ્રહસ્થાન હજી જળવાઇ રહ્યું છે તે ઉપરથી તેની વિચાર-સૃષ્ટિની ઝાંખી આપણને થઇ શકે છે.

રોબર્ટ પોતાના યુગની એક મહાન્‌ વ્યકિત હતો. બ્રિટનમાં "સમાજવાદ"ની ઉદ્‌ઘોષણા પ્રથમ તેણે કરી હતી. અને છતાં 'મૂડીની પ્રથાની સામે તેણે એક શબ્દ ઉચ્ચાર્યો નથી. આર્થિક અસમાનતાના નિવારણ અર્થે નવી મૂડી પેદા કરવાની મજુરોને તેણે સલાહ આપી. આજે પણ સમૂહવાદ અને સહાયકાર ચળવળ વચ્ચે મોટો ભેદ છે. અને છતાં ઓવેનને કેટલાક અર્થશાસ્ત્રીઓ 'સમાજવાદી' અને 'સામ્યવાદીની પંકિતમાં સુદ્ધાં મૂકે છે.*

રોબર્ટ સિધ્ધાંતવાદી હતો–સિધ્ધાન્તોનો અમલ કરવાના પ્રયાસો પણ તેણે કર્યા હતા. ન્યુ લેનાર્કનું આદર્શ કારખાનું, ન્યુ

---

*ન્યુ લેનાર્કના દર્શન અર્થે આવેલા રાજાઓમાં પ્રુસીઆ અને હોલાંડના રાજ્યકર્તાના મન ઉપર આ અખતરાની બહુ ઉંડી અસર થઇ હતી. કેળવણીના પ્રશ્ન સંબંધી પ્રુસીઆના રાજેન્દ્રે રોબર્ટની સલાહ પણ લીધી હતી. હોલાન્ડના રાજાએ "દાન" વિષે રોબર્ટ સાથે ખૂબ ચર્ચા કરી હતી. આ અખતરા તરફ જનસમાજની વૃત્તિ કેવી હતી તે આ ઉપરથી સિધ્ધ થાય છે.

*રોબર્ટ ઓવેન બળવાખોર ન હતો. રાજકારણમાં તે બહુ થોડો રસ લેતો. 'ચાર્ટીઝમ' મુખ્યત્વે કરીને કામદારોની ચળવળ હતી–તેનું નેતૃત્વ કામદારોના જ હાથમાં હતું–અને તેમનો ઉદ્દેશ સાર્વત્રિક મતાધિકાર સંપાદન કરવાનો હતો. અને છતાં રોબર્ટ ઓવેનને આ ચળવળમાં ભાગ લેવાની જરૂર નહોતી જણાઇ.

કારમની અને ઓરમીસ્ટનના કોલ્લોની ઉપરાંત બીજા અનેક અખતરા તેણે કરી લેયા હતા. ૫૦ વર્ષના કારખાનાના ધારા ધોરણના ઇતિહાસનો પાયો તેણે નાંખ્યો હતો. ન્યુ લેનાર્કના પોતાના કારખાનામાં તેણે નીચેના નિયમો દાખલ કર્યા હતા:—

(૧) કારખાનામાં દિવસના કામના કલાક ૧૭ થી ઘટાડીને ૧૦ કર્યા.

(૨) ૧૦ વર્ષથી ઓછી ઉમરના બાળક બાળકીની કારખાનામાં થતી ભરતી બંધ કરી, તે ઉપરાંત તેમને માટે મફત શીક્ષણનો પ્રબંધ કર્યો.

(૩) દરેક જાતનો દંડ—તે વખતે તો આ પ્રકારની સજા સર્વસામાન્ય હતી —નાબુદ કર્યો.

બીજા મૂડીદારો અને કારખાનાવાળાઓ પર આ ઉદાત્ત અખતરાની જરાપણ અસર ન થઇ. ઉલટું રોબર્ટની સામે કડવી ફરિયાદો થવા માંડી. તેનો જે જવાબ તેણે આપ્યો હતો તે આજે પણ સુવર્ણઅક્ષરે કોતરી રાખવા જેવો છે.

"અનુભવથી સુંદર અને સાફ સાંચાકામ તેમજ ગંદા અને કટાઇ ગયેલા યંત્રો વચ્ચેનો ભેદ તમે સમજી શક્યા હશો. સાંચાકામ જેવી જડ વસ્તુ માત્ર નજીવી કાળજીથી આટલું સારૂં કામ આપે, તે દ્રષ્ટિએ મનુષ્યો નજીવા સમભાવના બદલામાં કેવી ઉદારતા દાખવે તેની કલ્પના તમે જ કરી જુવો ! આ નાજુક 'માનવયંત્રો'ની ગતિમાં વધારો થશે, તે ઉપરાંત તેમના તરફ દયાવૃત્તિ દાખવવામાં આવે તો અંતે ખર્ચની દ્રષ્ટિએ પણ મજૂરી સોંઘી લાગશે. પુરતાં પોષણને અભાવે પરિણમતી માનસિક વ્યથાનો નાશ થશે, એટલું જ નહિ પણ, કામદારોના હ્રદયમાં અહોનિશ સળગતો અસંતોષનો અગ્નિ શાંત થઇ જશે—તેમના જીવનનો સડો સાફ થઇ જશે—અકાળે થતાં અવસાન અટકશે."

જ્યારે નિષ્ઠુર મૂડીવાદીઓના દિલપર આ ચાબખાની પણ અસર ન થઇ ત્યારે રોબર્ટ ઓવેને સહાય અને સહાનુભૂતિ માટે ધારાધોરણ તરફ નજર નાંખી. પ્રથમ તો બ્રિટીશ સરકાર તેની કસોટીએ ચઢી અને તે પછી અન્ય દેશોમાં પણ પોતાના હાથ તેણે લંબાવ્યા.

ઇ.સ. ૧૮૧૯ની સાલમાં કારખાનાનો કાયદો પસાર થયો. ૯ વર્ષ અને તેથી ઓછી ઉમરના બાળકોની ભરતી સામે પ્રતિબંધ મૂકાયો. લોર્ડ શેફટસબરી—કારખાનાના કાયદાનો જન્મદાતા—ના ઉદય પહેલાં જ કુમળાં બાળકોના સંરક્ષણ અર્થે રોબર્ટ ઓવેને ચોમેર પ્રચંડ આંદોલનો જગાવી મુક્યાં હતાં. પરંતુ અહીં પણ તેની ભૂખ ન જ ભાંગી. મૂડીદારોએ દાદ ન આપી—ધારાસભાએ ઉદાસિનતા દાખવી—એટલે તેણે 'સંઘવાદ' (Association) તરફ લક્ષ દોડાવ્યું. સંઘવાદ દ્વારા નવું વાતાવરણ ઉત્પન્ન કરવાનાં, અને સામાજિક પ્રશ્નનો ઉકેલ લાવવાનાં સ્વપ્નાં તેણે રચ્યાં.

સામાજિક સ્વસ્થતા રોબર્ટનો જીવનમંત્ર હતી—તેના સર્વ અખતરાની પ્રેરણાશક્તિ હતી. મૂડીદારોને, મજૂરોને, સત્તાધીશોને આ એક જ આદર્શની સિધ્ધિ અર્થે તેણે વિનવ્યા અને ઉત્તેજ્યા.

આમ સમાજવાદના ઇતિહાસમાં તે અનોખી જ ભાત પાડે છે. તેને મન માણસ જન્મે છે ત્યારે તો તદ્દન નિર્દોષ હોય છે—સારો પણ નહિ—ખરાબ પણ નહિ. સામાજિક

પરિસ્થિતિ તેનું જીવન ઘડે છે—તે 'સંજોગોનું પુતળું બની રહે છે. અને અત્યારે જો માનવ સમાજ અધોગતિને પંથે પરવરતો હોય તો તેને માટે મનુષ્ય નહિ—પણ સમગ્ર વાતાવરણ જવાબદાર છે. લીપ્સ અને બીજા લેખકો કુદરતી વાતાવરણની મનુષ્યજીવનના ઘડતર પર થતી અસરનો ઉલ્લેખ કરે છે તે વિષે રોબર્ટ ઉદાસિન છે. તે તો સામાજિક વાતાવરણ—કેળવણી અને ધારા ધોરણના ઘડતરમાં મનુષ્યજીવનના ઉદ્ધારની શ્રદ્ધા આરોપે છે. "વાતાવરણ બદલી નાંખો—અને મનુષ્ય ખીલી ઉઠશે." એ તેનો પ્રીય મુદ્રાલેખ હતો.

પરંતુ આ આખી વિચારસરણીનો મિથ્યા ભાસ સહેલાઇથી સમજી શકાય એવો છે. સિધ્ધાન્ત માટેની ધગશ રોબર્ટને ચક્રાવામાં ગોથાં ખવડાવે છે. જો મનુષ્ય "સંજોગોનું જ પ્રાણી" હોય, તો તે સંજોગો કેમે કરીને ફેરવી શકે ખરો? અલબત્ત કેળવણી અને ધારા ધોરણના પ્રતાપે બહુજ અલ્પગતિએ માનવ સમાજના ઘડતરમાં પરિવર્તન જામતું જાય છે તેનો ઇન્કાર થઇ શકે એમ નથી.

"આ સિદ્ધાન્તનો નૈતિક દ્રષ્ટિએ પણ અત્રે ઉલ્લેખ કરવો ઘટે છે. સારા નરસાની બધી જવાબદારી મનુષ્યને શીરેથી મટીને સંજોગોને શીરે મુકવામાં આવે છે એટલે મનુષ્ય બેલગામ બને છે એ વાત અત્રે ભૂલવી ન જોઇએ. વળી આ આખી વિચારપ્રણાલિકામાં 'ધર્મ'ને પણ સ્થાન નથી." અંગ્રેજ જનતા ઉપર રોબર્ટ ભાગ્યે જ કંઇ અસર કરી શકયો તેનું આ પણ એક કારણ હોય..

પરંતુ આ સિદ્ધાન્તની ખરેખરી સફળતા તો તેના આર્થિક દ્રષ્ટિબિંદુમાં રહેલી છે. કામની શક્તિને બદલે કામ ઉપર વળતર આપવાનું ધોરણ સ્થાપીને સામાજિક સમાનતાની સંસ્થાપનાનો ઉદ્દેશ રાખવામાં આવ્યો હતો. જો મનુષ્ય વાતાવરણનું જ ઘડતર હોય તો તેની વિચારશક્તિ કે કાર્યશક્તિ માટે શા માટે તેને બીજા કરતાં વધારે વળતર મળવું જોઇએ? રોબર્ટની આ દલીલ હતી. ઓવેનની સંસ્થાઓ આટલે અંશે સામ્યવાદી સંસ્થાઓ હતી.

પરંતુ ઉપર આપણે જોઇ ગયા કે આ કાર્યમાં તો તેને નિષ્ફળતા જ મળી હતી. તેથી હતાશ ન થતાં નવીન સમાજ રચવાના મોંઘા મનોરથ છોડી દઇને આર્થિક અનર્થોના નિવારણની યોજનાઓ રચવા માંડી.

પ્રથમ તો નફો નાબુદ કરવાની જરૂર તેને જણાઇ. સર્વે અનર્થોનું મૂળ—ઝેરી વર્તુલનું કેન્દ્ર નફો છે. મનુષ્યજીવનના વિનિપાતનું એ મુળ છે. એની શબ્દરચનામાં જ અન્યાયની ગંધ આવે છે. ઉત્પાદનના ખર્ચ ઉપરાંત વેચાણમાંથી જે વધે છે તે નફો કહેવાય છે પરંતુ વસ્તુની વેચાણકિંમત ઉત્પાદનના ખર્ચ જેટલી જ હોવી જોઇએ. ન્યાયપુરઃસરની કિંમત એજ હોઇ શકે. નફો કેવળ અન્યાયી નથી—એ સમાજ ઉપર નિરંતર ઝઝુમતો ભય છે, આર્થિક અનવસ્થા પછી તે ઉત્પાદનની વિપુલતાનું પરિણામ હોય કે વસ્તુના અભાવનું પરિણામ હોય તોપણ તેનું મૂળ નફામાં મળી રહે છે. મજુરોની ખરીદ—શક્તિ ઉપર એ કાપ મૂકે છે. વસ્તુ તૈયાર થાય એટલે તરતજ કોઇ તવંગર તેની કિંમત આપીને તે ખૂંચવી લે છે, અને પછી ભાવ વધારી મૂકીને તેમને માટે તે વસ્તુની ખરીદી અશક્ય બનાવી મૂકે છે.

હવે આ શોષણ નાબુદ કેમ થાય એ પ્રશ્ન ખાસ ઉદભવે છે. કેટલાક અર્થશાસ્ત્રીઓ

એવી દલીલ કરે છે કે નિરંકુશ હરિફાઇના ક્ષેત્રમાં નફાને અવકાશ જ નથી. રોબર્ટ ઓવેન આ દલીલ માનવાની ના પાડે છે. તે આ બંને વચ્ચે ભેદ પાડવાની ના પાડે છે. એકને તે વિગ્રહની અવસ્થા કલ્પે છે–બીજાને વિગ્રહની લૂંટનું નામાભિધાન આપે છે.

એટલે નફાની પ્રથાજ નાબુદ થાય, તે ઉપરાંત સસ્તામાં સસ્તા બજારમાં માલ ખરીદીને મોંઘા ભાવે વેચવાની વૃત્તિનો પણ અંત આવે એવી વ્યવસ્થા કરવાની જરૂર જણાઇ. સામાન્ય રીતે નફો તો સોના નાણાંમાં કે રૂપા નાણાંમાંજ મળે છે. સોનું અથવા તો ચાંદી વિનિમયનું એક સાધન છે.

"સમાજમાં થતા ગુનાહ, અન્યાય અને ભ્રષ્ટાચારનું મૂળ સોના રૂપાના ચલણની અંદર રહેલું છે. ચારિત્ર્ય નાશ કરીને જીવનને ચકડોળે ચડાવવામાં આ વસ્તુ મોટે અંશે કારણભૂત છે."

"સસ્તા બજારમાં માલ ખરીદીને મોંઘવારી હોય ત્યાં વેચવો–એ નફાની પ્રથાની ખરેખરી ચાવી છે."

એટલે પ્રથમ તો સોનારૂપાંના ચલણનેજ નાબુદ કરીને તેની જગ્યાએ Labour Notes દાખલ કરી દેવી જોઇએ. શ્રમજીવીઓજ સમ્પત્તિના ખરેખરા સ્રષ્ટા છે તે દૃષ્ટિએ મજૂરીથીજ સર્વ વસ્તુની કિંમત અંકાય એ રોબર્ટને તદ્દન કુદરતી અને સરળ નિયમ ભાસ્યો.

આ વ્યવસ્થા અનુસાર વસ્તુ ઉત્પાદન કરનાર શ્રમજીવીને ઉત્પન્ન કરેલી વસ્તુ વેચી દેવી હશે તો તેને તેની વસ્તુના બદલામાં તે વસ્તુ ઉત્પન્ન કરવામાં ગાળેલા કલાકના પ્રમાણમાં "લેબર નોટ"ની અમુક સંખ્યા આપવામાં આવશે; તેજ રીતે વસ્તુ ખરીદ કરનાર પણ અમુક "લેબર નોટો" આપીને વસ્તુ ખરીદી શકશે.

આમ ઓવેને અજબ શોધ કરી તેની કિંમત તેને મન પેરૂ અને મેક્ષીકોની સોનાની ખાણ કરતાં પણ વધારે હતી. અલબત્ત, ઓવેનની શોધ તો મૌલિક હતી. તેના પહેલાં નાણાં ચલણની સામે કઠોર પ્રહારો તો અનેકવાર થયા હતા, પરંતુ કોઇએ આવી નવી વ્યવહારૂ યોજના જનસમાજ સમક્ષ રજુ કરી ન હતી. પરંતુ ઓવેનના સામ્યવાદી સિધ્ધાન્તો સાથે આ સિધ્ધાન્ત ભાગ્યેજ બંધબેસતો આવે છે.*

પરંતુ આ યોજનાનો અમલ કેમ થયો અને તે કેટલે અંશે સફળ નિવડી તે જોવાનું રહે છે. લંડનમાં આ જાતનો અખતરો પણ ટૂંક વખતમાં થયો. નેશનલ ઇકવીટેબલ લેબર એક્ષ્ચેંજની સ્થાપના થઇ. આ એક અદ્ભુત અખતરો હતો–જો કે રોબર્ટ ઓવેનને તેની સાથે સીધો સંબંધ બહુ થોડો હતો. આ નવી સંસ્થાનું બંધારણ સહાયકારી મંડળીના જેવું હતું. તેના મધ્યસ્થ ડીપોમાં દરેક સભ્ય તેનું ઉત્પાદન મુકી આવતો અને બદલામાં "લેબર નોટ" લઇ આવતો. કામના કલાકના પ્રમાણમાં "લેબર નોટો" મળતી અને

---

*પરંતુ એ વાત અત્રે યાદ રાખવી જોઇએ કે રોબર્ટ ઓવેને માત્ર સમાધાન વૃત્તિથી જ આ સિધ્ધાન્તનો પ્રચાર કર્યો હતો. સામાજિક કોયડાના નિવારણ અર્થે આદર્શ સમાજનીજ તે ઝંખના કરતો હતો. પોતાના ન્યુ હારમની કોલોનીમાં કામના પ્રમાણમાં વળતરનું ધોરણ તેણે દાખલ કર્યું હતું, છતાં તેનો આદર્શ તો સામાજિક સમાનતાનોજ હતો–પરિણામે ૭ માસમાં તે કોલોની વિખરાઇ ગયું.

કામના કલાક પણ પેલો માણસ જ નક્કી કરતો. હવે આમ જે વસ્તુ આવતી તેના ઉપર 'લેબરનોટ'માં તેની કિંમતનું લેબલ મારવામાં આવતું અને કોઇ પણ સભ્યને તે ખરીદવાની છૂટ રહેતી. આમ એની મેળે જ નફો નાબુદ થઇ જતો. તેનું કારણ એ હતું કે મીલનો ઉત્પાદક અને ઉપભોગી ભેગા મળતા, એટલે સ્વાભાવિક રીતે જ નફાખોરી પર નભતા દલાલો માટે ક્યાંય સ્થાન ન રહેતું.

આ સંસ્થાની સ્થાપના ઇ. સ. ૧૮૩૨ ના સપ્ટેમ્બરમાં થઇ હતી. શરૂઆતમાં એને ફતેહ પણ સારી મળી. એના સભાસદોની સંખ્યા ૮૪૦ સુધી વધી. તે પછી કેટલીક શાખાઓ પણ એમણે ખોલી. પરંતુ આ અખતરો પણ ટૂંક વખતમા નિષ્ફળ નિવડયો.*

પરંતુ સહકારના સિધ્ધાન્ત આગળ આ અખતરાની નિષ્ફળતા છતાં જગતભરમાં ઠેરઠેર સહાયકારી મંડળો સ્થપાયાં અને અમુક અંશે નફાના નામને નાબુદ કરીને ધમધોકાર ખીલતાં રહ્યાં છે એ જ આ સિદ્ધાન્તની સંગીનતા પુરવાર કરવાને પુરતું છે. સહાયકારી મંડળીઓનો ઉદ્દેશ જ નફો નાબુદ કરવાનો હોય છે, અને તેઓ નાણાં ચલણને નાબુદ કર્યા વગર પોતાની નેમ પાર પાડી શકે છે એ વસ્તુની ખાસ નોંધ લેવાની જરૂર છે. ઓવેનની ખરેખરી કીર્તિ તેનાં સામ્યવાદી કલ્પનાતરંગો કરતાં આ સંગીન કાર્યસિદ્ધિની અંદર વધારે રહેલી છે.

---

* આ અખતરાની નિષ્ફળતાનાં મુખ્ય કારણો નીચે મુજબ છે:-

(૧) પોતાના ઉત્પાદનની કિંમત આંકવાની કુલ સત્તા સભ્યનેજ સોંપવામાં આવી. પાછળથી આ કાર્ય નિષ્ણાતોને સોંપવું પડેલું પરંતુ આ નિષ્ણાતો પણ અણઘડ હતા. એટલે આખો અખતરો નિષ્ફળ ગયો.

(૨) સભ્યોની સંખ્યા વધતી ગઇ તેમ તેમ ગમે તે જાતના માલનો જથ્થો પણ જમા થતો ગયો. જ્યારે બીજી તરફ ઉપયોગી માલ ઉપડતો ગયો. પરિણામ એ આવ્યું કે બીનજરૂરી માલ જથ્થાબંધ પડી રહ્યો-તેના ગ્રાહકોજ ન મળ્યા.

વળી આ ઉપરાંત "લેબર નોટ" રજીસ્ટર કરવામાં ન હતી આવી તેને લીધે પણ અનેક મુશ્કેલીઓ ઉદ્ભવતી હતી. બજારમાં આ 'લેબર નોટ'નો વેપાર પણ ચાલતો.

# પશ્ચિમની રમણીઓના જીવન વ્યવસાય



૧ તરવાની શરત
૪ ખુલ્લામાં વ્યાયામ
૭ ગોલ્ફની રમત

૨ ટેનીસ રમવું
૫ સંગીત
૮ ઘોડેસ્વારી

૩ બાળ ઉછેર
૬ સીનેમા નટી
૯ નૃત્ય

# આર્ય રમણીઓના જીવન વ્યવસાય



૧ રસોઇ　　૨ ધોવું　　૩ દળવું, ખાંડવું.
૪ રડવું　　૫ લગ્ન ગીત ગાવાં　　૬ લડાલડી
૭ જમણ જમવાં　　૮ દર્શનની દોડાદોડ　　૯ કથા શ્રવણ

## નવયુગનો નારી વિભાગ



# સ્ત્રી:

## ઉતરતા પ્રકારનું પ્રાણી



સામાન્ય વર્ગના પુરૂષોને પોતાના કુટુંબની સ્ત્રીઓ સિવાય બીજી સ્ત્રીઓ માટે માનની વૃત્તિ હોતી નથી. કેળવાએલા પુરૂષોમાંથી ઘણાખરા તો સ્ત્રીઓને માત્ર જાહેરમાં માન આપે છે એટલુંજ, બાકી અંતરથી તેઓ સ્ત્રીને પોતાના કરતાં ઉતરતા પ્રકારનું પ્રાણી ગણે છે, એટલુંજ નહિ, પરન્તુ એમાંના કેટલાક તો ખાનગીમાં સ્ત્રીઓ વિષે ઘણીજ અશિષ્ટ ભાષામાં વાતો કરનારા હોય છે, છતાં એટલું તો કબૂલ કરવું જોઇએ કે પુરૂષોમાં એક અતિ નાનો વર્ગ એવો છે કે જેમને ખરેખરી સ્ત્રી સન્માનની લાગણી હોય છે.

સૌદામિની મહેતા

# જાતીય સમાનતાનો અદ્ભૂત

: લેખક :



ગુજરાતમાંથી પડદા ધીરે ધીરે સરતો જાય છે.

જાતીય સમાનતાનો પ્રશ્ન પશ્ચિમમાં થોડાંક વર્ષોથી ખૂબજ ચર્ચાઇ રહ્યો છે. તેમ છતાં હજુ તેના વિષયમાં પશ્ચિમમાં પણ અનેક જાતનાં મત વૈચિત્ર્ય અને વિચારભેદ પ્રવર્તી રહેલા છે, પરંતુ ખાસ કરીને પશ્ચિમનો સ્ત્રી સમાજ મોટે ભાગે જાગ્રત બની ગયો છે.

રશિયામાં આથી જુદી જ સ્થિતિ છે. સોવીયેટ રશિયા જાતીય સમાનતાની વ્યાખ્યાઓ રચવા કે તેના સંબંધમાં વાદવિવાદ કરવા રોકાવાને બદલે, પોતે જે વાજબી માને તેને જીવનમાં ઉતારી લેવાનો જ પ્રયોગ કરે છે. આમ સ્ત્રી અને પુરુષની વચ્ચે જાતીય સમાનતા [ Sex Equality ] ના પ્રશ્નને પણ તેણે સામાજિક ન્યાય માટે અનિવાર્ય જરૂરનો ગણ્યો છે, અને પોતે જે સામાજિક સિધ્ધાંતો સાચા માન્યા છે, તેમાં આ પ્રશ્નને એક અગત્યના અંગ તરીકે સ્વીકારી લીધો છે.

# પ્રયોગ

શ્રી. સીતારામ શર્મા

આથી સોવીયેટ રશિયાભરની સંસ્થાઓમાં સર્વ સામાન્ય રીતે સ્ત્રી અને પુરુષમાં લીંગ ભેદને કારણે કોઇપણ જાતની અસમાનતા ન રહે તેવી પુરતી વ્યવસ્થા કરવામાં આવી છે. એટલે ત્યાં જેમ ૧૮ વર્ષના યુવકને તેમજ તેટલીજ વયની યુવતીને પુખ્ત વયનાં માનીને રાજકારણમાં સમાન મતાધિકારના હક્ક છે, તેજ રીતે સરખાં કામ માટે પગારનાં ધોરણ પણ સરખાંજ રાખવામાં આવ્યાં છે. તે ઉપરાંત જે કામમાં સ્વભાવતઃ જ અમુક પ્રકારના વિશિષ્ટ શારીરિક બળની જરૂર નથી, તેવા પ્રત્યેક સરકારી હોદ્દાઓ—પછી ભલે તે ગમે તેટલી જવાબદારીવાળા હોય તો પણ—ભરતી વખતે લીંગ ભેદને લેવામાં આવતો નથીઃ એટલે સ્ત્રી અને પુરુષને તેવા હોદ્દા માટે સમાન તક આપવામાં આવે છે. એથી જેમ પશ્ચિમના બીજા દેશોમાં, અને મુંબાઇ જેવાં શહેરોમાં શિક્ષિકાઓ કે 'ટાઇપીસ્ટ' તરીકેના ધંધા માટે સ્ત્રીઓને રોકવામાં આવે છે, તેમ સોવીયેટ રશિયામાં મેજીસ્ટ્રેટ તરીકે, જજ તરીકે, સોવીયેટ તંત્રનાં કારોબારી મંડળના સર્વોપરિ હોદ્દા ભોગવનાર તરીકે સ્ત્રીઓ ઠામ ઠામ જોવાય છે. યુરોપ અમેરિકાના આગળ વધેલા દેશોમાં પણ આવા જવાબ-



પશ્ચિમની સ્ત્રીઓ જાહેર રમતો રમવા જેટલી સ્વતંત્ર બની છે

નરીવાળા હોદ્દાઓ સ્ત્રીઓને આપવા તે અસાધારણ સાહસ મનાય છે, પણ પશ્ચિમ યુરપ અને, અમેરિકામાં જે પ્રયોગની સિધ્ધિ માટે 'સતત ચળવળભર્યાં પચાસ વર્ષ' પણ ઓછાં પડયાં છે, તે પ્રયોગ સોવીયટ રશિયાએ માત્ર દશ જ વર્ષમાં સિધ્ધ કરી બતાવ્યો છે.

નૈમિત્તિક કાર્યોમાં [ નિત્યના વ્યવહારનાં ] ઇગ્લંડમાં હજી લીંગ ભેદને લીધે જાતીય ભેદ દેખાય છે, પણ સોવીયટ રશિયામાં પ્રજાનું દૃષ્ટિબિંદુ જ તદ્દન ફેરવાઇ ગયું છે, અને પુરુષ વર્ગ સ્ત્રીઓ તરફ સંપૂર્ણ રીતે સમાનભાવ ધરાવતો થઇ ગયો છે. નાનામાં નાની બાબતમાં પણ આવા ભેદનાં ભૂત ભરાઇ ન રહે તે માટે ખૂણા ખાંચા ખંખોળીને ભેદનાં ભૂતને ભગાડી દેવાયાં છે. દાખલા તરીકે સ્ત્રીને ઓળખવા માટે અમુક બાઇની પુત્રી કે અમુક મિસ્ટરનાં પત્ની એવાં સંબોધન સ્ત્રી જાતિના વ્યક્તિત્વને હીણપદ લગાડનારાં છે તેમ માનીને ત્યાં પુરુષોને તેમજ સ્ત્રીઓને 'કામરેડ' [Comrade] –દોસ્તને મળતાઆના સંબોધનથી જ બોલાવવામાં આવે છે. એથી લગ્ન પહેલાં તેમજ લગ્ન પછીથી સોવીયટ રશિયાની સ્ત્રીઓ પોતાના જ નામથી ઓળખાય છે. તેમને પિતા કે પતિના વ્યક્તિત્વની પાછળ પોતાના વ્યક્તિત્વને ઢાંકી દેવું પડતું નથી. આથી સ્ત્રી જાતિને બીજે બધે પ્રતિપળે પારકાની 'મતા'ની ગુલામી મનોદશા નીચે જીવવું પડે છે તેમ ત્યાં ન થતાં, સોવીયટ રશિયામાંની સ્ત્રીઓ સ્વતંત્ર વ્યક્તિ તરીકે જીવે છે. અને પોતાના વ્યક્તિત્વને તેની સંપૂર્ણ હદ સુધી પૂરેપૂરૂં ખીલવી શકે છે. પરણેલી સ્ત્રીઓને માટે વરની છાપ તરીકે અહિં જેમ ચાંલ્લો ને ચૂડી એ અનિવાર્ય વસ્તુ મનાય છે, તેમ પશ્ચિમાં લગ્નની વીંટીનું છે; અને તેથી એ વીંટીનાં બંધનમાંથી ત્યાંની સ્ત્રીઓ જેમ બને તેમ જલ્દી છૂટતી જાય છે. ખુદ પુરુષવર્ગ પણ એવી છાપો રખાવવાનો નહિં પણ કાઢી નાખવાનો આગ્રહી છે.

આમ સોવીયટ રશિયામાં લીંગભેદ વિનાની જાતીય સમાનતાના વિચારો એટલા ઉંડા ઉતરતા જાય છે કે, સ્ત્રી જાતિને કોમળ, નિર્બલ અને પુરુષના આશ્રય ઉપર ટકનારી માનીને સ્ત્રીઓને બહુમાન આપવાની જે લાગણી (Chivalry) અનેક વર્ષોથી યૂરપમાં પ્રચલિત છે, તે સાંકડી લાગણીયે ત્યાં તો દૂર થતી ગઇ છે; તેથી સુદૃઢ બાંધાની કોઇ પણ સ્ત્રીને ટ્રામમાં ઉભા થઇને પુરૂષે જગા આપવાની રીત જ ત્યાં બંધ થઇ ગઇ છે. જૂની સ્ત્રી સન્માનની એ ભાવનામાં સ્ત્રી જાતિ તરફ તેમ અપમાન થાય તે રીતે જોવાની પુરૂષ વર્ગની અદંતાનાં બીજ હતાં, તેનું સ્થાન હાલના સોવીયટ રશિયામાં વિશાળ અને માતબર સખ્યભાવ લેતો જાય છે.

આ નૂતન ભાવનાથી સામાજિક સંબંધની જૂની દૃષ્ટિનો લોપ થઇ નવીન દૃષ્ટિબિંદુથી લગ્નને જોવામાં આવે છે. 'લગ્ન' એટલે પતિ-પત્ની વચ્ચેનું સાચું સખ્ય એ વ્યાખ્યા જ અત્યારે ત્યાં મનાય છે. લગ્નનાં બંધનથી પુરુષ સ્ત્રીની ઉપર આભાર કરી નાખતો હોય, તેથી તેના ભારે નીચે કચડાતી સ્ત્રીએ જીંદગી સૂધી તેનાથી ઉતરતી હોવાની ગુલામી મનોદશા ભોગવવી એ જ તેનો ધર્મ છે: એ 'લગ્નો'ની જર્જરિત વ્યાખ્યા હવે તો ત્યાં ભૂતકાળનો વિષય બની છે.

શિક્ષણ અને સંસ્કારના વિકાસ સાથે માનવ માનસમાં જે વિકાસ થાય છે તે વિકાસ ઇગ્લંડ અથવા તો પૃથ્વીના બીજા

કોઇ પણ સભ્ય મનાતા દેશ કરતાં સોવિયટ-રશિયામાં ઓછો નથી, બલ્કે સામટી રીતે જોતાં રશિયાના ગરીબમાં ગરીબ વર્ગમાં પણ ઇંગ્લંડ કરતાં શિક્ષણ અને સંસ્કારથી થતો વિકાસ પ્રમાણમાં સવિશેષ જણાય છે. રશિયામાં સ્ત્રીને ખર્ચાળુ વિલાસનું રમકડું માનવામાં આવતી નથી, તેમજ પુરૂષોએ તેને 'સંઘરવી'જ જોઇએ એવી માન્યતા પણ નથી; પરંતુ સ્ત્રી પણ એક સ્વતંત્ર માનવ વ્યક્તિ છે, કે જે વ્યક્તિ પોતાની જાતનીજ પોતેજ અધિકારી હશે તો જ તેનામાં જે સારામાં સારાં તત્ત્વો છે તે ખીલી શકશે, એમ માનવામાં આવે છે. ઘરની દેખરેખ અને વ્યવસ્થા એને સોવીયટ રશીયામાં સ્ત્રીના એકલા જ ધંધા તરીકે માનવામાં આવતાં નથી. તેથી બાળકોથી રોકાયલી ન હોય તેવી તમામ પરિણિત સ્ત્રીઓ અને કૌમારિકાઓ, મકાનના વધારાના ખંડોને ધૂળ રહિત રાખવાના એકલા જ કામ પાછળ જીવન વ્યતિત નહિં કરતાં, કુટુંબની સામાન્ય આવકમાં વધારે મહત્ત્વનો એવો આર્થિક ઉમેરો કરે છે.

સુવાવડ પ્રસંગે સ્ત્રીઓ તરફ જેટલી કાળજી સોવીયટ રશિયામાં રાખવામાં આવે છે, તેટલી કાળજી તો ભાગ્યે જ બીજા કોઇ દેશમાં રાખવામાં આવતી હશે. ગર્ભવતી સ્ત્રીઓને ત્યાં અચોક્કસ આવકવાળા પુરુષની મહેરબાની કે આધાર ઉપર જ છોડી દેવામાં આવતી નથી. જે બ્હેનો મજુરી કરતી હોય તેમને પ્રસુતી પહેલાં દોઢ મહિનાની અને તે પછી દોઢ મહિનાની એમ ચાલુ પગારે બાર અઠવાડીઆંની રજા મળે છે. ઉપરાંત એક પણ પાઇ લીધા શિવાય તેને તમામ પ્રકારની દાક્તરી મદદ આપવામાં આવે છે, એટલુંજ નહિં પણ જરૂર હોય તેને તે ઉપરાંત બાળક માટે કપડાં પણ અપાય છે.

આમ ત્રણ મહિનાના પૂરા આરામ પછી જ્યારે તે પાછી કામે ચઢે છે, ત્યારે તેનાં બાળકને સાચવવા મૂકવાના સ્થાનનાં [Babies' Creche] તે સવારે મૂકતી જાય, અને બપોરની રજામાં તે પાછી તેની પાસે આવી તેને લેઇ જાય, ઉપરાંત કામ કરવાના સમય દરમિયાન પણ જરૂર પડે માતાઓને પોતાનાં બાળકને ધવડાવવા કે દૂધ પાવા જવાની છૂટ મળે છે.

ટૂંકામાં સોવીયટ રશિયામાં રાજ્યતંત્ર તરફથી એવી ખાસ કાળજી રાખવામાં આવે છે કે, જન્મેલ બાળકને જીવનના આરંભથી જ, સમાજવાદના નિયમ ઉપર રચાયલી સમાજમાં જ આપી શકાય તેવી સુંદરતમ સગવડો સાથે ઉછરવાનું મળે તેમ છતાં તેની માતાને ઓછામાં ઓછી અગવડ પડે અને બાળક માતાની સંપૂર્ણ સ્વતંત્રતામાં કોઇ પણ રીતે આડખિલી રૂપ થાય નહિં.

સોવીએટ રશિયામાં ઘણો કાળ ગાળીને વિલાયત ગયેલા એક અંગ્રેજ લેખક [Paul Winterton] ના લેખ ઉપરથી ઉપરની વિગતો આપી છે; તે વાંચીને કદાચ કોઇને એમ થશે કે હિંદુસ્થાનમાં સોવીએટ રશિયા જેવી સમાજ વ્યવસ્થા નથી એટલે, આ દેશમાં તે દેશના સ્ત્રી સમાજની નવી રીતો જાણવાનું શું કામ છે? પણ તે વિચાર ભ્રમમૂલક છે.

હિંદુસ્થાનમાં સ્ત્રીઓને કમાવા જવાની જરૂર નથી એવી એક માન્યતા પ્રચારમાં છે. પરંતુ તેવી માન્યતા ધરાવનારાઓ મઢીવાદીઓ અને સમાજના થોડા ઉજળીયાત વિભાગના વચલા વર્ગ વાળાઓ જ છે. કેમકે તે શિવાયની આ દેશની કરોડો બ્હેનોને કારખાનામાં, ખેતરોમાં, ચહાના બગીચાઓમાં, નવાં બનતાં મકા-

નોમાં અને ખાનગી ઘરોમાં મજુરી કરવી પડે છે. તેઓ પુરૂષવર્ગની ટૂંકી કમાણીમાં પોતાનો હિસ્સો પુરાવી પોતાનો સંસાર ચલાવે છે—એ વાત ઉજળીયાત વર્ગ વિસરવા માગે તોપણ વિસરવા જેવી નથી—કે વિસરી શકાય તેમ પણ નથી. આવી બહેનોને જ્યાં તેઓ પુરૂષના જેટલું જ કામ કરે છે ત્યાં પણ કેવળ તે સ્ત્રી સ્વરૂપે હોવાથી તેને ઓછી મજુરી આપવામાં આવે છે, અને જીવનમાં અનેક વખત આવતી સુવાવડોના જીવ સટોસટીના—પ્રસંગે તેને કશી જ રાહત કે કમાણીનું સાધન હોતું નથી. તેથી મજુરીના સ્થાન પર કે ત્યાંથી ઘેર જતાં માર્ગમાં બાળકોના પ્રસવ થવાના દાખલા પણ અહિં બને છે. શું આમને માટે કશું જ કરવા જેવું નથી?

આપણાં કારખાનાંઓમાં છેક હમણાં સુધી સુવાવડીઓને રજા મળતી નહોતી અને અત્યારે પણ તેને જોઇએ તેટલો આરામ તો મળતો જ નથી, પરંતુ ખાનગી નોકરી કરનારાંઓને માટે તો એટલીએ સગવડ નથી હોતી, તેથી જ સંતતિ નિયમનના શિક્ષણના ફેલાવાની સાથે સાથે, સુવાવડીઓને પુરતી વિશ્રાંતિ મળે અને એની રોજી ચાલુ રહે તેવી યોજનાની જરૂર અહિં ઘણી છે.

આ દેશમાં સ્ત્રીઓ જાહેર જીવનમાં ભાગ લે તો સંસાર કથળી જાય એમ માનનારાં ઘણાં પડયાં છે. પરંતુ તે માન્યતા ખોટી અને કાલ્પનિક છે તેવાં વિચારવાળાં પણ હવે વધતાં જાય છે. પહેલાં સ્ત્રી શિક્ષિકાઓ મેળવવી મુશ્કેલ હતી, કેમકે સમાજમાં તે માટે ઘણા જ વહેમી વિચારો ચાલતા હતા, હવે સ્ત્રી શિક્ષિકાઓ વધી પડવાથી તેમને કેળવવાની સંસ્થાઓના વર્ગ ફરજિયાત બંધ કરવામાં આવે છે. વળી મ્યુનિસિપલ સંસ્થાઓમાં, ધારાસભાઓમાં તેમ જ સરકારે નીમેલી તપાસ સમિતિઓમાં પણ હવે તો સ્ત્રીઓ હિંમતથી ભાગ લે છે, અને તેમની સામે કોઇ વિરોધ કરતું નથી. સ્ત્રીઓ જાહેર કાર્યમાં પણ, સારા પ્રમાણમાં રસ લે છે, બેરિસ્ટર અને મેજીસ્ટ્રેટ તરીકે પણ કોંક કોંક બહેનો કામ કરી રહી છે, તો પછી દેશનાં બીજાં તંત્રોમાં જેમને જોડાવાની ઇચ્છા હોય તેમને તે તક શા માટે ન અપાય?

છેલ્લા યુધ્ધ વખતે પશ્ચિમમાં પુરૂષો ટોળાંબંધ રણક્ષેત્રે ગયા, ત્યારે તેમનું લગભગ તમામ કાર્ય સ્ત્રીઓએ ઉપાડી લીધું હતું, એ વાત જાણીતી છે, અને તેથી જ યુધ્ધે ચડેલા દેશોનો આંતરિક વહિવટ ઠીક ઠીક ચાલી રહ્યો હતો, તો શું સ્વતંત્ર હિંદને કદી યુદ્ધમાં નહિં ઉતરવું પડે? તેવે વખતે આપણો સ્ત્રી સમાજ ભીરૂ, ઘરના ઓરડાની ચાર દિવાલો વચ્ચે ભરાઇ રહી રસોઇ અને સાફ સુફ કરવામાં જીવન ગાળનારો જ હશે તો આપણી શી દશા થશે?

લંડનની પોલીસ ફોજમાં હમણાં પણ ૧૩૭ બહેનો કામ કરી રહી છે, અને અનેક કારણોને લઇને હિંદુસ્થાનમાં પણ તેવાં કામ સ્ત્રીઓને ઉપાડી લેવાં પડશે જ, એટલે જૂની—વહેમી માન્યતાઓ ફેરવ્યા વિના કદી પણ આપણે પરતંત્રતામાંથી છૂટી શકવાના નથી એ વાત ઉપર ખાસ લક્ષ રાખવું જરૂરી છે.

વસ્ત્રાભૂષણની બાબતમાં જોઇશું તો યુગે યુગે પરિવર્તન થતું જ આવ્યું છે, અને અમદાવાદના યુવક સંઘે હમણાંજ વિધવા અને સધવાઓના પોશાક તેમજ બાહ્ય ચિહ્નો અને તેમને માટેનાં જૂનાં સંબોધનો માટે જે ઠરાવો કર્યા છે, તે બતાવી આપે છે કે;

રશિયામાં લગ્નની ચીઠ્ઠીનું જે સ્થાન છે, તેજ સ્થાન આપણા સમાજમાં ચાંલ્લો, સુંદડી અને ચુડીનું થવા સર્જાયું છે. પડદાની રૂઢી રીતિ પણ હવે તો છેક જ નિંદાઇને ઘસાઇ જવા બેઠી છે.

અને સ્ત્રી જાતિ માટે માની લેવાયલાં નૈમિત્તિક કામોની રૂઢીઓના બંધ પણ કાયમ રહેવા સર્જાયા નથી, જેમની પાસે જોઇએ તે કરતાં વિશેષ સંપત્તિ છે, તે કુટુંબોમાં રસોઇનું કામ રસોઇઆ દ્વારા લેવાય છે અને બાકીનાં કામ નોકર-ચાકરો મારફત કરાવવામાં આવે છે, તો જેમની પાસે પુરતા પૈસા નથી તેવાં કુટુંબો સહકારી ધોરણે સામુદાયિક રસોડાંની પ્રથાનો પ્રયોગ, કેવળ આર્થિક કારણે અજમાવવા તૈયાર થાય તો તેમાં કશું જ ખોટું નથી. એમ કરતાં પ્રત્યેક કુટુંબની સ્ત્રીઓ રસોઇ પાછળ જેટલા કલાકો ગુમાવે છે, તેનો બચાવ થવાથી તે સમયનો આર્થિક હિતને માટે ઉપયોગ કરી શકશે, અને તેથી તેમની હાલની નિર્ધનતામાંથી તેઓ જરૂર કેટલેક અંશે ઉગરી શકશે જ.

'લગ્ન' સંબંધમાં પણ અત્યારે ગુજરાતમાં 'લગ્ન'ની જૂની પ્રથાઓ બદલવાના વિચારોની સાથે સાથે જ બાળલગ્નની બંધી, પુનર્લગ્નની છૂટ અને લગ્ન વિચ્છેદના વિચારો વ્યાપક રૂપ લેતા જાય છે જ; એટલે તેની સામે આંખ મિંચામણાં કરે ચાલી શકે તેમ નથી. એથી એ ક્ષેત્રમાં પણ સમભાવ પૂર્વક વિચાર કરવા તૈયાર થવા સમાજનો છૂટકો જ નથી. બાળલગ્ન પ્રતિબંધક કાયદો થયો છે, એટલે પ્રાથમિક કેળવણીને ફરજિયાત બનાવ્યા વિના આપણો છૂટકો નથી. કંઇ નહિં તો એ કાયદાની સફળતાને માટે પણ આપણે તેમ કરવું જોઇશે. અને કેળવણીના પ્રચારની સાથે સાથે સ્ત્રી વર્ગનું હાલનું ગુલામી માનસ પલટાયા વિના રહેવાનું જ નથી. એટલે તેટલા પરિવર્તન માટે પણ આપણે તૈયાર રહેવું પડશે.

આમ સામાજિક સુધારણાની દૃષ્ટિએ દુનિયાના કોઇ પણ પ્રદેશમાં જે અગત્યના પ્રયોગ થયા હોય, તે આપણે જાણીએ અને વ્યવહારમાં મૂકીએ તેમાં કશું જ ખોટું નથી. તો પછી સોવીયટ રશિયાના નામ માત્રથી ભડકીને તેના સુંદર પ્રયોગો તરફ દુર્લક્ષ કરવાનું શું કામ? રાજકારણને સામાજિક સુધારણા સાથે ઓછો જ સંબંધ છે, એટલે એમાં કાયદાની બીક રાખવી તે બીનજરૂરી છે. જો સોવીયટ રશિયા સાથેનો કોઇ પણ જાતનો સંબંધ ખરાબ હોત, તો બ્રિટનના રાજ્યકર્તાઓ તેની સાથે સંબંધ સાંધવા તૈયાર થયા છે તે ન જ થયા હોત. તે વાત 'સોવીયટ' નામથી ચમકી જનારાંએ શાંતિથી વિચારી લેવા જેવી છે. અને તે નજરે વિચાર કરીને બીજા તમામ દેશો કરતાં સામાજિક સુધારાનાં ક્ષેત્રમાં સોવીયટ તંત્રમાં જે સફળ અને સુંદરતમ પ્રયોગ થાય છે. તેનો આપણે અભ્યાસ કરવો એમાં જેમ લેશ માત્ર ગભરાવા જેવું નથી, તેમ [illegible] નથી.

# સ્ત્રી જીવનના પ્રશ્નો.

: લેખક :

શ્રી. જયદેવલાલ મોહનલાલ બારોટ
બી. એ., એલ. એલ. બી.; એડવોકેટ.

મનુષ્યને અન્નપાણીની જેટલી જરૂર છે એટલી જ સમાજને સ્ત્રી કેળવણીની જરૂર છે. અને તે કેળવણી સ્ત્રીઓને જેમ બને તેમ જલ્દી મળતી થાય એ માટે આપણી લગ્નપ્રથા તેમજ પડદાની રીત બન્ને ઉથલાવવાની જરૂર છે.

સ્ત્રી કેળવણી વિના સમાજ સહરાના રણ જેવો છે. એક વખત ખાવાનું ન મળે કે પહેરવાનાં કપડાં ન મળે તો ભલે, પણ તમારી સ્ત્રીઓને—વહુઓ—દિકરીઓ અને બહેનોને કેળવણી આપી સુસંસ્કારી બનાવવા ન ચૂકશો. સ્ત્રીઓ અજ્ઞાન દશામાં સડે ને આપણે ઉન્નતિને શિખરે પહોંચીએ એ કદી બન્યું નથી. કદી બનવાનું નથી.

ખચિત માનજો કે જે સમાજ પોતાના સ્ત્રી વર્ગને અજ્ઞાન દશામાં રાખે છે તે પશુ સમાન જીવન ગુજારે છે.

સ્ત્રી કેળવણીનું સ્વરૂપ કેવું હોવું જોઈએ એ બીજો પ્રશ્ન છે. હું તો કહું છું કે દેશહિતનાં અને સમાજહિતનાં વિનાશક તત્ત્વો સામે યુધ્ધ કરવામાં સ્ત્રીઓ જેથી, કૈકેયીએ દશરથને જેવો સાથ આપ્યો હતો તેવો સાથ આપે એવી સ્ત્રી કેળવણી હોવી જોઈએ......પશ્ચિમનાં ઉપયોગી તત્ત્વો તે કેળવણીમાં વણાઈ જાય એ પણ જરૂરનું છે. આપણા દેશમાં પુરૂષત્વની જે નિર્માલ્યતા છે તે સ્ત્રીઓને અજ્ઞાન ગુલામડીઓ બનાવી રાખ્યાનું ઝેરી પરિણામ છે.

ઉંદર જોઈને નાસે, કે રાતનું શ્યામ સ્વરૂપ જોઈને બીએ, અથવા તો પર પુરૂષ સામો મળ્યો જોઈ છળી મરે. તેવી સ્ત્રીઓ યોગ્ય કિલ્લેબંધી અને રક્ષણના પરિણામે ઘરના ગોખલામાં શોભે એવી રૂપાળી પૂતળીઓ ભલે હોય, એવી સ્ત્રીઓ એમના વરનું, એમના સમાજનું કે એમના દેશનું કશું જ હિત કરી શકવાની નથી.

સ્ત્રીઓને અંધારામાં રાખીને આપણે આપણું કામ બેવડું મુશ્કેલ કર્યું છે. તેમને સાચી સહગામિનીઓ બનાવો, સાચા મિત્રભાવે જોડાયેલી સ્વતંત્ર વ્યક્તિઓ બનાવો. આપણી સમક્ષ પડેલા કાર્યઢગમાંના પ્રત્યેક કામમાં અને આપણી ઘરની વાતોમાં પણ તેને સક્રિય ભાગ લેતી બનાવો. એમ કર્યા સિવાય....દેશનો ઉધ્ધાર કરવાની વાત મૃગજળ સમાન છે. જો એમ કહો કે સ્ત્રીઓને આટલી છૂટ આપવી અર્થાત આટલું જ્ઞાન આપવું એ ધર્મ વિરૂધ્ધનું કાર્ય છે, તો તેમને કહેજો કે ધર્મનું તમ ભાન નથી. ધર્મનું નામ નાહક ન વગો અવશો.

સ્ત્રીને ઘરની ગુલામડી કે ઉંદરડી રાખ છેવટે તો આપણે આપણો વિનાશ નોતરીએ છીએ એ કદી ન ભૂલજો.

કૃષ્ણ, રામ, ભિષ્મ, પાંડવો, નળ, રાવ અભિમન્યુ, પ્રતાપ, શિવાજી ઇત્યાદિ હિ સમાજની મહાન વિભૂતિઓની જનેતા ઘરની ગુલામડીઓ કે ઉંદરડીઓ નહોત અને તે મહાન વિભૂતિઓ કંઇ બારોબ સ્વર્ગમાંથી નહોતી ઉતરી આવી; તે સ્વતંત્ર, જ્ઞાનવાન અને સબળ માત

સંતાનો હતાં. જ્યાં સ્ત્રીઓને સન્માન છે ત્યાં દેવો રમે છે એ મનુવાક્યનો આજને ટાંકણે આપણે બીજો કયો અર્થ કરી શકીશું?

પણ સ્ત્રી કેળવણીનો આદર્શ સફળ કરવામાં એક મોટામાં મોટું વિઘ્ન છે; અને તે આપણી લગ્નપ્રથા. આર્ય લગ્નપ્રથાની અવનતિ ધર્મને નામે બ્રાહ્મણોએ શરૂ કરી...આપણી લગ્નપ્રથા ઘણી જ અનૈસર્ગિક અને અશાસ્ત્રીય છે. તેમાં વળી અજ્ઞાને આવીને તેને મહાનાશકારી અને અસહ્ય કરી મૂકી છે. કૃત્રિમ કુલીનતા, બાળલગ્ન, કજોડાં અને બાળવૃદ્ધલગ્નો દૂર કરીને જ આપણે આ અનર્થમાંથી બચી શકીએ.

જે લગ્નમાં સ્નેહ યા મૈત્રિ ન હોય તે લગ્ન જ નથી.

આ જગતમાં (હિંદી) યુવાનને આગળ વધવામાં કેટલી મુસીબતો નડે છે?...એક બાજુ ભુખમરાથી સડતો દેશ, બીજી બાજુથી લાકડાની તલવારથી આજીવિકા મેળવવા મથતો આપણો યુવાન–યુવાન કે જેને બે ચાર છોકરાં થઇ ચૂક્યાં છે, જેની અધીં જીંદગી અભ્યાસ કે ધંધો ખોળવામાં વીતી ચૂકી છે, કજોડાંથી જેનું જીવન કલુષિત થયું છે ને બાળલગ્નથી જેની ગરદન નીચી નમી ગઇ છે! એવો જુવાન જગતયાત્રા માટે ભાવિના ઉંબરે આવી ઉભો છે! બીજી બાજુ પ્રેમભર્યા જ્વલંત, આનંદમૂર્તિ સમા યૌવનમદથી મસ્ત બનેલા સ્વતંત્ર [વિદેશી] યુવકો હરિફાઇ માટે સામે આવી ઉભા છે. કહો રૂઢિના ભોગ બનેલા જુવાનોનો વિજય કેવી રીતે થાય?

બાળલગ્ન અને બાળવૃદ્ધલગ્નની કુપ્રથામાંથી નીપજતો એક વિકટ પ્રશ્ન બાળ વિધવાઓના પુનર્લગ્નનો છે. આ પ્રશ્નને સમસ્ત હિંદુસમાજમાં ભારી હૈયાહોળી પ્રગટી છે. ચોમેર દાવાનળ ભડભડે છે. વિધવા વિવાહના રૂઢિમૂઢ વિરોધીઓ બાળવિધવાઓનાં પુનર્લગ્ન સામે પણ એવી દલિલોનો હાઉ ઉભો કરે છે કેઃ "બાળવિધવાઓનું પણ પુનર્લગ્ન કરવાનો પ્રયત્ન કરવો તે આર્યસંસ્કૃતિનું નિકંદન કાઢવાનો પ્રયત્ન છે. એમ કરશો તો તે સ્ત્રીઓ ચારિત્ર્યહીન થશે, દાંપત્યજીવનમાં ભેળસેળ આવશે અને આર્યલગ્નનો ઉંચો આદર્શ ધૂળમાં મળશે." આર્યલગ્નનો ઉંચો આદર્શ કેવો ધૂળમાં મળ્યો છે અને કેવાં અનાર્ય પાપલગ્નો સમાજમાં પેઠાં છે તે તો અત્યાર આગમચની લગ્નપ્રથા વિષેની ચર્ચાથી દેખાયું જ છે. પરંતુ ધારો કે બાળવિધવાના પુનર્લગ્નથી એના વિરોધીઓ કહે એવું પરિણામ આવશે. તો હું એક જ સાદો પ્રશ્ન કરૂં છું, અને તે એ કે સમાજમાં બાળવિધવાઓ જ ન હોય, એવું કરવા માટે, અને આપણો સમૂહ તૂટી પરધર્મીઓનું જૂથ વધતું જાય છે એ અટકાવવા માટે બાળવિધવાઓના પુનર્લગ્નના વિરોધીઓ શું કરે છે? પરોપદેશે પાંડિત્યમ્ સહેલું છે, બાળવિધવાઓને ગંગાસ્વરૂપ બનવાના મુખપાઠ આપવા સહેલા છે; એમની આગળ ધર્મની વાત કરવી સહેલ છે; પરંતુ બાળવિધવાઓ માટે તે ઉપદેશને જીવનમાં ઉતારવો અસંભવિત છે,–ખાસ કરીને જ્યારે એ ઉપદેશક વર્ગ પોતે અસંયમ, અનાચાર અને સ્વચ્છંદ વિહારમાં ગળાબૂડ પડ્યો હોય. મનુષ્ય જન્મથી સામાજિક પ્રાણી છે. સ્ત્રી પુરુષનું આકર્ષણ કુદરતી છે. એને કૃત્રિમ રીતે કાબુમાં રાખવાનો પ્રયત્ન કરવો એ હવાને બાચકાથી પકડી રાખવા જેવું છે. એથી તો એ નૈસર્ગિક આકર્ષણ વધુ પ્રબળ થાય છે અને એને યોગ્ય માર્ગ ન મળે તો ગુપ્ત સુરંગો ફોડાય છે.

# સ્ત્રી જાતિનું ભયંકર અપમાન

: લેખિકા :
સૌ. સુધા શર્મા

ખાડીઆ,
અમદાવાદ: આશો સુદ પાંચમ.

પ્રિય બ્હેન સુનીશા

મુંબાઇ.

વચ્ચે આટલા બધા દિવસ માન સેવીને આજે આ પત્ર લખવા બેઠી છું તે વાંચીને તને આશ્ચર્ય તો લાગશે જ. તારા કાગળો વાંચીને હું બંડખોર બની જઇશ, આર્ય બાળાને છાજતા વિચારો ભૂલવા માંડીશ એવો મને ભય લાગ્યો, એટલે થોડાક દિવસ તારી સાથે પત્રવ્યવહાર નહિં કરવાનો નિશ્ચય કર્યો, પણ સુનીશા! માનીશ? તારાથી જેમ દૂર રહેવાનો વિચાર કર્યો, તેમ તેમ તું વધુ અને વધુ નજીક આવતી ગઇ. પહેલાં તું દૂર હતી હવે હૈયામાં તું આવીને ચડી બેઠી છે. તારા વિચારો ભયંકર છે એમ માનીને આઘી ખસવા જતા, મને રાત્રિ દિવસ તારા વિચારોનું જ મનન કરવાની ટેવ પડી ગઇ છે.

આ કાગળ લખવામાં ત્રણ કારણ રહેલાં છે:

[૧] મુનશીની 'કાકાની શશી' વિષે અમારા સખિ મંડળમાં બે ત્રણ મત પડી ગયા છે. તેથી તે સંબંધમાં તારા વિચાર જાણવા તે.

[૨] 'કૉલેજની કન્યા'ના સામે થનારી મુંબઇની ગુજરાતણોએ 'ગાંધી જયંતી' વખતે જૂના વખતના ગેઇટી અને હાલના કેપીટોલમાં કૉલેજની કન્યા કરતાં પણ એક રીતે ખરાબ એવું અપમાન સાંખી લીધું એવી કેટલાંક છાપાંમાં ટીકાઓ આવેલી, તેમાં ખરું ખોટું શું છે, તેની તારી મારફત ખબર મેળવવી તે; અને

[3] 'કાકાની શશી' માં ભાગ લેનારી બ્હેનો, પોતાની જાતને જ નહિં પણ ગુજરાતની સુશિક્ષિત બહેનોના સ્વમાનને ભીષણ અન્યાય કરી રહી છે, એવું તરલાએ મને લખ્યું છે, અને અહિંની પણ આપણી કેટલીક સખિઓ એવું માને છે. તે વિષે તારા વિચાર શું છે તે જાણવાની મારી ખાસ ઇચ્છા છે.

મુંબાઇની બહેનોની માફક વડોદરાની બહેનોએ 'કૉલેજની કન્યા' ની સામે વિરોધી હિલચાલ ગયે વર્ષે કરેલી, અને આ વર્ષે ત્યાંની સાહિત્ય સભાના શરદોત્સવમાં એ ખેલના લેખક જાતે હાઝરી આપવાના હતા [મુખ્ય વકતા તરીકે], તેથી શરદોત્સવના ગરબાના કાર્યક્રમમાં ત્યાંના ચિમનાબાઇ સ્ત્રી સમાજનાં સભ્યોએ આ વર્ષથી ભાગ નહિં લેવાનો ઠરાવ કરીને સ્વમાન સાચવ્યું છે: એ વાત તો તું જાણતી હોઇશ જ. ત્યારે તારી મુંબાઇવાસિની સ્વતંત્ર વિચારની બ્હેનો વડોદરાની બહેનો કરતાં સ્વમાનની ભાવનામાં છેક જ પાછળ કેમ? કદાચ પૂરેપૂરી હકીકત જાણ્યા વિના, અમે મુંબાઇ વાસિની ગુજરાતણોને અન્યાય કરી ન બેસીએ તેથી તને આ કાગળ લખું છું.

એનો જવાબ જલદી આપજે.

ઈંદુ હવે તો શાળામાં જાય છે. વસ્તુ-વસ્તુ આવી ગયાં છે. રજની મઝામાં છે. તને તો કોઈ ભૂલતું નથી. હવે તો સુલોચના માશીએ જ્યારે મળે છે ત્યારે 'ટચાકડી સુનીશા'ની ખબર પૂછ્યા વિના રહેતાં નથી. ખરેખર તારામાં કશુંક જાદુ છે.

પ્રિયંવદબહેનને મારી વતી નહિ તો તારી વતી એક વધુ વખત બોલાવજે. અહિં ગરબા ઠીક ઠીક જાય છે. ત્યાંનું લખજે.

લિ.

ત્હારા જાદુમાં તણાતી

ઇંદિરા.

૧૦૫૯, નેપિયનસી રોડ,

ફલોરા હાઉસ મુંબાઈ:

આશો સુદ. બારસ

...

## વ્હાલી દોસ્ત ઇંદિરા

અમદાવાદ

બંડખોર બનતી જતી મારા જેવીથી તારા જેવી આર્યબાળાઓ ગભરાય, એ આર્યકુલની અબળાઓને યોગ્ય જ મનાય. તેમ ન થયું હોત તો મને આશ્ચર્ય થાત. આર્ય અબળાઓનાં માનસને 'અબળા' બનાવવાની મનુની આજ્ઞાઓ જોઈ જોઈને ડગ માંડતા સુદૃઢ સનાતની પુરુષોના પ્રયોગની સફળતા સિદ્ધ થયેલી તો પછી કેમ મનાત?

તેમ છતાં તારા હૃદયના સિંહાસન ઉપર હું ચઢી બેઠી એ નવો જાદુ! ઇંદિરા, એ ખાલી સિંહાસન ઉપર તે જ્યાં સુધી ખાલી છે ત્યાં સુધી ચઢી બેસવાનો દરેકને [ભિસ્તીથી માંડીને અમીર સુધીના] હક્ક છે જ. પણ મને માફ કરજે. મને હમણાં તારા એ સિંહાસન ઉપર બેસી રહેવા જેટલી નવરાશ નથી. એટલે તે માટે 'આર્યબાળાને છાજતાં' બીજા કોઈ 'હૃદયના દેવ'નો કે 'પૃથ્વી ઉપરના પ્રભુજી'ની શોધ કરીને કૃતાર્થ થઈ, તારું જીવતર ધન્ય કરી લેવા તને હું છુટી મૂકું છું!

તારા પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપતાં હું પહેલાં બીજા પ્રશ્નનો જવાબ આપીશ, અને પહેલા તેમજ ત્રીજા પ્રશ્નનો સાથે ખુલાસો કરીશ.

'કેપીટલ' વાળા પ્રસંગમાં તને મળેલી ખબર ખરી છે. પરંતુ બધી જ બહેનો એ અપમાન સાંખી ગઈ હતી, તે વાત ખરી નથી. વાત એવી હતી કે, ગાંધી જયંતીનો પ્રસંગ સાધીને 'ભગિની સમાજ' તરફથી જલસો યોજવામાં આવ્યો હતો. એ જલસો ગાંધી જયંતીની મશ્કરી કરનારો હતો એમનો અહિંની ઘણી બહેનોએ મને કહ્યું હતું. એક બટક બોલીએ તો કહ્યું: "ગાંધીજી અહિં હોય તો એમની અકળામણનો પાર ન રહે. પરદેશી વસ્ત્રોનો આટલો બધો લખલખાટ અને એમના જીવનથી સર્વ રીતે ઉલટો ઠઠારો જોઈને કાં તો એ અહિંને અહિં માથું કૂટવા મંડે કે ઓછામાં ઓછા સાત દિવસના ઉપવાસ કરે!"

પરંતુ તે વખતે 'કેપીટલ'માં થયેલાં થોડાંક કંટાળાભરેલાં ભાષણ શિવાય ગાંધીજીને તો ભયંકર રીતે વીસરી જવામાં આવ્યા હતા. પરંતુ અમીરશાહીનું આવું પ્રદર્શન ભાગ્યે જ થાય છે, તે લાભ તરફ સહુનું ધ્યાન હતું જ.

આ જલસામાં એક નાટકીયા છોકરાને કોણ જાણે કેમ પણ ઘુસાડી દેવામાં આવ્યો, કોઈએ પહેલાં તો તે સામે વાંધો લીધો નહિં—અલબત્ત થીએટરના કેટલાક પ્રેક્ષકો તો તેને જોતા જ ચમકી ઉઠેલા—પણ જ્યારે તેણે 'અધ્ધર ઉડાડે એવી કો દિલબર' નામનું સ્ત્રી જાતિનું ભીષણ અપમાન કરનારું ગાયન બે વખત ગાયું

ત્યારે તો પ્રેક્ષક સમુદાયમાંથી કેટલાક યુવકો અકળાઇ ઉઠ્યા; તે જ રીતે જલસામાં જોડાયેલી એ ત્રણ બહેનો પણ કંટાળી ગઇ, પરંતુ તેમણે સ્ત્રીજાતિનું આવું અપમાન કરવાની ગુપ્ત વેતરણ કરનારાઓ ખોડ ભૂલી જાય, એવો કશો જ વિરોધ ઉઠાવ્યો નહિં. ઉલટાં કેટલાક યુવકો તેમને પૂછવા ગયા, ત્યારે એમણે કરુણ મૌન સેવવામાં ગુજરાતણોનું ગૌરવ માન્યું !

એટલે વર્તમાનપત્રોમાં થયેલી ટીકાઓ લગારે ખોટી નથી. આપણી બહેનો હજારો વર્ષથી આવાં અપમાન સહન કરતી આવી છે, એટલે પુરુષો સેંકડો માણસોના મેળાવડાઓમાં પણ આપણી જાતિનું અપમાન કરવા સ્વાભાવિક રીતે જ હિંમત કરે છે; પરંતુ એવાં અપમાન સુશિક્ષિત મનાતી ગુજરાતણો પણ સાંખી લે છે એ જ નવાઇ જેવું છે. કેટલીક બહેનો આવે વખતે ખોટાં સમાધાન શોધવા મથે છે. 'આવી નજીવી વાત માટે આવા મોટા સમારંભને તોડી પડાય ?' 'આટલાં બધાં લોકોની વચ્ચે આપણાથી કોઇને ઉતારી પડાય?' આવા આવા વિચારો કરી પોતાના હીન માનસનો પરિચય આપે છે! મારો અંગત મત તો એ છે કે, જો સ્ત્રી જાતિનું ભયંકર અપમાન કરવા તૈયાર થનારાંને કશો જ વિચાર કરવાનું સૌજન્ય સમજાય નહિં, તો પછી જેમનું અપમાન થયું હોય તેમણે તેનો તાત્કાલિક વિરોધ કરતી વખતે એ બધા વિચારો કરવા શું કામ બેસવું ? પણ અપમાન સહી સહીને રીઢી બની ગયેલી ગુજરાતણોને હજી એ વાત સમજતાં વિચાર ચશે. 'કેપીટોલ'માંજ હંસા મહેતા, શારદા દીવાન, લીલાં મુનશી, લેડી લક્ષ્મીબાઇ, વગેરે અનેક બહેનો હતી. તેમની સ્ત્રી સન્માનની વ્યાખ્યા શું છે તે આ ઉપરથી સહજે સમજાઇ જવાય તેમ છે. એટલે અમીર વર્ગનાં બહેનો સ્ત્રી સ્વાતંત્ર્યની સાચી લડત લડી ન જ શકે એ પુરવાર થાય છે. તે કામ પણ જસમા ઓડણ જેવી કામદાર બહેનોને જ ફાળે જવા સર્જાયેલું લાગે છે.

'કૉલેજની કન્યા' સામેના વિરોધનો પણ વિરોધ કરનારી અને 'ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ'ના મહોત્સવ વખતે અનેક ગુજરાતણો સમક્ષ એ ખેલ ભજવવાની મુંબાઇ ગુજરાતી નાટક મંડળીને તક આપનારી બહેનો પણ ગુજરાતણો જ હતી ને? એ જ બહેનો ગુજરાતી સ્ત્રીઓની ખાસ અને હિંદી બહેનોની સામાન્ય રીતે ઉન્નતિ સાધવા મથે છે, એ પણ ઓછી કરુણ દશા છે?

અલબત્ત વડોદરાના ચિમનાબાઇ સ્ત્રી સમાજે મુંબાઇનાં 'ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ' કરતાં વધારે હિંમત બતાવી છે, અને ભલે 'ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ' માં શ્રીમંત 'લેડીઝ ઝાઝી હોય, અમીર વર્ગનો દદેરો પુષ્કળ હોય અને સભાસદો હજારોની સંખ્યામાં હોય, તો પણ ગરબા ગવડાવવા અને મીજબાનીઓ ઉડાવવા તરફજ તેનું ધ્યાન રહેવાનું. બહુ બહુ તો તે થોડાક શિક્ષણ વર્ગો ચલાવે; પણ સ્ત્રી જાતિનાં માનસમાં યોગ્ય પરિવર્તનો તેનાથી નહિંજ થઇ શકે. એ તો ચિમનાબાઇ સ્ત્રી સમાજની બહેનો જેવાં જ કરી શકશે.

'કાકાની શશી' મેં વાંચી છે. રા. મુનશી અને તેમના પ્રશંસકો એને હાસ્યરસ પ્રધાન સામાજિક નાટક ગણે છે, પરંતુ એમાં ખાસ કરીને 'નવાયુગની સ્ત્રી'નું કારમું અપમાન કરવામાં આવ્યું છે એવું મને લાગે છે. રા. મુનશી વચલા વર્ગના શિક્ષીત થરમાંથી હવે ઉપલા વર્ગના થરના માણસ થયેલા પોતાને માને છે, એમના માનસમાંથી

સરજાયલી પાત્ર મૂર્તિઓ પણ આપખુદ રાજા અને અમીર તેમજ શ્રીમંત વર્ગની જ હોય છે. એટલું જ નહિ પણ એમનાં પુરૂષ પાત્રો હમેશાં સ્ત્રી પાત્રો ઉપર સર્વ સત્તા ચલાવતાં જ દેખાયાં છે. "પ્રણયની પ્રેરણા અને માનવતાનો પ્રભાવ બે સાથે જ વીકસી શકે છે."* એવી એમની દૃઢ માન્યતા છે, અને પ્રણયની પ્રેરણા એમનાં સ્ત્રી પાત્રો પુરૂષને આપતાં હોય છતાં તેમને તો પુરૂષને જ સદાય સમર્પણ કરવાનું હોય છે.

સૌ. બ્હેન લીલાવતી શેઠે 'ગુજરાત'ના સંવત ૧૯૭૮ના શ્રાવણના અંકમાં રા. મુનશીનું રેખાચિત્ર દોરતાં આમ લખ્યું હતું: "મેધાના ચમકારા એમનામાં ચમકે છે પણ સાથે ego [ અહં ]ના ચમકારા પણ તેટલાજ છે. બુદ્ધિના શિખર પરથી એ, બીચારા જગત પર નજર કરે છે. કોઇએ એમનાં પાત્રોમાં અક્કડતા બહુ છે, એમ કહ્યું છે. એમને વિષે પણ એમ કહી શકાય....[ એમનામાં ] આત્મસન્માન વધારે. બીજા તરફ તિરસ્કાર પૂર્વક જોવાની વૃત્તિ પણ કૈંક ખરી." એ વૃત્તિ કાકાની શશીમાં સ્ત્રી શત્રુ તરીકે જણાયેલા મનહરલાલનાં પ્રત્યેક વાક્યમાંથી નીતરતી દેખાય છે.

'સ્ત્રી સમાનતા સંઘ'ને 'સ્ત્રીને પુરુષ બનાવવાનો' અને 'સ્ત્રીને મુછો ઉગાડવાનો સંઘ' કહીને તેની મશ્કરી કરે છે. એટલું જ નહિં પણ સમાજનાં અપવાદ જેવાં પાત્રોને વીણીને જ—અને તેમાં પણ અનેક સ્થળે અત્યુક્તિ કરીને જાણી જોઇને બધાં જ સ્ત્રી પાત્રોને તેમાં વરવાં બનાવી દેવાયાં છે. શીવગૌરી ઇંદ્રજીતને કેમ છોડી ગઇ એ બાબત તેમણે સુસ્પષ્ટ કરી નથી, પરંતુ ઢીલા, પોચા, ધર્મઘેલા ઇંદ્રજીતને ત્યજી ભાઇ સાથે રહેતી શીવગૌરીને, મનહરલાલ તરફ એકદમ ઢળી પડતી અને અફલાતુની પ્રેમમાં ધસડાતી બતાવી છે. વિધુમુખી પતિભક્તા હોવા છતાં તેને નાટક ભજવવા જેવી દશામાં મૂકી, તે પહેલાં તે પુરુષોના માથામાં મારવાની હિમાયત કરતી હતી. તેનામાં પાછળથી કુંદનલાલને 'પ્રભુ' માનવા જેટલું પરિવર્તન શું કુંદનલાલ શશી સાથે કરતો થયો તેથી થયું ? મીસ પીરોજા પુરુષોનાં હૈયાં 'ભાંજવા' નીકળી છે, ગં. સ્વ. ગંગાબ્હેન આર્થિક દૃષ્ટિએ સ્વતંત્ર છતાં કુંદનલાલ તરફ ઢળે છે, મધુરી પરણી જવા માટે 'સ્ત્રી સમાનતા સંઘ'માંથી રાજીનામું આપે છે, અને બી. એ. બનેલી શશિકલા છેક જ અક્કલ વિનાની હોય તેમ પુરુષોનાં હૈયાં સાથે રમત રમે છે!

શું રા. મુનશીની નજરે ગુજરાતમાં બધે આવી જ સ્ત્રીઓ દેખાય છે? 'કાકાની શશી' જોનાર કે વાંચનાર સ્ત્રીઓનાં મંડળોને માટે બહુ જ હલકો વિચાર બાંધે તો મને કશી જ નવાઇ ન લાગે.

એ શિવાય સ્ત્રી જાતિને કાયદાની રૂએ થતા અન્યાયો દૂર કરાવવા કાયદામાં સુધારા કરાવવા લડે કે આર્થિક નજરે સ્ત્રીઓ સ્વતંત્રતા મેળવવા મથે, અને લગ્નની હાલની રીતમાં સુધારો કરાવી પોતાની મરજી પ્રમાણે લગ્ન કરવા તૈયાર થાય તેને પણ રા. મુનશી હસી કાઢે છે.

શશી 'નવી સ્ત્રી' (એટલે નવા યુગની સ્ત્રી) છે એવું રા. મુનશી મનાવે છે. પણ તેને 'ભવ્ય સ્ત્રીત્વના અવતાર સમી—સંસ્કાર મૂર્તિ', તરીકે એક પાત્રને મુખે જણાવી, બીજા પાત્ર મારફત એને 'બ્રહ્મેશ્વરી,' પુરુષોને ખપ્પરમાં લેનારી, અદ્‌ભુત નવી સ્ત્રી કહેવડાવે છે. ના, તે 'કૌમાર્યવ્રતન

*'જીવનનો ઉલ્લાસ'માંથી.

# હિંદુ પત્નીની દુર્દશા

: લેખિકા :
કુમારી જયવતી દેસાઇ

હિંદુ પત્નીની કેવી દુર્દશા થાય છે તે નીચેનો ફકરો આપોઆપ કહી દે છે :

" થોડા વખત ઉપર મારી બહેનનું લગ્ન થયું હતું. જે માણસ સાથે તેને પરણાવી હતી તે તદ્દન ચારિત્ર્યહીન નીકળ્યો. રાત-દિવસના વ્યભિચારથી પણ એને સંતોષ વળતો નથી. લાજ જેવી વસ્તુ તે જાણતો જ નથી. વિવાહ થયા પછી મારી બહેને જ્યારે જોયું કે દિવસે દિવસે તેની અધોગતિ જ થતી જાય છે, ત્યારે તેણે તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો. પણ તેથી ઉલટો તે વધારે ઉશ્કેરાયો, અને પત્નીને કાયમની 'શિખામણ' આપવા માટે એની હાજરીમાં પોતાનાં દુષ્કર્મો કરવા લાગ્યો. તે બીચારીને ચાબખાનો માર મારતાં પણ તે અચકાયો નહિ. કેટલીય વાર તેને ઉભી રાખતો, ભૂખી પણ રાખતો, એટલું જ નહિ પણ આ ક્રૂર પતિ તેને થાંભલા સાથે બાંધી એની આંખ આગળ પોતાની વ્યભિચાર-લીલાનું પ્રદર્શન કરતો હતો. આ બધાથી મારી બહેનને જીવવાનું જ ભારરૂપ થઇ પડ્યું છે. અને એનાં દુઃખથી અમે બધાં અતિશય દુઃખી થયાં છીએ. પણ અમે કંઇ કરી શકતાં નથી. તમે હવે એને અને અમને શું કરવાની સલાહ આપો છો? આપણા હિંદુસમાજમાં પત્નીને આજે અધિકાર જેવી વસ્તુ જ નથી. 'પતિદેવ'ની તે ગુલામડી છે. તેની મરજીથી જ તે જીવી શકે. આ કેટલી શરમભરેલી સ્થિતિ કહેવાય! 'પતિદેવ' ક્રૂર હોય અથવા દુરાચારી હોય તો બિચારી પત્નીના તો ભોગ જ. એને સારૂ કોઇ ઉપાય જ નહિ. પતિ ગમે તેટલા દુરાચારો કરે પણ તેની સામે કોઇથી સૂં કે ચાં ન થાય, અને પત્ની બીચારીને મૂંગે મોઢે બધું સહન કરવું પડે. આજે હજારો આવી અબળાઓ નિસાસા નાંખીને રડીરડીને દહાડા કાઢે છે. જ્યાં સુધી હિંદુ-સમાજમાંથી આવા અત્યાચારના જડ કાઢવામાં નહિ આવે ત્યાં સુધી તેની ઉન્નતિની શી આશા રખાય?"

આ પત્ર તો મૂળના લાંબા પત્રમાંથી ટૂંકાવીને તેમાંથી માત્ર સાર જ કહાડવામાં આવ્યો છે. અને તે પણ પત્ર લખનાર ભાઇએ ગાંધીજી ઉપર તે મોકલાવેલો હોઇ, તેનો સાર ગાંધીજીએ કાઢ્યો છેઃ તેથી કદાચ તેનો ડંખ મોળો પણ થઇ ગયો હશે, તો પણ એક પતિ પોતાની પત્નીને "થાંભલા સાથે બાંધી એની આંખ આગળ પોતાની વ્યભિચારલીલાનું પ્રદર્શન" માંડે ત્યારે એની પરિણીત પત્નીને કેટલું કષ્ટ થતું હશે તે તો સ્ત્રી હૃદય જ સમજી શકે છે.

આ કષ્ટનો સહેજ આભાસ આવે તે અર્થે મારી નજરે જોયેલ એક ઉદાહરણ આપું છું: એક ગુજરાતી નાટકમાં સાધ્વી સમી આર્ય પત્નીનો કુછંદી પતિ કુપથે ચઢીને વેશ્યાને પોતાના ઘરમાં લાવીને રાખે છે, એટલુંજ નહિં પણ પોતાની પુનિત પત્નીને પેલી અધમ સ્ત્રીને પગે પડવાનું કહે છે. પતિ એજ પૃથ્વી ઉપરનો

પ્રભુ છે એવી માન્યતાવાળી હિં ' પત્ની પતિની આજ્ઞા શિરસાવંદ્ય માનીને પેલી વેશ્યાને પગે પડે છે. એ પ્રસંગ જ્યારે રંગભૂમિ ઉપર ભઝવાતો હતો, ત્યારે મારી ઉપરના બોક્સમમાં અમદાવાદનું એક શ્રીમંત વણિક કુટુંબ બેઠું હતું, તેમાં બેઠેલી તમામ બહેનોની આંખમાં તે કરુણ પ્રસંગે આંસુ આવ્યાં હતાં.

આતો માત્ર મૂળ પ્રસંગની ઝાંખી છાપ જ બતાવવા પુરતું ઉદાહરણ છે. અને તે પણ નાટકમાં ભઝવાતા પ્રસંગ વખતનું. ત્યારે જે કમભાગી બહેનને પોતાને માથે આ કષ્ટનાં વાદળ તૂટી પડયાં હશે, તેના હૈયાને શું નહિં થતું હોય?

આવાં કષ્ટથી પીડાતી બહેનના ભલા ભાઇએ અનેક માણસો જેવી ભૂલ કરે છે તેવી ભૂલ કરીને ગાંધીજી [જાણે કેમ જગતમાં બનતી તમામ નાની મોટી બાબતોમાં ગાંધીજી નિષ્ણાત હોય, અને એમની સલાહથી પોતાનાં બધાં દુઃખ દર્દ દફે થઇ જવાનાં હોય!]ને એ કરુણ શરમ કથા લખી; અને છેવટે નિરાધારની માફક લખ્યું: "મારી બહેનનું જીવવાનું જ ભારરૂપ થઇ પડ્યું છે—એનાં દુઃખથી અમે બધાં અતિશય દુઃખી થયાં છીએ—અમે કંઇ કરી શકતાં નથી. તમે હવે અને અમને શું કરવાની સલાહ આપો છો?"

બહેનના દુઃખથી પીડાતા ભાઇએ, સ્વાનુભવ ઉપરથી હિંદુ સમાજમાં પત્ની અને પતિ વચ્ચેના સંબંધ વિષે વાજબી ટીકા કરી અને છેવટે આવા અત્યાચારની જડ, જ્યાં સુધી સમાજમાંથી કાઢવામાં નહિં આવે ત્યાં સુધી સમાજની ઉન્નતિની આશા નથી, એવી મતલબના પોતાના ઉદ્દગારો પણ કાગળ વાટે એમને જણાવ્યા.

પણ જૂનામાં જૂના મનાતા સનાતની કરતાં પણ વર્ણાશ્રમને કટ્ટર વળગી રહેનારાએ પ્રાચીન વ્યવસ્થાને તેમ જ જ્ઞાતિઓનો વિચિત્ર રીતે નિરંતર બચાવ કરી છૂટવામાં જ સમાજનું હિત જોવાની મનોદશાવાળા ગાંધીજીથી પેલા દુઃખી ભાઇએ સમાજ સામે જે ટીકા કરી તે કેમ સહન થાય? એમણે તો તુરતજ 'યંગ ઇંડિયા' અને 'નવજીવન'માં પહેલાં તો એ ભાઇને જ આવાં વચનો લખવા માટે ઉધડો લીધો. તેમ કરતાં એમણે લખ્યું છે: "માત્ર એક દાખલા ઉપરથી એ ભાઇએ આખા હિંદુસમાજ ઉપર જે કલંક ચોંટાડ્યું છે—તેમાં બહુ અતિશયોક્તિ છે. કારણ કે આજે લાખો હિંદુ સ્ત્રીઓ પોતાનાં ઘરની રાણીની જેમ સુખશાંતિથી રહે છે, અને તેમના પતિઓ ઉપર પૂરેપૂરો અધિકાર ભોગવે છે. એ સત્તા માત્ર પ્રેમને જ આધારે છે એ વળી એની વિશેષતા.'

ગાંધીજીનાં આ વચનો વાંચીને પેલા દુઃખી ભાઇને તો હૃદય વિદારક વ્યથા થઇ હશે, પણ ગાંધીજીનાં જ હિંદુસમાજ વિષેનાં અત્યાર સુધીનાં અનેક વચનો વાંચનારાંની તો આ વચનો વાંચીને આંખ જ ઉઘડી જશે. તેમાં પણ હિંદુ પતિઓથી પિડાઇ રહેવાથી હિંદના ચારે ખુણે જે સંખ્યાબંધ સ્ત્રીઓ પોકાર કરી રહી છે. તે પતિ ઉપરના પત્નીના પૂરેપૂરા અધિકારની અને ઘરની રાણીની ગાંધીજીની કલ્પનાઓ સાંભળીને નવાઇ જ પામશે. બીજાઓની વાત તો બાજુએ રહી પણ ગાંધીજી જેમના પતિ છે એવાં કસ્તુરબાની જ દશા કેવી છે, તે ગાંધીજીની આત્મકથા વાંચનાર, તેમજ પેલી આશ્રમની ચોરીની વાત જાણનારાંથી અજાણ્યું નથી, તો પછી બીજાઓની શું કથા! પણ ગાંધીજી એટલે જ વિશિષ્ટ

પ્રકારની વિચિત્રતા. એમને ગમે તેવા પ્રશ્નો પૂછનારા ડીક્ષનરીમાંથી શબ્દનો અર્થ મેળવવા જેટલી સહેલાઇથી એ શબ્દકોષ ઉથલાવે છે, તેટલીજ સહેલાઇથી ગાંધીજી ઉપર પત્ર લખી નાખે છે, અને ગાંધીજી પોતાના બંધાઇ ગયેલા વિચાર પ્રમાણે પત્રનો જવાબ લખતી વખતની મનોદશા પ્રમાણે જવાબ વાળે છે!

'હિંદુ સમાજ' અને 'હિંદુ ધર્મ'ની ઘેલછામાં ગાંધીજી એટલા રત બની ગયા છે કે, આવા જવાબો વાળતી વખતે તેઓ ઉશ્કેરાઇ જઇને સાફ હકીકતો તરફ પણ આંખ મીંચી દે છે! પેલા ભાઇએ 'દુઃખદ સ્થિતિ'ને લીધે જો પોતાની બહેનના દાખલા ઉપરથી હિંદુ સમાજને તે વ્યાપ્તિ લાગુ કરવાની ભૂલ કરી હોય તો પણ હિંદુ પત્નીને 'ધરતી રાણી'ની ઉપમાની વ્યાપ્તિ ઘટાવવામાં ગાંધીજીએ તેના કરતાં પણ વધુ ભયંકર ભૂલ કરી છે. એ ઉપરથી જોઇ શકાય છે કે, ગાંધીજી હિંદુ સમાજની આમજનતાને તેમજ મધ્યમ કે શ્રીમંત વર્ગને ઓળખી જ શક્યા નથી. નોકરશાહીના ઉચ્ચ અધિકારીઓ જેવી જ દશા આ બાબતમાં ગાંધીજીની પણ છે. જ્યાં જાય ત્યાં રાજમહેલો અને બંગલાઓમાં એમને ઉતારા મળે, અગાઉથી તે તે પ્રદેશના એમના અનુયાયીઓ બધી ભૂમિકા તૈયાર કરી રાખે, તેમને માટે ઠામ ઠામ 'છપ્પન ભોગની રસોઇ થાય' અને દૂર દૂરથી ફળ ફળાદી મંગાવી તેમને ચરણે ધરવામાં આવે! માત્ર એકાદ સભામાં તેઓ આમવર્ગની કે અંત્યજ વર્ગની સામે ભાષણ કરી 'થેલી' લેવા પુરતા મળે, તેટલાથી એમને 'હિંદુ સમાજ'માં પત્નીઓની ઠામ ઠામ થઇ રહેલી દુર્દશાની શી રીતે ખબર પડે?

આગળ ચાલતાં ગાંધીજી લખે છે: "જે સડા તરફ આ પત્ર લખનારે ધ્યાન ખેંચ્યું છે તે માત્ર હિંદુધર્મથી જ પરિમિત નથી. તે સડો જગદ્વ્યાપી છે; અને જુદાજુદા રૂપમાં બધા ધર્મોના અનુયાયીઓમાં દેશજાતિના ભેદ વિના તે એક સરખો જ જોવામાં આવે છે." આમાં પણ ગાંધીજીએ 'હિંદુ ધર્મ'ના બચાવ માટે જાણી જોઇને જે એ સડો જગદ્વ્યાપી છે એમ કહ્યું છે. પણ 'નવજીવન'*માં એ લેખનું ભાષાંતર કરનારે ગાંધીજીના 'યંગ ઇંડિયા'ના મૂળ લેખમાંના Human Nature (માનવ સ્વભાવ) એ શબ્દને ઉડાડી દીધો છે, તેથી ગાંધીજીના કહેવાનો અર્થ કંઇક ફરી જાય છે. એમના મૂળ લેખમાં એ વાક્ય આમ છે:

એટલે જ્યાં 'એ સડો જગદ્વ્યાપી છે' એવું લખાયું છે ત્યાં 'એ સડો માનવ સ્વભાવ સાથે જડાયલો છે' એવું હોવું જોઇએ; અને એ દૃષ્ટિએ જોતાં ગાંધીજીએ 'હિંદુ ધર્મ'ના રક્ષણ માટે જે સડાને 'માનવ સ્વભાવ' સાથે જોડી દેવાની વ્યાપ્તિ કરી છે, તે પણ દેશ દેશની પ્રજાઓના માનવસ્વભાવના તુલનાત્મક અભ્યાસની એમની ખામી જ પુરવાર કરે છે. ભલે ફીલસુફીની ભાષામાં માનવસ્વભાવ સર્વસ્થળે સમાન છે એમ

---

* જુઓ તા૦ ૨૦ મી ઓકટોબરનો અંક.

"The case of cruelty brought to light by the correspondent is an illustration not of the evil in Hinduism, but of the evil in human nature which has been known to express itself under all climes and among people professing different faiths of the world.

કહેવામાં આવે, પણ વ્યવહારની ભાષામાં તેમ કહીએ તો તે વચનો જુઠાં ઠરે છે. એમ તો જગતના બીજા દેશોમાં, અન્યધર્મી પ્રજામાં સ્ત્રીઓને ફરજીઆત વૈધવ્ય પળાવવાનો, તેમને ગમે તેવા પતિને પ્રભુ માનીને તેની દાસી તરીકે રહેવાનો ઉપદેશ આપવાનો, ભગવાનને ખુશ કરવા દેવદાસીઓ નિભાવવાનો, તેમજ સાત કરોડ માનવપ્રાણીઓને અસ્પૃશ્ય માનવાનો માનવસ્વભાવ દેખાતો નથી. એટલું જ નહિં પણ હિંદુસમાજ શિવાયની બીજી કોઇ પણ 'પત્ની', પોતાનાં કષ્ટમાંથી છૂટવા, પોતાની ભાઇની મારફત ગાંધીજી જેવા સાધુ પુરૂષોની સલાહ મેળવવા પુરતી થોભતી નથી એ પણ તેમનો 'માનવસ્વભાવ'જ છે.

આટલું કહીને વળી પોતે જ લખે છે:

"છતાં જે જાતની ઘટનનો ઉલ્લેખ આ પત્ર લખનારે કર્યો છે તે હિંદુસમાજમાં અસાધારણ ન ગણાય. હિંદુસમાજે પત્નીને તદ્દન પતિને આધીન બનાવીને પત્નીનું સ્વાતંત્ર્ય લગભગ હરી લીધું છે. આથી હિંદુ સ્ત્રી પોતાની રક્ષા કરવાની શક્તિ બીજી સ્ત્રીઓના પ્રમાણમાં ખોઇ બેઠી છે. 'પતિદેવ' ઉપર એની અસર એ થઇ છે કે આપખુદ સત્તા ભોગવવાથી પોતાના મનુષ્યત્વને ભૂલી તે ઘણીવાર પશુવત્ બની જાય છે." આમ છતાં હિંદુ ધર્મની વિચિત્ર વ્યાખ્યાઓ કરતાં ગાંધીજી એવા પશુવત્ બની ગયેલા પતિની પત્નીને 'ધર્મનિષ્ટ પત્ની' બનીને 'પતિના ઉદ્ધારની સર્વથા આશા' નહિ છોડતાં પિયરમાં જઇને કે 'નિરાધાર પત્નીઓની સહાયતાને માટેની સંસ્થા'માં જઇને રહેવાની ભલામણ કરે છે. તેમ કરતાં ગાંધીજી કાયદાનો ઉપાય અજમાવવાની વાતને 'આ ઉપાય તદ્દન નકામો નીવડે છે' એમ કહી ઉડાડી દે છે. અને "આવા અત્યાચારોનો ઇલાજ છુટા છેડાના કાયદાથી નહિં પણ વિવાહિત સ્ત્રીઓના સાચા શિક્ષણથી તથા 'પતિદેવ'ના અમાનુષી વર્તનની વિરૂદ્ધ લોકમત કેળવવાથી જ થઇ શકે છે." એવી ભલામણ કરે છે. પરંતુ તેમ કરતાં પણ ગાંધીજીનાં એ વચન અનુભવથી જુદી જ દિશાએ જતાં દેખાય છે. ગાંધીજી ક્યાં નથી જાણતા કે કહેવાતી કેળવણી લીધેલ-બુધ્ધિમાન વર્ગ જ અંત્યજોને દબાવી રાખવામાં, બાળલગ્ન અટકાવવાના કાયદાની સામે થવામાં, વિધવાવિવાહનો ભયંકર વિરોધ કરવામાં આગેવાની લે છે. ત્યારે કાયદો 'સતી' જેવી ક્રૂર પ્રથાને એકદમ બંધ કરાવી શક્યો છે.

જે સ્ત્રી દુરાચારી પતિના હાથે ભયાનક યાતનાઓ સહન કરી રહી છે, તેને ગાંધીજી કહે છે: "પત્ની વિવાહનો સંબંધ તોડ્યા વિના તેના પતિથી છુટી રહી જાણે કે કોઇ દિવસ લગ્ન થયું જ નથી એવી રીતે જીવન ગાળે, તો તેમાં જરા યે ખોટું ન મનાય." પણ એ વાતમાં નવું શું છે? "વિવાહનો સંબંધ તોડ્યા વિના—કોઇ દિવસ લગ્ન થયું જ નથી' એવી રીતે જીવન ગાળવાની જો ગાંધીજી હિંદુ પત્નીઓને ભલામણ આપી શકતા હોય, અને આવી પત્નીઓનાં સગાં સંબંધીઓએ તેમને 'સમાજસેવાને માટે કેળવણી આપવી જોઇએ, જેથી તે પતિના સમાગમના શંકાસ્પદ ને ક્ષણિક સુખ કરતાં તે સમાજસેવાનું સાચું સુખ લૂંટતી થઇ જાય' એવી શીખામણથી સંતોષ માનતા હોય, તો પછી વિધવા વિવાહ માટે તેમણે આટઆટલા લેખ લખીને 'નવજીવન' અને 'યંગ ઇંડિયા'નાં પાનાં શા માટે બગાડ્યાં? ગાંધીજી જેવાઓએ પણ

જાણવું જોઇએ કે તેમના જેવા પુરુષોની આવી શીખામણોથી સમાજને કશો જ લાભ થઇ શકવાનો નથી. તે કરતાં જે 'માનવ-સ્વભાવ'ની એમણે વાતો કરી છે, તે પ્રમાણે જગતભરની સ્ત્રીઓમાં રહેલા 'માનવસ્વભાવ'નું અનુકરણ કરીને છૂટાછેડા કરી પોતાને યોગ્ય લાગે તો સમાજસેવાનું કામ કરીને અથવા યોગ્ય લાગે તો અન્ય પુરુષ સાથે લગ્ન કરીને આવી દુઃખી બહેનો પોતાનાં દુઃખમાંથી મુક્ત થઇ શકશે, અને ત્યારે જ ક્રૂર અને દુરાચારી હિંદુ 'પતિદેવો'ની આંખ બરાબર ઉઘડી જશે.

જેમને પોતાના જીવનની કીંમત નથી તેમને માટે જીંદગી જીવવા યોગ્ય નથી.

...

અનેક શ્રીમંતો નિર્ધન છે.

...

જ્યાં સુધી તમારા કામને તમે આત્મશ્રદ્ધાથી નહિં ધકેલો, ત્યાં સુધી તે કદી પણ આગળ વધવાનું નથી.

...

તમારો હરિફ ક્ષેત્રમાં પહેલાં પ્રવેશ્યો હોય તો તેને પકડી પાડવાનો પ્રયત્ન કરો.

...

આછોતરાં મગજ ઉંડે ઉતરી શકતાં નથી.

છેવટ સુધી ટકી રહેવાની શક્તિવાળો જ આખરી ફત્તેહ મેળવી શકે છે.

...

નબળાં મગજમાંથી નબળા વિચારો જ જન્મવાના.

મૂર્ખાઓ જ બીજાને મૂર્ખા બનાવવા મથે છે.

...

મુલાકાત માટે ઠરાવેલો સમય ન સાચવે તે બીજું કશું સાચવી શકે નહિં.

...

સમાજની સાથે રહીને પ્રગતિ સાધવી હોય તો સમાજની પ્રગતિ કેરો.

...

ગ્રાહકો સાથે બતાવેલો વિવેક સિક્કાના રૂપમાં બદલો આપે છે.

...

ગ્રાહકનો સંતોષ તમારા ધંધાને સંતોષ આપનાર છે.

જ્યાં સુધી ગ્રાહકો ન હોય ત્યાં સુધી કોઇ ધંધો ખિલે નહિં. ગ્રાહક મેળવવા માટે તમારા ધંધાની ખુબ જાહેરાત કરો.

...

ગ્રાહક તમારે ત્યાં માલ લેવા આવે છે શોધવા નહિં—એમ સમજીને તમારો માલ આંખને ગમે તે રીતે ગોઠવો.

# સંતતિ નિયમન

: લેખક :

**શ્રી સમાજ સુધારક**

કેટલાક માનસ એવાં હોય છે કે જેઓ કોઇ પણ નવી વાત કે નવા વિચાર સાંભળે તેની સામે તરતજ અભિપ્રાય આપી દે છે. કેટલાક પશ્ચિમનું એટલું બધુંજ ખોટું એમ વિના વિચારે બોલી નાખવામાં દેશભક્તિ માની લે છે.

સંતતિ નિયમન (Birth Control) ના વિષયમાં પણ અત્યારે આપણા પુરૂષ વર્ગમાં એવીજ મનોદશા પ્રવર્તે છે, અને સ્ત્રી સમાજમાંથી તો આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેટલી બહેનો જ 'સંતતિ નિયમન' કોને કહેવામાં આવે છે તે જાણે છે, અને તેને સમજનાર તો આંગળીના ટેરવા ઉપર ગણી શકાય તેટલાંજ છે.

મને બરાબર યાદ છે: આગળ વધેલા વિચારવાળાં અને પ્રમાણમાં શિક્ષિત કહી શકાય તેવા શ્રોતૃસમુદાય સમક્ષ શ્રી. હંસા મહેતાએ એક વખત ભાષણ કરતાં, જ્યારે 'સંતતિ-નિયમન'નો પહેલો ઉચ્ચાર કર્યો, ત્યારે કંઇક અશ્લિલ વાત સાંભળતા હોય તેમ કેટલાક પુરુષોના ચહેરા ઉપર વિસ્મયતા અને ભયની લાગણી તરવરી આવી હતી. અને જ્યારે હંસા બહેને કહ્યું : કેટલાં બાળકોની જરૂર છે એ પ્રશ્નનો અત્યારે કોઇ વિચાર કરતું નથી કે સ્ત્રીનો મત તે સંબંધમાં કોઇ પુરૂષ જાણવાની દરકાર કરતો નથી—ત્યારે તો કેટલાંય સ્ત્રી—પુરૂષોના દિલમાં કંપારી આવી ગઇ હતી. આનું કારણ એ પ્રશ્ન પશ્ચિમમાં વધુ ચર્ચાય છે તેથી તે પશ્ચિમમાંથી આવ્યો છે, અને પશ્ચિમનાં સ્ત્રી પુરૂષો તો નીતિવિહીન, વંઠી ગયેલાં છે, એવી આપણાં માનસમાં ઘર કરી રહેલા અજ્ઞાનમૂલક વિચારો જ છે.

પશ્ચિમ અને પૂર્વમાં કોઇએ નીતિનો કે અનીતિનો સર્વહક્ક સ્વાધિન ઇજારો લીધો નથી, તેમ પૂર્વ અથવા તો હિંદુસ્થાન અને તેમાંય હિંદુ સમાજ પ્રગતિ માટેનાં દ્વાર હમેશને માટે બંધ કરીને બેસી રહે, એટલી સર્વાંગી પરિપૂર્ણતાએ પહોંચ્યો હોય એવો દાવો પણ કોઇથી કરી શકાય તેમ નથી. વળી પશ્ચિમમાં થયેલી વૈજ્ઞાનિક તેમજ યાંત્રિક શોધ-ખોળોનો, પશ્ચિમના વૈદક અને શસ્ત્રક્રિયાનો, પશ્ચિમના વિદ્યા અને સાહિત્યનો, પશ્ચિમના વાહન અને સંદેશા વ્યવહારનો ઉપયોગ જો હિંદુસ્થાનના હિંદુઓ ખુલ્લા મનથી કરી શકે છે, તો પછી વૈદક કાર્યના એક અંગ તરીકે 'સંતતિ નિયમન'ના જે વિચાર પશ્ચિમવાસીઓ કરી રહ્યા છે. તેની તરફ. અજ્ઞાનતાજનિત તિરસ્કાર બતાવવાથી શું લાભ છે?

સ્ત્રી અને પુરૂષોની જનનેંદ્રિયોના પ્રશ્નો સંબંધમાં માનવજાતિથી કશી જ ચર્ચા થઇ શકે નહિં એમ માનવું તે ભૂલ છે. હા, પ્રશ્ન બહુ નાજુક છે—તેને આપણે જાણી જોઇને તે હોય તે કરતાં પણ સવિશેષ નાજુક બનાવી દીધો છે, તેની સહજ પણ ચર્ચા કરવી એમાં આપણે ખોટી શરમ માની છે, એટલે સમાજમાં તો શું પણ દાક્તરો તૈયાર કરવાની સંસ્થાઓમાં પણ એ વિષયમાં ઓછામાં ઓછું શિક્ષણ આપવામાં આવે છે. પરંતુ તેથી માનવ સમાજનું જે ભયંકર અહિત થઇ રહેલું છે, તે જોઇ શકનાર

બુદ્ધિમાન મનુષ્યોએ આવી જાતની ખોટી શરમની સામે વિરોધ ઉઠાવ્યો, ત્યારથી આ પ્રશ્ન તરફ જનતાનું લક્ષ્ય ઠીક ઠીક ખેંચાવા લાગ્યું છે.

કેટલાંક વર્ષ પહેલાં શ્રી પઢીયારજીએ 'સુંદરી સુબોધ'માં આવા નાજુક પ્રશ્નને બીજી દૃષ્ટિએ તેમની સાફ સાફ કહેવાની બાલકસમ સરળતાથી ચર્ચતાં કહ્યું હતું કે, આપણી સ્ત્રીઓમાં પત્નીની વ્યાખ્યા જે રીતે કરવામાં આવે છે, તેને લીધે એમના મનમાં એક એવો ભ્રમ પેદા થયેલો છે કે, પતિની આજ્ઞા તો કદી ઉથાપાય નહિં. પછી ભલે તેમ કરવામાં ઉભયનું હિત સચવાતું હોય. એટલે પતિના કોઇક કાર્યથી પોતાને શારીરિક નજરે ગંભીર હાનિ થતી હોય તેવે પ્રસંગે પણ પતિની ઇચ્છાને આધીન રહેવું એ પત્ની-ધર્મ છે એમ માનીને અનેક બહેનો મૌનપણે તેમને તાબે થાય છે. એમ કહીને તેમણે સ્ત્રીઓને ભલામણ કરી હતી કે, તમારી પોતાની તબિયત બગડી હોય, નાજુક હોય, તેવે પ્રસંગે અથવા તો પતિની પોતાની તબિયત માંદગી અથવા તો બીજા કારણે અહીક હોય તેવે વખતે, પુરૂષની વિકાર-વાસનાને તાબે થવામાં બન્નેનું અહિત હોવા છતાં, 'પતિની આજ્ઞાની સામે કેમ થઇ શકાય?' એવા વિચારોને લીધે તેઓ પતિને સમજાવટના પણ બે શબ્દો કહેતાં નથી, પરંતુ તેમ કરવું એથી પત્ની તરી-કેના ધર્મમાં કશી જ ઉણપ લાવનાર નથી. એવો તેમણે પોતાનો નિર્ણય આપ્યો હતો.*

*આમાં વિચારો પઢિયારજીના છે, પણ મૂળ લેખની નકલ અત્યારે પાસે ન હોવાથી મારા શબ્દોમાં તે રજુ કર્યાં છે.

લેખક.

આ દશા જ્યાં પ્રવર્તતી હોય ત્યાં શ્રી હંસા બહેન એમ કહે કેઃ કોઇ પુરૂષ, પત્નીને સંતાન જોઇએ છે કે કેમ અને જોઇતાં હોય તો કેટલાં, એ કદી જાણવા પ્રયત્ન કરે છે ખરો ?—ત્યારે શ્રોતૃવર્ગમાં સનસનાટીની લાગણી ફેલાય તેમાં શું નવાઇ ?

આર્યો આ દેશમાં આવ્યા તે અરસામાં તેમણે અત્યારે સર્વમાન્ય શાસ્ત્રો તરીકે મનાતું સાહિત્ય સર્જ્યું હતું, અને તે યુગમાં વસતિ વધારવાની જરૂર હતીઃ એટલે પુત્ર ઉત્પન્ન કરવો એ ગૃહસ્થની ધર્મ્ય ફરજ મનાવવામાં તેઓ તે વખતના સંજોગ પ્રમાણે વાજબી હતા. પરંતુ તેથી અત્યારે તેમના એ વિચારો ઉપયોગી છે, અને વર્તમાન યુગને ઉપયોગી એવા પશ્ચિમના વિદ્વાનોના વિચારો છેક જ નિરૂપયોગી છે એમ કહી ન શકાય. ત્યારે વસતિ ઓછી અને સાધન વિપુલ હતાં, વળી આર્યો આ ભૂમિમાં તાજા જ આવેલા હોવાથી, અહિંના મૂળ વતનીઓની સામે લડવા માટે પણ પુત્રોની જરૂર હતી. પણ આજે તો સાધનો ઓછામાં ઓછાં અને વસતિ જોઇએ તે કરતાં વિશેષ છે. એટલી બધી વધારે કે ગરીબ માણસોની વાત બાજુ પર મૂકીએ, અને મધ્યમવર્ગ તરફ જોઇએ, તો તેઓ પોતાનાં છોકરાંને નિત્ય દૂધ જેવો પોષણ માટે જરૂરી પદાર્થ પણ પૂરો આપી શકતાં નથી, કે જોઇએ તેટલાં વસ્ત્રો પહેરાવી શકતાં નથી; તો પછી એમને શિક્ષણ તો ક્યાંથી જ આપી શકે ? આ દશાને લીધે સંતતિ-નિયમનનો પ્રશ્ન ખાસ કરીને હિંદુસ્થાન જેવા નિર્ધન દેશમાં તો ખૂબજ ચર્ચવાની જરૂર છે.

જે વર્ગ શ્રીમંત છે તેને તો બાળકો ગમે તેટલાં હોય તો પણ કંઇ હરકત થી આવવાની. એટલે તે વર્ગને માટે

સંતાન એ એક પ્રકારની વિલાસ સામગ્રીવશે છે. એમને ત્યાં એક કરતાં વિશેષ મકાનો હોય છે, એક કરતાં વધુ મોટરો હોય છે, જોઇએ તે કરતાં વધુ નાણાં હોય છે, તેજ રીતે બગડી જાય તેટલું દૂધ તેમને ત્યાં ખરીદાય, નાખી દેવી પડે. એટલા અનાજની રસોઇ થાય, સડી જાય કે ટૂંકાં થઇ જાય તેટલાં કપડાંથી કબાટ ઉભરાય, શ્રીમંતના ઠોઠ છોકરા માટે પણ વધારાના શિક્ષકોની સગવડ હોય, અને માત્ર શોખની ખાતર પણ તે યૂરૂપ-અમેરિકાની મુસાફરી કરી શકે. વૈદ-દાક્તર તો એના કુટુંબનું મહત્ત્વનું અંગ મનાય, અને હવાખાવા જવું એ ઘરમાંથી ઓટલે જવા જેટલું સહેલું હોય તે વર્ગને માટે ગમે તેટલાં બાળકો હોય તો પણ કંઇ વાંધો નથી.

પરંતુ વચલા વર્ગની દશા એવી નથી. એક માણસ ત્રણ માણસનું પોષણ કરી શકે એટલું માંડમાંડ કમાઇ શકતો હોય, તેને તેરનું પાલન કરવું પડતું હોય, ઘેર વિધવા બહેન અને ભાણીઆં રહેતાં હોય, માંદા મામાને અને આધાર વિનાની સાસુને મદદ કરવી પડતી હોય, કણીઆ અને કાપડીઆના આંકડા બબે મહિના ખેંચાયા કરતા હોય, તે દશામાં બબ્બે વરસે ઘરમાં અકેકું મ્હોંઢું વધતું જાય તેની શું દશા થાય? આપણી નિર્ધનતા જેટલી પરદેશી રાજ્યને લીધે થઇ છે, તેના કરતાં આપણે તેને નોતરવામાં કંઇ ઓછો ભાગ ભજવ્યો નથી! મા અને બાપનાં તેરમાં, બહેનને સાસરવાસો, ભાણેજનું મોસાળું, પત્નીનું શ્રીમંત અને એવી એવી ને આઠ નકામી રૂઢીઓના પાલનમાં મધ્યમ વર્ગ દેવાળીઓ-ભિખારી બની ગયો છે, આજે સ્ત્રીની સુવાવડ માટે ખર્ચ કરવા જેટલીએ અનેક મનુષ્યોની સ્થિતિ નથી, છતાં અજ્ઞાનને લીધે દર ત્રણ વર્ષે સુવાવડો જેમને ત્યાં આવતી હોય, તેવાં કુટુંબો ઓછાં નથી. આથી નિર્ધનતા અને ભૂખમરો, વધતાં જાય છે. નબળા બાંધાનાં, પુરતા પોષાક વિહોણાં, પૌષ્ટિક ખોરાકના અભાવવાળાં, માંદલાં, બાળપણથી જ ગંભીર, ડરપોક, ભીરૂ છોકરાંથી તેથી જ આજે આપણી શેરીઓ અને શાળાઓ ઉભરાય છે. તેથી જ આ દેશનાં વર્તમાનપત્રો દવાઓની જાહેર ખબરોથી ઉભરાય છે, અને તેથી જ બત્રીસ કોટિ માણસોનો દેશ હજારો ગાઉ દૂરના હથેળી જેવડા ટાપુના મૂઠીભર માણસોની ગુલામીના સાંડસામાં ભીંસાઇ રહ્યો છે.

આ તો મધ્યમ વર્ગની સ્થિતિની વાત થઇ, પણ મજુરવર્ગની અને બીજા શ્રમજીવીઓની કંગાલિયત તો જેણે ગામડાં જોયાં છે કે જેઓ શહેરોના મજુરલત્તાઓમાં સમભાવી હૃદયથી ફર્યાં છે તેઓજ જાણી શકે તેમ છે.

ગુલામોના આ દેશમાં નિર્ધનતા નોતરીને ભૂખે પેટે જની, અર્ધ ખુલ્લાં શરીરે ફરી ગુલામોના ઢગલા વધારતા જવા એ માનવતાની નજરે પણ ક્રૂરતા છે. અને તેથી ખાસ કરીને આપણા મધ્યમ વર્ગ અને કામદાર વર્ગની સ્થિતિ સુધારવા માટે સંતતિ નિયમનની અત્યારે અનિવાર્ય આવશ્યકતા છે.

આવી દશામાં જન્મેલાં બાળકો રાષ્ટ્રના કલેવરને વધુ નિર્બલ અને બિહામણું બનાવે છે, પણ એમનો માનસિક વિકાસ સુધ્ધાં થઇ શકતો નથી, એટલે આપણું પ્રજાજીવન નિર્માલ્ય અને નિરક્ષર બનવાથી વહેમી, ભીરૂ અને કરૂણ બની જાય છે.

વળી વારંવાર આવતી સુવાવડોને લીધે સ્ત્રીઓના શરીરની જે ખુવારી થાય છે તેનો તો વિચાર પણ કંપાવે છે. લાગણીના

ઉકાળામાં આવીને આપણે ભલે કેથેરીન મેયોને ધિક્કારીએ; તેમ કરવું સહેલું છે, પણ આપણા દેશની સુવાવડી માતાઓની દશા જેવી કારમી સ્થિતિ બીજી એકે નહિં હોય. આદિયુગનાં અણુખિલ્યાં સાધનોવાળા યુગમાં સામ્યવાદ કે સમાજવાદ હતો એમ કલ્પીને પશ્ચિમના સામ્યવાદ અને સમાજવાદને કાશી છતી આવેલા અજ્ઞાની પંડિતની માફક વખોડી નાખવા એ સહેલું છે, પરંતુ શાંત ચિત્તે આપણી દશામાં ડોકીઉં કરી, પછી હૈયા ઉપર હાથ મૂકી સત્ય વસ્તુનો વિચાર કરવા બેસવું એ તેટલું સહેલું નથી. એટલે ખોટા અભિમાનમાં તણાઇ, પ્રજાજીવનને માટે અગત્યના એવા આ વિષયને વગર સમજે ઉવેખવાને બદલે, તેને માટે ગંભીરતાથી વિચાર કરવાનો યુગ હવે આવી પહોંચ્યો છે, એ માનવાની જરૂર છે.

'નવયુગ'ના નારી વિભાગનાં વાંચકોમાં એકલી સ્ત્રીઓનો જ સમાવેશ થતો નથી, પણ પુરૂષો પણ એને અભ્યાસપૂર્ણ નજરે વાંચે છે, તેથી જ 'નારી વિભાગ'નાં વાચકો સમક્ષ આ વિષયના સંબંધમાં સામાન્ય વિચારો જ પ્રસ્તુત લેખમાં રજુ કર્યા છે. હવે પછી તે વિષયમાં જુદી જુદી દૃષ્ટિને અનુલક્ષીને વિશેષ ચર્ચા કરવાનો ઇરાદો છે.

---

# ચિત્ર પરિચય

'નૌજવાનોની વર્તમાનદશા'વાળા ચિત્રમાં વિકાળ હિંસક પ્રાણીના રાક્ષસી જડબામાં અને ક્રૂર પંજા નીચે ભીંસાતા મનુષ્યોની આકૃતિઓ છે. એ હિંસક પ્રાણી તે ઉગતી માનવતાને કચરી, જકડી, દબાવી રહેલા અનેક પ્રકારના વાદ, જેવા કે: રૂઢીવાદ, મૂડીવાદ, શાહીવાદ, વડીલવાદ, ઇશ્વરવાદ, નશીબવાદ, પ્રણાલિકાવાદ, શેઠવાદ, પરોક્ષવાદ વગેરેનું સૂચક છે. એ વાદથી જન્મેલી વિચિત્ર કેળવણી, તેથી ઉભી થતી બેકારી અને અનેક પ્રકારનાં કષ્ટો. તે એ પ્રાણીના દાંત અને નખ, તેમાં ભીંસાઇ રહેલી મનુષ્ય આકૃતિઓ તે વર્તમાનયુગનો નૌજવાનવર્ગ. તેમાંથી બચવા માટે શું કરવું તે આપોઆપ સમજી શકાય તેમ છે.

---

# બ્રિટનની પરદેશી રાજ્યનીતી

## બ્રિટન અને ઇજીપ્ત




મી૦ મેકડોનલ્ડ [ બ્રિટીશ લશ્કરને ] : હવે તમે જાઓ, તમારૂં કામ હું કરી લઇશ.
એંગ્લો ઇજીપ્ત કરાર વિષે 'સીડની બુલેટીન'નો કટાક્ષ.

---

## બ્રિટન અને રશિયા



સિંહ અને રીંછ વચ્ચેની મૈત્રી કાયમની ટકશે
એવી આશા મ ર માન 'હિંદીપંચ' ... છે

## બ્રિટન અને પેલેસ્ટાઇન



જહોનબુલ : જે તમો યહુદીઓ અને આરબો અંદર અંદર લડયાં કરશો તો, મારે તમારા દેશને બ્રિટિશ સંસ્થાન બનાવી દેવું પડશે. વૉર્સોના 'મુચા'નો કટાક્ષ

---

## બ્રિટન અને ઇજીપ્ત




હિંદ, માલ્ટા, જીબ્રાલ્ટર, આયર્લૅન્ડ વગેરેનાં કેદખાનાં આગળ રામ્સે મેકડોનાલ્ડ ચોકી કરે છે. જર્મન, રાઇનલૅન્ડ ખાલી કરતાં ફ્રાંસ ૭ મહિના લે તેથી નવાઇ પામતા મેકડોનલ્ડને પેરિસનું 'રિર' નામનું રમુજી પત્ર ઉપરનું કટાક્ષ ચિત્રમાં પૂછે છે ૩૦ વર્ષ પહેલાં ઇજીપ્ત ખાલી કરવાનું

## બ્રિટન અને જાગૃત ઇજીપ્ત



ઇજીપ્તને કરજિયાત ચુંબન કરતા રામ્સે મેકડોનલ્ડ બર્લિનનું એક પત્ર ઇજીપ્તે ઇગ્લંડને નમવાની ફરજ પાડી એવું કટાક્ષ ચિત્ર છાપ્યું છે.

---

## બ્રિટન અને ફ્રાન્સ




હાઇલેન્ડ ખાલી કરવાનો હેગમાં ઠરાવ કરાવ્યા પછી હથિયારબંધીની યોજનાથી મિ૦ મેકડોનલ્ડ ફ્રેંચ કાકલાને ધૂળધાણી કરવા માગે છે એવું કટાક્ષ ચિત્ર પેરિસના પત્રે છાપ્યું છે.

---

## શારદા બીલ અને મુસ્લીમો



મિ૦ મહમદઅલીનો યુદ્ધપુકાર: "ઇસ્લામ આથી ભયમાં મુકાશે. સર ફઝલીહુસેન : 'હંબગ!' મુંબાઇના 'હિંદી પંચે' શારદા બીલના સંબંધમાં પ્રસિદ્ધ કરેલ કટાક્ષ ચિત્ર.

---

## બ્રિટન અને ઇટાલી




એટલેન્ટિક અને પેસિફીકમાં અમેરિકા અને બ્રિટન પગ દઇ જમાવી બીજાં રાજ્યોને દૂર કરવાની આજ્ઞા ખેલી છે, એ ભાવનું કટાક્ષ ચિત્ર રોમના 'ટેવેરે' પત્રમાં જોવાય છે

# નોંધ

**એન્ગ્લો અમેરિકન મૈત્રી:**

એક સદી પહેલાં ગ્રેટબ્રિટનની સામે બંડ ઉઠાવીને, જેમણે પોતાની કાંધેથી બ્રિટનના સામ્રાજ્યની ધુંસરી ઉથલાવી નાખી હતી, તે યુનાઇટેડ સ્ટેટસ આજે ઔદ્યોગિક ક્ષેત્રમાં જ નહિં પણ આંતરરાષ્ટ્રીય રાજકારણમાં ગ્રેટબ્રિટનનું પ્રબળ પ્રતિસ્પર્ધી થઇ પડયું છે. તેથી યુદ્ધ પહેલાં જેવો સંબંધ ગ્રેટબ્રિટન અને જર્મની વચ્ચે ઉભો થયો હતો તેવો સંબંધ અત્યારે ગ્રેટબ્રિટન અને અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોની વચ્ચે ઉભો થયો છે. આથી નૌકા કાફલાના સંબંધમાં જે ભંગાણથી બ્રિટન યુનાઇટેડ સ્ટેટસ, જપાન, ફ્રાન્સ અને ઇટાલીની સંયુકત સંધી અટકી પડી છે, તેના સંદેશા નવેસરથી શરૂ કરવા માટે, તેમ જ આવતા જાન્યુઆરીમાં એ પાંચે રાજ્યોની પરિષદ લંડનમાં મળે ત્યારે બધું કામ સમાધાનીથી પાર પડે, તે માટે યુનાઇટેડ સ્ટેટસની સાથે સમાધાની સાધવા બ્રિટનની કામદાર સરકારનો સામ્રાજ્યવાદી માનસવાળો સરદાર–મિ૦ રામ્સે મેકડોનલ્ડ અમેરિકા ગયો અને ક્રુઝરોની સંખ્યાના નજીવા મતભેદનો ઝઘડો હાલ તુરત તો એ બન્ને દેશો વચ્ચે સમાધાનીથી પાર ઉતર્યો છે. પરંતુ આ પ્રકારની એન્ગ્લો અમેરિકન મૈત્રીનાં બાહ્ય દ્રષ્ટિએ દેખાય છે તે કરતાં પડદા પાછળનાં ગૂઢ રહસ્યો ઉંડાં છે, અને તે ઉકેલવાની જરૂર છે. મિ૦ રામ્સે મેકડોનલ્ડના આ પગલાંથી ફ્રાન્સ અને ઇટાલીયન રાજ્યદ્વારીઓના મનમાં વસવસો ઉભો થયો છે કે બ્રિટનના કામદાર પક્ષના મુખ્ય પ્રધાનનું આ પગલું એન્ગ્લો-સેક્શન જાતિઓ વચ્ચેનું સંગઠન જમાવી આંતરરાષ્ટ્રીય રાજકારણને નવું જ સ્વરૂપ આપનારૂં છે. આથી લેટીન અમેરિકા ઉપર અમેરિકાના સંયુક્ત સંસ્થાનો મજબુત હાથ રાખી શકશે અને બ્રિટનના ધાંધલીઆ શાહીવાદ કરતાં જૂદી જાતના અમેરિકાના ઉંદરીઆ શાહીવાદને તેથી પીઠબળ મળશે. એ સ્થાનિક લાભ ઉપરાંત, દરિયા ઉપરની સત્તાઓમાં પણ એન્ગ્લો–અમેરિકન મૈત્રી બીજાં ત્રણ રાજ્યોને દબાવી દેશે?

આ મૈત્રીથી અમેરિકા, ચીન, દક્ષિણ અમેરિકા અને મધ્ય અમેરિકા તેમજ કેરીબીઅન સંસ્થાનો ઉપરનો પોતાનો કાબુ મક્કમ કરી શકશે. તે ઉપરાંત વધતા જતા અમેરિકન તૈયાર માલને માટે અમેરીકા સાથે ગ્રેટબ્રિટન હિંદમાં વધુ છુટછાટથી કામ લેશે, એથી અમેરિકન દોલત અને ઉદ્યોગની ભુખ હાલ તુરત થોડા વખતને માટે સમશે. અલબત્ત જે હિંદીઓ હિંદની સ્વતંત્રતાની લડતમાં અમેરિકાની મીઠી નજરની આશા રાખતા હશે તેમને આથી કંઇક નિરાશા થશે, પરંતુ એન્ગ્લો અમેરિકાની આ મૈત્રી લાંબો વખત ચાલુ રહેશે એમ માનવું તે જેમ ભૂલ છે તેમ હાલ તુરત બન્ને દેશો માટે યુદ્ધમાં ઉતરવા જેવા સંજોગ ઉભા થશે એમ માનવું તે પણ ભૂલ છે. પણ તે કરતાંએ વધુ ભૂલ અમેરિકા જેવો શાહીવાદી દેશ હિંદની સ્વતંત્રતા નજીક લાવવામાં મદદકર્તા થઇ પડશે એવી ખોટી આશા રાખવામાં છે. સ્વતંત્ર હિંદ જેમ બ્રિટીશ શાહીવાદને ભયકર્તા છે તેમ અમેરિકન શાહીવાદને પણ, તેથી કારમો ધક્કો બેસે તેમ છે એ વાત

આપણે ભૂલવી જોઇતી નથી. નહિં તો ગ્રેટબ્રિટનનો કામદાર પક્ષ સત્તા ઉપર આવે તે વખતે શાહીવાદના પાયા ઉંડા ઉતારવાનું કામ કામદાર પક્ષના મુખ્ય પ્રધાનને હાથે થાય ખરૂં ?—આથી છેલ્લે સરવાળે તો હિંદે પોતાની જ ઉપર આધાર રાખીને સ્વતંત્રતા મેળવવાનું આંતરિક બળ ખીલવવું પડશે.

...

## વ્હીટલી કમિશનનો બહિષ્કાર

મિ૦ જીણાએ મિ૦ મેકડોનલ્ડ ઉપરના પત્રમાં ખરૂં જ લખ્યું છે કે, હિંદીઓને હવે બ્રિટનના વચનમાં કશો જ વિશ્વાસ રહ્યો નથી. તે રીતે બ્રિટન તરફથી નિમાતાં કમિશનો અને તપાસ સમિતિઓમાં પણ હિંદીઓને મુદ્દલે વિશ્વાસ નથી. એમ છતાં પણ એવાં કમિશનોના ઢોંગ ભઝવવા ચાલુ જ છે, તેટલા કારણથી પણ વ્હીટલી કમિશન હિંદી કામદારોનું કશુંજ ભલું કરી શકવાનું નથી, એમ માનીને તેનાથી દૂર રહેવું એ સારૂં છે. પરંતુ હિંદ અને બ્રિટનના સંબંધને જોતાં, મૂડીવાદ અને મજુરવાદ વચ્ચેનાં ઘર્ષણોમાં, બ્રિટિશ કામદાર વર્ગે પણ જે ઠંડું વર્તન બતાવ્યું છે તે જોતાં, તેમજ ઠામ ઠામ કોમ્યુનીઝમના ઉભા કરાયલા બાઉને જોતાં, વ્હીટલી કમિશનના સૂત્રધારો ગમે તેવાં મોહક સૂત્રોની વાતો કરે તેથી અંજાઇ જવાની જરૂર નથી જ. આવાં કમિશનો કામદારોનું હિત કરવાને બદલે મૂડીવાદને મજબૂત બનાવી, શાહીવાદનાં મૂળ ઉંડાં ઉતારવામાં કારણભૂત બનશે એની ખાત્રી અત્યાર સુધીમાં દેખાયલી બ્રિટિશ મનોદશા જ આપી દે છે. એટલે કમિશનો અને તપાસો ઉપર આધાર ન રાખતાં હિંદી કામદારોએ પોતાના સ્વમાન અને સંગઠનથી જ આગળ વધવાની જરૂર છે. હિંદમાં વર્ગ વિગ્રહોની જરૂર નથી, તેથી કોઇને લાભ નથી, પરંતુ એ વાત મુડીવાદીઓ અને દેશી ઉદ્યોગ ખીલવવાની વાતો કરનારાઓ હિંદીઓએ પહેલાં સમજીને જીવનમાં ઉતારી આજસૂધી ખૂબ કચડાયલા—ચસાયલા, અને તેથી જ કંઇક અધિરા અને અવિશ્વાસુ બનેલા કામદારોને પોતાના વિશ્વાસમાં લેવા ઘટે છે.

...

## દેવમંદિરો અને અસ્પૃશ્યો:

ચારે તરફ જાગૃતિના તરંગો ફરી વળ્યા હોય તેવે વખતે અમુક કોમ કે અમુક સમુહ તેની અસર નીચે આવ્યા વિના રહે, એમ માનવું એ નરી મૂર્ખતા છે. એટલે અસ્પૃશ્ય મનાતા વર્ગની જાગૃતિથી કોઇએ ગભરાવાનું કે નવાઇ પામવાનું નથી. તો પણ આજ સુધી તેમને જે દેવમંદિરોથી દૂર રાખવામાં આવ્યા છે, તે મંદિરોમાં પ્રવેશીને હિંદુ સમાજના અંગ તરીકે દેવદર્શન કરવાં એ તેમનો નૈસર્ગિક હક્ક છે, એવી માન્યતા ઉપર આધાર રાખીને દેવમંદિરોમાં પ્રવેશવાની અને તેમને તેમ કરતાં અટકાવવામાં આવે તો જરૂર જણાતાં સત્યાગ્રહ કરવાની જે લડત તેમણે આરંભી છે, તે કોઇ પણ રીતે ઉતાવળી કે ધર્મ અથવા નીતિની વિરોધી નથી. અંત્યજ વર્ગે હિંદુઓની ઉદારતા ઉપર આધાર રાખીને અનેક વર્ષો નિરાશામાં ગુમાવ્યાં છે, એટલે તેઓ સહેજ પણ ઉતાવળ કરે છે એમ કહેવાય નહિં. વળી અસહકારની લડતના વખતથી આ પ્રશ્નને જે રીતે રજુ કરવામાં આવતો રહ્યો છે, તેથી પણ હિંદુ કોમ એમ કહી શકે તેમ નથી કે, અમારી ઉપર આ લડત

એચિંતી નાખવામાં આવી છે. અને દેવમંદિર એટલે જો 'પ્રભુનું નિવાસસ્થાન' એમ માનવામાં આવતું હોય તો, પ્રભુના કોઇ પણ સંતાનને તેમાં પ્રવેશતા અટકાવી શકાય જ નહિં. અંત્યજો હિંદુઓ છે અને પ્રત્યેક હિંદુને હિંદુ મંદિરમાં પ્રવેશવાનો અને દર્શન કરવાનો સ્વાભાવિક હક્ક છે જ. વળી સુદૃઢ સનાતની તરીકે પોતાને ઓળખાવતો રૂઢીચુસ્ત વર્ગ અસ્પૃશ્યતા નિવારણના કામમાં પોતાની દુરાગ્રહી જીદ છોડતો નથી, તેથી અસ્પૃશ્યો અધીરા થાય અને રાજકારણમાં સત્યાગ્રહનું જે શસ્ત્ર વાપરવાની ભલામણ કરવામાં આવી છે, તે સામાજિક સડાને સાફ કરવા માટે અજમાવે તો તેમાં કંઇ પણ ખોટું નથી. તો પણ બીજા પક્ષની દલીલો સાંભળવા જેટલી ધીરજ કેળવવાની આવી લડતમાં પૂરેપૂરી જરૂર છે. વર્ષોની રૂઢી છોડવા રૂઢી રક્ષકો તૈયાર થવાના નથી, શ્રી કેળકર જેવાની મધ્યસ્થીને પણ તેઓ સ્વીકારવા તૈયાર નથી, તે ખરું છે; તો પણ એકાએક લડત આરંભવાથી હિંદુ સમાજ છિન્ન વિચ્છિન્ન થાય, અને વિદેશી સત્તાની પોલીસના સંરક્ષણની બન્ને પક્ષને જરૂર પડે, તેથી બન્નેમાંથી એકકે પક્ષની શોભા વધે તેમ નથી. એટલે પહેલાં અંદર અંદરની વાટાઘાટ અને તડજોડથી સમાધાન કરવાના તમામ પ્રયાસ કરવા, અને છેવટે જો રૂઢીચુસ્ત વર્ગ પોતાની હઠ ન જ છોડે તો પછી અસ્પૃશ્ય વર્ગે સત્યાગ્રહની લડત આરંભવી તે વધુ વ્યવહારૂ છે. તેમ કરવાથી આ દેશનો બુધ્ધિમાન અને રાષ્ટ્રવાદી હિંદુ વિભાગ જરૂર અસ્પૃશ્યોની સાથે ઉભો રહેશે. એટલે તેમની સહાનુભતિ ઉતાવળમાં ગુમાવી બેસવા જેટલું સાહસ નહિં કરવા અસ્પૃશ્ય બંધુઓને અમારી આગ્રહભરી ભલામણ છે.

## રૂઢીચુસ્તોએ સમાજને ઓળખવાની જરૂર.

આ પ્રસંગે અમે રૂઢીચુસ્ત હિંદુ વર્ગને બે બોલ કહેવા જરૂરી માનીએ છીએ. તેમણે સમજવું જોઇએ કે પ્રણાલિકાવાદ એ કોઇ દિવસ એક જ પ્રવાહમાં વહેનારો ન જ હોઇ શકે. સમય અને સંજોગો પ્રમાણે રૂઢીઓ અને રિવાજો બદલાય જ—આજ સુધી તેમ થતું આવ્યું છે જ, એથી ખોટી હઠ પકડીને ખરાબ કામને માત્ર તે અમુક વખતથી ચાલ્યાં આવે છે માટે વળગી રહેવું, એ પ્રગતિની ખુલ્લી દુશ્મનાવટ છેઃ પણ એવી દુશ્મનાવટથી પ્રગતિ અટકવાની નથી. જેમ નૌજવાનોનાં માથાં ફોડીને નિત્ય લોહીનાં લાડુનાં જમણ ચાલુ રાખી નહિં શકાય તેમ, દેવમંદિરોનાં દ્વાર અંત્યજોને માટે કાયમને સારૂ બંધ રાખી, તેમના હૃદયમાં જાગૃત થયેલી સ્વમાનની જ્વલંત જ્યોતિને બુઝાવી દઇ પણ નહિં શકાય. એટલે ખોટી જીદ કરી પરિણામે હારવા કરતાં પહેલેથી સમયને સમજી લઇ પ્રગતિના માર્ગનાં વહેણ મોકળાં કરવામાં મદદગાર થવું એ વધારે પ્રતિષ્ઠિત માર્ગ છેઃ અને તે સ્વીકારવામાં જ હિંદુ સમાજની શોભા છે એ વાત તેઓ ન ભૂલે.

...

## ગાંધીજીમાંથી આશા છોડી દોઃ

મીરત મુકામે ગાંધીજીએ જે ખુલાસો કર્યો છે તે ઉપરથી એમનામાં રહી સહી શ્રદ્ધા રાખનારાઓની પણ આંખ ઉઘડી જાય તો નવાઇ નથી. બારડોલી અને ચૌરી ચૌરાના પ્રકરણને નવેસરથી એમની સમક્ષ

મકવામાં આવતાં. ફરીથી પણ તેમણે હિમાલય જેવડી ભયંકર ભલ કરવાની પોતાની તૈયારી બતાવી છે! એનો અર્થ એટલો જ કે, ગાંધીજી રાજકારણમાં બકરીના ગળાના આંચળ જેવા (દૂધ ન આપે પણ દેખાવે આંચળ કહેવાય તેવા) થઇ પડેલા છે. એમનાં મંતવ્યો પ્રમાણે તો હજારો વર્ષ પછી પણ હિંદને સ્વરાજ્ય મળે તેમ નથી. ત્રીસ કરોડ મનુષ્યોના દેશ પાસેથી એવી આશા રાખવી કે, ગુંડાઓ જેવા જાણી જોઇને ઉશ્કેરણી કરે તેવે પ્રસંગે પ્રજા બિલકુલ શાંત બેસી રહેશે, તો તેનો અર્થ એટલો જ કે તેવી આશા રાખનાર માણસને કશું જ કામ કરવું નથી. એટલે ભલે તે સંત હોય, મહાત્મા હોય કે ઇશ્વર હોય તોપણ માનવીઓના ઉપયોગમાં તે આવી શકે તેમ નથી. એમ માનીને ગાંધીજીમાંથી આશા છોડી દઇને સ્વતંત્ર રીતે જ રાજકારણની લડત આરંભવાની જરૂર છે. ખુદ ગાંધીજીના ચુસ્ત અનુયાયી તરીકે પોતાને મનાવવાનો દાવો કરનારા સરદાર વલ્લભભાઇની બારડોલીની લડતની રીતો અને છેલ્લાં છેલ્લાં એમનાં બારડોલી તાલુકાનાં ભાષણો ગાંધીજીના કહેવાતા અહિંસાવાદથી કેટલાં બધાં દૂર જાય છે, એ જ બતાવે છે કે ઘરડા મનુષ્ય જે માનને યોગ્ય છે તેવું માન ભલે ગાંધીજીને અપાય, પણ ઘરડાઓની માફક એમને સાબરમતીના આશ્રમમાં જઇને 'પ્રયોગો' કરવાની તક મળે તેટલા માટે, ગાંધીજીની આગેવાનીનો બેધડક રીતે ઇનકાર કરવાની ચળવળ નૌજવાનોએ હામ હામ ઉપાડી લેવાની, અને હિંદનો સાચો પ્રજા-અવાજ બ્રિટીશ રાજ્યદ્વારીઓને સંભળાવવાની જરૂર છે.

## જયંતીના આડંબર

આ દેશમાં ધર્મ અને તહેવારોને નામે અનેક દંભ અને આડંબરો પોષાય છે; તેવા દંભ હવે જયંતિઓને નામે શરૂ થયા છે. ફેર માત્ર એટલોજ કે પેલા દંભ અજ્ઞાન, ધર્મભોળા, અંધશ્રધ્ધાળુ અને રૂઢીભક્તોને નામે ઓળખાનારાઓ ચલાવે છે, ત્યારે જયંતિઓના દંભ સુશિક્ષિતો, સુધારકો, નેતાઓ અને બુધ્ધિમાનો ચલાવી રહ્યા છે. સાબરમતીના સંતને માટે અમને સાચી લાગતી વાત સીધી ભાષામાં કહેવા માટે, કેટલાક માણસોને ચીડ ચડે છે; તેજ રીતે ગાંધી જયંતી માટેના અમારા વિચારો પ્રકટ કરતાં ય એવા આવાં હૈયાવાળાં ભોળાં ભાઇ બહેનોને કદાચ તેમ થશે–પરંતુ શાંતિથી જો તેઓ વિચારશે તો એમની એ ચીડ પણ એક જાતનો દંભ જ છે. ગાંધી જયંતી વખતે થયેલાં ભાષણોની નોંધો જેમણે વાંચી હશે, જેમણે તે ભાષણો કરનારાઓનાં નામ વાંચ્યાં હશે, અને તેમનાં પોતાનાં આચરણ જેઓ જાણતા હશે, તેમને જરૂર આ દંભની ખાત્રી થશે. જેની જયંતી ઉજવવા યોગ્ય તે મહાપુરૂષ મનાતો હોય, તેના આચાર–વિચારનું પાલન કરવા માટે જયંતી ઉજવનારાઓએ તૈયાર થવુંજ જોઇએ: જો તેમ ન થાય તો પછી તેવી જયંતીઓ ઉજવવાનો અર્થ શું? ગાંધીજીની જયંતીને નામે જલસા થાય, નાટકો થાય કે ગરબા ગવાય, અને તે નિમિત્તે પૈસા ઉત્પન્ન કરવામાં આવે તે ગાંધીજીને પોતાને ગમે છે કે કેમ, એ જો કે હજી જાહેર થયું નથી, પરંતુ આવા જલસા કરનાર અને જોનાર જયંતીનાં મહત્વ સમજે છે એમ તો કોઇજ કહી ન શકે. પરદેશી વસ્ત્રોથી દીપતી બહેનો સ્વદેશીના ગરબા ગાય તેથી જેમ સ્વદેશીનો

પ્રચાર અશક્ય બને છે, તેજ રીતે જેઓ જાતે જેલ જવા કે ગામડે રઝળવા તૈયાર ન હોય, તે એનાં પારાયણો માંડે તેથી પણ સત્યાગ્રહનું વાતાવરણ તૈયાર થવું અને ગ્રામ્ય જનોનો વિકાસ થવો એ દુર્લભ બને છે. પરંતુ જ્યાં ખાદી પહેરવાથી ગાંધી ભક્ત અને સ્વદેશ ભક્તામાં ખપી શકાતું હોય, એ વસ્ત્રોના આચ્છાદન નીચે અનેક કુકર્મો ઢાંકી શકાતાં હોય, ત્યાં સીધી વાત કહેનારાઓની સામે ગુસ્સાના શબ્દો કાઢવા પણ સહેલા જ થઇ પડે. ગાંધીજી તો કહે છે કે ૧૮ વર્ષની કન્યા અને ૨૪ વર્ષના વરનાંજ લગ્ન થઇ શકે, અસ્પૃશ્યતાના નાશ વિના સ્વરાજ ન જ સંભવે, જે ધર્મ અસ્પૃશ્યતાને ચલાવી લે તે ધર્મ નહિં પણ અધર્મ કહેવાય, વિધવાઓને મરજીયાત પુનર્લગ્નની છૂટ હોવી જોઇએ, હાલનાં મંદિરો બીજું કંઇજ નહિં પણ વેશ્યાવાડા છે, જે પતિ પત્ની વચ્ચે મેળ ન જામે તેમણે છૂટાં થઇ જવું જોઇએ, ધારાસભાઓ, સરકારી કૉલેજો, ખિતાબો અને સરકારી નોકરીઓનો ત્યાગ કરવો જોઇએ, પરદેશી કાપડ પહેરાય નહિં કે તેનો વેપાર પણ કરી શકાય નહિં, એ બધાને કોણ સાંભળે છે? અહિં તો ધારાસભાઓ દીપાવનારાઓ જયંતી વખતે ભાષણો કરે છે, અંત્યજ શત્રુઓ, શારદાબીલના દુશ્મનો, વિધવાવિવાહની સામે થવામાં શક્તિ ખર્ચી નાખનારાં અને દહાડામાં છ છ વખત દર્શન માટે દોડાદોડ કરનારાં, પોતાને ગાંધી ભક્ત મનાવે છે, અથવા તો કમીમાં કમી ગાંધી જયંતી ઉજવવા માટે પોતે યોગ્ય માને છે! આથીજ અમે ગાંધી જયંતીને એક પ્રકારનો દંભ માનીએ છીએ, અને એ દંભની જાહેરાતની સામે ગુસ્સો કરનારાઓના ગુસ્સાને તેથી પણ મોટો દંભ ગણીએ છીએ.

## સ્પષ્ટ કથનની જરૂર:

આજના શિષ્ટ મનાતા જગતમાં પણ સીધે સીધી વાત કહેનારા અને સાંભળનારાઓની મોટામાં મોટી ખામી છે. આથી કેટલાક બુધ્ધિમાન વર્ગ મૌન સેવવામાં સંતોષ માને છે. અને બીજો એક વર્ગ ન સમજી શકાય તેવી ગોળ ગોળ અને દ્વિઅર્થી ભાષામાં દહીં દુધીઆ વેણ ઉચ્ચારીને વાછી રહે છે. જે લોકો આદીયુગની બુધ્ધિ વિહોણી કલ્પનાઓ અને પરંપરાથી ચાલતા આવેલા રૂઢી વાદની ભ્રમ જાળોમાંથી છૂટી ગયા છે તેવાઓ મૌન સેવે છે. અને જ્ઞાતિઓ તેમજ મંદિરોનાં બંધનો તોડીને તેમાંથી નાકળી ગયા છે. પરંતુ તેથી તો વહેમોને સજીવન થવાની તક મળી છે, અનાચારોને સ્વચ્છંદે મહાલવાની જોઇતી સગવડ આપો આપ મળી ગઇ છે. આથી જેઓ જડ બંધનોમાંથી છૂટીને આગળ વધ્યા છે તેવાઓ એ પોતે શું માને છે અને શું નથી માનતા, તે સાદી ભાષામાં સ્પષ્ટ રીતે જનતા સમક્ષ મૂકે તે જરૂરનું છે. આજકાલ અનેક મનુષ્યો ઇશ્વરવાદ અને ધર્મઘેલછાના નશામાંથી મુક્ત થયા છે તેમજ થતા જાય છે, પરંતુ ચારે બાજુ લોકો એની ઇંદ્રજાળમાં એટલા ફસેલા છે કે, સ્પષ્ટ વાત કહેવા જતાં નકામું કોઇને ખરાબ લાગે; અને આપણે એવું શું કામ કરવું? એમ માનીને તેઓ બોલતા નથી. પરંતુ કોઇને માઠું નહિં લગાડવાની ભલી વૃત્તિથી સેવાયલા એવા મૌન કરતાં, જનતામાં અપ્રિય થઇ પડવાનાં કે એકલા થઇ જવાનાં જોખમ ઉપાડીને ય કહેવાયલા સ્પષ્ટ શબ્દો જનતાના હિત માટે વધુ ઉપકારક થઇ પડે છે. નિખાલસતા જેવો જગતમાં બીજો એક પણ મોટો સદ્‌ગુણ નથી. પરંતુ અત્યારે ચારે દિશાએથી એને દબા-

પીને કચડી નાખવામાં આવે છે; તેથી સ્પષ્ટ કથન [ Plain speaking ]ની ટેવ ખીલવવાની ખાસ જરૂર છે, તેને માટે જેટલા ભોગ આપવા પડે તેટલા ઓછા છે. કરોડો માણસો અત્યારે જે જાતની ધાર્મિક તેમજ સામાજિક માન્યતાના ચીલાઓમાં આંખો મીંચીને ઘસડાઇ–ધકેલાઇ રહ્યાં છે. તેઓ તેમ કરવું એ વડીલો તરફની પોતાની ફરજ માને છે, અને તેથી જુદી રીતે વર્તવામાં નર્કના ભયથી કંપે છે. સ્વર્ગના ઇજારદારોએ બીજી તરફ તેમને માટે અનેક જાતનાં ઇનામોની લાલચ તૈયાર કરી રાખી છેઃ એ લાલચ તેમને માટે ઘેન લાવનારી રસીનું કામ કરે છે; એટલે થોડા ઘણા જે બુધ્ધિમાન મનુષ્યો સ્વતંત્ર વિચાર કરી શકે છે તેમની એ ફરજ છે કે, એમની આંખે બાંધેલા અજ્ઞાનના પાટા છોડવા માટે સ્પષ્ટ વાત કરતા થઇ જ જવું. બુધ્ધિમાનોએ સિધ્ધાંતોની બાબતમાં જેટલા અડગ રહેવાની જરૂર છે, તેટલાજ નિખાલસ બનવાની પણ જરૂર છે. તે કામ મુશ્કેલ પણ નથી. એવી નિખાલસતા અને તે વ્યક્ત કરવા માટે જોઇતી હિંમતનાં અભાવને લીધે અગાઉ કેટલા અનર્થો જન્મ્યા અને ચાલૂ થયા છે તે બતાવી શકવું કંઇજ મુશ્કેલ નથી.

કેટલાકો જડ થઇ ગયેલી માન્યતાઓને મૂળમાંથી હચમચાવી મકવી તેમાં ભય જુએ છે; પરંતુ તે વખતે તેઓ એ વાત ભૂલી જાય છે કે ખોટી માન્યતાઓ ફેલાતી જ જાય છે અને એવી ભૂલભરી માન્યતાના પાયા ઉપર જે ધર્મ રચાયા હોય તેને તો પડે જ છૂટકો છે. જનતાને જૂઠાણાંના પાયા ઉપર જીવનં મંદિર રચવામાં ઉત્તેજન આપવું તેતો સહુ કરતાં વધુ ભયંકર કામ છે. માત્ર એકલા ધર્મક્ષેત્રમાં જ નહિં, સામાજિક, રાજકીય અને ઔદ્યોગિક ક્ષેત્રોમાં પણ જૂઠાણાં, વહેમો અને ખોટાં લપ ઘણાં છે. તે તમામ ક્ષેત્રો સાફ કરવા માટે સ્વતંત્ર રીતે વિચાર કરનારા અને સ્પષ્ટ કથન કરનારાઓની જરૂર છે. એ દરેક ક્ષેત્રમાં અસહિષ્ણુતા અને જડ વહેમોનું રાજ્ય વર્તી રહ્યું છે; અને તે સડાને સાફ કર્યા વિના સમાજ કે દેશની નિરોગી પ્રગતિ થવી શક્ય નથી.

આ માટે ઇશ્વર, ધર્મ, રાજકારણ, સમાજ અને ઉદ્યોગ–વ્યાપારના સંબંધમાં સ્વતંત્ર વિચાર કરે છે, તેવાં માણસોની શક્તિઓનું એકીકરણ થાય તે માટે, તેમનાં મંડળો રચવાની જરૂર છે. પશ્ચિમમાં આવા મંડળોના પ્રચારથી સ્વતંત્ર રીતે વિચાર કરનારાં સ્ત્રી પુરૂષોની સંખ્યા વધતી જાય છે, ખોટા વહેમો અને અંધશ્રધ્ધાનાં પૂર તેથી ઓસરતાં જાય છે, તેમ પોતાથી વિરૂધ્ધ મત ધરાવનારને પણ સહિષ્ણુતાથી સાંભળવાનો ગુણ ખિલતો જાય છે. આવાં મંડળો જો ગુજરાતમાં રચવામાં આવે તો ખાસ કરીને ધાર્મિક તેમજ સામાજિક સડા સાફ કરવાના કામને વધુ વિજય અને ગતિ મળે.

## :: નારી વિભાગ ::



---




બલિદાન.




વર્ષ: ૧ લું.] માર્ગશીર્ષ ૧૯૮૬ [ અંક: ૯

# સ્વતંત્રતા અને સામ્રાજ્યવાદ

: લેખક :

તંત્રી

સ્વતંત્રતા અને સામ્રાજ્યની સાથે સંબંધ જાળવીને મેળવવાના સાંસ્થાનિક સ્વરાજની ચર્ચાથી આજકાલ વાતાવરણ ખૂબ જ ઝળકાઇ રહ્યું છે. તેમ કરતાં કેટલાક પોતાના દેશ તરફ દૃષ્ટિ રાખીને વાત કરે છે, કેટલાક નોકરશાહીની કૃપાદૃષ્ટિ તરફ લક્ષ્યબિંદુ ઠરાવી રાખીને બોલે છે અને કેટલાક પોતાની નેતાગિરી ટકાવી રાખવાની લાલસાને ખ્યાલમાં રાખીને અભિપ્રાય ઉચ્ચારે છે.

કેટલાક બિચારાંને તો પોતાના અભિપ્રાયની જ કીંમત નથી. તેમને તો જે કોઇ પોતાના તડમાં તેડાવે તેની વાત ખરી લાગે છે! તો બીજાઓને વળી પોતાને જ તમામ ડહાપણના ભંડાર માનીને, પોતાને ચીલે ન ચાલે તેમના જ્ઞાનને કસોટીના પત્થરે ચડાવવાને ચસ્કો થઇ આવે છે. કોઇક એવાય જણાયા છે કે જેમને પોતાની જાતની સ્વતંત્રતામાં એટલી બધી અસાધારણ શ્રદ્ધા છે કે, આત્મશ્રદ્ધાના એ અતિરેકમાં ભાન ભૂલીને, પોતાના સાથીઓની ભીષણ અવગણના કરીને, એકલે હાથે મહાસાગર ઉલેચી નાખવાના અતિસાહસમાં પોતાના સિદ્ધાંત અને નિશ્ચિત મતને જ ઠોકરે મારી વિચિત્ર વહેણમાં તણાઇ જાય છે: અને છેવટે ભૂલ જણાતાં છતાં, પોતાનો જ કક્કો ખરો ઠરાવવાની હઠિલાઇથી આગળ જ્ઞાનનો દુરુપયોગ કરી મિત્રને શત્રુ બનાવવાનીય તજવીજ કરતાં સહજ પણ સંકોચ અનુભવતા નથી.

પરંતુ સ્વતંત્રતા અને સંસ્થાનિક સ્વરાજ્ય એ બેમાં શું ફરક છે, તેના સંબંધમાં ગંભીર વિચાર કરીને અભિપ્રાય આપનારા ઘણા જ ઓછા નીકળ્યા છે. સ્વતંત્રતાની સાદામાં સાદી વ્યાખ્યા આમ થઇ શકે :

"બહારની કોઇ પણ જાતની સત્તાના દબાણ વિના મનુષ્યની ખુશીમાં આવે તે ક્રમ કરવાની સત્તા તેનું નામ સ્વતંત્રતા." દાખલા તરીકે; પવન જેવી સ્વતંત્રતા. અલબત્ત પવનની સ્વતંત્રતા ઉપર સૂર્ય, સાગર, બરફ અને અરણ્યોનો એક અથવા તો બીજી રીતે અંકુશ છે. તેમ મનુષ્યની સ્વતંત્રતા ઉપર સમાજ, રાષ્ટ્ર અને આંતરરાષ્ટ્રીય લાભાલાભના અંકુશ પણ જરૂરના છે. એટલે 'પવન જેવી સ્વતંત્રતા' એ ત્રણ શબ્દોના ટૂંકા વાક્યમાં સાચી સ્વતંત્રતાનો ગૂઢાર્થ સમાયલો છે. એવી સ્વતંત્રતા પશ્ચિમના સ્વતંત્ર રાષ્ટ્રોની પ્રજા ભોગવે છે. અને જે હિંદીઓ સ્વતંત્રતાની મહત્ત્વાકાંક્ષા ધરાવે છે તેમના મનમાં પણ એવી જ ભાવના છે. આથી 'સંસ્થાનોના જેવું સ્વરાજ્ય' એ વાક્યમાં જ સ્વતંત્રતાની ભાવના ઉપર અમુક પ્રકારનો અંકુશ રહેલો છે તે પ્રથમ દર્શને જ જણાઇ આવે છે. પછી ગોરાં સંસ્થાનો અને સંસ્થાનો જેવું સ્વરાજ મેળવનાર હિંદની એવી અંકુશવાળી સ્વતંત્રતાની વ્યાખ્યામાં કેટલો તફાવત રહેશે એનો વિચાર તો નિરાળી જ ચર્ચા માગી લે તેવો જુદો વિષય છે. પરંતુ અત્યારે આપણે એ ચર્ચામાં ઉતરવાની જરૂર ન હોવાથી તેમાં ઉતરવાની અગત્ય નથી.

આ ઉપરથી એટલું સિદ્ધ થયું કે સ્વતંત્રતા અને સંસ્થાનો જેવું સ્વરાજ્ય એ બે જુદી જુદી વસ્તુઓ છે. એટલે જેમને સ્વતંત્રતા માટે મહત્ત્વાકાંક્ષા છે, તેમના કરતાં સંસ્થાનો સમા સ્વરાજ્યથી સંતોષાનારો વર્ગ થોડેથી રીઝવાના મતનો છેઃ અર્થાત્ એ બન્ને વિચારની વચ્ચે સિદ્ધાંતનો જ મોટો ભેદ છે. "સ્વર્ગ સમાં સુખ માટે પરાધીનતા વેઠવી પડતી હોય, અને સ્વતંત્રતાના ઉપભોગ માટે નર્કયાતના ભોગવવી પડતી હોય, તો નર્કમાં રહીને સ્વતંત્રતા ભોગવવી એ વધુ બહેતર છે" એવી અંગ્રેજી કિંવદંતીમાં આવો જ ભાવ રહેલો છે. જેઓ સ્વતંત્રતાના જ ખરેખરા આશક છે, તેઓ પછી તેને માટે માથાં કે માલ મૂકતાં ડરવાના નથી. પણ જેઓ થોડેથી રીઝવાની મનોદશાવાળા છે, તેમને જે મળ્યું તેનો ઉપભોગ કરવાની જ લાલચ થયા વિના ન જ રહે. અહિં એ પ્રશ્ન થાય કે, ખરી રાજનીતિ એ છે. પણ સામી બાજુ એવી પણ રજુ કરી શકાય કે, થોડાથી સંતોષ માની લેનારાઓનાં દિલમાં આગળ અને આગળ વધી પુરેપુરું પ્રાપ્ત કરવા જેટલી મહત્ત્વાકાંક્ષાની આગ સળગતી રહેશે ખરી, કે પછી એ અધૂરા સંતોષમાં મહત્ત્વાકાંક્ષાની જ્યોતિ બુઝાઇ જશે? કોઇક આની સામે વિનીતોનું ઉદાહરણ મૂકવા લલચાશે. પણ તે ખોટું ઠરશે. કેમકે, વિનીત વર્ગને તો ઉદ્દામવાદીઓને લીધે, ત્રાજે પલ્લું પંપાળે છે તેને લીધે. તેને ફરજિયાત ધકેલાવું પડે છે. ઉદ્દામવાદ ન હોય તો વિનીતો ક્યારના યે 'ધરાઇ ગયા, ધરાઇ ગયા!' કરીને બેસી ગયા હોત.

અલેક્ઝાન્ડર સેલકર્કે કહ્યું હતું: "ચાલુ ભયની વચ્ચે રહેવાથી મારા સ્વતંત્ર અધિકારની આડે કોઇ આવે તેમ ન હોય, તો હું નિરંતર ભયમાં રહેવા પણ ખુશી છું." સ્વતંત્રતા માટેની સાચી ધગશ—ખરેખરી તમન્ના તે આ. એ ધગ-

શનો ખરેખરો હુતાશન જેમનાં અંતરમાં સળગી રહ્યો હશે, તેમને અંકુશોવાળી સ્વતંત્રતાથી મળતી શાંતિ કે આરામ કેમ પસંદ પડશે? બીજે પણ અગત્યનો મુદ્દો વિચારવાનો છે. સંસ્થાનોના જેવું સ્વરાજ રાષ્ટ્ર અને રાષ્ટ્રવાસીઓના કલ્યાણ માટે જ ભોગવવાનું હોય તો શું એથી તે બન્નેનું પુરેપુરું હિત સાધી શકશે ખરું? તે વખતે બહારના દબાણને વશ વર્તીને આપણી ઇચ્છા વિરૂધ્ધનું કામ કરવું પડશે કે નહિં? જ્યાં સુધી તે દશા હોય ત્યાં સુધી કોઇ પણ રાષ્ટ્ર કે રાષ્ટ્રવાસી નિજના સ્વત્વને સર્વાંશે ખીલવી શકે જ નહિં. કેમકે પવન જેવી સ્વતંત્રતા વિના કોઇ પણ વ્યક્તિ કે રાષ્ટ્ર તેની શક્તિઓ અને સ્વત્વને સંપૂર્ણ રીતે ખીલવી શકે તે અશક્ય છે. આ સ્વતંત્રતા એટલે હિમાલયની ગુફામાં પડી રહેનારા એકાદ અઘોરીની સ્વતંત્રતા નહિં, પણ વિશ્વનાં સકલ રાષ્ટ્રોના અભંગ અંગના એક ઘટક તરીકે, આંતરરાષ્ટ્રીય કલ્યાણને બાધક ન થતાં, નિજહિતને અર્થે સ્વેચ્છાથી–બહારના કોઇપણ જાતના દબાણ વિના યોજી શકાય તેવી સ્વતંત્રતા. એ સ્વતંત્રતામાં ઉચ્છૃંખલતા ન હોય, તેમ ભીરૂતા એ ન સંભવે. સ્વીફ્ટે કહ્યું હતું: “પ્રજાની સંમતિ વિના ચાલતા શાસન નીચેનો શાસિત વર્ગ તે ગુલામ” એથી ઉલટું તેનું નામ સ્વતંત્રતા. એ જ અર્થમાં અહિં સ્વતંત્રતાનો ઉલ્લેખ કરવામાં આવે છે.

એરિસ્ટોટલે તેના કાળમાં મનુષ્યના સુખની વ્યાખ્યા આપતાં કહ્યું હતું: “જીવનવિકાસની છેલ્લામાં છેલ્લી કક્ષાએ પહોંચવા, સુંદરતમ રીતે મનુષ્ય પોતાની સંગીન શક્તિઓ નિર્બંધ રીતે ખર્ચી શકે” તેમાં જ સુખ છે. અર્થાત માનવ વ્યક્તિત્વનો શક્ય તેટલો ઉંચામાં ઉંચી કક્ષાનો વિકાસ સાધી શકાય તેમાં જ સુખ અથવા તો સ્વતંત્રતા રહેલાં છે. એ સુખ સંસ્થાનો સમા સ્વરાજ્યથી સાધી ન જ શકાય એ સમજવું જરા યે મુશ્કેલ નથી. હિંદીઓ અત્યારે સ્વતંત્રતાની જે વ્યાખ્યા કરે છે તે આ છે:

“કોઇ પણ મનુષ્ય સામાજિક અથવા તો કાયદાની દ્રષ્ટિએ અયોગ્ય મનાવો જોઇએ નહિં, પણ દરેક વ્યક્તિગત રીતે સ્વતંત્ર અને સરખા ગણાવો જોઇએ. તેના વિચાર, વાણી અને વર્તન ઉપર કશો જ અંકુશ ન હોય, તેને યોગ્ય લાગે તે ધંધો કરવાની એને છુટ જોઇએ. કાયદાની નજરે તમામ નાગરિકો સમાન ગણાવા જોઇએ, તેને જે ધર્મ પાળવો હોય તે પાળવાની કે ધર્મ સંબંધમાં જે વિચાર ધરાવવા હોય તે ધરાવવાની એને અબાધિત છુટ હોવી ઘટે, પ્રત્યેક ઉમ્મરલાયક સ્ત્રી પુરુષનો દેશની રાજ્ય વ્યવસ્થામાં અવાજ સંભળાવો જોઇએ, તેને પોતાના મત બદલવાનો અને તે મતમાં બીજાઓને વાળવાનો સ્વતંત્ર અધિકાર હોવો જોઇએ. તે જ રીતે તેવા માણસોના સમુહના રાષ્ટ્રને પોતાની સરકારની વ્યવસ્થા કરવાનો અને પરરાષ્ટ્રો સાથે તહનામાં કરવાનો, તોડવાનો કે યુદ્ધમાં ઉતરવાનો નિર્બંધ અધિકાર હોવો જોઇએ, તેમાં કોઇ પણ બીજા રાષ્ટ્રની ડખલ હોવી ન ઘટે. રાષ્ટ્રની સ્વતંત્રતા સિવાય રાષ્ટ્રવાસીઓમાં રાજદ્વારી સ્વતંત્રતા હોવી સંભવિત નથી, અને જ્યાં સુધી પોતાના રાષ્ટ્રના સરકાર તે રાષ્ટ્રવાસીઓની પુરેપુરી સંમતિથી ચાલતી ન હોય ત્યાં સુધી વિચારોની સર્વાંશે સ્વતંત્રતા શક્ય બનતી જ નથી.”

અને નિર્ભેળ સ્વતંત્રતાની આ ભાવનાને સામ્રાજ્યવાદની લાલસા કદી સાંખી શકતી જ નથી. કેમકે સામ્રાજ્યવાદ જાતે જ

વ્યક્તિની તેમ જ રાષ્ટ્રની સ્વતંત્રતાનો મોટામાં મોટો દુશ્મન છે.[1] સામ્રાજ્યવાદ રાષ્ટ્રીયતાની જે લાગણી કેન્દ્રિત સરકારની સામે થવાની પ્રેરણા આપનારી છે, તેની તરફ દુશ્મનની જ દૃષ્ટિ રાખે છે. એ સામ્રાજ્યવાદને વરેલા વર્ગો મોટે ભાગે આંતર વર્ગીય લગ્ન સંબંધ અને મૂડીના બળ ઉપર પોતાની લાગવગ ટકાવે છે અને વિકસાવે છે. વિનીત અને સંકુચિત વિચારવાળાઓ આમાં મુખ્ય હોય છે. મૂડીના જોરે તેઓ નફો મેળવી શકાય તેવી તમામ વસ્તુઓ ઉપર પોતાનો અધિકાર જમાવે છે, અને પોતાના જ લાભ માટે તેઓ અધિક લુંટ ચલાવે રાખે છે. જમીન ઉપરનો તેમનો કાબુ પણ આ જ રીતે જામ્યો છે. અને તેને અમરપટો આપવા માટે જ આપખુદ અધિકારોવાળી કેન્દ્રિત સરકાર એમને વધુ અનુકૂળ આવે છે. આવા મનુષ્યોની સંગઠિત ટોળી આપખુદમાં આપખુદ રાજા કરતાં પણ વધુ અસહ્ય બને છે. અને એવી ટોળી જ સામ્રાજ્યવાદની હિમાયત કરનારી, તેમ જ એ વાદને ટકાવી રાખવા માટે ગમે તે કામ કરવા—ભયંકર યુદ્ધો જગાવવા, દુનિયાનાં મનુષ્યોને કાયમી ગુલામગિરીમાં સડાવી રાખવા અને તેમને જીવનભર દબાવી રાખીને લુંટવા ગમે તે પળે તૈયાર હોય છે. આ સામ્રાજ્યવાદને ટકાવી રાખવામાં બીજો મદદગાર આચાર્યવર્ગ હોય છે. આપખુદમાં આપખુદ રાજાને ઇશ્વરી અંશ મનાવવા તે તત્પર રહે છે. ખ્રિસ્તી સંપ્રદાયનો ઇતિહાસ આ દિશામાં બીજા કોઇ પણ સંપ્રદાયોના ઇતિહાસ કરતાં સહેજ પણ ઉજળો નથી. એ જ સંપ્રદાયને આરંભના દિવસોમાં રાજા મહારાજાઓએ ક્રાંતિકારી ચળવળ કરનારો મનાવી તેની સામે હંમેશાં લાલ આંખ બતાવી હતી; પણ જ્યારથી તે ઝાર જેવા આપખુદ રાજા મહારાજાઓની પીઠ થાબડવામાં સહેજ પણ સંકોચ માનવા ન લાગ્યો, ત્યારથી તેને રાજ્યની મદદ મળવી શરૂ થઇ છે. હિંદુ, જૈન અને બૌદ્ધ સંપ્રદાયોના આચાર્યોના ઇતિહાસ પણ તેથી નિરાળા નથી. ગુલામીની પ્રથા નાબુદ કરવા માટે ખુબ અભિમાન લેનાર ખ્રિસ્તમતાનુયાયીઓના આચાર્યોએ જ, પોતાના મતનો પ્રચાર કરવાની તક મળે તે માટે આફ્રિકાવાસી ગુલામોના વ્યાપારને સુદ્ધાં ઉત્તેજન આપ્યું હતું એ કંઇ નવી વાત નથી.[2] હિંદુ આચાર્યો અંત્યજોને દબાવી રાખવાની ભાવનાને ઉત્તેજન આપે છે, તેમાં પણ પોતાના ઉજળીયાત અનુયાયીઓ ઉપરનો પોતાનો કાબુ ટકી રહે તે જ આશય મુખ્ય છે. આમ સામ્રાજ્યવાદની ભાવના કદી પણ રાષ્ટ્રભક્તિ જાગૃત કરી શકતી જ નથી—કેમકે જાતે જ તે બન્ને એક બીજાથી વિરોધી તત્ત્વો છે.

૨. રોમનોની સામ્રાજ્યની કલ્પનાનો સમ્રાટ ઇશ્વર તરફથી સીધો ઇલકાબ ધરાવનાર મનાતો હતો, અને તે ઇશ્વરી અંશના દાવાથી અમીર ઉમરાવો તેમ જ આચાર્યોને પદ્દીદાન કરતો આવ્યો હતો. વર્તમાન યુરોપનો સામ્રાજ્યવાદ એ પ્રાચીન સામ્રાજ્યવાદના પાયા ઉપરજ રચાયલો છે. આમ સામ્રાજ્યવાદે જ જમીનદાર અને ઉમરાવ વર્ગનું સર્જન કર્યું છે. એ વર્ગ કોઇ પણ જાતની મહેનત વિના અપાર દોલતનો માલિક બની બેસે છે, અને તેના બદલામાં જનતાની કરી જ

[1] એચ. ડબલ્યુ. નેવીનસનના 'સ્વાતંત્ર્ય વિકાસ'નું આદીકાળનાં સામ્રાજ્યોવાળું પ્રકરણ.

[2] કની'ગહેમના "અંગ્રેજોનો ઐતિહાસિક અને વ્યાપારી વિકાસ" નામના ગ્રંથમાંથી.

સેવાની જ્વાબદારી પણ એની ઉપર હોતી નથી ! આ જમીનદાર વર્ગ પોતાના ભાડુતો અને ખેડુતોના વિચાર અને વાણી સ્વાતંત્ર્ય ઉપર પણ નિરંકુશ લાગવગ ચલાવી શકે છે. ગ્રેટબ્રિટનની દશા આજે પણ એવી જ છે. આ વર્ગ દરેક કાર્યમાં મતાધિકાર ભોગવે, પરંતુ રાજ્યની તિજોરીમાં મોટો હિસ્સો આપનાર ખેડુતોને તેટલોય અધિકાર નહિં ! ગ્રેટબ્રિટનમાં જો કે અત્યારે તો 'મતાધિકાર નહિં તો કર નહિં' એ નીતિ ચાલુ છે, પરંતુ સદીઓ સુધી સામ્રાજ્યવાદેજ ખેડુતોને મતાધિકારથી વંચીત રાખ્યા હતા, અને એ અધિકાર મેળવવા માટે બ્રિટનના ખેડુતોને વિપ્લવના માર્ગ સ્વીકારવા પડ્યા હતા, એ તો સામાન્ય ઐતિહાસિક ઘટનાઓ છે. તેમ છતાં સામ્રાજ્યવાદની ઘેલછા ડહાપણના દરિયા જેવા મનુષ્યોને અગત્યનાં ઐતિહાસિક સૂત્રો ભલાવી દે છે, તેમ હિંદની બાબતમાં બ્રિટિશ સામ્રાજ્યવાદીઓ અનેક અગત્યના સિધ્ધાંતો કેવળ સામ્રાજ્યવાદને લીધેજ વીસરતા જાય છે !

વળી મધ્યકાલીન અને વર્તમાનકાલીન વિચારોમાં બહુ જ ઝડપી પરિવર્તન થતું જાય છે. વધતા જતા વિજ્ઞાનના જ્ઞાને, બન્ને યુગના મનુષ્યના માનસમાં અપાર પલટો કરી નાખ્યો છેઃ તે યુગની અનેક ધાર્મિક અને રાજપ્રકરણી માન્યતાઓ આજે છેકજ બદલાઇ ગઇ છે. 'સુવર્ણયુગ' કોઇક ભૂતકાળમાં થઇ ગયો છે એવી માન્યતા અત્યારે ભૂંસાતી જાય છે; અને સુવર્ણયુગનાં સર્જન હવે પછી થવાનાં છે, તેમ જ તે કાર્યમાં માનવજાતિએ જ તમામ ફાળો આપવાનો છે, એ માન્યતા દૃઢ થતી જાય છે. ઇશ્વરી શક્તિની કલ્પના ખોટી અને ભ્રમ ભરી છે એ વિચારો મક્કમ બનતા જાય છે, તેની સાથે સાથે દૈવી અંશોની ભક્તિ પણ ઘટતી જાય છે. અને તેને લીધે ઇશ્વરના વારસદારો તરીકે કોઇ પણ મનુષ્યને માનવાની વિરૂધ્ધના વિચારો પગભર બનતા જાય છે. તેમ તેમ મનુષ્ય માત્રમાં સ્વતંત્ર અને સ્વતંત્ર બનવાની મહત્વાકાંક્ષા ઉગ્ર સ્વરૂપ લેતી જાય છે. તે મહત્વાકાંક્ષાને લીધે એક પ્રજા બીજી પ્રજા ઉપર કોઇ પણ પ્રકારનો અધિકાર ભોગવી, તેની ઇચ્છાથી વિરૂધ્ધ વર્તવાનો આગ્રહ કરે તે સ્થિતિ તરફ અત્યારે જગતની પછાતમાં પછાત મનાતી જાતિઓને પણ અણગમો ઉત્પન્ન થયો છે. તે સ્થિતિમાં સામ્રાજ્યવાદનો સાથ કે તેનું શરણું સ્વીકારવા કોણ તૈયાર થઇ શકે?

સામ્રાજ્યવાદનું ભયાનક સ્વરૂપ, સામ્રાજ્યવાદી સરકારોની પરરાષ્ટ્રીય કચેરીઓનાં છૂપાં તહનામાં અને સંધીઓ સ્વરૂપે છૂપાયલું હોવાથી સામાન્ય જનતા જાણી શકી નથી. પરંતુ વીસમીસદીનો આરંભકાળ, એટલે ગોરા સામ્રાજ્યવાદનો રંગીન પ્રજાઓને પુરેપુરી ગળી જવાને શરમાવનારો પ્રયોગ; એટલું તો સામાન્ય રીતે જ સિધ્ધ થયેલું છે. અનેક દેશોની પ્રજાઓને અત્યાર સુધીમાં સામ્રાજ્યવાદ ગળી ગયો છે, હિંદ જેવા વિશાળ દેશને ગળી શકાયો નહિં ત્યાં એ સામ્રાજ્યવાદે બીજી રીતે આર્થિક લુંટ ચલાવીને તેમજ દેશના મૂળ વતનીઓને નિઃશસ્ત્ર અને અસહાય બનાવીને દેશને અસ્તવ્યસ્ત બનાવી મૂક્યો. એવું પરિણામ સામ્રાજ્યવાદે બીજે પણ અનેક સ્થળે લાવી મૂક્યું છે. બ્રિટિશ સામ્રાજ્યવાદે પોતાના સમ્રાટમાંથી દૈવી અંશની માન્યતાને હડસેલી મૂકી, રાજપદને અત્યારે માત્ર શોભા અને લાગણીના સાધનરૂપ બનાવી મૂક્યું છે; એટલે

દુઆયંસા દેશોના રાષ્ટ્રવાદને માટે અત્યારે સામ્રાજ્યવાદ નહિં પણ જાગીરવાદ, મૂડીવાદ અને અમીરવાદ જ ભયરૂપ છે. એ વાદની સત્તા નીચે આવેલી નોકરશાહીની મનોદશા તેથી જ ભયંકર હદ સુધી સંકુચિત અને ખાસ કરીને પરાધીન પ્રજાઓને માટે તો રાષ્ટ્રીયતાની દુશ્મન જ બને છે. તેમ ન બને અને નોકરશાહી સુધરી જાય એ માન્યતા જ આકાશ કુસુમવત્ત છે, પરંતુ ક્ષણભર એવું માની લઇએ, તો પણ ગમે તેવી કુશળ નોકરશાહીના તંત્ર નીચે શાસિતોના વ્યક્તિત્વનો વિનાશ થયા સિવાય રહેતો જ નથી. કેમકે માનવ જીવનના સુંદરતમ સિદ્ધાંતો કરતાં એમને પોતાની સત્તા વધુ રૂચે છે, અને તે સત્તાને સહજ પણ અડચણ આવે, તેવી પ્રજાવાદની જાગૃતિને તેઓ બિલકુલ સાંખી શકતા નથી. માટે જ લોકમાન્ય ટિળકે કહ્યું હતું તેમ, હિંદીઓ કુશળ નોકરશાહીના તંત્રને બદલે, પોતાની જાતે ભૂલ કરવાની સત્તા માગે છે.

ભૂલ કરવાની સત્તા એટલે જ સ્વતંત્રતા. તેથી જ સુરાજ્ય કરતાં સ્વરાજ્ય ઉત્તમ મનાય છે. કેમકે સુરાજ્યમાં પ્રજાને ભૂલ કરવાનો અધિકાર નથી હોતો, સ્વરાજ્યમાં એ અધિકાર પ્રજાને મળે છે. મિ૦ હેનરી નેવીનસન પ્રજામતવાદ [Democracy] વિષે લખતાં કહે છેઃ "It is nobler for a nation, as for a man, to struggle towards excellence with its own natural force and vitality, however blindly and vainly, than to live in irreprochable decency under expert guidance from without" [બહારના ગમે તેવા કુશળતાભર્યા કારભાર નીચે નિર્દોષ સભ્યતાથી જીવવા કરતાં, સુંદરતમ સ્થિતિએ પહોંચવા સારૂ ગમે તેવાં વ્યર્થ આંધળીયાં કરવામાં પોતાનાં નૈસર્ગિક શક્તિ અને સામર્થ્ય માટે મંથન કરવું તે વ્યક્તિ તેમ જ દેશને માટે વધુ ઉમદા છે.] એ મનોદશા યુરોપવાસીઓની માફક આ દેશના પણ અનેક વતનીઓ સેવી રહ્યા છે. તેથી સામ્રાજ્યવાદના સાથથી ગમે તેવી સગવડો મળતી હોય તો પણ તે માટેની ઇચ્છા ન કરતાં, ગમે તેવી મુશ્કેલી વેઠીને પણ સંપૂર્ણ સ્વતંત્ર રીતે જીવવામાં જ તેમને વધુ ગૌરવ લાગે છે. અને તેથી જ્યાં સુધી એ મહત્ત્વાકાંક્ષા સિદ્ધ ન થાય ત્યાં સુધી સ્વતંત્રતાના યુદ્ધમાં તડજોડ, સમાધાન કે કાયમનો યુદ્ધવિરામ સંભવી શકે જ નહિં.

આ એકજ દૃષ્ટિએ વાતાવરણને અત્યારે આવરી રહેલા પ્રશ્નનો વિચાર કરી શકાય. તે શિવાય અન્ય રીતે વિચાર કરવો તે માનવતાના નૈસર્ગિક હક્કનો પૂરેપુરો ભોગવટો કરવાની મહત્ત્વાકાંક્ષાવાળાઓ માટે તો શરમાવનારૂં જ છે

# સમાજવાદનાં પાદચિહ્નો

## ચાર્લ્સ ફૂરીઅરનું અર્થશાસ્ત્ર

રોબર્ટ ઓવેન બ્રિટનમાં સમાજવાદના અખતરા કરી રહ્યો હતો, તે વખતે ચાર્લ્સ ફૂરીઅર નામના ફ્રેંચ આદર્શવાદીએ ફ્રાંસમાં 'ફેલેન્સ્ટર' મંદિરની સ્થાપના કરી હતી. આ અખતરાનું આર્થિક અને સામાજિક દિગ્દર્શન કરવાનો આ લેખનો ઉદ્દેશ છે.

: લેખક :

ખંડુભાઈ દેસાઈ

[ લેખાંક : ચોથો ]

ચાર્લ્સ ફૂરીઅર ઓવેનનો સમકાલીન હતો—સમાજના કટ પ્રશ્નોનો પ્રખર અભ્યાસી હતો. રોબર્ટ ઓવેનની માફક સૃષ્ટિ પર સુવર્ણયુગ સ્થાપવાના સ્વપ્નાં તેણે પણ સેવ્યાં હતાં. સમાજ પરિવર્તનના અનેક મધુરા અખતરા સુધ્ધાં તેણે આદર્યાં હતા. ઓવેનની સામ્યવાદી યોજનાઓ તેને નિર્જીવ લાગતી હતી. સેંટ સાઇમનની વિચાર–સૃષ્ટિ તેને ભયાનક લાગતી હતી. સમ્પત્તિની અસમાનતા, સમાજમાં નિર્ધનતા, તેને ઇશ્વર નિર્મીત જણાયાં; પરિણામે ઇશ્વરી આદેશના અનુપાલનનો તેણે આગ્રહ રાખ્યો. ખાનગી મિલ્કતની સંસ્થાને તેણે પવિત્ર લેખી, અને વારસાહક્કના સિધ્ધાન્તને નિયમબધ્ધ માન્યો. આવી આવી અનેક અસંગતતાઓથી તે અળખામણો બન્યો. કેટલાક લેખકોએ 'ધનચક્કર'ના નામાભિધાનથી તેને નવાજ્યો—કેટલાકોએ તેને મઢીવાદી પંડિતનો ઇલ્કાબ આપ્યો. અને તેમ છતાં સમાજવાદના ઉત્તરોત્તર વિકાસમાંથી તેના વિચાર અને અખતરાઓની ઉંડી છાપ તો નજ ભૂંસાઇ.

સામાન્ય વાંચકને ફૂરીઅરનું તત્વજ્ઞાન 'ઉદ્દામ સમાજવાદ અથવા તો સામ્યવાદનું' પ્રતીક લાગશે. કૌટુમ્બિક જીવનના અવશેષ ઉપર સમૂહ જીવનની ઇમારત ચણવાના અને સમાજ અને સંસ્કૃતિની ઉન્નતિ સાધવાના મનોરથ ખરેજ આકર્ષક હતા. સમ્પત્તિની રાષ્ટ્રીય માલિકી, સમૂહજીવનના સ્વપ્નાં, સ્ત્રી જીવનની રાષ્ટ્રીય પરાવલમ્બના વિગેરે ચિત્રો ફૂરીઅરના નામસ્મરણ સાથે દૃષ્ટિપથ પર તરી આવે છે.

### 'ધી ફેલેન્સ્ટર'

'ધી ફેલેન્સ્ટર' તેની એક અને અણમૂલ સૃષ્ટિ હતી. તેનું ચિત્ર તો મનોરંજક અને શાંતિદાયક છે. તેમાં અજબ આકર્ષણ છે, છતાં જીવનસુખની પરિસમાપ્તિ નથી. ઓવેનના ન્યુ લામર્ના, ક્રેબેટના ઇકેરીઆ, કેમ્પાનેલાના સીવીટાઝ સોલીસ, અથવા તો મોરના યુટોપીઆ, અને ફૂરીઅરના ફેલેન્સ્ટરની વચ્ચે અજબ સામ્ય છે, એટલે અંશે એની સૃષ્ટિ પણ આદર્શ કહી શકાય.

આધુનિક સમાજનું રૂપાંતર કરીને સમહ જીવનની સંસ્થાપના કરવી એ 'ફેલેન્સ્ટર'નો મુદ્રાલેખ હતો. સામાન્યતઃ ફૂરીઅરની 'ફેલે-

સ્ટર' એક જબરજસ્ત 'હોટેલ' જેવી હતી. આજના યુગમાં હોટેલ જીવન તો સાવ સામાન્ય થઇ પડ્યું છે. પરંતુ ફૂરીઅરે તો તે વખતે પણ 'ફેલેન્સ્ટર' મંદિરની ઝીણામાં ઝીણી વિગતો પણ બહુ જ કાળજીપૂર્વક વર્ણવી હતી. તેમાં વ્યક્તિ સ્વાતંત્ર્ય ઉપર અંકુશનું નામ નિશાન ન હતું. ગૃહસ્થ માત્રને 'ફેલેન્સ્ટર' મંદિરમાં સ્થાન હતું. ફૂરીઅરના સામ્યવાદનો આ પાયો હતો. ઓવેનની માફક તે પણ એમ જ માનતો હતો કે "મનુષ્ય સંયોગાધીન છે. સમાજિક સંજોગોમાં પરિવર્તનની સાથે માનવ સ્વભાવ અને આદર્શ પણ બદલાશે. નવા સંજોગોમાં નવજીવનના અંકુર ફૂટશે."

આર્થિક દૃષ્ટિએ, તો સમૂહજીવનમાં લાભ જ રહેલો છે. ઓછામાં ઓછા ખર્ચે વધારેમાં વધારે સગવડ સમૂહજીવનમાં શક્ય બને છે; અને કુટુંબ–જીવનના કજીઆ અને અગવડો આપ મેળે અદૃશ્ય થઇ જાય છે.

સમાજિક દૃષ્ટિએ સમૂહ વ્યવસ્થાના ફાયદાઓ અપરંપાર છે. મનુષ્ય સ્વભાવના પરસ્પર છિદ્રદર્શનથી સહાનુભૂતિ સ્પર્ધાનું સ્થાન લે છે, સમૂહ ભાવના ઉન્નત બને છે, સદ્દ્‌વિચાર ખીલે છે. અને સમગ્ર સમાજ એક અને અભેદ્ય–સુખ શાંતિને પંથે પ્રગતિ કરે છે.

પરંતુ નૈતિક દૃષ્ટિનો ફૂરીઅરે વિચાર કર્યો જણાતો નથી. 'ફેલેન્સ્ટર' માટે તેનો ઉત્સાહ એટલો અપરિમિત હતો કે સમૂહ જીવનના આર્થિક લાભાલાભની ફક્ત કુનેહની દૃષ્ટિએ ગણના કરવામાં અન્ય દૃષ્ટિનો લોપ થયો, અને તેટલે અંશે તેનો આદર્શ અધુરો રહી ગયો. આજે વરસો પછી અમેરિકાની ભૂમિમાં ફૂરીઅરના સ્વપ્નો સફળ થતાં આપણે જોઈએ છીએ. હોટેલ જીવનનો મોહ વધતો જાય છે. કૌટુમ્બિક જીવનના કાંગરા ખરતા જાય છે. નવી સૃષ્ટિ–અલબત્ત, સામ્યવાદી તો નહિં જ–સર્જાતી જાય છે.*

## આંતરિક વહીવટ

'ફેલેન્સ્ટર' મંદિરના આંતરિક વહીવટ તરફ જ્યારે આપણે દૃષ્ટિ કરીએ છીએ, ત્યારે જ આપણને એના સમાજવાદી રંગના દર્શન થાય છે. સહકારના સિદ્ધાંત પર રચાયલા એ મંદિરમાં માત્ર સભ્યોને જ રહેવાનો હક્ક છે. તેમનું સમગ્રજીવન સમૂહ જીવનના ધોરણ ઉપર ચાલે છે, એટલે અંશે આ મંદિર Consumers' Association નું ધોરણ સાચવે છે.

પરંતુ ફૂરીઅરને આટલાથી જ સંતોષ ન હતો. ઉત્પાદનનું કાર્ય પણ 'ફેલેન્સ્ટર'ના સભ્યો–'ફેલેંગ'–જ કરી લે એવી ગોઠવણ તેણે કરી હતી. ૪૦૦ એકર જમીનના વિશાળ વિસ્તારની વચ્ચે એક નિવાસ મંદિર, અને ઉદ્યોગ–ગૃહો સ્થાપીને ફેલેંગને સ્વાશ્રયી બનાવવાના મનોરથ તેણે સેવ્યા હતા. અલબત્ત, કોઇ કોઇવાર માલનો જથ્થો વધી પણ જશે; તે વખતે બીજા મંદિરો સાથે વિનિમયની વ્યવસ્થા થઇ શકશે. ખાનગી મિલ્કતની સંસ્થાને તો ફૂરીઅરના સમાજ-

---

* ઘર નોકરના પ્રશ્નનું ફૂરીઅરે જે નિરાકરણ સૂચવ્યું હતું તેનો ધીમે ધીમે સર્વત્ર અમલ થતો જાય છે. કુટુંબ દીઠ નોકર રાખવાને બદલે સમાજને માટે સેવકોની સંસ્થા સજીવન કરવાની તેણે હિમાયત કરી હતી. ગૃહજીવનની જગ્યાએ સમૂહ જીવન સ્થાપીને જીવન જરૂરિયાતના સામાજિક ઉત્પાદનની તેણે હિમાયત કરી હતી. આજના ભઠીઆરખાનાઓ, બોર્ડિંગ કંપનીઓમાં ફૂરીઅરના વિચારઅણુઓનો પાયો છે.

માં સ્થાન રહેશે જ. માત્ર તેનું ધોરણ જ બદલાશે. 'ફેલેન્સ્ટર' નો દરેક સભ્ય ભાગિદાર બનશે. નવો સમાજ સમાજવાદને બદલે મડીવાદી ધોરણે રચાશે. મો. ડી. મોલીનારી કહે છે કે ભવિષ્યમાં આ સિદ્ધાન્તનો સાર્વત્રિક અમલ થશે. અને આજે આપણે આ ભવિષ્યવાણીમાં તથ્યાંશ જોઇ શકીએ છીએ. આમ ફૂરીઅરની દીર્ઘદૃષ્ટિનો બીજી વાર આપણને અનુભવ થાય છે. તે કહે છે "જમીન અથવા તો રોકડ થાપણના કરતાં શેરની કિંમત વધારે અંકાશે."

પરંતુ ભાગ-વહેંચણીના તેનાં વચનો કેટલાં વિચિત્ર લાગે છે! સામાન્ય ધોરણ તો જે નફો થાય તે ભાગિદારો વચ્ચે સપ્રમાણ વહેંચી લેવાનું છે. પરંતુ ફૂરીઅર તો અધ્ધર જ વચનો આપે છે. મૂડી પર નફાનો એકતૃતીયાંશ, મજૂરીને પાંચ બારાંશ, અને બુદ્ધિને * ત્રણ બારાંશ ભાગ આપવાની વ્યવસ્થા કરે છે. પેરીસમાં આવાં મંદિરો સ્થપાયાં છે. ત્યાં આગળ ફૂરીઅરના સિધ્ધાન્ત અનુસાર વહેંચણી અને ઉત્પાદનનું સર્વ કાર્ય થાય છે. ફૂરીઅરનું એક સ્મારક પણ તેમણે ઉભું કર્યું છે.

## મજુરને માલિક બનાવો

"અર્થશાસ્ત્રીને પહેલો પ્રશ્ન તો એ ઉકેલવાનો છે કે મજૂર માલિક કેમ બને? આવું પરિવર્તન અનિવાર્ય છે. મજૂરીને આકર્ષક બનાવવાનો આ જ એક ઉપાય છે. સભ્ય સમાજમાં પણ સ્વામિત્વની ભાવના પ્રથમના જેટલી જ પ્રબળ છે. અમુક ઉદ્યોગમાં ગમે તેટલો નજીવો ભાગ હોવા છતાં મજૂર "મારું કારખાનું," "મારો ઉદ્યોગ," "મારો ધંધો" કહી શકતો હોય તો તેના ઉત્સાહમાં પણ ઓર વધારો થાય છે.

## બેવડો લાભ

"વળી મજૂરને લાભ પણ બેવડો થશે એક તો મજૂરીનું મહેનતાણું તેને મળશે, તે ઉપરાંત ભાગિદાર તરીકે નફામાં પણ ભાગ તેને મળશે. ધંધાના કારોબાર ઉપર પણ તેનું લક્ષ ચોંટશે. અને આમ આખું તંત્ર સુંદર અને સુદૃઢ થશે, એટલું જ નહિ પણ ઉત્સાહ અને ઉદ્યમનું અદ્ભૂત વાતાવરણ સર્વત્ર જામશે."

ફૂરીઅરની આ આખી યોજના જરા વિચિત્ર લાગે છે. મજૂર, માલિક અને ઉપભોગીનું એકીકરણ અર્થશાસ્ત્રીઓને અગમ્ય લાગે છે. પરંતુ અનુભવની વાણી તો જુદા જ પાઠ શીખવે છે. અત્યારે સમાજમાં જે અથડામણો થાય છે તે દૂર કરવાના એક સાધન તરીકે ફૂરીઅરના વિચારોની કિંમત અંકાઇ ચૂકી, પરંતુ તેના માર્ગમાં અનેક મુશ્કેલીઓ પણ છે.

ફૂરીઅરના આ કાર્યક્રમની અસર અજબ થઇ હતી. કાર્લ માર્કસના પ્રતિભાશાળી વ્યક્તિત્વ ઉપર ફ્રાંસનો આમવર્ગ મુગ્ધ બન્યો તે પહેલાં ફૂરીઅરની શૈલસુફી તેમના સમગ્ર જીવનમાં પ્રાણ પુરતી હતી.

## ગ્રામ્ય જીવનનો પુનરૂદ્ધાર

આજે તો ગ્રામ્ય જીવનના પુનરૂધ્ધારની વાતો સામાન્ય થઇ પડી છે. પરંતુ યંત્રવાદના ઉષઃકાળમાં એનો નામ નિર્દેશ પણ

* બુધ્ધિશાળી વર્ગનું કામ 'સમાજ વ્યવસ્થા કરવાનું' છે. તેમની ચુંટણી સમાજ કરશે,-પ્રથમ તેમની લાયકાત ખાસ લક્ષમાં રાખવામાં આવશે. આ વ્યવસ્થાની અંદર રહેલી ત્રુટીનું તેને જરા પણ ભાન ન હતું. સાર્વત્રિક મતાધિકારનો તેને જરા પણ અનુભવ ન હતો.

હાસ્યાસ્પદ લેખાતો. તે વખતે સમાજવાદના કાર્યક્રમમાં ફૂરીઅરે તેનો સમાવેશ કર્યો હતો. મોટાં નગરોની અવગણના કરીને નાના નાના ગામડાંઓ વસવાની તેણે હિમાયત કરી હતી. આ ગામડાંઓ માટે જગ્યા પસંદ કરવામાં ખાસ કાળજીનો આગ્રહ તેણે રાખ્યો હતો. બને ત્યાં સુધી તો કોઇ સુંદર સરિતા તટે અથવા તો લીલાંછમ ડુંગરાઓની તળેટીમાં સુડોળ અને સુવ્યવસ્થીત ગામ વસે એવા તેના મનોરથ હતા. આમાં તેનો ખાસ ઉદ્દેશ શરીર સ્વાસ્થ્ય અને કલાભાવનાને પોષવાનો હતો.

આની સાથે યંત્રોનો ઉપયોગ અનિવાર્ય હોય તેટલા પુરતો જ કરવાની તેણે હિમાયત કરી હતી. કોઇપણ જાતના સુધારા માટે આ વસ્તુ તેને મહત્વની જણાઇ હતી. મુડીવાદ સામે તેને તિરસ્કાર ન હતો, છતાં યંત્રવાદ-ની ગંધ પણ તેને ન ગમતી. ગ્રામ્ય જીવનના પુનરૂધ્ધારમાં ખેતીવાડીને જ પ્રાધાન્ય અપાતું. પરંતુ તેમાં વિકાસ માટે તો તેણે સ્થાન રાખ્યું જ હતું.

## મજુરીને આકર્ષક બનાવો

પરંતુ ફૂરીઅરની યોજનાની ખરેખરી સફળતાનું રહસ્ય તો મજૂરીને આકર્ષક બનાવવાના આગ્રહની અંદર રહેલું હતું. પુરાતન યુગના જંગલી જમાનામાં દષ્ટિ કરો, અથવા તો યંત્રવાદના યુગમાં ચોમેર નજર નાંખો—તો તમને એક જ સત્ય દષ્ટિગોચર થશે કે સર્વ દેશો અને સર્વ કાલે શ્રમજીવનના ઉપેક્ષા જ કરવામાં આવી છે. ફૂરીઅરને આ વસ્તુ અગમ્ય લાગે છે, અને ભવિષ્યના સમાજમાં એમ નહિ જ બને એવી ભવીષ્ય વાણી ભાખે છે. તે કહે છેઃ “માણસ હોંસે હોંસે મજૂરી કરશે—તે પગારને નામે થઇને અથવા તો ભૂખે મરી જવાની બીકથી નહિ.” તેના આદર્શ સમાજમાં મજૂરી શ્રમજીવીઓનો આનંદ મનાશે.

ફૂરીઅર કહે છેઃ “જો દરેકને જીવન નિર્વાહની ખાત્રી મળે—તે માટેની સર્વ ચિંતા દૂર થઇ જાય તો પછી સમાજમાં ઇચ્છીત પરિવર્તન થતાં વાર ન લાગે, સમાજમાં બુધ્ધિ વિકાસ વધે, આનંદ અને સૌંદર્ય ઉપભોગ પણ સુલભ થાય. ‘ફેલેંસ્ટર’નો ઉદ્દેશ જ આ છે. પરંતુ વિગતો રજુ કરતાં ફૂરીઅર છબરડો કરે છે. તેમાં ઉંડા ઉતરવાની અત્રે આપણને જરૂર નથી.

કેળવણી સંબંધી ફૂરીઅરે ખૂબ લખ્યું છે. આધુનિક યુગના વિચારોના તેમાં તણખા છે. સમાજ પરિવર્તન માટેનો તેનો ઉત્સાહ તેના કેળવણી વિષયક વિચારોમાં પણ તરવરે છે.

પરંતુ સ્ત્રી જીવનના ફૂટ પ્રશ્નની ચર્ચામાં તેણે ખૂબ છૂટ લીધી હતી. લગ્ન અથવા તો કોઇપણ જાતના સ્ત્રી પુરૂષના પરસ્પર બંધનનો તેણે જબ્બર વિરોધ કર્યો છે, ફૂરીઅર કહે છેઃ

**“સામાન્ય રીતે કહી શકાય કે સ્ત્રી સમાજની મુક્તિ વગર કોઇપણ જાતની સામાજિક ઉન્નતિ શક્ય નથી. સ્ત્રી પર પુરૂષના પ્રભુત્વથી અને સ્ત્રીની પરાધીનતાથી સમાજની અધોગતિ જરૂર થવાની. અલબત્ત, બીજા પ્રવાહો રાજકીય જીવનના ઘડતરમાં કારણભુત છે ખરા, પરંતુ સમાજના રાજકીય કે આર્થિક વિકાસ મુખ્યત્વે કરીને તો સમાજમાં સ્ત્રીના સ્થાન ઉપર જ અવલંબે છે.”**

આધુનિક સમાજ વિષે તેનો અભિપ્રાય

શાંત્ય: વગર રહી શકતું નથી, તે કહે છે; 'મુઠ્ઠીભર અશક્ય ગુલામો નિઃશંક ગુલામોના સમુદાય ઉપર સ્વામિત્વ ચલાવે છે."

પોતાના જમાનામાં ફૂરીઅરની અસર બહુ ન થઇ. સેંટ સાઇમનની સરખામણીમાં તેની લોકપ્રીયતા પણ ઓછી કહેવાય. છતાં એટલો ઉલ્લેખ તો કરવો જ જોઇએ કે ફ્રાંસની ભૂમિમાં આજે પણ 'ફેલન્સ્ટર' મંદિર છે. જ્યારે સેંટ સાઇમનના વિચારો ભૂલાતા જાય છે.

## ફૂરીઅરના શિષ્યો

ફૂરીઅરના શિષ્યો અનેક હતા. તે બધાનો ઉલ્લેખ અત્રે નિરર્થક છે. માત્ર બે લેખકોના ઉલ્લેખથી જ આપણે સંતોષ માનીશું.

વીક્ટર કોંસીડેરંટે ફૂરીઅરની ફીલસુફી ઉપર સુંદર પુસ્તક પ્રગટ કર્યું હતું [૧૮૩૪-૪૪] ઓવેનની માફક અમેરિકામાં સમાજવાદના અખતરાઓ પણ તેણે કર્યા હતા. ૧૮૪૮ ના વિપ્લવ વખતે તેની જાગીર જપ્ત થઇ હતી. તે વખતે પ્રજાના નજરે તે ખૂબ ચઢેલો હતો.

તેનો બીજો શિષ્ય એન્દ્રી ગોડીન હતો. પુસ્તકો લખવા જેટલો પંડિત તે ન હતો. છતાં ફૂરીઅરનું સાચું સ્મારક તો તેણે જ ચણ્યું હતું. ગુરૂના સિધ્ધાન્ત અનુસાર "ફેમીલીસ્ટર" ની સ્થાપના તેણે કરી હતી. આ સંસ્થાના સભ્ય તરીકે ગાઇઝના કુટુંબો જોડાયા હતા અને તેઓ સમાન ભાગિદારીના સિધ્ધાન્ત ઉપર આખી સંસ્થાનું સંચાલન કરતા હતા. એક વિશાળ બગીચાની મધ્યમાં તેમનું નિવાસ સ્થાન રાખવામાં આવ્યું હતું. તે ઉપરાંત નિશાળો બાળકો માટે ઘોડીઆંઓ, નાટકશાળા વગેરેની વ્યવસ્થા પણ ત્યાં જ કરવામાં આવી હતી. હજી પણ આવી કેટલીક સંસ્થાએ સજીવન છે. આનંદીલે, પોર્ટસન લાઇટ અને ઇંગ્લાંડમાં એગ્નેટા પાર્કના દર્શન જેનાથી થઇ શકે તેમણે અવશ્ય કરવાં.

# લગ્નના સુધારાની ભૂમિકા

: લેખક :

**શ્રી સુધાકાન્ત ભટ્ટ**

ડૉક્ટર જી. વી. હેમીલ્ટન નામના એક અમેરિકન ગૃહસ્થે ૧૦૦ પરણેલા પુરુષોને અને તેટલી જ પરણેલી સ્ત્રીઓને લગભગ ચારસેં ચારસેં પ્રશ્નો પરિણિત જીવનના સંબંધમાં પૂછ્યા અને તેને ૮૦ હજાર ઉત્તરો મળ્યા, તે ઉત્તરોની તારવણી કરીને એ ડૉક્ટરે 'લગ્ન'ના વિષયનાં બે પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. એ ઉપરથી મૂખ્ય મુદ્દો એ તરી આવે છે કે, હાલનાં લગ્ન સંબંધથી મનુષ્ય જાતિને અસંતોષ ઉત્પન્ન થયો છે, અને તેમાંથી છૂટવાનો તેમ જ કઇ જાતના 'લગ્ન'થી મનુષ્યને સુખ અને સંતોષની લાગણી થાય તેની શોધમાં દુનિયાભરના એ દિશાના વિચારશીલ અભ્યાસીઓ પડી ગયેલા છે.

જે ૨૦૦ નર-નારીઓને પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા તેઓ સામાન્ય રીતે સુખી અને ઠીક ઠીક બુદ્ધિશાળી હતાં. આમાંથી ૨૯ પુરુષો અને ૨૧ સ્ત્રીઓએ પોતે 'લગ્ન'થી સંપૂર્ણ સુખી છે એવું જણાવ્યું હતું ત્યારે ૩૬ પુરુષો અને ૪૧ સ્ત્રીઓએ જણાવ્યું હતું કે, તેઓ પોતાની પરિણિત જીંદગીથી છેક જ દુઃખી થઇ ગયાં હતાં. જ્યારે બાકીનાં સ્ત્રી પુરુષોનાં જીવન સુખ અને દુઃખની વચ્ચે હતાં એમ જણાયું હતું. આ તપાસ ઉપરથી બીજું એ પુરવાર થયું છે કે, કૉલેજની કેળવણી લીધેલાં સ્ત્રી પુરુષો કરતાં, કૉલેજમાં નહિં ગયેલાં સ્ત્રી પુરુષોનાં પરિણિત જીવન વધારે સારાં હતાં. જેમની વાર્ષિક ઉત્પન્ન ૫૦૦૦ ડૉલર કરતાં વિશેષ છે, તેમનાં પરિણિત જીવન ઉપર અસંતોષની ઘણી ઓછી અસર થયેલી દેખાઇ છે. વૈભવશાળી વર્ગના સુખી સ્ત્રીઓનો આંકડો, સાધારણ સ્થિતિની સ્ત્રીઓ કરતાં ૧૮ ટકા જેટલો વધારે હતો; એથી કૌટુંબિક સુખમાં ધન એ પણ મહત્ત્વનો ભાગ ભજવે છે એમ જણાય છે.

સંતતિનિયમનના સંબંધમાં અમેરિકામાં ઘણી ઘણી અટકાયતો મૂકનારા કાયદા છે. તેમ છતાં જે ૨૦૦ સ્ત્રી પુરુષોને પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા, તેમાંથી સંતાનોત્પત્તિ માટે અશક્તિમાન ૩ પુરુષો અને ૬ સ્ત્રીઓ શિવાયનાં તમામ સ્ત્રી પુરુષો સંતતિ નિયમન માટેનાં ડૉક્ટરી સાધનો વાપરનારાં જણાયાં હતાં.

જવાબો આપનારાંએ પોતાની ચાલચલગતને લગતા સીધા જવાબો આપવાની હિંમત બતાવી છે, તે ઉપરથી એ પણ જાણી શકાયું છે કે લગભગ ત્રીજા ભાગના પુરુષોનો અને તેટલી જ સ્ત્રીઓનો લગ્ન પહેલાં જેમની સાથે તેઓ પરણવાનાં હતાં તેમની સાથે શારીરિક સંબંધ થયો હતો, જ્યારે ૧૪ સ્ત્રીઓ પરપુરુષ સાથેના સંબંધમાં આવી હતી; ચોથા ભાગની સ્ત્રીઓએ અને તે કરતાં થોડાક વધુ પુરુષોએ લગ્ન પછી અન્ય પુરુષો અને સ્ત્રીઓ સાથે વ્યભિચારી સંબંધ રાખ્યા હતા અને ૨૧ સ્ત્રીઓએ ગર્ભપાત કર્યો હતો, ત્યારે બીજી રીતે લેનાં લગ્ન વખતે ૪૬

પુરુષો સાચા બ્રહ્મચારી હતા અને ૬૫ સ્ત્રીઓ પણ બ્રહ્મચારીણી રહી હતી.

આર્થિક દૃષ્ટિએ જેનાં સર્વાંશે પોતાના પતિઓ ઉપર આધાર રાખનારી સ્ત્રીઓમાંથી ૬૩ ટકા જેટલી સ્ત્રીઓ સુખી હતી, ત્યારે જાતકમાણી ઉપર નિભાવ કરનારી સ્ત્રીઓમાંથી ૨૫ ટકા જેટલી તેટલી જ સુખી હતી.

વ્યભિચારી જીવન ગાળનારાઓમાંથી માત્ર ૨૯ ટકા પુરુષો અને માત્ર ૧૭ ટકા સ્ત્રીઓ સુખી હતી. અર્થાત્ લગ્ન સમય પવિત્ર રીતે કૌમારવ્રત પાળનાર સ્ત્રીઓને માટે સંસાર સુખમય થવાની તક વધારે છે એ પણ સાથે સાથે સિદ્ધ થાય છે.

પરિણિત જીવન સુખમય અને તે માટે સંતોષકારક રીતે વાસનાની તૃપ્તિ થવી તે સહુથી વધુ અગત્યની વસ્તુ છે, એવું ડાક્ટર હેમિલ્ટનને પ્રશ્નોત્તરના અનુભવથી સમજાયું છે. બીજું એ પણ જણાઇ આવ્યું છે કે, પારણિત જીવનમાં વિઘ્ન નાખનાર પતિઓનું બીન અનુભવીપણું અને સ્ત્રીઓની અજ્ઞાનતા તેમ જ તેમનું અવળચંડાપણું હોય છે. જેમને પ્રશ્નો પૂછવામાં આવ્યા હતા તે સ્ત્રી પુરુષોમાંથી ૩૦ સ્ત્રીઓ અને ૩૯ પુરુષોએ પોતાના પરિણિત જીવનમાં અસંતોષ મળવાના કારણમાં શારીરિક સંબંધની ખામીનો ઉલ્લેખ કરેલો છે. એક સો સ્ત્રીઓમાંથી માત્ર ૫૪ સ્ત્રીઓ શરીર સંબંધની બાબતમાં સંતોષ આપવામાં સફળ થઇ છે, જ્યારે જેઓ પુરતી સફળતા મેળવી શકી નથી તેવી ૪૬ સ્ત્રીઓમાંની ૨૪ સ્ત્રીઓ જ્ઞાનતંતુઓને લગતી નબળાઇના રોગથી પીડાતી જણાઇ હતી. આ ડાક્ટરને એમ જણયું છે કે સ્ત્રી જાતિમાં નિરસતાંની ભાવના અમેરિકામાં મોટા પ્રમાણમાં વ્યાપક રૂપ લેતી જાય છે અને તેથી તે કન્યાઓને શારીરિક વિકાસને લગતાં જ્ઞાન વધારે બુધ્ધિપૂર્વક અને ઓછા ટાંક પિછેડાથી આપવાની જરૂર છે.

અલબત્ત અમેરિકાની સામાજિક વ્યવસ્થા, ત્યાંનું વાતાવરણ અને એમની નીતિ–રીતિની ભાવના આપણા દેશ અને સમાજથી કેટલેક અંશે ભિન્ન છે; એટલે જે અમેરિકામાં બન્યું તે અહિં પણ બને છે એમ માની લેવું આવશ્યક નથી; તો પણ માનવસ્વભાવ સર્વ સ્થળે સરખો છે. 'લગ્ન' સંબંધ એ મનુષ્યજાતિનાં સુખ અને સંતોષ માટે યોજવામાં આવતી વ્યવસ્થા છે, એટલે એ સંબંધથી મળતાં સુખ અને સંતોષનું પ્રમાણ જ્યારે ઘટેલું દેખાય, અને તેની સામે સામુદાયિક કકળાટ શરૂ થાય; ત્યારે તે વ્યવસ્થામાં રહેલી કે નિભતી ખામીઓ શોધવાની અને તે દૂર કરવાની જરૂર અનિવાર્ય મનાવી જોઇએ. એટલું જ નહિં પણ તે ખામીઓ શોધીને તેમાં સગવડભર્યા બધા જ સુધારા કરવા માટે સમાજના આગેવાનોએ તત્પર બનવું જોઇએ.

અમેરિકામાં લગ્નસંબંધ નક્કી કરવા માટે યુવક યુવતિઓને કેટલીક છૂટ છે–અલબત્ત હજી ત્યાં પણ પ્રમાણમાં કેટલાંક બંધનો છે ખરાં, પરંતુ તે બંધનો અને આપણા સમાજનાં બંધનોમાં ફેર છે. આપણા સમાજમાં તો 'લગ્ન સંબંધ'માં કિશોર–કિશોરી કે યુવક યુવતિની સંમતિની જરૂર જ વિચારવામાં આવતી નથી. અર્થાત્ અહિં વર–કન્યા પરણતાં નથી પણ તેમને પરણાવવામાં આવે છે. લગ્ન પછી વિના પરિચયે પરણેલા યુગલને 'સ્નેહરાત્રિ' ઉજવવા માટે એકાદ અંધારા ઓરડામાં ગોંધી દેવામાં આવે છે! અલબત્ત કેટલીક કોમોમાં અપવાદ છે. શહેરોમાં વસતિ કેટલીક શિક્ષિત કોમોમાં પરણનાર યુગલ પ્રણી વખત પરસ્પરને જોઇ શકે છે. ઓળખી શકે છે, અને ઘણા જ

થોડા પ્રમાણમાં લગ્ન પહેલાં સાથે ફરી હરી પણ શકે છે. અને અમેરિકન યુગલોની માફક શારીરિક સંબંધ પણ રાખી શકે છે. પરંતુ સમાજનું પ્રમાણ જોતાં આવી છૂટ ભોગવનારી કોમોનું પ્રમાણ સેંકડે માંડ્યે જ પા કે અડધા ટકા જેટલું આવતું હશે; બાકી તો બધે ઉપર જણાવ્યું તેમ જ ચાલે છે! આ સ્થિતિ ભલે ચલાવી શકાતી હોય પરંતુ તેની તરફ દિવસે દિવસે વધતા જતા અસંતોષને જોતાં, તેમ જ ભલે થોડાં પણ ચેતનવાળાં યુવક–યુવતિઓ વર્તમાન લગ્ન પ્રણાલી સામે વચ્ચે વચ્ચે બંડ ઉઠાવે છે તે ઉપરથી લોકમતની દિશા પારખી ને પણ તેમાં સુધારા કરવા માટે તૈયાર થવું જરૂરી છે.

બાળલગ્ન ઉપર અંકુશ મૂકનારો કાયદો 'લગ્ન'ના ક્ષેત્રમાં થોડાંક વરસોમાં જ અસર કર્યા વિના રહેવાનો નથી, પરંતુ તેની સાથે સાથે સામાજિક ક્રાન્તિના ઝંકારના જે પડઘા નજીક અને નજીક સંભળાતા જાય છે તેની અસર વિશેષ થશે અને તેથી બન્ને અસરોનું સંયુક્ત બળ તેની ગતિમાં નવો જોશ આપ્યા વિના નહિં રહે. એ જોશના પ્રવાહમાં પ્રણાલિકાવાદીઓ ઇચ્છે કે ન ઇચ્છે તો પણ તેમને ઘસડાયે જ છૂટકો છે. પરંતુ એ વર્ગની વર્તમાન મનોદશા જોતાં તેઓ વાર્યા સમજે એમ છે જ નહિં, હારીને જ તેઓ સમજવાના છેઃ એટલે એવું વાતાવરણ ઉત્પન્ન કરવા માટે નૌજવાનોએ ઝડપી પગલાં ભરવા તત્પર થવું ઘટે છે.

પશ્ચિમના દેશોના અને આ દેશના લગ્નના પ્રશ્નમાં મહદંતર છે. આપણે 'લગ્ન'ના ક્ષેત્રને નાતિઓ, પેટાનાતિઓ, ગોળ, તેમ જ કુલીન અને અકુલીનની અંદર અને અંદર સાંકડી બનતી જતી વાડેથી, ભયંકર હદે સંકુચિત કરી મક્યું છે, . એ વાડોને તોડી નાખીને 'લગ્ન' માટે તૈયાર થનાર યુગલને માટે સ્વતંત્ર વાતાવરણ રચવાનું અતિ મુશ્કેલ કામ આપણે પહેલાં કરવું પડશે. તે માટે આંતરજાતીય, આંતરપ્રાંતીય અને આંતરરાષ્ટ્રીય લગ્ન સંબંધને જેમ બને તેમ વિશેષ ઉત્તેજન આપવાની ભાવના યુવક યુવતિઓમાં પ્રબળ વેગવતી બનાવી, તે ભાવના સક્રિય સ્વરૂપ લે તેવી સાનુકૂળતાવાળી સમભાવશીલ દૃષ્ટિ નૌજવાનોએ કેળવવી પડશે, તેની સાથે સાથે પશ્ચિમવાસીઓના એ દિશાના પ્રયોગોના અસાર ભાગને ગાળી કાઢી તેમના સારતત્ત્વને આપણા સારતત્ત્વ સાથે ઓતપ્રોત બનાવીને જ, આપણે આ મહત્ત્વના પ્રશ્નનો આખરી નિર્ણય કરી શકીશું.

તેમ કરવા પહેલાં 'ડોસો કુંવારો રહે, ડોસી કુંવારી ન રહે,' 'ઉકરડેથી પણ રત્ન શોધી લાવવું.' એવી ચાલી આવતી છીછરી મનોદશાનો પ્રબલ પ્રહારોથી ભુક્કો ઉડાવી દઇ, નવી, નિર્બંધ અને સ્વતંત્ર વિચાર સરણી ઉપર 'લગ્ન'ના ક્ષેત્રનો પ્રયોગ શરૂ કરી, તમામ સ્ત્રી પુરુષોના વ્યક્તિત્ત્વના વિકાસને તે રૂંધી નાંખનાર ન બને, પણ તે વિકાસને પ્રોત્સાહક બને તેવી રચના કરવી પડશે. અર્થાત્ જૂની માન્યતાઓની સાથે જૂના ઘાટ પણ બદલી, નવી માન્યતાઓના આધારે તેના નવા ઘાટ ઘડવાની આપણી તૈયારી હોવી જોઇશે. આ તૈયારી માટેની ભૂમિકા રચવાનું કામ અત્યારથી જ આરંભવાની જરૂર છે. ભૂમિકા તૈયાર કરવી એ કપરું કામ છે, અને તે કપરું કામ પાર ઉતારવાની બધી જવાબદારી નૌજવાનોને જ શિરે છે. જો નૌજવાન એ જવાબદારીની અવગણના કરશે તે વર્તમાન અને ભવિષ્યના સમાજને દગો દેનાર મનાશે. એ કલંક આપણે કપાળે ન ચોંટે તેવી ધગશ, સ્વતંત્રતા મેળવવાની લાગણીથી સળગી રહેલાં પ્રત્યેક યુવક–યુવતિના હૈડે ચેતવી જોઇએ.

# ગુરૂનો રાફડો ફાટયો



(ગઝલ)

અહો ગુજરાતમાં આજે ગુરૂનો રાફડો ફાટયો,
પ્રપંચી પેટના કાજે ગુરૂનો રાફડો ફાટયો.

લગાવી ભસ્મને માળા બને છે એશ રૂપાળા;
ફરે જ્યાં ત્યાં પૂજાવાને ગુરૂનો રાફડો ફાટયો.

ન જાણે શાસ્ત્રના મર્મો ન જાણે ધર્મના કર્મો;
મથે જ્ઞાની ગણાવાને ગુરૂનો રાફડો ફાટયો.

નમાલી વારતા, ગાથા, કથાને કીર્તનો ગાના;
જનો ભોળા ભમાવાને ગુરૂનો રાફડો ફાટયો.

ફક્ત બસ કાનને ફુંકે તરત ચેલા બની ચુકે;
ન આપે જ્ઞાન કંઈપણ તે ગુરૂનો રાફડો ફાટયો.

તમાકુ–ભાંગ પીનારા વ્યસનમાં ચૂર રે'નારા;
ન નીતિ ધર્મ જોનારા ગુરૂનો રાફડો ફાટયો.

ન કાંઈ હિ જ્ઞાન દેનારા પરંતુ દ્રવ્ય હરનારા;
ભૂમિને ભાર કરનારા ગુરૂનો રાફડો ફાટયો.

હરિશંકર કહે આવા અભણ–સાધુ અભણ બાવા;
મફતનો માલ ઉડાવા ગુરૂનો રાફડો ફાટયો.

હરિશંકર વિદ્યાર્થી.

# વાણી અને વિચારસ્વાતંત્ર્ય

: લેખક :
ભાવચંદ માવજી વડેરા, બી. એ,

આવતા યુગના નવસર્જકો અત્યારે કલાકારની માફક સંસ્કૃતિવિધાનનાં સાધનો એકત્ર કરવા માંડ્યાં છે. પ્રજાનું માનસ ઝીલી શકે તેવી ભાવના રમી કાઢવી, પ્રજાનું જીવન સાંકી શકે તેવો સંસ્કૃતિક્રમ યોજી કાઢવો, અને પ્રજાજીવનની અંદર જ રહેલા કોઇ સનાતન ધબકતા તત્ત્વ પર આખા નવયુગનું બંધારણ ગોઠવી દેવું; એ માટે આજનો યુવાન તૈયાર થઇ રહ્યો છે. એના સર્જનનાં કોડ વિશ્વવ્યાપી છે.

એ સાધનોમાં શક્તિ માગે છે, શ્રદ્ધા માગે છે, સ્વાતંત્ર્ય માગે છે. યુવકનાં જૂથનાં જૂથ અત્યારે વાણીસ્વાતંત્ર્યની લડતો લડી રહ્યા છે. જ્યાં ઇશ્વર ને ધર્મથી માંડીને સરકાર દરબારનો સાત રૂપીઆનો સીપાહી પણ બીક ઉત્પન્ન કરી શકતો હોય, ત્યાં કોઇની પણ પરવા કે બ્હીક રાખ્યા વિના, પોતાના મંથનો ને આકાંક્ષાઓ, પ્રબલ જાહેર કરવા, કે જાહેર કરવાનો હક્ક સાબીત કરવો, એ ઉત્ક્રાન્તિનો પહેલો ક્રમ છે. યૌવનની જ્વાળાઓ આદિત્ય બની બ્હાર આવે, અને આખી માનવજાતને કોઇ અદ્ભુત પલટો આપે, એ એક વાત: પણ આ વાણી સ્વાતંત્ર્ય, જેને બીજી રચનાત્મક બાહ્ય પ્રવૃત્તિ કરવી છે, તેને માટે પણ ખુબ મહત્ત્વની ચીજ છે. વાણી એ મનુષ્યની લાગણી, વિચારો વ્યક્ત કરવાને માટે જ સર્જાઇ છે. લાગણીને રોધીને માત્ર શબ્દો જ ઉચ્ચારવા હોય, વિચારોને રૂંધાવી માત્ર પાઠ જ ભણ્યા કરવાના હોય, તો વાણીના અસ્તિત્વ કે ઉદ્ભવનું એક મહાન્ કારણ નાશ પામે છે. જે શબ્દોની પાછળ પ્રાણ નથી, કે વ્યક્તિત્વનો આવેશ નથી, તે શબ્દો માત્ર હવાનાં આંદોલનો સિવાય બીજું કંઇ જ નથી.

પણ વાણીસ્વાતંત્ર્યની આ એક ભાવના જ યુવક પ્રવૃત્તિનું સર્વસ્વ ન થઇ પડે તે પણ સંભાળવાનું છે. શક્તિ કે સંસ્કાર જે કાર્ય સૂચવે, તે કરી નાખવાની તેમાં તો માત્ર આગાહી જ છે. એથી માત્ર સ્થૂળ બંધનો જ તૂટે છે. આપણા યુવાનોને તો એથી યે વધુ મહત્ત્વનાં સૂક્ષ્મ, અને આખા માનસમાં ગમે ત્યાં યથેચ્છ સ્થાન લઇ બેઠેલા વિચારબંધનોને પણ તોડવાનાં છે. આર્ય સંસ્કૃતિના વ્યાપકતાના મોહે વ્યક્તિજીવનને એટલું બધું ગુંગળાવી બેહાલ કરી નાખ્યું છે કે, તેને માટે ક્યાંઇ પણ ઉલ્લાસભેર રમત કરવાની જગ્યા રહી નથી. વ્યક્તિવાદ મર્યાદા મુકી દે છે, ત્યારે સમાજશાસન તેનો પ્રતિકાર કરવા ઉભું થાય છે, આજના હિંદુ સંસારજીવનમાં, આ સમાજશાસનની સર્વત્રવ્યાપી સત્તાએ માઝા મૂકી છે, માટે વ્યક્તિવાદે માથું ઉંચું કરી, એનું પોતાનું સંભાળવું ઘટે છે. કોઇ પણ ઉજ્જવળ સિદ્ધાંતને—અતિશય લાગણીભર્યું સ્વરૂપ આપો. એને મનુષ્યત્વથી, વિચારશક્તિથી દૂર કરી, સ્વયંસિદ્ધ—પ્રકૃતિનિયમ તરીકે મૂકો, એને સર્વત્ર પૂજો, એને ગમે ત્યાં અનુસરો અને પરિણામે માણસજીવનની સ્વાભાવિક ચંચળતા ને હર્ષ–શોક હણાઇ, માત્ર નિષ્ક્રિયતા ને યંત્રવત્તા જ આવી જશે; મનુષ્યના જીવનનું ખૂન જ થશે.

ધર્મભાવનાની અતિશયતાથી, ઉગ્રતાથી, સમાજ જીવનમાં સ્વસ્થતા ને શાંતિ લાવવા ઇચ્છનારા આપણા સંસ્કૃતિ વિધાયકો જો અત્યારની અવસ્થા કલ્પી શક્યા હોત, તો તેઓ જરૂર કમકમી ઉઠયા હોત. કેમ કેમ પવિત્ર વસ્તુઓ અથડાયા કરે છે; ગમે તેવી હલકી ને ક્ષણિક અવસ્થામાં સનાતન, સ્વયંભુ ને જીવનનાં હેતુરૂપ ગણાતો ધર્મ ડોકીયું કાઢી ઉભો રહે છે; ગમે તે કૃતિ પાપ કે પૂણ્યનાં માણસજાતને બેવકુફ બનાવી રહેલા માપથી માપી નખાય છે; અને ગમે તે જીવનને સ્વર્ગ કે નર્કના અધિકારમાં અતિશય જડતાથી વ્હેંચી શકાય છે. જીવનને ખાતર જીવનનાં સુખને ખાતર સર્જાયેલાં ધર્મ ને ઇશ્વર. જીવનને અને સુખને છુંદી નાખી. સૃષ્ટીનું સર્વસ્વ બની બેઠાં છે. સંસ્કૃતિ એ કલા છે, એ મનુષ્ય જીવનની પ્રકૃતિ નથી; એ મનુષ્યે હાથે સર્જેલ બળ છે. મનુષ્ય એના પર મગરૂર બની સૃષ્ટીનાં સત્ત્વો પર સામ્રાજ્ય ભોગવી શકે છે. એની પાછળ સ્વચ્છ હેતુ છે. છતાં એના ઇતિહાસની પાછળ નજર નાખવાની કોઇ હીંમત કરતું નથી. માણસને પશુ મટાવી દેવા માટે સર્જાયેલું આ ભાવના બળ, અનેક યુગોના પ્રયત્ન પછી પણું મનુષ્યની પશુતા પર જરાય અંકુશ મૂકી કે એનો એક અંશ પણ ટાળી શક્યું નથી. ઉલ્ટો એને સાચવવાના ઝનૂનમાં મધ્યયુગનો મનુષ્ય વિકાળ બન્યો છે, અને પશુ કરતાં પણ હીંણું જીવન જીવી ગયો છે. આને માટે માણસ શી રીતે મગરૂર થાય?

આનું કારણ એ છે કે એના મૂળમાં સડો છે. ક્ષણભર જીવે, ઉછળે ને પછી સદાકાળ મરી જાય તેવી ક્ષુલ્લક લાગણીનાં જોર પર એ રચાઇ છે; અને માણસને એ પશુ જીવનનો મોહ એટલો બધો છે કે એ લાગણી મૂકી બુદ્ધિ પર જીવવા માટે જલ્દી તૈયાર નથી થતો. લાગણી ઉગ્ર બનતાં આખા જીવનને એણે ચોપાસથી સમેટી લીધું છે, અને આજનો માણસ જેના પર જીવે છે, તેવો કોઇ પણ સિધ્ધાન્ત એટલો શુધ્ધ નથી, કે જે બુદ્ધિપૂર્વકનાં પૃથક્કરણ આગળ ટકી શકે. માણસ જીવનની આ દિશા મુકી, બીજી વિરૂધ્ધની દિશા પકડે, તેનું નામ ક્રાન્તી.

એ ક્રાન્તી માટે બળ તૈયાર થઇ રહ્યું છે. એને આવકાર આપવા માટે એને જીવનનાં ગાઢ સંબંધી તરીકે સ્વીકારી લેવા માટે, જીવન, સંજોગો તૈયાર કરી રહ્યું છે. માણસ બકીકણુ ને ગુલાપ બનતો જાય, છતાં ધર્મ તેનું ગળું ચૂસ્યા જ કરે, તેવી દશા આવી ગઇ છે. વેચવા લેવાની દુકાનો જેવાં ધર્મસ્થાનો બનતાં જાય છે; અને કઢંગા જીવનવ્યવહારમાં માત્ર કોઇ ઇશ્વરની અણધારી કૃપા ઉતરી આવી ઉગારી લ્યે, એવી માત્ર નિષ્ફળ આશાથી જ રસ્તાનો કોઇ કંગાળ માણસ પણ આ દુકાનોમાં પરસેવાની કમાઇ ફેંકતો જાય છે. ધર્મનું સાચું સ્વરૂપ ખડું કરે તેવા કર અમાનુષી જીવન વ્યવહારો તેમાંથી નીકળતા જાય છે.

હજી તો વાસનાની એક ચીનગારી જ જલે છે; અને તે આવા ક્ષુદ્ર રસ્તે ઝબકયા કરે છે. એક ધુંધવાતો અકસ્માત થાય, અને ભયંકર દાવાનળ પ્રકટી ઉઠશે. માણસ સમજે કે હાથ જોડીને બેસી રહેવા કરતાં, હાથ ઉપાડી વાસનાને તૃપ્ત કરે તેવું પહેલું કાર્ય જ અતિ મહાન્ છે, તે દિવસથી ક્રાન્તી શરૂ થશે. પણ આ બધું અહીં શા માટે? એટલા જ માટે કે આવી વિચારક્રાન્તી પ્રથમ નહિં થાય

ત્યાં સુધી જીવન ક્રાન્તી થવી મુશ્કેલ છે, ને માટે વાણીસ્વાતંત્ર્ય સાથે જ વિચાર સ્વાતંત્ર્યની ભાવના પણ એટલીજ ઉગ્રતાથી પ્રકટવી જોઇએ.

યુગો થયાં ખુલ્લાં પડેલાં, આવાં મર્મ સ્થાનોને સ્પર્શી કોઇ જીવન પરવશ બનાવી જાય તે પહેલાં જ, લાગણીને ઉખેડીને ફેંકી દેવી; જેને મનુષ્યત્વ કહેતાં પણ શરમાઇએ તેવા ક્ષણભરનાં ઉભરા તરફ કોઇ દોરવે તે પહેલાં જ એ ઉભરાને ઉગતાં જ દાબી દે તેવી સબળ વિચારદશા ઉત્પન્ન કરવી, અને એ લાગણીને સાધન તરીકે વાપરીને આટલી મહાન બનાવનાર ધર્મ કે સંસ્કૃતિને નામે કંઇ પણ કરવાની ચોક્ખી અનિચ્છા; અંતરાત્માના અવાજ કે ઇશ્વરી પ્રેરણાના સાકર જેવા શબ્દ પ્રયોગોથી સંસ્કૃતિની રગેરગમાં ઝેર ઉતારનાર સર્વ પ્રવૃત્તિનું એક સરખું છેદન; માત્ર બુદ્ધિની વેધકતાને પાર કરી શુધ્ધ કાંચન સમ તપે તે જ સિધ્ધાન્તનો સ્વીકાર; આટલા વિચાર નિયમો કોઇ પણ વાણી નિયમોની સાથે યુવાનોએ પાળવા જ પડશે.

બુધ્ધિ એ મનુષ્યત્વ છે; લાગણી નહિ; વેધક વિચાર શકિતએ અભ્યાસને પૃથક્કરણથી તારવેલા સિદ્ધાંતો સત્ય છે, જન્માન્તર થયાં જુદા જુદા પડ ચડેલી અબોલ વાસના—કે જે અંતરાત્મના અવાજ તરીકે ઓળખાય છે તે નહિં. અંતરાત્માનો અવાજ તે તો ગઇ સંસ્કૃતિના સિધ્ધાંતનો વારસો છે. નવ સંસ્કૃતિમાં પ્રવેશતી માનવજાતિએ અંતરના અવાજની વિરૂધ્ધ વર્તતાં શીખવું પડશે. અને પ્રબળ મનુષ્ય સત્તાની પાસે એ અંતરના અવાજને નમ્યા વિના છુટકો જ નથી. એ સિવાય અંતરનો અવાજ ફરી નવા સિધ્ધાંતો લઇ, ઉભો થઇ, પાછું વ્યકિતજીવનને એટલુંજ રૂંધી નાખે, એવો પ્રસંગ આપણે નથી આવવા દેવાનો. દરેક મનુષ્ય માનવશ્રેષ્ટ બને,–પ્રતિભા સંપન્ન બને,–સ્વાધીન વ્યકિતજીવનને વિકસાવે, તે આવતા યુગનો આદર્શ છે.

વાણી સ્વતંત્ર બને, અને વિચારો એટલા જ પરાધીન રહે, તો એ નવસર્જકની મહત્ત્વાકાંક્ષા અંદરને અંદર ગુંગળાઇ મરી જશે. યુવાન જો જુનું તોડી નવું નહિં રચી શકે, તો એ પોતે જ ચડેલા ઝનૂનથી તૂટી પડતાં બાકી રહેલા જૂનાંને બથાવી પડશે. એ પોતે સુરતમાં સુરત પુરાતન વાદી થઇ પડશે. આપણા વિચાર કે સંસ્કાર પર અનેક યુગોથી આવી ચડેલા, ઐતિહાસીક ગૌરવની સ્વપ્ના જેવી કલ્પનાના પડો હજુ એમને એમ રહેશે, તો પરિણામે વાણીસ્વાતંત્ર્ય એ નબળા માણસની શ્રાપવાસના જેટલું જ દયા ભર્યું ને નિરર્થક થશે.

મનુષ્ય જીવનનો આંક ફરીથી માંડો; અને માનવ સંસ્કૃતિને ફરી એકડેએકથી શરૂ કરો. અનેક યુગોનાં જીવન પછી પણ માણસ એટલો જ અજ્ઞાન–જુલ્મી બ્હીકણ ને નિર્માલ્ય રહ્યા છે. જીવન એટલું જ અગમ્ય રહ્યું છે. સંસાર એટલો જ અવ્યવસ્થીત રહ્યો છે. પુરાણા પ્રયોગો ઝેરી નીવડ્યા છતાં એની આવશ્યકતા કરતાંએ એ વધુ ઉંડે જાય છે. છતાં એની પ્રાથમીક મહત્તા હજુ ભૂલાઇ નથી; કારણ કે મનુષ્યત્વની જે શકિત પર તે નભે છે, તેને મનુષ્યે પોતે જ બુધ્ધિવાદની મર્યાદા બ્હાર કાઢી નાખી છે. આપણે આ બધું જ તોડી નાખીએ, અને ફરી વિચાર કરી, મનુષ્યની ભયની લાગણી હરતા, તેની કોઇ ખીલી અદ્‌ભૂત માનવતાને સ્પર્શે તેવી સંસ્કૃતિ ઘડી કાઢીએ.

# દેશભક્ત

[ નાટક ]

: લેખક :

શ્રી. યશવંત પંડ્યા

પાત્રો :

| | |
|---|---|
| સુરસાગર | નિખિલ |
| નન્દનન્દન | અવિનાશ |
| સ્વયંસેવકો | પોલિસ |



અંક ૧

ચિત્ર ૨

[ દેશભક્ત નન્દનન્દન પોતાની બેઠકમાં બેઠા છે. અડખે, પડખે ને આંખ સામે મળીને લગભગ ૮–૧૦–૧૨ છાપાં ને ચોપાનિયાં પડ્યાં છે. બબ્બે ચચ્ચાર મીનીટે એક કેંદીને બીજું ઉપાડે છે. ટૂંકમાં કોઇનું મથાળું, કોઇની જાહેર ખબર, તો કોઇનાં કેવળ ચિત્રો જોઇ જતા હશે એમ સહેજે અનુમાન થાય. છતાં કોઇકનાં 'જોઇએ છે' વાંચતા હોય તો ય કહેવાય નહિં: કારણ ક્યારેક તો એઓ વાંચનમાં એકચિત્ત પણ જણાય છે.

આવી એક પળે નિખિલ દાખલ થાય છે. રોજનો નિખિલ તે આજનો નિખિલ નહિ એમ ખુલ્લું વર્તાઈ આવે છે.]

**ન:** (સામા જતાં) પધારો, દાક્તર સાહેબ. મારો કાગળ—એટલે કે માણસ—મળેલો કે?

**નિ:** (હસીને બેઠક લેતાં) હાજી. આપ જેવાને મારી શી જરૂર પડી?

**ન:** વાહ! કેવું અપમાન કરો છો? અમારે તો સૌનો ખપ પડે. પછી સૌને જેનો ખપ પડે એવા દાક્તરોથી તો દૂર ક્યાંથી રહી શકાય?

**નિ:** (વક્રોક્તિને મનમાં વખાણી) હાજી. તમારે શરીર રહ્યું એક: ને કામનો બોજો રહ્યો હજાર જણનો. પછી તબિયત ક્યાંથી કહ્યું કરે?

**ન:** (પ્રશંસાથી) હવે સમજ્યા, મારા સાહેબ. દરેક હિંદી જો પોતાની ફરજ પોતે બજાવે તો સ્વરાજ્ય આપણને શોધતું આવે! અરે! સૂર્યોદય સાથે એટલી પ્રતિજ્ઞા અમલમાં આવે તો સૂર્યાસ્ત પહેલાં એની સિદ્ધિ ભોગવાય. શું કહો છો; મારા નામવર?

[નિખિલ હોઠ બગાડે છે.]

**ન:** કેમ?—માનનાં મન અચકાય છે?

**નિ:** ના. માત્ર તમારા જેવાની દયા આવે છે.—આવાં સ્વપ્નાંથી ક્યાં સુધી છેતરાયા કરવું છે?—ને ક્યાં લગી છેતર્યાં કરવા છે?

[નન્દનન્દન આઘાત અનુભવ્યાનો અભિનય કરે છે.]

**ન:** હેં? શું બોલ્યા, મારા મહેરબાન?

**નિ:** (બેશરમ હાસ્ય સાથે) તમે સાંભળ્યું હોય એથી જૂદું હું કશું બોલ્યો નથી.

[નન્દનન્દનને આશ્ચર્ય થાય છે. નિખિલ અંદરના ખીસાને બહારથી સંભાળે છે.]

**ન:** (વાત ફેરવવા) ગજવાં સમાલો છો તે રસ્તામાં કાંઇ પડી તો નથી ગયું ને?

**નિ:** ના રે ના. ઉલ્ટું, કશુંક જડે છે.

[નન્દનન્દનનું દિલ હડે છે.]

**નિ:** મેં શું કહ્યું; તે તમારાથી જલ્દી સમજાય એવું નથી. (સમજાવતો હોય તેમ) કાલે મારા પર એક પત્ર આવેલો. ત્યારે તમે ખૂબ સાંભર્યા હતા.

[નન્દનન્દન બાવા બને છે.]

**નિ:** એટલે આજે તમે મને બોલાવ્યો ન હોત તો ય મારે આવવું પડત.

**ન:** (મનમાં) આને થયું છે શું? બોલે છે કે બબડે છે?—આનાથી શું શુક્કવાર વળશે?

**નિ:** પણ પહેલાં પહેલી વાત પતાવી લઇએ. આપણે સ્વરાજ્યનાં સ્વપ્નાંની વાત વીંખતા હતા, ખરૂં?

**ન:** હા, બરાબર; તે જ.

**નિ:** હું, ખરૂં કહું છું કે તમે એમાં છેતરાઓ છો ને છેતરો છો. (જોરથી) હિંદુસ્થાન એક બાપનો પરીવાર નથી.

**ન:** એમ કેમ કહો છો? હિન્દુ, મુસલમાન, પારસી, ફીરંગી એ સૌ પહેલે પગથીએ તો હિન્દી જ છે ને? ઉપરાંત પ્રભુને પ્રથમ પુરૂષ તારિકે સ્વીકારીએ તો પછી આપણે બધા એક જ છીએ ને?

**નિ:** (હસી કાઢી) આ તો તમે ક્યાંકથી ગોખ્યું લાગે છે. ઘણા કંગાલ કવિઓ આવું અર્થ વગરનું ચીતરી ગયા છે. એઓ તો અડધા દિવાના હોય છે.

**ન:** તમે તે...

**નિ:** મારૂં પરૂં સાંભળો તો ખરા? પછી તમારે પૂજવાપણું નહિં રહે. (ડૉક્ટર મટી, બૅરીસ્ટર બની) સૌ પ્રભુનાં હોય તો તો આપણી સરકાર પણ એની જ છે. ભલે એ મજા માણે. ઇશ્વરે એમની

તરફેણમાં વીલ બનાવ્યું હશે તો...?

[નન્દનન્દનને કશું કહેવાનું નથી.]

**નિ:** નન્દનજી, ભરતખંડ એક પચરંગી પ્રદેશ છે. એનો ઇતિહાસ લાંબો છે: એની ભૂગોળ પહોળી છે. એનું ભાગ્ય સવારથી સાંજ વચ્ચે ઉલટાવાનો ઉચ્ચાર સરખો કરવો એ ફક્ત રાક્ષસી વર્તણુક નથી, પરંતુ વિશેષે કરીને માત્ર આત્મશ્લાઘાની અવધિ છે. (થોડું રહી) વચનભંગને તમે જેવું તેવું પાપ સમજો છો?

**ન:** વચન ને શરત તો સાથે સાથે હોય ને? શરત સચવાય તો વચન પળાય.

**નિ:** (બેધડક ડોકું હલાવી) શરતો જુગારીને હોય. તમે સૌ એવા છો?

**ન:** (અજાણ્યા માફક) ના. કોણે કહ્યું?

**નિ:** ત્યારે એવી અપ્સરા જેવી લાંચ શું જોઇને ધરો છો? આ દેશને શું પરીઓનો મુલક ધાર્યો છે?

[નન્દનન્દન આઇસક્રીમ બને છે.]

**નિ:** (હસતાં જતાં) નન્દનજી, લપ પડતી મુકીએ. જે આપણે લેવું નથી—ભોગવવાની તો વાત કેવી?—એની પાછળ ઝાઝી માથાફોડ શી?

[નન્દનન્દન અંતરમાં હાશ પામે છે.]

**ન:** (સમયસૂચક ચાતુર્યથી) પણ આજે આપ આવ્યા ત્યારના ગરમાગરમ કેમ જણાઓ છો? (રસિક હાસ્યથી) કાંઇ આફત તો નથી આવી પડી ને?

[નિખિલ નન્દનન્દન સામી નજર તાકે છે]

**ન:** (સુક્કા ગાંભીર્યથી) તમને આમાં પણ માઠું લાગ્યું? તો આ વાત પણ જવા દઇએ. (જરા મુંઝવણ પછી) તમે પેલા પત્રનું શું કહેતા હતા?

**નિ:** (ચીડમાં પગ પછાડી) વળી એને સંભાર્યો?

**ન:** (શબ્દો પાછા ખેંચતા હોય તેમ) તો તમે જ નવો વિષય છેડો.

[થોડુંક મૌન ચાલે છે, દરમિયાન બન્ને એકમેક સામું છાનુંછૂપું જોયા કરે છે.]

**નિ:** શ્રીયુત, બીજું બધું ઘેર ગયું, જેને માટે તમે મને બોલાવ્યો હતો તે પહેલું પતાવીએ, બોલો; તમારે શરીરે કેમ છે? તમને વરતાય છે શું?

**ન:** (મોં બગાડી) એક તો સાજા નહિં: ને એમાં વળી તબિયત નરમ.

**નિ:** પણ ખાસ કશું?

**ન:** ખાસ કશું નહિ: બાકી અશક્તિ બહુ.

**નિ:** (વિરોધાભાસથી કંટાળી) તો તો દ્રાક્ષાસવ લેજો ને?

**ન:** (મનમાં) કદાચ આમાંથી જોઇતી હકિકત ઉપર અવાશે. (પ્રકાશ) સાહેબ, દ્રાક્ષાસવ લેવાની મારી ના નથી. પ...ણ (જરા દૂરના કબાટમાંથી એક બાટલી ચીંધી) આ વધુ ઠીક નહિં?

**નિ:** (થોડું ચમક્યા પછી) અરે! ઉત્તમ. એક્શૉ એ દ્રાક્ષાસવનું જ અંગ્રેજી સ્વરૂપ છે ને? મને એમ કે તમને એનો બાધ હશે. બાકી મનમાં તો એ જ રમતું - હતું.

**ન:** (મનમાં) હવે વાંધો નથી. (પ્રકાશ) દાક્તર સાહેબ, શરીર પહેલું. એ હશે તો દેશની વેઠ થશે.

**નિ:** (એકમત માફક) ખોટું નથી.

**ન:** (મનમાં) લાગ ચૂકવા જેવો નથી. (પ્રકાશ) ભાઇ નિખિલરાય, કહેવું એ તો ખોટું: પણ મારે પ્રવૃત્તિઓ પારાવાર રહે છે.



**નન્દનન્દન :** સાહેબ, દ્રાક્ષાસવ લેવાની મારી ના નથી. પ...ણ,
**નિખિલ :** અરે! ઉત્તમ. એક્સો એ દ્રાક્ષાસવનું જ અંગ્રેજી સ્વરૂપ છે.

**નિ:** અંહ. આમાં તમે ખોટું શું બોલ્યા? સઘળું સાચું વર્ણન છે. (ટોળથી) આખા ગામની એ ફરિયાદ છે.

**ન:** (જરા જેરું હસી) એટલે ઘણી વાર એવું બને છે કે મુસાફરી કરતા હું થાકીને લોથ થઇ જાઉં છું તેવે ટાણે (ફરી આટલી બતાવી) આના પાંચથી માંડીને પાંચસો ટીપાં અજબ સ્ફૂર્તિમાં આણી દે છે.

**નિ:** હું ધારું છું ત્યાં સુધી તો અનેકનો એવો અભિપ્રાય ને એવો જ અનુભવ હોય છે.

**ન:** (ખુશમિજાજથી) તમે તારવ્યું તે સો ટકા સાચું. (સિધ્ધાંત જેમ) સાચું પૂછો તો રખડપટ્ટી અંગે, આ ટીપાંની મને વ્યસન જેટલી અનિવાર્ય આદત પડી ગઇ છે.

[નિખિલ તીરછી નજર મારે છે.],

**ન:** (એથી ઉમંગ પામી) સાહેબ, સેવક તો ત્યાં સુધીનો માનનારો રહ્યો કે તબિયત ખાતર દેશવટો ભોગવવો પડે તો તેમ પણ કરવું: જ્યાં બીજો ઇલાજ જ નહિં ત્યાં મમત કરીને કામ શું?

**નિ:** એમ જ, એટલું કરો તો તો શરીર રાતી રાણ જેવું બને.

[આવી અણધારી સતત સંમતિથી નન્દનન્દન જરા પાછા પડે છેઃ જો કે એમનો ઉલ્લાસ તો ઉછાળા મારે છે]

**ન:** પણ મારા મહેરબાન, મારી થાક તો પુષ્કળ લાંબી છે. અને આજ ને આજ નક્કી થાય એવી સાદી પણ નથી. હવે તમે તમારૂં કામ તો કહો. (હસવાની મહેનત કરતાં) એવું તે શું ફૂટી નીકળ્યું છે કે જેને વાસ્તે તમારે અહીં પધારવું પડત?

**નિ:** (બીનજવાબદારીથી) ગરજનો માર્યો ઉંટ ઉકરડે પણ જાય.

**ન:** (ચાલુ હાસ્યે) જતો હશે. એમાં આપણે શું કરીએ?

**નિ:** (અણધારી ગંભીરતાથી) ન જવા દઇએ.

**ન:** (ઉતરેલ ચહેરે) તમે વ્યંગમાં ન બોલ્યા કરો. મને તે કાંઇ કવિ કે લેખક, કે ફિલ્સુફ ધારો છો?

[નિન્દનન્દનની નિખાલસતાથી નિખિલમાં ટીખળ જન્મે છે.]

**નિ:** (સ્થિર નજરે) ખરૂં પૂછો તો હું તો તમારા સાથ લડવા આવવાનો હતો. છો તૈયાર?

**ન:** (તુરત) ના રે ભાઇ! ના. મારાથી લડાયે નહિઃ ને તમને લડવા દેવાય પણ નહિં.

**નિ:** હું કાંઇ કુસ્તીનું નથી કહેતો.

**ન:** તો પછી?

**નિ:** તમને લગીર ઠપકો આપવાની ફરજ મારે શીરે આવી પડી છે.

**ન:** કાંઇ કારણસર?—કે માત્ર શોખની ખાતર?

**નિ:** (ગરમીથી) કારણ વિના તો કુતરાં ભસતાં પણ નથી.

**ન:** (ઉકળી જઇ) પણ ત્યારે છે શું?

**નિ:** (અવાજ ઓછો કરી) સંભાળથી સાંભળજો. દેશ દાઝને નામે કેટલી અંધાધુંધી, કેટલી બરબાદી થઇ રહી છે; એનો તમને ખ્યાલ સરખો છે?

**ન:** (વીચારમાં માથું હલાવતાં) ના.

**નિ:** (કમાન છટકતાં) ક્યાંથી હોય? અનાચારને અત્યાચાર થતા હશે તો તે અટકાવવાની પણ કોને નવરાશ છે? મને તો હવે ચોક્કસ થઇ ગયું છે કે જેને કામ કરવું નથી ને રોટલો રળવો છે, ઉંઘ્યા કરવું છે ને જાગ્રતીની નોબત ગગડાવવી છે, પારકાને જર્તિ કરવાં છે ને પોતાને કીર્તિ પામવી છે એને આ ધંધો સુંદર રીતે સદે એમ છે.

[નન્દનન્દનનું મગજ ધુંઆં પુંઆં થાય છે. છતાં—]

**ન:** (જરાકે ગુસ્સા વિના) પણ તમે મળ વાત કહેતા નથીઃ ને નકામનાં સનાતન સત્યો તે શા મેળનાં ઢોળી નાંખો છો?

**નિ:** (ફૂંફાડા જેમ) એ વાત નથીઃ વિતક છે.

**ન:** (ચીડવવા, સલાહ જેમ) તો જરા કરૂણ રસની છાંટ સાથે કહેવા લાગો.

**નિ:** (હાથ પછાડી) શું બોલું, નન્દનજી? મારામાં તો રૌદ્ર રસ ભભુકે છે. (મૂઠ્ઠી પીસી) એ જો અત્યારે હાથમાં આવે તો એની સુસ્તી બગાડી નાંખું.

**ન:** (ખડખડ હસી) પણ કોની?

**નિ:** (ભાનમાં આવ્યા પછી) એજ કહેવું રહી ગયું છે, કેમ? (ગળે હાથ લઇ જઇ) સાંભળો.

[નન્દનન્દનને સાંભળવાની તૈયારી કરવી પડે છે.]

**નિ:** એક જુવાન છે.

**ન:** (હોંકારો પૂરતા) હંઅ.

**નિ:** એને માબાપ છે, સ્ત્રી છે, છૈયાં છોકરાં છે.

**ન:** (મનમાં) વાર્તા કહેવા બેઠા છે?

નિ: ભણવું છોડી દીધું છે: રળવું શરૂ નથી કર્યું.

ન: (હામ લાવી) ત્યારે એ કરે છે શું?

નિ: (પગ પછાડી, ખુરસીમાં પડતાં) દેશભક્તિ!

ન: (પાછાં હટી) હેં એં?

નિ: હા. પત્ની, કુટુંબ, જ્ઞાતિ, ગામ, પ્રાંતઃ બધું ભૂલીને, સર્વસ્વ તરછોડીને એને આ અળવીતરું સુઝ્યું છે.

ન: (આશ્ચર્યને અશ્રદ્ધાથી) સાચું કહો છો, દાક્તર?

નિ: (સખ્ત ચીડમાં) ત્યારે શું કલ્પના ભોમમાં દોડ દોડ કરું છું?

ન: (નમ્ર રહી) પણ એવું તે કોણ હોય?

નિ: (કડકાઈથી) ઢોંગ ન કરશો, મારા રાજ્યમાન, તમારા લોકનાં સવળાં કાવત્રાં મને સર સુરસાગરે એકદા વર્ણવ્યાં હતાં. ત્યારે હું માનતો નહોતોઃ હવે શંકાને સ્થાન નથી.

ન: (ઉંચા થઈ) એટલે, સાહેબ?

નિ: કાલે જ મને પત્ર મારફત વર્તમાન મળ્યા કે એ શાહુકાર તો તમારી સાથે, આપ નામદારની સેવામાં ધૂમે છે!

ન: (છાતીપર આંગળાં મૂકી) મારી?

નિ: બીજા કોઈની નહિં. કહો; તમારી કને સ્વયંસેવકો કેટલા છે?—ખાનગી ખાતે.

ન: (દિલમાં થડકતા) હશે—બે, ચાર, આઠ.

નિ: કોઈ અવિનાશ કરીને છે ખરો?

ન: (તીખી, નીચી નજરે) છે.

નિ: ત્યારે એ જ એ.

ન: (ઉંચું જોઈ) ન બને. એ તો કહેતા હતા કે એઓ ભણે છે, પરણ્યા જ નથી, રજાઓ પડી છે એટલે રાષ્ટ્રસેના-ની ધગશ ઉગી છે.

ન: એવું તો તમે પણ ઘણું—બને તેટલું બોલો છો, (વિનતિ માફક) પણ એટલું તો આપઅક્કલથી વિચારવું હતું કે વિશ્વમાં એવું કયું વિદ્યાલય છે કે જે વરસમાં બાર મહિના બંધ રહે છે?

ન: (આક્ષેપ અસહ્ય લાગતાં) નિખિલરાય, મને ક્ષમા આપજો. વકિલાત શીખ્યા છતાં, વાદવિવાદમાં હું તમારા જેટલો અડંગ નથી.

નિ: (લાગણીહીન સ્વરે) અને તો ય કંઈ કાળાં ધોળાં કરવાં નશીબે લખત હશે તે બીજા માફક તમે ય તે આ વેપારમાં જોડાયા!

ન: (ખરેખર ગુસ્સે થઈ) બીજા માફક! એથી તમે કહેવા શું માગો છો?

નિ: (ભાષણની છટાથી) તમે વિચારી જોશો તો તમને જરૂર જણાશે કે આ-પણા કહેવાતા દેશહિતેચ્છુઓના મોટા ભાગનું ઝનૂન એમના ગમે તે એકાદ દિશાના અસંતોષના આવેશમાંથી જન્મ્યું હોય છે. અને આવેશ એ વસ્તુ જ ધિક્કારપાત્ર છે. ક્યાંક અફળતા મળી, એટલે જ્યાં માર્ગ મળે ત્યાં, જોયા વગર ઝંપલાવવાનો કશો અર્થ નથી. વકિલાત ન ફાવી કે લ્યો દેશભક્તિ. દાક્તરી ન આવડી કે લ્યો દેશભક્તિ. મને સૌથી દાઝ તો એ ચડે છે કે જે વરને વહુ સાથે ન બન્યું, કે વહુને વર સંગે ન ગમ્યું તેઓ પણ આ મુક્તિફોજને આશરે આવી, વગર વિધિએ, છૂટાછેડા મેળવી લે છે!

[નન્દનન્દનની રગરગમાં ત્રાસ વ્યાપે છે]

ન: (તીવ્ર વિરોધથી) નિખિલરાય, આપના આરોપ સર્વત્ર સાચા નથી.

નિ: (ઝેરી નજરથી) એટલે શું ખોટા થઈ ગયા?—અન્દિરમાંનો એકજ વ્યભિચાર નરક ખડું કરવાને બસ નથી? (છભને નરમ બનાવી) પવિત્રતાનો પરવાનો હોય એવો દંભ કરો છો એટલે આટલું

કહેવું પડે છે.—વેસ્યા જેટલા બહાદુર બનો ને?—પછી કોઇ શબ્દ સરખો નહિં સંભળાવે!

**ન:** (અકથ્ય ગમગીનીથી) ડૉક્ટર નિખિલરાય, પ્રહાર બહુ થયા. હવે બસ કરો. ને મારી વાત સાંભળો.

**નિ:** (હાવકાં થઇ) ખુશીથી.

**ન:** થોડોક ખાનગી ઇતિહાસ કહેવાનો છે. તમારા ધંધાના ધર્મ મુજબ એને ખાનગી જ રાખજો.

**નિ:** કબુલ.

**ન:** અવિનાશ માટે હું દિલગીર છું તમારે એને પાછો ન લઇ જવો હોય તો પણ હું એને અહિં વધુ વાર સંઘરૂં એમ નથી.

**નિ:** પણ હું તો એને અત્યારે જ તેડી જવા માગું છું, તેનું કેમ?

**ન:** (સમજાવટથી) એટલાં અધીરાં થવાની શી જરૂર? ચાર માસ ચાલ્યા ગયા તે ચોવીસ કલાકમાં શું બગડી જવાનું છે? આવતી કાલે હું જાતે આવી તમારે ત્યાં પહોંચાડી જઇશ. (ગરજુ આંખે) તો પછી?

**નિ:** (દયાભાવે) ભલે; એમ કરજો.

**ન:** ને હવે હું કહું તે સાંભળો—જેને માટે મેં તમને બોલાવ્યા હતા.

**નિ:** (સહાનુભૂતિથી) બેલાશક.

**ન:** (ગજબ ગાંભીર્યથી) મારે હજુ જીવવું છે.

[નિખિલથી આછું સ્મિત થઇ જાય છે]

**ન:** (શરીર સામું જોયા કરતાં) પણ આ સ્થિતિમાં, આ દેશમાં એ બનવાજોગ જણાતું નથી. સૌ દૂર દેશાવરની સલાહ આપ્યા કરે છે.

**નિ:** ને અનેક અંશે એ સાચું છે.

**ન:** પણ આસપાસની જંજાળો ક્યાં જવા દે એમ છે?

**નિ:** (ચિંતાપર્વક) તો શું કરવા વિચાર છે?

**ન:** (ઉંડા વિચાર પછી) મુશ્કેલી લોકોને મનાવવાની છે. પણ એનો ઉપાય મેં શોધી કાઢયો છે. તમે નબળી, ગંભીર તબિયતનું પ્રમાણપત્ર આપો તો કામ સહેલું થાય એમ છે.

**નિ:** હું તો મને લાગશે એવું સર્ટિફિકેટ જરૂર જ આપીશ. તમે જાઓ એમાં. પણ મારી ના નથી. પણ ત્યાં એકલાં અનાથાશ્રમો નથી હોતાં એટલું ખ્યાલમાં રાખજો. પૈસાનું...

**ન:** એટલી પ્રભુકૃપા છે. મારે મારો વાંધો આવે એમ તો કદિ નહોતું.

**નિ:** (અવિશ્વાસ સંતાડી) તો પછી ક્યાં કોઇની મંજૂરી માગવાની રહે છે? કરો તૈયારી.

**ન:** (ઉમળકથી, મનમાં) ફાવ્યો. (ઉત્સાહથી પ્રકાશ) ત્યારે લખી આપો, સાહેબ. આપનો ઉપકાર સર્વદાં સંભારીશ.

[નન્દનન્દન કાગળ વગેરે એકઠું કરવા લાગે છે.]

**નિ:** (અદબ વાળી) પણ મને નાડ તો બતાવશો કે નહિ?

[જાણે વજ્રપાત થયો હોય એમ નન્દનન્દન સુમસામ બને છે. નિખિલ એ નીરખ્યા કરે છે.]

# વિશ્વની શાંતિનો મહાપ્રશ્ન

: પ્રયોજક :

હીરાલાલ જોશી બી. એ.

આંતરરાષ્ટ્રીય રાજકારણના અભ્યાસી પ્રોફેસર જે. ટી. શોટવેલના વિચારો ઉપરથી લખાયલો આ લેખ, જગતના રાજકારણમાં મૂખ્ય ચર્ચાનો વિષય થઇ પડેલા, જગતની શાંતીના અગત્યના પ્રશ્ન ઉપર નવો પ્રકાશ પાડે છે. કાફલાની થોડીક લડાયક નૌકાઓ ઘટાડવાથી, કે મોટી તોપોને બદલે નાની તોપો મક્વાથી જગતમાં શાંતિ સ્થપાશે એવું મનાવનારાઓની મનોદશા આથી સ્પષ્ટ થાય છે.

યુરોપીય જગત અત્યારે સકલ વિશ્વમાં શાંતિ સ્થાપવાની વાતો કરી રહ્યું છે. અમેરિકા તેમાં સાથ પુરાવે છે. વિગ્રહની ભાવનાને તેને પૃથ્વીનાં પડ નીચે દાટી દેવાના કોડ છે. આ કોડ કેટલે અંશે પુરા થશે તે તો ભાવીનો પડદો જ્યારે ઉપડશે ત્યારે જાણી શકાશે. પણ બ્રિટન અને અમેરિકાના એ કોડ પુરા નહિ થાય તેવી આગાહી અત્યારે તો સંજોગો ઉપરથી કરી શકાય છે અને એ આગાહી કેટલીક પ્રબળ દલીલોને આધારે સર્વાંશે જુદી પડે તેમ અત્યારે જરા યે લાગતું નથી. એ આગાહી એટલે અંતરનાં ઉંડાણમાંથી દાવપેચ ખેલવાનો અને ઉપર ઉપરથી શાંતિના હિમાયતી બનવાનો દંભ સેવતાં પશ્ચિમનાં રાજ્યોના કહેવાતા મનોરથોની નિષ્ફળતા. શસ્ત્ર નિવારણના પ્રશ્નનો ઉકેલ આણી યુરોપ અને અમેરિકાના સૂત્રધારોને જગતભરમાં વિગ્રહનાં દુંદીભીઓ વાગતાં સદાને માટે બંધ કરવાં છે. શાંતિનું સામ્રાજ્ય સ્થાપી જગતને વિકાસને પંથે મૂકવું છે. અત્યારે તો જે ગહન અને ગુંચવાડા ભર્યો શસ્ત્ર નિવારણનો પ્રશ્ન છણાઇ રહ્યો છે તે પ્રશ્ન વિગ્રહને નાબુદ કરવામાં કેટલે અંશે ઉપયોગી નીવડશે તે જ જોવાનું છે.

યુરોપના બીજાં રાજ્યોને કોરે મૂકતાં અત્યારે તો યુનાઇટેડ સ્ટેટસનો પ્રમુખ હુવર અને બ્રિટનનો વડો પ્રધાન રામ્સે મેકડોનાલ્ડ બન્ને દેશો વચ્ચે સુસંબંધ બાંધવાના પ્રયાસો કરી રહ્યા છે. કદાચને પ્રયાસો પાછળ સદ્‌વાંચ્છના પણ હોય છતાં આ જાતની વાટાઘાટોની એક પક્ષ બીજા પક્ષની શુભ નિષ્ઠામાં વિશ્વાસ રાખે તો જ ફત્તેહ મળી શકે છે અને એવો વિશ્વાસ હોય તેમ અત્યારે તો લાગે છે. આમ જ્યારે બન્ને પક્ષનો હેતુ એક જ છે અને સંજોગો પણ સાનુકૂળ છે તે છતાં યોજનાઓ પાર પાડવામાં ઢીલ શા કારણથી થાય છે તે સમજી શકાતું નથી.

ઉપલી શંકાનું નિવારણ અત્યારે ઉભા થયલા પ્રશ્નોનાં અંગો તપાસવાથી થઇ શકશે. તે પ્રશ્નોનો પ્રકાર અને તેનો નિવેડો આણવા માટે અખત્યાર થતી પદ્ધતિ જ

ઢીલ થવામાં કારણભૂત છે. રાજકારણના ચોકઠાંમાં જકડાએલાં એ પ્રશ્નો પાછળ તો ઇતિહાસના થર જામ્યા છે અને વિગ્રહ અને શાંતિના મુદ્દાઓ પર તેમનો નિવેડો લાવવાનો છે. આ નિવેડો લાવવા માટે જે પધ્ધતિ અખત્યાર થાય છે તે કેવળ નવી અને કસોટીએ ચઢ્યા વિનાની હોઇ છેવટે તે ફળીભૂત થશે કે કેમ તે વિષે શંકા રહે છે. અને તેથી તે પ્રશ્નનું આંતરિક રહસ્ય સમજવા બંને દેશોની પ્રજા અતિ ઉત્સુક છે.

વળી શસ્ત્ર નિવારણનો આ પ્રશ્ન કેટલાક ધારે છે તેટલો સરળ નથી. ભલે તે અનર્થનું મૂળ હોય પરંતુ કેટલીકવાર તો આવી વસ્તુ પણ આવકારદાયક હોય છે. જગતમાં પુષ્કળ બદીઓ ઘર ઘાલી બેઠી છે. અને આમાંની કેટલીક એવી છે કે જેનો નાશ થતાં જગત્ શાંતિનો સ્વાદ અનુભવવા લાગે છે. જ્યારે કેટલીક એવી પણ છે કે જેના સમગ્ર નાશથી લાભને બદલે હાની થવાનો પણ સંભવ રહે છે. આમ અસ્ત્રશસ્ત્રો અને બીજી યુદ્ધ સામગ્રીઓને જો બદી કે અનર્થનાં મૂળ કહીએ તો તેને બીજી કોટીમાં મૂકી શકાય છે. યુધ્ધનાં સાધનો શાંતિ અને અશાંતિ બન્ને માટે છે. કેટલીક વખત આવાં સાધનો ભયનો સંચાર કરી શાંતિનો ધ્વંસ કરનારને તેમ કરતો અટકવાની ફરજ પાડે છે. જ્યારે ઘણી વખત આવાં સાધનોથી ઉન્મત્ત બનેલાઓ શાંતિના ઘાતક બની જગતને અશાંતિના સાગરમાં હડસેલી મૂકે છે. સ્વાતંત્ર્ય વાંછતા રાષ્ટ્રને માટે જેમ યુધ્ધ સામગ્રી આવકારદાયક છે તેમ તે જુલ્મ અને અત્યાચારનું કારણ પણ બને છે. રાષ્ટ્રની સલામતીનું તે સચોટ સાધન હોવા છતાં બીજા રાષ્ટ્રોની પ્રજાના-વિધ્વંસનું પણ તે એટલું જ સચોટ સાધન છે. આમ શસ્ત્ર નિવારણના સવાલને બે ભિન્ન ભિન્ન દ્રષ્ટિબિંદુઓથી તપાસવાનો છે. ન્યાયપુરઃસરના ઉપયોગથી જગત સુખ અનુભવે પરંતુ ઉગ્ર રાજનીતિનાં આક્રમણોને પોષવા માટે તે વપરાય તો જરૂર જગતને તે લોહીની નદીઓમાં નવરાવે. બ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સ અત્યારે તો આ અનર્થનાં મૂળ સાધનને પોષી રહ્યાં છે. નૌકાબળનો પ્રશ્ન તેમને મુંઝવે છે. તેમને તે પ્રશ્નનું નિવારણ કાઢવું છે. પરંતુ, ઉપલાં કારણોથી એટલું તો સ્પષ્ટ થશે કે તેઓ ધારતા હોય તેટલું આ કાર્ય સરળ નથી.

જે રાજનીતિએ લડાયક સરંજામને જન્મ આપ્યો તે રાજનીતિને જ સમૂળી ઉખેડી નાખ્યા વિના યુધ્ધનાં સાધનોનો ત્યાગ થઇ શકે તેમ નથી. જ્યાં ભયના ભણકારા વાગતા હોય ત્યાં સંરક્ષણનાં સાધનોની તો જરૂર રહે જ; અને જ્યાંસુધી સંરક્ષણની જરૂર છે ત્યાં સુધી દરેક દેશને પોતપોતાની જરૂરના પ્રમાણમાં લશ્કર અને દરિયાઇ કે જમીન પરનાં યુધ્ધનાં સાધનો તો નીભાવવાં જ પડશે. ફ્રાંસ કહે છે કે તોપોનાં માપના કે લડાયક બારકસોની સંખ્યા ન ધોરણે શસ્ત્ર નિવારણનો પ્રશ્ન છણવા કરતાં પ્રત્યેક દેશનાં રાજકારણનાં આંતિરીક તત્વોનો અભ્યાસ કરી એ અભ્યાસના ધોરણે ઉપલા પ્રશ્નનો ઉકેલ આણવો જોઇએ. ફ્રાંસનું કહેવું જેટલું સ્વાભાવિક છે તેટલું જ સત્યદર્શી પણ છે શસ્ત્ર નિવારણનો આંતરિક ઉદ્દેશ તો રાષ્ટ્રની સલામતી છે અને એ ઉદ્દેશ પર દ્રષ્ટી સ્થિર કર્યા વિના આ દિશામાં કંઇ થઇ શકે તેમ નથી.

દસ વર્ષ પહેલાંની વોશીંગ્ટન પરિષદ્ તરફ દ્રષ્ટિ ફેંકો. ઉપલા જ સિધ્ધાંતો ત્યાં પણ લાગુ પડ્યા હતા જંગી લડાયક બારકસો ઓછાં કરવાની અને આવાં બારકસો બાંધવામાં મૂકાએલી મર્યાદાની જાહેરાતથી તો રંગભૂમિના જેવો ક્ષણીક ખળભળાટ પ્રજામાં મચ્યો હતો. પરંતુ બ્રિટન અને અમેરિકાનાં નૌકાખાતાંને આ ન રૂચ્યું. દેશની જરૂરીયાતોની તેથી અવગણના થઇ હોય તેમ તેમને લાગ્યું. અને નૌકાબળની જમાવટની હોડ પાછી શરૂ થઇ. આવા ગૂઢ પ્રશ્નનું વાજબી નિરૂપણ ન થવાથી જ વોશીંગ્ટન પરિષદ પડી ભાંગી હતી. અત્યારે પણ આ પ્રશ્નનો ઉકેલ આણવા મથતા સૂત્રધારો ભલેને ગમે તેવાં સુંદર સ્વપ્નાં સેવી રહ્યા હશે પરતું આખરે તો તેમને નાસીપાસ થવું પડશે તેવું આંતરરાષ્ટ્રીય રાજકરણો જોતાં કહેવું પડે તેમ છે.

વોશીંગ્ટન પરિષદનાં પુનરાવર્તનમાં કંઇ લાભ નથી. લડાયક બારકસો ઘટાડવાની વાતો કર્યેથી કંઇ વળે તેમ નથી. આજની યુધ્ધ સામગ્રીમાં લડાયક બારકસો, ક્રુઝરો કે તોપોનો જ સમાવેશ થતો નથી. આથીયે વધુ ભયંકર વસ્તુ તો જુદી છે. આધુનિક લશ્કર કે નૌકાબળ કરતાં તો શાંતીના સમયમાં કારખાનાંઓમાં જે વસ્તુઓ બને છે તે વધુ ભયંકર છે. જે કારખાનાંઓ કુદરતનાં તત્વો ઝુંટવી લઇ ખોરાકની વસ્તુઓ સંઘરવામાં સહાયક બને છે તે જ કારખાનાંઓ સાંચાકામમાં થોડો ફેરફાર કરી જનતાનો નાશ કરનાર રસાયણો અને ઝેરી હવા ઉત્પન્ન કરી શકે છે. વ્યાપાર માટે ઉપયોગનાં વિમાનો પણ ઓછાં ભયરૂપ નથી. અને એ નજરે જોતાં તો વિજ્ઞાનને કુદરત પર વધુને વધુ અંકુશ જમાવતું જતું અટકાવવા જેવું લાગે છે.

યુધ્ધ સામગ્રી યુધ્ધના જ ઉપયોગ માટે હોય છે. હવે લડાઇ ફાટી નીકળતાં એક પ્રજા, દ્વંદ યુધ્ધમાં ઉતરનાર વ્યકિતની માફક જે જાતનાં હથિયારોનો સામી પ્રજા ઉપયોગ કરે તેવાં જ હથિયારોનો પોતે પણ ઉપયોગ કરશે નહિં. ઉદાહરણ તરીકે બ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સ વચ્ચે સાગરનાં સ્વામીત્વ માટે જંગ જામે તો જે લડાય થાય તે માત્ર દરિયા પરની જ થાય નહિં પરંતુ તે વખતે તો તેઓને એક બીજા પર જે રીતે અને જે સ્થળેથી આક્રમણ થઇ શકે તે રીતે અને તેવાં દરેક સાધનનો ઉપયોગ કરવો જ પડે.

દરેકે દરેક વ્યકિત આ વસ્તુસ્થિતિ સમજે છે પરંતુ કોઇ તેનો સ્ફોટ કરવા માગતું નથી. કેનેડા તરફ દ્રષ્ટીપાત કરતાં એટલું તો સમજાશે કે બ્રિટનની ક્રુઝરોની સંખ્યા સાથે તેને કંઇ લાગતું વળગતું નથી. તેના પર તો કોઇ પણ રીતે આક્રમણ થઇ શકે તેમ છે. બ્રિટન અને અમેરિકાની અત્યારની ભાંજગડમાં કેનેડાની સ્થિતિનો વિચાર ન થાય તો આ પ્રશ્નનો ઉકેલ અધૂરો જ રહ્યો ગણાય. આમ તમામ વસ્તુસ્થિતિનો ચોમેરથી અભ્યાસ કરતાં નૌકાબળ કે લશ્કરીબળના સવાલ જેવું કંઇ રહેતું નથી. કેમકે તે બધાંનો રાજકારણમાં સમાવેશ થઇ જાય છે. નૌકાખાતું કે તેના સંચાલકો લડાયક બારકસોની હિલચાલની કે તેમને સાંપડેલાં હથિયારોની યોજના ઘડીને યુધ્ધના ભયંકર રાહુને જન્મ આપતાં નથી. છેલ્લાં મહાયુધ્ધે એટલું તો શીખવ્યું છે કે પ્રજા પોતાની સલામતી જાળવી રાખવાના પ્રમાણમાં સજાવટ કરે છે એટલું જ નહિં પરંતુ વિજય અને

પરાજયની જોડે આર્થિક અને રાજદ્વારી બાબતોને પણ નિકટનો સંબંધ હોય છે; આથી રાજકારણ અને આર્થિક પરિસ્થિતિ પર જ લડાયક બળ જમા કરવાનો અને તેને ટકાવી રાખવાનો આધાર રહેલો છે.

આમ નૌકાબળના પ્રશ્નને ગમે તે રીતે જુઓ પરંતુ મૂળ વાત તો શાંતિના સમયમાં પ્રજાઓએ કરેલ સંગઠન અને કુદરત પર વિજય મેળવી બીજાઓને સંહારવાની શકિતના ક્રમશઃ થતા વિકાસમાં જ આવીને ઉભી રહે છે. આથી આ પ્રશ્નના ઉકેલનો સરસ અને આખરી ઉપાય તો કેલોગ-બ્રીઆં સુલેહમાં સૂચવ્યા પ્રમાણે રાષ્ટ્રોની રાજનીતિનાં સાધનરૂપ વિગ્રહનો સમૂળ નાશ કરવામાં રહેલો છે. એટલે કે જમીન, સમુદ્ર કે હવામાં લડાતી દરેક પ્રકારની લડાઇનું નામ નીશાન રહેવું જોઇએ નહિં. આમ થતાં વિજ્ઞાન એક બીજાનાં નાશનાં સાધનો ઉત્પન્ન કરવાને બદલે માનવજાતિનાં સુખ, સગવડ અને વિકાસનાં સાધનો તૈયાર કરશે તેની આપોઆપ ખાત્રી મળી જાય છે.

યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ હુવરે આ ખાત્રીની સત્યતા વિષે હરવખત પ્રશ્ન ઉઠાવ્યો છે. આથી એક દલીલ એવી પણ ઉઠે છે કે આવા પ્રશ્નથી 'નૌકાબળનાં નિવારણ માટેની પરિષદ નૌકાબળ પુરતી રહેશે નહિં, પરંતુ એ દલીલ જ પાંગળી છે. કેલોગ તહનામાની સંહારનાં સાધનો ન વિકસાવવાની ખાત્રીના પાયા તો વિશ્વાસની ભાવના પર રોપાયા છે, પરંતુ જેટલા પ્રમાણમાં પ્રજાઓ બીજી બધી વસ્તુઓ તરફ આંખ મીંચી માત્ર લડાયક બારકસો અને તોપોની વાતો કર્યાં કરે, તેટલા પ્રમાણમાં વિશ્વાસની ભાવનાનો નાશ જ થાય. અને નૌકાબળ પર જ એકલી દ્રષ્ટી ઠેરવી રાખતાં આંતર-રાષ્ટ્રીય ઝઘડાઓની સમાધાનીનાં બીજાં સાધનો શોધવાની ઇચ્છા સરખી પણ થાય નહિં. વોશીંગ્ટન પરિષદે તો એવી માગણી કરી હતી કે ગ્રેટબ્રિટને દરિયા પરની સર્વ રાષ્ટ્રોની 'સમાનતા'નો સ્વીકાર કરવો જોઇએ.

સમાનતાની આ નીતિના સ્વીકારમાં બીજી પ્રજાની સરખી સત્તાના સ્વીકારનો સિધ્ધાંત હોય છે અને એ રીતે તો આંતર-રાષ્ટ્રીય ન્યાયનો કંઇ ભાસ થાય પણ ખરો, કારણ કે પોતાના હકને વળગી રહેવા કરતાં પારકાના હકનો સ્વીકાર કરવો તેમાં જ ખરો ન્યાય રહેલો છે. ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટસ વચ્ચે નૌકાબળને લગતી થયેલી આવી વાટાઘાટો જગતની શાંતિનાં જંગી પ્રશ્નના ઉકેલના ઉપયોગી પ્રસ્તાવ રૂપે હોવાનું ગણી શકાય. એ પ્રસ્તાવ તો એ જંગી પ્રશ્નનાં અણુએ અણુને સ્પર્શ કરી શકે છે અને રાજકીય સમજુતિના ઇતિહાસમાં બીજાં પ્રકરણો લખતાં પહેલાં આ પ્રસ્તાવ તો જરૂર લખવો જ પડશે એ પણ નક્કી છે. તેની સાથે સાથે એટલું પણ સમજી લેવાનું છે કે માત્ર આટલું પગલું ભરીને જ બેસી રહેવાથી પણ કંઇ વળશે નહિં, તેમ થવાથી તો ધ્યેયની સિધ્ધિને બદલે બીજો અનર્થ ઉભો થશે.

જગતને જ્યારે ઘડીએ ને પળે વિગ્રહની ઝાંખી થયા કરે છે તેવે સમયે શસ્ત્રનિવારણને લગતી સમજુતિનો તેનાં સાચા સ્વરૂપમાં અમલ થશે જ નહિં. એ આગમી ભયને પહોંચી વળવા દરેક રાજ્ય કે પ્રજા અત્યારનાં લડાઇનાં સાધનોને બદલે કોઇ બીજાં સાધનો શોધવાનો પ્રયાસ કરશે. વોશીંગ્ટન પરિષદે લડાયક બારકસો રાખવાની જ્યારે મર્યાદા બાંધી ત્યારે જ ક્રુઝરોની બનાવટની હરીફાઇ શરૂ થઇ એ ભૂલવું જોઇતું નથી.

બ્રિટિશ મજુર પક્ષ શસ્ત્ર નિવારણના પ્રશ્નનો ઉકેલ કેલોગ–બ્રીઆં તહનામાંને ધોરણે કરવા માગે છે. બ્રિટનની સામાન્ય ચુંટણીમાં આ પક્ષનો વિજય આ રાજનીતિને જ આભારી છે. વિદેશી રાજનીતિમાં પરિવર્તન આણવાની મજુર પક્ષે બનાવેલી ખ્વાએશથી મધ્યમ વર્ગના બ્રિટિશ મતદારોએ તેને સત્તા સોંપવાનું યોગ્ય ધાર્યું. મેકડોનલ્ડે સત્તામાં આવ્યા પહેલાં જો કે માત્ર યુનાઇટેડ સ્ટેટસને ખાત્રી આપતું એવું નિવેદન કર્યું હતું કે, ભવિષ્યમાં બ્રિટનનાં નૌકાસૈન્યનો બ્રિટિશના હકો જાળવી રાખવા ખાનગી વિગ્રહમાં કદી પણ ઉપયોગ થશે નહિં; તે તો માત્ર દરિયા પર આંતરરાષ્ટ્રીય ચોકીદાર તરીકે વ્યવસ્થા જાળવવાનું જ કાર્ય કરશે. અને કોઇ રાષ્ટ્ર કે પ્રજાના સુધારા પર આક્રમણ થતાં એવું આક્રમણ કરનાર ગુન્હેગારોને સજા કરવા માટે તે સુધરેલા દેશો તેડે હાથ મીલાવશે. આમ મજુરપક્ષે તો સમુદ્ર પરની સંપૂર્ણ સ્વતંત્રતાને લગતી પોતાની નીતિ જાહેર કરી દીધી છે અને નૌકાબળ નિવારણનો સાચો માર્ગ પણ એ જ છે.

મજુરપક્ષે આપેલી તકનો લાભ લેવાને સ્વાતંત્ર્યના પૂજક હોવાનો દાવો કરતું યુનાઇટેડ સ્ટેટસ શા માટે આનાકાની કરે છે તે સમજી શકાતું નથી. યુનાઇટેડ સ્ટેટસ આમ જો આવી દરખાસ્તને ધુતકારી કાઢે તો રાષ્ટ્રીય રાજનીતિની અવગણના થશે, એટલું જ નહિં પરંતુ તેના ઉપર બીજાં કલંકો પણ ચોંટશે. વળી, બ્રિટન પણ માત્ર દંભ સેવી જગતની શાંતિની ઉપરછલ્લી વાતો કરી જગતને છેતરવાની બાજી ખેલશે તો તે પણ જગતની પ્રજાઓની નજરમાં જરૂર હલકું પડશે. અને નૌકાબળના પ્રશ્નની ગુંચ શસ્ત્રનિવારણના આખા યે પ્રશ્નની પતાવટને અશક્ય બનાવી દેશે.

અમુક પ્રશ્નની માત્ર રૂપરેખા ઘડી કાઢવાથી તેનો ઉકેલ થઇ જતો નથી. આવા મુશ્કેલ અને મહત્વના સવાલ માટે તો પુરતા અભ્યાસ અને તેનાં પૃથક્કરણની આવશ્યકતા છે. આંતર–રાષ્ટ્રીય વિગ્રહની ભાવના સમૂળી ઉખેડી નાખી રાજકારણના ઇતિહાસમાં જે એકલ અને અનેરો સુધારો કરવાના પ્રયાસો થાય છે તે સુધારાનું રહસ્ય સમજવા જેટલો જાહેર મત હજી કેળવાયો નથી. સુધારો થઇ ગયો છે તેવી માત્ર જાહેરાતથી કંઇ વળે તેમ નથી. વિગ્રહ અને રાજનીતિ વચ્ચેનો સંબંધ પરાપૂર્વનો છે એટલું જ નહિં પરંતુ તે એકમેક એવાં તો સંડોવાએલા છે કે રાજનીતિ અને વિગ્રહને અલગ પાડી વિગ્રહની ભાવનાને ભંસી નાખવાનું કાર્ય એક સપાટે પાર પાડી દેવા જેવું જાદુઇ સામર્થ્ય કોઇ યુરોપીય રાજદ્વારી ધરાવતો હોય તેમ માની શકાય એવું છે જ નહિં. પર રાષ્ટ્રોનાં આક્રમણો, જુલ્મો અને અન્યાયોને અટકાવવા માટે જો કોઇ સાધન અત્યારે હોય તો તે વિગ્રહ છે. વિગ્રહની ભાવના અવળાં આચરણ કરનારાઓનાં હૃદયમાં જરૂર ભયનો સંચાર કરી તેમને તેમ કરતા અટકાવે છે. પરંતુ જ્યારે વિગ્રહનાં સાધનોનો નાશ કરી વિગ્રહ જેવી વસ્તુને ભંસી નાખવામાં આવે ત્યારે જગતને અન્યાય અને જુલ્મોમાંથી ઉગારી લેવા માટે વિગ્રહનું સ્થાન કોઇ બીજી વસ્તુને જરૂર અપાવું જોઇએ.

અત્યારે તો બ્રિટન અને યુનાઇટેડ સ્ટેટસ વચ્ચે જ નૌકાબળ નિવારણની વાટાઘાટો ચાલે છે. પરંતુ એ વાટાઘાટોનો અંત

એટલેથી જ આવી જવો જોઇએ નહિં. આ તો જગતભરનો સવાલ છે અને ઉપર જણાવ્યું તેમ લડાયક બારકસો કે ક્રુઝરોની સંખ્યા ચોકકસ કરવાથી પણ તે પતી જાય તેમ નથી. વિગ્રહની સમૂળી ભાવનાને જ પૃથ્વીના પટ પરથી ભુંસી નાખવાની છે માટે બ્રિટન અને અમેરિકા તેમની વચ્ચેની પતાવટ કરી લે તે પછી તેમણે માત્ર પાંચ જ સજ્યો નહિં પણ જગતનાં રાષ્ટ્રોની પરિષદ બોલાવી આવી પતાવટનાં પરિણામ વિષે વિચાર ચલાવવો જોઇએ.

એ પરિષદમાં વિચારોની સંપૂર્ણ આપ લે થવી જોઇએ. અને એ પરિષદ માત્ર મુત્સદીઓની જ ન બનાવતાં અર્થશાસ્ત્રીઓ અને કામદારોને પણ તેમાં સ્થાન આપવું અને જાહેર મતનો સંપૂર્ણ પડઘો તેમાં પડે તેવી યોજના થવી જોઇએ.

અર્થશાસ્ત્રનો પ્રશ્ન જેટલો અટપટો, અને મુંવાળો છે તેથી વિશેષ મુશ્કેલ પ્રશ્ન તો વિગ્રહ જગતભરમાંથી ઉખેડી નાખવાનો છે. એક પ્રજા કે એક રાષ્ટ્ર અથવા અમુક પ્રજાઓ કે અમુક રાષ્ટ્રો નબળી પ્રજાઓ કે નબળાં રાષ્ટ્રો પર દબાણ કરી તેનો ઉકેલ લાવી શકે તેમ નથી. દમદાટી કે દબાણ ત્યાં કામ આવે તેમ નથી. સમજપૂર્વકના સહકારથી જ તે અર્થ સરી શકે તેમ છે, અને એ સમજપૂર્વકનો સહકાર સાધવાનું સરસ સાધન સકલ વિશ્વ પરિષદ છે. જગતની શાંતિનો જે સવાલ અત્યારે ઉભો થયો છે તે તો વધાવી લેવા જેવો છે. પરંતુ એ શાન્તિના સવાલની જોડે બીજા અનેક સવાલો સંડોવાયા છે અને એ દરેક સવાલનો નિવેડો થવાની પ્રથમ જરૂર છે. એટલે જગતની શાંતિના મહાન પ્રશ્નનો ઉકેલ આવતાં માત્ર વર્ષો વિતી જશે એટલું જ નહિં પરંતુ તે પહેલાં તો પોત પોતાના સ્થાપીત હકકો માટે અને રાષ્ટ્રો વચ્ચે અથડામણ થશે.

ભૂતકાળમાં તો આ દિશામાં બહુ જ થોડું થઇ શક્યું છે. મૂળ વસ્તુની સમજ વિના માત્ર સિધ્ધાંતોને વળગી રહી કાર્ય કરવાથી કંઇ વળે તેમ નથી. શાંતિના સમયમાં જે વાતાવરણ હોય છે તેવું વાતાવરણ વિગ્રહના ભણકારા વાગવા માંડતાં રહેતું નથી. ત્યારે તો રાષ્ટ્રોમાં સંરક્ષણની ભાવના પ્રબળ રીતે જાગૃત થાય છે, અને એ ભાવનાને અનુલક્ષીને જ શસ્ત્ર નિવારણના પ્રશ્નનો નિવેડો લાવવાનો છે.

ઉપર સૂચવાએલી પરીષદ સફળ જ થશે તેમ કહી શકાય નહિં; તેની સફળતા કરતાં નિષ્ફળતાનો વધુ સંભવ રહે છે. છતાં પણ, આવી પરિષદ બીજી અનેક રીતે આવકારદાયક થઇ પડે તેમાં શંકા નથી. સ્વતંત્ર રીતે અને કોઇપણ રીતે બંધાઇ જવાના ભય વિના આવી પરિષદમાં આવા ગંભીર પ્રશ્નની પ્રાથમિક છણાવટ થાય તેનું જરૂર કંઇ પરિણામ આવી શકે.

રાજકારણના અંગે અંગમાં જડ ઘાલી બેઠેલા આવા મહત્વના પ્રશ્નના ઉકેલનું સુકાન એંગ્લો–અમેરિકન પ્રજાઓ હાથમાં રાખી જગતને શાંતિનો સ્વાદ ચખાડી શકે તેમ નથી. અન્ય રાષ્ટ્રોને પણ તેમાં ભાગ લેતા કરી ચોમેર વિશ્વાસનું વાતાવરણ જમાવી આખા યે પ્રશ્નના પાયા સુદ્રઢ બનાવ્યા પછી જ જો ચણતર કામ થશે તો તે ટકી રહેશે. વિશ્વાસની સાથે નીતિને પણ સ્થાન મળવું જોઇએ. આમ કરતાં પહેલાં તો આધુનિક જગતને પોતાનો અત્યારનો સ્વાંગ ત્યજી નવો જ ધારણ કરવો પડશે; અને તેમ નહિં થાય ત્યાં સુધી કાંતો રાષ્ટ્રની સલામતી અગર આંતર–રાષ્ટ્રીય ફરજ બજાવવા માટે યુધ્ધ સામગ્રીની જરૂર રહેવાની જ.

ટૂંકામાં: બ્રિટન અને અમેરિકાનો નૌકા બળ નિવારણનો પ્રશ્ન જગતને વિગ્રહ રૂપી રાહુના પંજામાંથી મુક્ત કરવાનાં પ્રથમ પગથીયાં રૂપે ગણી માત્ર તેટલેથી જ અટકી ન પડતાં, વિગ્રહની ભાવનાના નાશનો સવાલ જ્યારે સમજપૂર્વક પતી જશે ત્યારે જ જગત શાંતિનો સ્વાદ ચાખી વિકાસને પંથે અબાધિત રીતે ભળી શકશે.

નવો પતિ: વહાલી આમ શોક કરતી કેમ બેઠી છે?

નવી પત્ની: અંહંહંહં! તમારે સારૂ તૈયાર કરેલી રસોઇ બિલાડી ખાઇ ગઇ.

નવો પતિ: કંઇ નહિં મારી લાડકી! નાહક ચિંતા ન કર, હું તને હમણાં ને હમણાં બીજી બિલાડી લાવી આપીશ.

* * *

પત્ની: મોટી પેટીને ઉપર શું કામ લઇ જાઓ છો?

પતિ: મારે તેને રંગવી છે.

પત્ની: તે તો નીચે પણ રંગી શકાત.

પતિ: પણ રંગનો ડબ્બો મેડા ઉપર છેને!

"જો, આજે હું નાટકની ટીકીટો લાવ્યો છું."

"ઘણું સરસ ત્યારે વહાલા! હું કપડા પહેરવાની તૈયારી કરૂં છું."

"કરો. કેમકે ટીકીટો આવતી કાલના નાટક માટેની છે."

* * *

દાદીમા [પુત્ર ઉપર ગુસ્સે થતી પોતાની પુત્રિને]: દીકરી આટલી વખત મારી ખાતર એને માફ કર.

પુત્રિ: બા, તમે મારા કામમાં વચ્ચે ન પડો. છોકરાંઓએ પોતાનાં માબાપને માન આપતાં શીખવું જ જોઇએ.

# ગઇ કાલ અને આજ



બાલ્ડવીન હિંદને દમનનીતિ અને વાકબાણ-ના ઝપાટાથી દબાવી રાજ કરતો હતો.



મેકડોનલ્ડ બહારથી મીઠી વાતો કરી દમન-નીતિના ઝપાટા ચાલુ રાખીને રાજ કરે છે.

## અમેરિકન મહત્વાકાંક્ષા



મો૦ બ્રાયાં યુરોપના સંયુક્ત સંસ્થાનો રચે તે પછી તેને ખરીદી લેવાની હુવર વાત કરે છે એવી ટીકા મ્યુનીચના એક પત્રે કરી છે.

## બ્રિટન અને હિંદ.




કામદાર સરકાર સરકસની રમતમાં હિંદ હાથીને ઉતારે છે એવી ગ્રીસી પત્ર ટીકા કરે છે.

## અફઘાનિસ્તાનની આંતરશુદ્ધિ

હિંદીપંચ ] [ મુંબઈ.

નાદીરખાને અફઘાનિસ્થાનમાંથી દારૂને દૂર કરવાનો ઠરાવ કર્યો છે.

### બ્રિટન અને અમેરિકા




પોસ્ટ ] [ વોશિંગ્ટન.

જોનબુલ શેમકાકાને કાફલો ઘટાડવાની ભલામણ કરે છે, ત્યારે શેમ, જોનને તેમ કરવાની જરૂર છે એમ જણાવે છે.

### બ્રિટન અને રશિયા




મિ૦ મેકડોનલ્ડ મોસ્કો તરફ એક ડગલું આગળ વધી, બે ડગલાં પાછળ હટે છે, એવી ટીકા મોસ્કોનું એક પત્ર કરે છે.

# લગ્નનાં ફળ

## : નવલિકા :

: લેખક :

સીતારામ જે. શર્મા

[ ૧ ]

**આ**નું નામ લગ્ન? જો લગ્ન આવાં જ હોય. આમજ થતાં હોય તો બર્નાર્ડનું કહેવું ખરૂં જ છે કે Marriage is a trap નહિ, નહિં એ ટ્રેપમાં હું સપડાવા માગતો નથી."

તે પોતાના વાચનખંડમાં આમ તેમ ટહેલતો વિચારમગ્ન બડબડી રહ્યો હતો.

અરવિંદ મહેતા વડોદરા કૉલેજના જ્યુનીઅર બી. એ. નો વિદ્યાર્થી; ગૌરવર્ણનો, સુદૃઢ શરીરનો, બાંધી દડીનો હતો.

વિષાદથી ઘેરાયલો તેનો ચહેરો હમેશ કરતાં કંઇક નિસ્તેજ લાગતો હતો. એની આંખોમાં ચિંતાની છાપ સ્પષ્ટ જણાતી હતી. ચિત્ત વિહ્વળ હતું.

"I dont think a man doing public work ought to get married unless his wife feels about it as he feels."

કંઇક યાદ આવ્યું હોય તેમ તે બડબડવા લાગ્યો. હતોત્સાહ બની તે આરામ ખુરશીમાં પડયો. તેનાં અસ્તવ્યસ્ત ઝુલ્ફાં નીચે ભાલ પ્રદેશ પરસેવાથી ભિંજાઇ ગયો હતો.

તે બેઠો હતો તેની સામે જ વિવેકાનંદની અને રામતિર્થની છબિઓ લટકતી હતી, બીજી તરફ પ્રતાપ અને શિવાજીની છબિઓ હતી, તેની સામે ગેરિબાલ્ડી, મેઝીની, કમાલપાશા અને લેનીનની છબિ હતી, ત્યારે બરાબર એના ટેબલ ઉપર ક્રોમવેલ અને નેપોલિઅનની પ્રતિકૃતિઓ હતી.

"ગ્રેજ્યુએટ થઇને શું કરીશ? આ દેશના હજારો વેદીઆઓની માફક પચાસ સો માટે કોઇ મોટી ફાંદ અને ઓછી અકકલવાળા ધનવાનની ગુલામી, કે સરકારની સેવા?–દેશ પરાધીનતાની જંજીરોથી જકડાઇ રહ્યો. હોય ત્યારે નવજુવાનો તે જંજીરો તોડવા તૈયાર નહિં થાય તો કોણ થશે?"

તે ઉઠયો. વચ્ચોવચ ગોળ ટેબલ ઉપર ગોઠવેલી હિંદમૈયાની છબિને મમતાથી બે હાથે પકડી જોઇ રહ્યો. લાગણીના ઉભરાટથી તેનું રોમેરોમ ધ્રૂજી ઉઠયું હતું, લગ્નથી થતા પશ્ચાતાપની લાગણીથી સર્વાંગ સળગી રહ્યું હતું.

'મા, મા! તારી આ દશામાં નવજુવાનોએ લગ્ન નહિં કરવા જોઇએ એવું માનનારો તારો અરવિંદ તને બેવફા થયો, એણે તારો દ્રોહ કર્યો." અરવિંદની પાંપણો ભીંની થઇ. તારી આગળ લીધેલી બધી જ પ્રતિજ્ઞાઓ ધૂળમાં રોળાઇ ગઇ." તેના બન્ને ગાલ ઉપર થઇને આંસુ ગબડવા માંડયાં. "હું જ્યુનિઅર બી. એ. નો વિદ્યાર્થી. માતૃભૂમિને સ્વતંત્ર કરવાનાં શમણાં સેવનારો, માની મુક્તિ માટે જરૂર પડે હસતાં હસતાં ફાંસીએ ચડવાની તૈયારીની વાતો કરનારો, તે એ મા! તને ભૂલી ગયો. બાપુના આગ્રહ આગળ હું એક અક્ષર બોલી શકયો નહિ; અને હાય હાય! હાથે

કરીને મેં જ જંજીર પહેરી, લગ્નનાં બંધ-નથી હું ખોટી શરમને લીધે જકડાયો....”

ક્યાંય સુધી તે હિંદ મૈયાની છબિ સામે એકી ટશે જોતો ઉભો હતો, તેની બન્ને આંખોમાંથી અશ્રુધારા શિવલિંગ ઉપરની જળાધારીમાંથી ટપકતાં જલબિંદુઓની માફક ટપકી રહી હતી.

“એક વખત હિંમત રાખીને પિતાજીને ના પાડી દીધી હોત તો? All progress means war with Society એ કૉલેજની ડીબેટીંગ સોસાયટીમાં દમામથી કહેનારો હું, તે પોતાની જાત માટે બાપ આગળ બોલી ન શક્યો. હું તે શું તારી સેવા કરવાનો હતો મા?–હું ગુલામ છું, નિર્માલ્ય છું. તારો પુત્ર ગણાવાને નાલાયક છું, તને સ્વતંત્ર કરવાને અપાત્ર છું.”

છબિ હતી ત્યાં ગોઠવી, ફરીથી તે ડેક ચેરમાં ફસડાઇ પડ્યો.

એનું માથું ફરી રહ્યું હતું. બન્ને હાથે તેને દાબતો, તે આત્માની ગુંગળામણમાંથી છૂટવા મથતો હતો.

“પદ્મા મારાં શું દાળદર ફોડશે?–હું એને નિભાવી કેમ શકીશ.”

## [ ૨ ]

વસંતની આમ્રકુંજોમાં કોયલ ઉડતી હોય તેવી પદ્મા વડીલોની આંખ ચુકાવીને અરવિંદને શોધતી શોધતી એના વાચનાલયમાં આવવા આશાને ઉર્મિ ભરી આવતી હતી.

પદ્મા યૌવનને આંગણે પગ મૂકી ચૂકી હતી. એના હૈયાની પાંખડીએ પાંખડી પરિણિત જીવનમાં પતિનો પરિચય પામી ચૂકેલી પ્રમદાઓને પંથે ચાલી, રસ મસ્તીની પ્રસાદીની પ્રાપ્તિ માટે પ્રફુલ્લી રહી હતી. બહુ ગોરી નહિં ઘણી કાળી નહિં, વધારે પડતી જાડી નહિં તેમ પ્રમાણમાં પાતળીએ નહિં, નહિં બહુ ઉંચી કે નહિં નીચી સાધારણ રીતે ઠીક ગણાવી શકાય તેવી તે હતી. પતિની વ્યાખ્યા પ્રાચીનોને ધોરણે બાંધનારી, ગૃહદેવી બનવાના અભિલાષવાળી, થોડુંક ગુજરાતી–કંઇક અંગ્રેજી અને શ્લોક વાંચી શકાય તેટલું સંસ્કૃત જાણતી હતી.

અરવિંદ એના ખંડમાં એકલો હતો, એટલે તેની પાસે આવવાને અધિરી છતાં, પતિ શું કરી રહેલ છે તે જાણવાને આતુર પદ્માએ લપાઇ છૂપાઇને બારણાની ઓથેથી ડોકીઉં કર્યું. અને તે આશ્ચર્યથી લીન થઇ ગઇ. દીવાના જેવો અરવિંદ વચ્ચોવચ્ચ ઉભો રહી કોઇકની છબિને બન્ને હાથે દાબતો રડી રહ્યો હતો.

પદ્મા તે જોતાં જ કંપી ગઇ. ભયભીત બની ગઇ. પણ સ્ત્રીસુલભ કુતુહલ વૃત્તિથી તે શું બને છે તે જાણવા એ થોભી.

“કોઇ બીજીને ચહાતા હશે?” એના મનમાં એકાએક વિચાર ઉગ્યો. “કૉલેજ-માંની કોઇ દોસ્તદાર હશે?–લગ્ન થવાથી તે યાદ આવી હશે?” પદ્માની વિચાર પરંપરાની વેલ આમ વાધવા લાગી.

તેણે બારણાની ઓથે છૂપાઇને કાન માંડ્યા અરવિંદના થોડાક શબ્દો એના કાને પડ્યા–“નવજુવાનોએ લગ્ન નહિં કરવાં જોઇએ–મા તને ભૂલી ગયો–લગ્નનાં બંધનથી હું જકડાયો...”

પદ્મા કશું સમજી શકી નહિં.

“નવજુવાનોએ લગ્ન કરવાં નહિં?” તે ચમકી. “લગ્ન કરવાં નહિં!–ત્યારે તો કોઇ છોકરીની છબિ નહિં હોય...”

તેણે સાંભળવા માંડ્યું.



અરવિંદ હિંદ મૈયાની છબિ પકડીને રડતો હતો-પદ્મા પાછળ તે જોઇ રહી હતી

"મા તને ભલી ગયો?–શું અત્યારે એમને સાસુજીનું સ્મરણ થયું હશે? થાયજ, આવે વખતે મા કોને ન સાંભરે?"

પણ ત્યાં તો અરવિંદનાં બીજાં વાક્યો શ્રવણે પડ્યાં.

"લગ્નનાં બંધનથી જકડાયો?–એમને લગ્ન કરવાં નહોતાં એ તો મેંય સાંભળ્યું હતું. પણ બાપુજી કહેતા હતા એતો જુવાનીઆની ધૂન છે..."

વળી અરવિંદના શબ્દો સાંભળવા તે એકચિત બની.

"પદ્મા મારાં શું દાળદર ફેડશે?–હું એને નિભાવી......"

પદ્માના હૃદય ઉપર ભયંકર વજ્રાઘાત થયો. સાગરને ભેટવા સરિતા ધસની જાય તેમ પરણીને મળવાના કોડભરી ધસતી જતી પદ્મા એકલા પડેલા અરવિંદના મુખમાંથી ભાવી સુખની મીઠી કલ્પનાઓના શબ્દો સાંભળવા માંગતી હતી, ત્યાં તેણે આ શું સાંભળ્યું?

અરવિંદનાં વચનોએ એના કર્ણપથમાં ધખધખતા લાવાની અસર કરી તે આગળ સાંભળી ન શકી. એનું માથું ફરવા લાગ્યું.

બળ અને હિંમત કરીને તે અંદર ધકેલાઇ; પણ ત્યાં જતાં જ એ ફસડાઇ પડી.

[ 3 ]

ધબાકો સાંભળતાં અરવિંદ ચમકી ગયો. તેણે બારણા તરફ જોયું. તેની ખુરશીની બાજુમાં જ, જાણે તેને પગે લાગતી ન હોય તે રીતે પદ્મા ઢળી પડી હતી.

એની વિચારમાળા અટકી ગઇ. પદ્મા માટેના કલ્પના તરંગો એકદમ શમી ગયા. સ્ત્રી સન્માનની સ્વાભાવિક વૃત્તિથી તે ઉભો થઇ ગયો, તેણે પત્નીને બેઠી કરવાનો પ્રયત્ન કર્યો, પણ એનું શરીર ઠંડુ અને શિથીલ થઇ ગયું હતું.

અરવિંદે તેના શરીરને ઉંચકીને આરામ ખુરશી ઉપર સુવાડ્યું, અને તેને પંખો નાખવા તેમજ મોંઢા ઉપર પાણી છાંટીને સ્વસ્થ કરવામાં રોકાયો.

અરવિંદનું શરીર આ કામ કરતું હતું પણ મન બીજી જ દિશાએ રમી રહ્યું હતું.

"લગ્નનું આ પહેલું ફળ—આની સાથે મારે જીવન ગાળવાનું એ કેમ બને?–હિંદુ માબાપો લગ્નની બાબતમાં પોતાનો આગ્રહ સંતાનો ઉપર ઠસાવીને તેમની જીંદગીને ધૂળધાણી કરી નાખે છે તેથી જ હિંદ પરતંત્ર રહે છે...સ્ત્રી એટલે શક્તિ, પુરૂષને જીવનસંગ્રામ જીતાડનાર સમશેર, એ સમશેર જેટલી ઓછી પાણીદાર તેટલી જીવનમાં નિરાશા અને જીવનમાં જેટલી નિરાશા તેટલો જ જીવનસંગ્રામમાં પરાજય પામવાનો સોએ સો ટકા સંભવ...."

પદ્મા સહેજ સળકી.

"પાણી જોઇશે?"

અરવિંદે તેના મુખ આગળ પાણી ધર્યું. સભય નયને તે આમ તેમ જોઇ રહી.

"તમે...? હું... હું તમારી પાસે છું?"

ભયભિતની માફક તે બડબડી.

"પદ્મા, ગભરાશો નહિં. તમે અહિંજ છો."

તેણે પાણી લીધું. પણ અરવિંદના ઠંડા વર્તનથી તેનાથી નિશ્વાસ મૂકી દેવાયો.

અરવિંદ ટેબલ પાસેની–પદ્માથી સહજ દૂરની–ખુરશી ઉપર બેઠો.

પા મિનિટ–અધો' મિનિટ–એક મિનિટ–બે મિનિટ–ત્રણ મિનિટ એ ખંડમાં ભયંકર મૌન પથરાયું. કેવળ ટેબલ ઉપરના 'ટાઇમપીસ'ના ટકોરા તેનો ભંગ કરતા હતા.

પદ્માને અકળામણ થઇ, અરવિંદને ક્યાંક આવી ફસાયો હોય તેવું લાગવા માંડ્યું.

હિંદુ યુવતીઓ જેવી શરમાળ, પતિની પાસેથી જુદુંજ જાણવા અને સાંભળવાની અશાવાળી, તેની સાથે રિસામણાં મનામણાંની સંતાકુકડીની રમતોની અભિલાષા સેવનારી પદ્મા, આપન્નિ પ્રસંગે હિંદુ રમણીઓ હિંમત બતાવી શકે, તેવી હિંમત એકઠી કરીને બોલી:

"તમે હમણાં શું વિચાર કરતા હતા?"

"આ લગ્નના."

"બા ને યાદ કરતા હતા?"

"હા—ના, બાને એટલે મારી મૃત માતાને તો નહિંજ."

"ત્યારે?"

"તું એ સાંભળી ગઇ?"

"હા, મેં સાંભળ્યું. જો ન સાંભળ્યું હોત તો ઠીક થાત એવું એવું મેં સાંભળ્યું."

"એક રીતે એ પણ ઠીક જ થયું. જો હવે તારે ને મારે જ વેઠી લેવાનું છે તે આજે જ તેં જાણી લીધું તે પણ ઠીક જ થયું."

"તે તમે આપણાં લગ્નને કેવાં માનો છો?"

"બંધન રૂપ."

પદ્મા સભય તેની સામે જોઇ રહી.

"પદ્મા, તું કદાચ જાણતી હોઇશ કે મારો વિચાર લગ્ન કરવાનો ન હતો."

"તમે કુંવારા જ રહેવાના હતા?"

"એની મને ખબર નહોતી, પણ ખાસ કરીને મારે તારી સાથે પરણવું પડે તે મને ગમતું નહોતું."

"ત્યારે?..." ભયથી ચીસ પાડતી હોય તેમ પદ્માથી બોલાઇ જવાયું.

"પિતાજીએ તારી સાથે મારે પરણવું એવી મને ફરજ પાડી. તારા અને મારા પિતાજીને મૈત્રી છે અને દૂર દૂરનું કશુંક સગપણ છે. એમણે પોતાની મિત્રતાને કાયમ રૂપ આપવા માટે તને કે મને પૂછ્યા વિના આપણા જીવનનાં સાટાં કર્યાં..."

"પણ આપણે નાનાં હતાં ત્યારથી મળતાં, સાથે રમતાં..."

"તે ખરૂં. પણ તેટલાથી કંઇ આપણાં લગ્ન થઇ શકે?"

"ત્યારે, લગ્ન માટે બીજું શું જોઇએ?"

"તેજ તું જાણતી નથી. અને તેને લીધે તો મને આ લગ્ન સંબંધ અકારો લાગતો હતો."

"પણ હવે તો તે થયો ને?"

"તેથી શું?"

"અરવિંદ...!"

"હા, પિતાજીએ મને છેક જ શરમાવ્યો, જેમની સામે વિવાદમાં ઉતરવાની મારી ઇચ્છા નહોતી એવાઓની આગળ મને દબાવીને હા પડાવી, પણ તેટલાથી મારૂં દિલ કેમ માને?"

"ત્યારે?"

"આપણાં લગ્ન થયાં-તારા ને મારા પિતાને તો એના લ્હાવા જ મ્હાણવા હતા ને?—તેમને સંતોષ થયો. હવે બસ્સ. આપણે તેમનાં ફરજંદ તરીકે એમને એ લ્હાવા મ્હાણવા દીધા..."

"હવે આપણે..."

"ના, પદ્મા તે નહિં બને."

"તમે આ શું કહો છો?"

"જે મારા દિલમાં ઘણા દિવસથી ઘોળાઇ રહ્યું છે."

"એટલે શું તમે મારો ત્યાગ કરશો?"

"કરવું તો એમ જ જોઇએ, પણ જોઇએ તો તું અહિં રહેજે. મારે તેમાં વાંધો નથી."

એ શબ્દો સાંભળતાં જ પદ્માને ફરીથી ચક્કર આવવા લાગ્યાં.

આઠ દિવસ પછી પદ્મા નિરાશ થઇ; એના નિર્મલ હૃદય ઉપર ભયંકર આઘાત થયો.

"એ નહિં આવે."

તેણે હારીને પિતાને કહ્યું. એની આંખમાંથી ત્યારે આંસુ દડદડ વહેવા લાગ્યાં.

પિતાથી ન રહેવાયું. રોજ છાનું છાનું હૈયું ખાલી કરતો, અત્યારે પદ્મા આગળ તે પોકે પોકે રડયો.

"બાપુ એમ ન કરશો."

પદ્માએ રડતાં રડતાં કહ્યું.

"બેટા, એ કર્યું નથી થતું."

"એમાં તમે શું કરો, મારા નસીબનો વાંક."

"ના બેટા, વાંક મારો, મારી મૂર્ખતાનો, મારી હઠનો. તેમાં નસીબને શું છે?–તે વખતે મેં જૂદુંજ ધાર્યું હતું."

"બાપુ, મારા ભોગે પણ પુત્રિઓના પિતા સમજે તો..."

"બેટા, પણ તેં જીંદગીમાં શું સુખ માણ્યું? તું તો..."

પદ્માનું શરીર એકાએક ખેંચાવા લાગ્યું તેને આંકડી આવી; અને બીજી બે ચાર પળોમાં તેનું ચેતન ઉડી ગયું. રહ્યો માત્ર તેનો રડતો પિતા અને તેના લગ્ન પ્રસંગને યાદ કરીને સારી માઠી ટીકા કરતો સમાજ.

સુખી મનુષ્યને હાસ્યથી શણગારવા, રોનારાનાં આંસુ લ્હોવા અને તેમના હૃદયને સ્નેહપૂર્વક આશ્વાસન આપવા હું તને વિજ્ઞપ્તિ કરૂં છું. **એ વેરિંગ**

જ્યારે જ્યારે હિન્દી રાજનીતિજ્ઞોને સંપૂર્ણ તક અને સત્તા મળી હતી ત્યારે તેઓ રાજ્યનીતિમાં બ્રિટીશ રાજ્યનીતિજ્ઞોને પણ કુદાવી ગયા છે. **ફેઝલુલ હક**

અન્યાય, મમત્વ અને બેવકુફીભર્યા વિચારોજ આપણો નાશ કરે છે; અને ન્યાય, આત્મપ્રભાવ અને સત્યવિચાર આપણું રક્ષણ કરે છે. **રસ્કીન**

જે પગ નીચેની જમીન તમને સ્વર્ગ કરતાં પણ ઉત્તમ લાગતી હોય તો તમે આ જમીનપર રહેવાને લાયક નથી.

**થોરો**

ગમે તે પ્રયત્ને કોઇ પણ સદ્‌વિચાર અથવા શુભેચ્છાને કાર્યમાં ઉતારવા પ્રયાસ કરીએ નહિ તો આપણે પાપી બનીએ છીએ.

**મેઝિની**

પોતાના પાડોસીની વાટ નહિ જોતાં પ્રત્યેક જણ પોતાનું કર્તવ્ય યોગ્ય સમયે કરવા લાગશે તો તેમને દૈવી પ્રસાદ પ્રાપ્ત થશે. **હિમોસ્થનીસ**



દિલ્હીની કુતુબ મસ્જીદમાં વપરાયલા હિંદુ સ્થંભ

# સપ્તાવતારી દિલ્હી

: લેખક :

રાજશેખર

કારણ વશાત મારે મીરત જવાનું થયું હતું. ત્યાંથી પાછા ફરતાં જેમણે ઇતિહાસનાં અનેક પાનાં ભર્યાં છે તેવાં દિલ્હી, આગ્રા, ઝાંસી વગેરે સ્થાળો જોયા વિના પાછા ફરાય જ કેમ? ત્યાં જે કંઇ જોયું તે શબ્દચિત્રને રૂપે 'નવયુગ'ના વાંચકો સમક્ષ રજુ કરું છું.

## ગ્રામ્યજનોની અજ્ઞાનતા.

ઉત્તર હિંદનાં ગામડાંઓ તથા ગ્રામ જીવનનો કંઇક પરિચય થાય એવા હેતુસર મીરતથી આગગાડીને બદલે મોટર માર્ગે દિલ્હી જવાનું નક્કી કર્યું. મીરતથી દિલ્હી ૪૦ માઇલ દૂર છે. તે માટે મોટર માર્ગે બે કલાકની મુસાફરી કરવી પડે છે. એ રસ્તે આવતાં ગામડાં અતિશય ગંદાં, ઘણુંજ પછાત તેમ ઉજ્જડ જેવાં લાગે છે. આથી મુસાફરી કંટાળાભરી થઇ પડે છે. કેળવણીનું પ્રમાણ લોકોમાં ઘણું જ ઓછું છે તેમ પોતાના રોજીંદા જીવનક્રમ શિવાયની બીજી કંઇપણ વસ્તુનો ગામડાની પ્રજાને ખ્યાલ હોતો નથી. સામન્ય રીતે મારા પોશાક પરથી હું અન્ય પ્રાંતનો હતો એ તેઓ ઓળખી શકતા. અને "આપ કહાંસે તશરીફ લાયે?" એમ પૂછતા. પણ જ્યારે હું તેમને કહેતો

કે મીરતથી આવ્યો છું ત્યારે મારી અજાણમાં વચ્ચે મને પ્રતિતી થતી કે, એ આવાજ લોકો માટે મીરતમાં જેમને પુરવામાં આવ્યા છે તેમનાં કેસનું જરાયે ભાન નથી! ખરેખર, જે શ્રમજીવિઓના ઉધ્ધારકાર્યમાં ઝંપલવા માટેજ એ ૩૨ માણસોને આજે મહિનાઓથી જેલમાં સબડવું પડે છે તેમની લેશમાત્ર પણ પિછાન મીરતની છેકજ નજીકના શ્રમજીવિઓને પણ નથી એવી હિંદના આમ્મજનોની કારમી અજ્ઞાનતાથી હૃદય પર આઘાત થયા વિના રહેતો નથી.

બે કલાકની મુસાફરી પછી યમુનાના પૂલપર આવી પહોંચીએ ત્યારે ચોમેર દેખાતા ઉંચા મિનારા દિલ્હીની ભવ્યતાનો ખ્યાલ રજુ કરે છે. પૂલ અતિ પ્રચંડ હોઇ દિલ્હી નગરીના પ્રવેશદ્વાર પરના તોરણ સમો ભાસે છે. પણ એ તોરણ સૌભાગ્યવંતીના મહેલપરનું નહિ પણ વિધવાનાં દ્વારપરનું છે એમ જાણી મન ઉદ્વિગ્ન થયા વિના રહેતું નથી. પૂલ પસાર કરી પેલી પાર ગયા કે ભવ્ય રેલ્વે સ્ટેશન આગળ મોટરો આવીને ઉભી રહે છે. બાજુમાંજ વિક્ટોરિયા ગાર્ડન અને ત્યાંથી પસાર થયા કે શાહજહાંનના ચાંદનીચોકમાં મુસાફર 'ટાવર' આગળ આવી પહોંચે છે.

## શ્રદ્ધાનન્દનું જીવંત સ્મારક.

આ ટાવર તો અંગ્રેજોની આમદાનીમાં બંધાયો છે. પણ તેમના વૈભવની સાક્ષી પુરવાને બદલે તે હિંદની તેજસ્વીતાના યશોગાન ગાતો હર કલાકે સંભળાય છે કારણ કે, રોલેટ એક્ટની ચળવળ ઉદ્દામ કક્ષાએ પહોંચી ત્યારના એક પ્રસંગે બ્રિટિશોની ઉન્મત્ત ફોજ સામે પોતાનો છાતી ભગવો ઝભ્ભો ફાડી સ્વામી શ્રધ્ધાનન્દજી આ ટાવરે આગળજ આત્મબલિદાન આપવાને ઉભા રહ્યા હતા. (ટાવરને અહીં ઘંટાઘર કહે છે). એ ઘંટાઘરની જમણી તરફ મોતીચોક હોઇ તેને છેડે ગગનમાં માથું ઉંચું કરી યોગમને ઉદાસીન નજરે નિહાળતો દિલ્હીનો રાતા પત્થરોથી બાંધેલો કિલ્લો જોવામાં આવે છે. તેથી ડાબી બાજૂએ દેખાતા પહોળા અને રળિયામણા રસ્તાને ચાંદની ચોક કહે છે.

## સપ્તાવતારી દિલ્હી.

દિલ્હીનું નિરિક્ષણ કરતાં આપણે માનીએ છીએ તેવું તે એકજ શહેર નહિં પણ સાત નગરીઓની ઇતિહાસ માળા છે એ ધ્યાનમાં આવે છે. અથવા એમ પણ કહી શકાય છે કે હિંદમાંની કોઇ ખરેખરૂં ઐતિહાસિક નગર હોય તો તે માત્ર દિલ્હીજ છે. કેમકે દરેક યુગના પ્રતિક તરીકે હિંદુ ધર્મમાં જેમ દશાવતારની માન્યતા છે તેમ દરેક ઐતિહાસિક સ્થિતંતરના નિદર્શક તરીકે અહિં એક એક કરતાં સાત દિલ્હી નગરીની હારમાળ જોવા મળે છે: (૧) પાંડવોને નામે દર્શાવવામાં આવતું ઇંદ્રપ્રસ્થ. (૨) અનંગપાળનું હસ્તિનાપુર; (૩) મહારાણા પૃથ્વીરાજની રાજધાનીવાળું મહિરાવલી (જૂની દિલ્હી); (૪) લોદી ખીલજી વગેરે પઠાણ વંશનો દિલ્હી; (૫) હુમાયુનની દિલ્હી; (૬) શાહજહાંની (હાલની) દિલ્હી અને (૭) રૂઝની એટલે હાલમાં બ્રિટિશ સરકાર તરફથી વસાવવામાં આવતી નવી દિલ્હી, એ આ વૈભવશાળી પણ દુર્ભાગી નગરીનાં સાત સ્વરૂપ કે અવતાર છે.

કોઇ કાબેલ માણસ વિષે આપણામાં એવી કહેવત છે કે બાર ગામના પાણી પીધેલો માણસ, એ કોઇને ગાંઠેજ કેમ? સપ્તાવતારી દિલ્હી વિષે પણ એવોજ સવાલ મગજમાં ઉઠે છે: સાત સાત સ્થિતંતરો-

માંથી પસાર થએલી આ નગરી, આટલું સ્થિત્યંતર ક્યારે ફરી બતાવશે? અથવા આટ આટલી મહાન સત્તાઓને પણ ભસ્મ થાય ત્યાંથી નાસીપાસ થએલી આ ‘ચંચળા’ અત્યારના માલિકો પાસે પણ ક્યાં સુધી ટકી રહેવાની હતી? પણ આ સવાલનો જવાબ તો માત્ર એક ભવિષ્ય કાળજ આપી શકશે.

## જગત મશહુર જુમ્મા મસ્જીદ

ચાંદની ચોકમાં ઉભા રહી ચોગમ નિહાળતાં જે વસ્તુ સૌથી પ્રથમ દૃષ્ટિ આકર્ષી લે છે તે આલમગીરની બંધાવેલી જગત પરની શીલ્પકળામાં ગૌરવ પામેલી



જુમા મસ્જીદ

જુમ્મા મસ્જીદજ છે. આવી ભવ્ય મસ્જીદ સારાયે હિંદનાં અન્ય કોઇ પણ સ્થળે નથીજ. તેના અંદરના ચોગાનમાં એક લાખ માણસ સુખેથી બેસી શકે તેટલી તે વિસ્તીર્ણ છે. તેની મધ્યમાં પાણીનો સુંદર હોજ તેમાં ફુવારો અને ચારેય ખૂણે લોર્ડ કર્ઝને મુકાવેલા પ્રેક્ષણીય દીવા છે. આખી મસ્જીદ સફેત આરસપહાણ અને રાતા પથ્થરથી બંધાવેલી હોઇ તેની એકેક શીલા દસ દસ ફુટની છે. તે પર મનોહર કળાની કારિગીરીવાળું કોતર કામ છે. મસ્જીદની સામે બાજુએ બીજો એક બગીચો હોઇ તેમાં એડવર્ડ રાજાનું ઘોડેસ્વારી કદનું પુતળું છે.

## દિલ્હીનો કિલ્લો

ચાંદની ચોકમાંથી દેખાતી બીજી ભવ્ય ઇમારત એટલે દિલ્હીનો અનેક ઘટનામય ઐતિહાસિક કિલ્લો તેની દર્શની પહોળાઇ ૪૦૦ ફુટની હશે પણ અંદર તેનો વિસ્તાર એથીએ ઘણોજ મોટો છે. કિલ્લાની ચોગમ ફરતી પહોળી ખાઈ હોઇ મોગલ યુગમાં તે પાણીથી ભરાયલી રહેતી એવા હેતુસર કે દુસ્મનની ફોજ કિલ્લાની ભીંતો સમીપ આવી ન પહોંચે. બે આનાની ટીકીટ

લેનારજ કિલ્લામાં પ્રવેશ કરી શકે છે. મારી ટીકીટનો નંબર ૯૪૯૪૦ હતો. તે ઉપરથી તપાસ કરતાં અહીં દર વર્ષે સામાન્ય રીતે દોઢથી બે લાખ દર્શકો આવી જાય છે એમ જણાયું. છતાંયે પછી એ કામધેનુએ અંગ્રેજોને અપરંપાર સંપત્તિ સાથે હિંદનું રાજ્ય બહાલ કર્યું, પણ ત્યાર પછી આ રીતે વાર્ષિક ૨૫ હજારનું નજરાણું હજુ તે આપેજ જાય છે! એ લોકોનાં અપકારને બદલે ઉપકાર હિંદુ સંસ્કૃત્તિનો આદર્શ આ કિલ્લો હજી પાળે છે એમજ એક રીતે કહી શકાય!

કિલ્લામાં પ્રવેશ કરતાંની સાથેજ મનમાં એક પ્રકારની ગ્લાનિની ભાવના છવાઇ જાય છે. અંદર કુદરતી તેમ માનવી કલ્પનાનું મનોહારી સૌંદર્ય છલકાઇ રહ્યું હોવા છતાં દર્શકનું ચિત્ત તેથી પ્રસન્ન થતું નથી. સૌંદર્ય શોકમય છે એવો કવિનો અભિપ્રાયજ સત્ય જણાય છે. પ્રવેશ દ્વારમાંથી મહાદ્વારમાં અને ત્યાં સામેનું મેદાન ઓળંગી મોગલ બાદશાહના દીવાન–ઇ. આમમાં પ્રવેશ થાય છે. આ મકાનના મધ્યમાં બાદશાહનું આરસપહાણનું ઉચ્ચાસન હોઇ તેની નીચે વજીરનું આસન છે. અહીં બાદશાહ આમ જનતાની ફરિયાદો સાંભળતા. આ મંડપમાંથી અમારો ભોમીઓ (Guide) અમને બાજુના દાદર પરથી બાદશાહના તખ્તની કમાન નીચે લઇ ગયો. ત્યાં જતાંજ મને વિચાર થયો. "મોગલાઇના કાળમાં જે સિંહાસન તરફ જોવાની પણ કોઇની હિંમત ચાલી નહિ; જેની અભિલાષાથી લાખો માનવીઓનાં લોહી રેડાયાં, તે મોગલ બાદશાહોના સિંહાસનને સ્થાને હું આજે માત્ર એક બે આનીની મદદથી આવીને ઉભો રહ્યો છું! ક્રૂર કાળનો આ કેવો મહિમા!

## મરેઠાઓએ તખ્ત તોડયું!

પણ જેથી હૃદયમાં ભાવનાનું નવું તોફાન જાગ્યું તે તો આગલા મહેલમાં. આનેજ દિવાન ઇ ખાસ કહે છે. અહિં રાજ્યવંશીઓ ગુપ્ત મનસુબા કરતા. અહિંજ જગત સૌંદર્યને અંજાવતું–દૈદિપ્યમાન મયુરાસન શોભતું હતું. આજે ત્યાં ભીંત પર લટકાવેલું બોર્ડ વાંચવા મળે છે. દિવાની–ઇ–ખાસ" મધ્યમાં મયુરાસન હતું (જેની નિચેનો ચોતરો હજીયે મોજુદ છે.) તખ્તપોશી (તખ્ત ઉપરની જગા) માં હીરા મોતી જડેલા હતા. મરેઠા અને જાટોએ તેના ટૂકડા કર્યા!

મરાઠી સામ્રાજ્યના શૂરા સેનાપતી પતી સદાશીવરાવ ભાઉ અને પેશવાના પુત્ર વિશ્વાસરાવે જેના ટૂકડા કર્યા તે આ મહેલ! જેની સ્વારીમાં મહારાષ્ટ્રની ત્રણ લાખ સ્ત્રીઓ રંડાઇ, જે તૂટીને નષ્ટ થયું પણ હજી કબજે થયું ન હતું, પૃથ્વીરાજના સમય પછી કાયમને માટે જેને હિંદુઓ ગુમાવી બેઠા, તે દિલ્હીના સામ્રાજ્યના સિંહાસનનું સ્થાન હું બે આનાની પાસ મેળવી પાદાક્રાંત કરી આવ્યો હતો!

અને જે મરેઠાઓએ તખ્ત તોડયું? પૃથ્વીરાજનું વેર વાળ્યું? એ મરેઠા આજે ક્યાં છે? એક વખતે હિંદી ધરણીને ધ્રૂજાવતા એ મોગલ રાજ્યવંશીઓ કયાં ગયા? ક્રૂર ઇતિહાસ ચિચીઆરી પાડી કહે છે." તે ગયા! નાશને આધીન થયા!" "હૃદયમાંથી સ્નિગ્ધ અવાજ નિકળ્યો "નહિ, તેઓ અહિંઆજ છે, મોજુદ છે! આંખ ઉઘાડી જોયું તો સામે યુનિયન જેક ઉડતો દેખાયો! જૂના નવા ઇતિહાસના સંઘર્ષણમાં આવતા જમાનાની ઝાંખી નજર આગળ તરવરી ક્ષણમાં લુપ્ત થઇ ગઇ!



દિવાન-ઇ-ખાસ

આ દિવાન-ઇ-ખાસ સ્ફટીક જેવા શુભ આરસપહાણનો હોઇ તેની ભીંતોમાં સુંદર વેલીઓ અને ઝાડો કોતર્યાં છે. તેની ફુલ પાંદડીમાં લીલમને હીરા માણેક જડેલા હતા



શાહી હમામખાનું

અત્યારે તે જગા ક્યાંક રંગથી પુરી દીધી છે ને ક્યાંક હજી ખાલીજ પડી છે! ત્યાંથી આગળ જતાં હમામખાનું આવે છે. અહિં સ્નાન કરવાના જુદા જુદા હોજ છે. આ વિસ્તીર્ણ ભાગમાં સુંદર ચોગાન બનાવેલા હોઇ જ્યાં ત્યાં હોજ અને ન્હાની નહેરો દ્વારા પાણી રમી રહ્યું છે. ચાંદનીમાં આ પાણી કાચના કે ચાંદીના પાટ જેવું દેખાય



મોતી મસ્જીદ



ગ્રીષ્મભવનમાં 'સાવન'

છે. છેલ્લે છેડે એક ન્હાનો ઝરૂખો હોઇ તેમાંથી પાણીનો પ્રવાહ વહે છે, તેને સ્વર્ગગંગા (Waters of Paradise) એ નામ આપવામાં આવ્યું છે, યમુનાનું પાણી ૭૦ ફુટ ઉંચાઇ પરથી અહિં આણવામાં આવ્યું છે. પણ તે કેવી રીતે તેનો હજી પત્તો મળ્યો નથી. આના ચારેય ખુણામાં ચાર દીપગૃહ હોઇ તેને ચોમાસાના ચાર મહિનાનાં નામ આપવામાં આવ્યાં છે. વચ્ચોવચ્ચ જળક્રિડાભવન છે, ને તેને ફરતો પચાસેક ફુટનો હોજ છે-આમાં ન્હાની નાવિકાઓ મુકી રાજવંશીઓ જળક્રીડા કરતા. ઔરંગઝેબે પોતાને માટે ખાસ બીજી એક ન્હાની મોતી મસ્જીદ બંધાવી હતી તે પણ અહિં મોજુદ છે.

## શ્રદ્ધાનન્દબલીદાન ભવન

શહેરમાં બીજા જોવા લાયક સ્થાન એટલે શાહ-જહાંની બેટી પ્રેમસન્યાસીની રોશનઆરાની કબર અને આસરે ચારેક માઇલનો ફરતો બગીચો દિલ્હીની જાણીતી રોશનઆરા ક્રીકેટ ક્લબ આ બગીચામાંજ છે. ત્યાંની જાણવાજોગ બીજી વસ્તુ એટલે ૧૭૫૭ના બળવાનાં માર્યા ગએલા સૈનિકોનું સ્મારક. ત્યાંથી બર્ન બેસ્ટીન રોડ પર ઉતરી આવીએ ત્યાં રસ્તાની બન્ને બાજુએ ઉંચા આલેશાન મકાનો છે. દિલ્હી શહેરનું માનસિક તથા શારિરીક પોષણ અહિંથીજ થાય છે.

માનસિક એટલા માટે કે સર્વે વર્તમાન પત્રોનાં પ્રકાશન અહિંજ થાય છે. તેમ દિલ્હીનું દાણા બજાર પણ આજ રસ્તા પર છે પણ એથીએ આ રસ્તાની વધુ મહત્તા સ્વામી શ્રધ્ધાનંદજીના ખૂનને લીધે ચિરંજીવ રહેશે. અહિં એક ન્હાના મકાન પર એક પાટીયું છે; તેમાં લખ્યું છે: "શ્રદ્ધાનંદ બલિદાન ભવનં" અહિંજ અખીલ ભારતીય આર્યન લીગની કચેરી છે. વિકટોરીયા ગાર્ડનની નજીકમાં ગુજરાતી બંધુ સમાજની જગા છે, ને દિલ્હી જેટલે દૂર રહીને ગુજરાતની ઠીક સેવા બજાવી રહેલ છે.

## પાંડવોનું ઇંદ્રપ્રસ્થ

દિલ્હીની ઉત્તર તરફ આશરે ચાર માઇલ પર ઇંદ્રપ્રસ્થ નામનું પ્રેક્ષણીય સ્થળ છે. તે પાંડવોએ વસાવ્યું હતું એવી દંત કથા છે. પણ એ લોકવાયકાની દૃષ્ટિએ જોતાં તે ઘણું અર્વાચીન લાગે છે. બરાબર તેની સામેનોજ અનંગપાળનો હજાર વર્ષ પૂર્વેનો કોટ અત્યારે ઇંટને ચુનાના ઢગલા રૂપેજ માત્ર હસ્તી ધરાવે છે. ત્યારે પાંડવોનો પાંચ હજાર પહેલાંનો આ કોટ હજી પણ જેવોને તેવો હોય એ સંભવતું નથી. વળી અંદર જઇ તેની રચના નિહાળીએ તો પણ આ કોટ એટલો પુરાતન જણાતો નથી. પણ તે સાથેજ એ પણ ખરૂં છે કે હુમાયુનને નામે વેચાતાં બોર પણ અસલ તેનાં નથી. એ કોટનું નિરીક્ષણ કરીએ તો તેમાં ત્રણ ભાગ પડે છે. તેમાં કોટનો છેક નિચેનો ભાગ અતિ પુરાતન લાગે છે. પણ તેની ઉપરનો ભાગ તો એ કાળમાં બંધાયલો લાગે છે કે જ્યારે બંદુકોનો ઉપયોગ શરૂ થયો હતો. કોટનો છેક ઉપલો ભાગ કદાચ હુમાયુનના કાળમાં કે તે અરસામાં બંધાયો હતો એમ લાગે છે; તેનો બીજો પુરાવો એ કે જે દાદરાપરથી પડીને હુમાયુન મરણ પામ્યો તેવા દાદરાવાળી ઇમારત આ કોટમાંજ છે. પણ હવે તેની નીચે બીજી એક પુરાતન ઇમારત હતી એમ પુરવાર થાય છે. કેમકે ખોદકામ કરતાં તેના કેટલાક પ્રાચીન આવશેષો હવે ઉપલબ્ધ થયા છે અને તે ઉપરથી આ કોટ રજપુતવંશીઓનો હોવો જોઇએ એવી માન્યતા ઉપર આવવું પડે છે. તેની અંદર સો ફુટ જેટલી ઉંડી એક બાવડી છે. તેને દ્રૌપદી કુંડ તરીકે ઓળખાવવામાં આવે છે. વળી કુંતીનું એક દેવાલય પણ અહિં પૂજારીઓ બતાવે છે જો કે તે મૂર્તિ પણ ઘણીજ અર્વાચીન લાગે છે.

## હુમાયુનનો મકબરો

ઇંદ્રપ્રસ્થથી થોડેક છેટે જઇએ કે હુમાયુનનો મકબ્બરો નામનું સુ-અથવા કુવિખ્યાત સ્થળ આવે છે. બ્હારથી જોતાં તે કોઇ ઋતુ-સ્નાતા રમણીના મપર જેવું લાગે છે. આ મકબ્બરાની નીચે મોગલ રાજવંશીઓની ૧૭૫ કબરો છે. ઔરંગજેબે જેમના વધ કરેલા તેઓના વડિલ ભાઇઓની કબરો પણ અહિં સૌથી આગળ જોવામાં આવે છે. અહિંનો બગીચો અતિ મનોહારી હોઇ ત્યાં સ્થળે સ્થળે થતા મોરના નાચ ને કોયલના ટહુકારથી પ્રવાસી આનંદ પામે છે. આમાં આસરે બસો ન્હાની પુષ્કરણીઓ હોઇ તેમાંથી સમાંતર ન્હાની ન્હાની ન્હેરો કાઢવામાં આવી છે. જેમાંથી વહેતા પાણી પર રાત્રે રોહિણી રમણના કિરણો ફેલાય ત્યારે નવીન મોહકતા ઉપજે છે.

મકબ્બરાના મૂખ્ય ઘુમ્મટની અંદરના ભાગની ઝાલરમાં તેમ દરવાજામાંજ હીરા

મોતી જડેલી વેલ જુદી જોવા મળે છે. આ ઝાલર માત્ર રંગથી બનાવેલી છતાં જાણે કેમ કાપડનીજ હોય તેવી ભાસે છે. મોગલ વંશનો છેલ્લો નામધારી બાદશાહ ફીરોઝશાહ અહિંનીજ એક ઓરડીમાં સંતાયેલો ત્યાંથી અંગ્રેજો તેને કેમ કરી રંગુન લઇ ગયા હતા. આથી આ મકબ્બરો જેમ રાજવંશીઓની તેમજ ખુદ મોગલ સલ્તનતની કબર રૂપ મનાય આની પાછળ બે સુંદર કબરો છે તેમાંની રાતા ઘુમટવાળી કબર હુમાયુનના હજામની અને લીલી તેની બેગમના સુવર્ણકારની છે. માત્ર પ્રશ્ન એજ થાય છે કે, જેની આખી જીંદગી આટઆટલી વિતંડાનાં અને ન્હાસભાગ કરવામાંજ વ્યતિત થઇ તે હુમાયુજ આ બધા વિલાસ ક્યારે કરી શક્યો? બંધાવેલી તેને તેને ખ્યાલ પણ તેમના તરફથીજ થાય છે, ત્યાંની મસ્જીદમાં એક સોનાને ગોળો લટે છે તેને માટે કહેવાય છે કે ૧૮૫૭ માં બળવાખોરોએ તેને તોડી પાડવા માટે ગોળીથી વિંધ્યા હતા (કાણાં દેખાય છે) પણ ખુદાના કોપથી તે સર્વ આંધળા બની ગયા. પણ આ લોક વાયકામાં મને વિશ્વાસ ન થયો અને મેં કહ્યું "બંદુક આપો મારે આની સત્યતા અજમાવી છે." પણ બંદુક આપેજ કોણ?

## કુતુબ મિનાર કોણે બંધાવ્યો?

અહિંથી સાત માઇલને છેટે અંતિમ હિંદુસમ્રાટ મહારાણા પૃથ્વીરાજ ચોહાણની દિલ્હી અને દુનિયાને તૃણ સમો લેખતો



કુતુબ મિનાર

આ ઇમારતની સ્હામેજ વઝીર સફદરજંગનો મકબ્બરો છે અને તેનાથી થોડેક છેટે સુફી પંથના નિઝામુદીન નામના ઓલીયાંનું કબ્રસ્થાન છે. આ કબર નિઝામે ઘોરીના ગુલામ કુતુબને નામે ઓળખાતો મિનાર ગગન સાથે બાથ ભીડવાનો પ્રયાસ કરતો ઉભો છે, મિનાર બેંડો "છે કેમકે વીજળી પડવાથી માથેની છત્રી અને બે

આજ સુધી પડ્યા છે. આ જ઼ી બાજુમાંજ રાખી મુકી છે, કુતુબ મિનારને પડખે જ અલ્લાઉદ્દીન ખીલજીએ આરંભેલો બીજો મિનારો છે. તેના પાયાની પહોળાઇ કુતુબ કરતાં પણ વધારે છે. પરંતુ ખીલજીની આખી જીંદગીમાં તેની બાંધણી ત્રીસ ફુટ કરતાં આગળ વધી શકી નહિં. અને તેની પછી આ વિરાટ કામ પૂરૂં કરવાનું કોઇએ પણ માથે લીધું નહિ. આથી જગતની શીલ્પકળાને હાનિજ થઇ. અને દિલ્હી કુતુબ મિનાર કરતાં બીજા ભવ્ય મિનારાની સંપત્તિથી વંચિત બન્યું.

આ મિનાર કોણે બંધાવ્યો ? કહે છે કે, ઘોરીના વિજયસ્મારક તરીકે તેના ગુલામ કુતુબે તે બંધાવ્યો. તેને બંધાવતાં કેટલા વર્ષ લાગ્યાં હશે તેની ખબર નથી. પણ બાજુના ખીલજીના મિનારનો ઇતિહાસ યાદ કરતાં સાત માળના આ મિનારે સ્હેજે ૨૫–૩૦ વર્ષનો અવકાશ રોકી લીધો હશે. જો એમ હોય તો કુતુબે તે શી રીતે બંધાવ્યો ? તે તો હિંદમાં પુરાં ૧૭ વર્ષ પણ રહ્યો નહતો આની સાથેજ બીજી વાયકા એવી છે કે પૃથ્વીરાજની રાણી યમુનાનાં દર્શન કર્યા વિના અન્ન ગ્રહણ કરતી નહિ અને અહીંથી યમુના તો ૧૨ માઇલ ને છેટે હતી. આથી મિનાર ઉપર ચડીને દર્શન થઇ શકે તેવા હેતુસર પૃથ્વીરાજે તે બંધાવ્યો હતો.

એ ગમે તેમ હોય. હાલનો મિનાર પાંચ માળનો હોઇ પહેલા કરતાં બીજો નાનો તે કરતાં ત્રીજો નાનો ને સાંકડો એવી તેની રચના છે. તેનાં કુલ ૩૭૯ પગથીયાં છે. એટલે સામાન્ય રીતે તેની ઉંચાઇ ૨૫૦–૨૭૫ ફુટની હોવી જોઇએ. પણ અચરજ તો એજ થાય છે કે જ્યારે યાંત્રિક શોધ આજની પ્રગતીની કક્ષાએ પહોંચી ન હતી, જ્યારે 'ક્રેન'ની કોઇએ કલ્પના પણ ન હતી કરી તેવા સમયે આ મિનારના ગંજાવર પત્થરો ૨૫૦ ફુટ ઉંચા ચઢાવ્યાજ કેમ હશે !

મિનારને ડાબે પડખે પંચ ધાતુનો એક ૨૦–૨૬ ફુટનો જયસ્થંભ છે. કોઇ કહે છે



પાંચ ધાતુઓનો જયસ્થંભ



છે. સામેની બાજુએજ સંયોગિતા. રાણીનો ભગ્ન. મહેલ અથવા મહેલના ખંડેર અને તેને પડખે ગઝનવી દરવાજો છે. આ દરવાજામાંથીજ ઘોરીને રૂપી હિંદમાં પરકીય રાજસત્તાએ પ્રથમ પ્રવેશ કર્યો અને અનેકરૂપ ધારણ કરી સ્થિર થઇ. તેની નજીકમાંજ પોતાના પ્રિયતમને સોડમાં લઇ અક્ષયનિદ્રા ભોગવતી "સુલતાના રઝીયા"ની કબર છે. દિલ્હીનું રાજ જે સગાને સોંપી કુતુબ ચાલ્યો ગયો તેની આ દીકરી. આ સગાએ દોઢ કે બે વર્ષમાંજ "ઇસીમે મુઝે દુનિયાકી બદબો આ રહી હૈ" કહીને ફકીરી ધારણ કરી રઝીયાને ગાદી સોંપી દીધી, મહારાણી રઝીયાએ વિષયભોગ, શિવાય જીંદગીમાં કંઇ પણ જાણ્યું જ ન હતું. પોતાના એક નોકર પર તે આશક પડી અને અનેક ભોગ ભોગવતાં આ આશક માશુક કાળનિદ્રાને વશ થયાં આજે પણ તેમના પ્યારની યાદ તેમની કબરો પુરી રહી છે. આ કબરો એક બીજાની પડખેજ છે.

કે તે રાજા જયપાળનો છે જ્યારે બીજા કહે છે કે તે ચંદ્રગુપ્તના કાળનો છે.

## "છે મતિબા દુશ્મનકો મિટ્ટી ખીલાઇ."

વો બહાદુર રાણા પૃથ્વીરાજકી દિલ્હી ! સ્હેજ આગળ વધતાં અમારા ભોમિયાએ ખુલાસો કર્યો. જોયું તો ત્યાં છેક હળ ફેરવીને સાફ કર્યા જેવી જમીન દેખાઇ. અહિં મહારાણાજીનો મહેલ હતો. પણ દિલ્હી છતાયા પછી તેને બાળી નાખવામાં આવ્યો હતો. રાણાજીના મહેલની મર્યાદા દર્શાવતાં ગોળ ફરતા સફેદ થાંભલા પુરવામાં આવ્યા

## પ્રેમ સન્યાસિની ઝેબુન્નિસા

ઇંદ્રપ્રસ્થના કિલ્લા આગળ એક છુટી છવાઇ નાની સરખી કબર છે. પ્રવાસીનું તે પ્રત્યે ધ્યાન પણ આકર્ષાય નહિ તેવી તે તદન સાદી અને શાહી જંજાળથી મુક્ત છે. વાસ્તવિક રાજવંશીઓની ઘણી ખરી કબરો

હુમાયુનના મખબ્બરામાં છે. છતાં રોશન આરાની અને આ બેજ કબરો જુદે સ્થળે છે. તેમાંએ રોશનઆરાની કબર સહેજે નજરે ચઢે તેવી છે. પણ આ કબર દુનિયાના સંતાપથી અલિપ્ત રહેતા ઓલીયાની ઝુંપડી જેવી એકલી જ પડી છે. એ કબર કોની હશે ? જીવંત કાવ્યની પ્રેરણામૂર્તિ પ્રેમસન્યાસિની ઝેબુન્નિસાની તે કબ્ર છે. મૃત હૃદયોમાં પણ પ્રેરણા ઉપજાવનારી તે એક કવિયત્રી હતી. બાલ્યાવસ્થા જાહોજલાલીમાં વ્યતિત કરી યુવાવસ્થામાં એક અમાપ્ય વ્યક્તિનેં નામે પ્રેમના તોરણ બાંધી તપસ્વિની બનેલી આ ત્યાગમૂર્તિ ઝેબુન્નિસાની કબર તેની ઇચ્છાને વશ થઇ કોઇ પણ જાતના છાઉ માઉ વિના ઉપર આકાશ નિચે ધરિત્રિ, એવી સ્થિતિમાં બાંધવામાં આવી છે. ઇતિહાસના અભ્યાસીઓ જાણે છે કે અલમગીરની આ દુહિતા સહ્યાદ્રી પર્વતના સિંહ મનાતા શમ્ભ સંભાજી પર મોહિત પડી હતી. પરંતુ આ પ્રેમ લૈકિક સૈભાગ્યથી અલંકૃત થવાને માટે સર્જાયેલો ન હતો અથી ઉદાસીન બની પ્રેમગીતો ગાતી એ પ્રેમ તપસ્વીની મરણને આધીન થઇ અમર બની. તેની આ કબર. ત્યાં બે આંસુ સારી હું આગ્રા જવા ઉપડયો.

મરૂં કહું છું કે જ્યારે સ્વતંત્રતા આ શબ્દ મારે કાને પડયો હશે ત્યારે ત્યારે મને મારો દેશ—મારૂં વતન સાંભર્યા વગર રહ્યાં નહિ હોય.

**ડાર્ગન**

તમારા દેશની સેવા માટે તમારી પોતાની જીંદગીને રોકો. તમારા કામને તમે લાયક છો એ બનાવવા સતત પ્રયાસ કરો.

**હેનરી ફોસ્ટન**

હાથ નીચેના માણસો માત્ર "હા સાહેબ" કહે તેના ઉપર હું કદી ભરોસો ન રાખતો.

**ત્યેયર.(ફ્રાન્સના પ્રથમ પ્રમુખ)**

પ્રથમ પ્રજાકીય પ્રશ્નોનું નિરાકરણ કર્યા વિના આર્થિક સ્થિતિ સુધારવાના ખ્યાલથી દોરવાઇ જશો નહિ. તમે તે કરી શકશો નહિ.

**મેઝિની**

રાજકર્તા અને પાર્લામેંટે વચન આપેલી બે પ્રજાને માટે સમાનતાની યુક્તિ નીમકહલાલ રીતે અને હીમતથી અમલમાં આવવી જોઇએ.

**ગોખલે**

હવે આપણે આપણું કાર્ય શરૂ કર્યું છે; આપણે હવે પાછા ફરવાનું નથી.

**મેજીલન**



રેડિઓ

# વાતાવરણની વૈજ્ઞાનિક ઝડતી

:: લેખક ::

**શ્રી ધીરજરામ દ. વ્યાસ.**

હિંદુઓનાં ધર્મશાસ્ત્રોની ભાવના અને રચના એવા પ્રકારની છે કે તે હિંદુઓને નિર્માલ્ય, નિવૃત્તિપ્રિય, વહેમી, બીકણુ અને બુદ્ધિહીન બનાવી મૂકે. ઇશ્વર, દેવ અને દેવીઓની વિચિત્ર અને ભયાનક કલ્પનાઓ કરનારાઓએ જે યોજના કરી છે તેથી એવી સડેલ માન્યતાઓ ધરાવતો કોઇ પણ હિંદુ બચ્ચો તેમના પાસે લાચાર

બની ગયેલા પોતાને માને છે! જળ, તેજ (અગ્નિ,) વાયુ વગેરે કુદરતનાં તત્ત્વોને પણ હાથ-પગવાળા મહાન દેવો પુરાણોમાં ચિતર્યાં છે! અને એ દેવોમાં માણસના જેવી જ બુદ્ધિ ને વૃત્તિઓ કેમ જાણે હોય તેમ માની લઇને એ દેવોને માણસો પર મરજીમાં આવે ત્યારે જુલ્મ ગુજારતા

## વિજ્ઞાનની સાચી માન્યતા

એથી ઉલટું, વિજ્ઞાનવાદીઓએ કુદરતનાં આવાં બંડખોર તત્ત્વો સામે પોતાની બંડખોરી વાપરીને તેમનો ઝીણવટથી શાસ્ત્રીય પદ્ધતિથી અભ્યાસ કરવા માંડ્યો, તેમની શક્તિઓનો સારામાં સારો ઉપયોગ કરી લેવાની શોધો કરી, તેમના સામે રક્ષણ મેળવવા તેમનાં સ્તુતિગાન કરવાને બદલે અવનવી યુક્તિઓ



વિમાન

અને વેર લેતા વર્ણવવામાં આવ્યા છે! તેથીજ પવન અને અગ્નિ જેવા સંહારક દેવોથી બચવા તેમની સ્તુતી કરવી ને નૈવેદ્ય ધરવા સિવાય બીજો માર્ગ નથી તેવી ખોટી માન્યતા આપણામાં જડ ઘાલી બેઠી છે. અને તેથી પુરાણપ્રિય હિંદુઓ એ દેવોની સામે થવામાં, તેમની શક્તિનો ઉપયોગ કરી લેવામાં કે તેમનાં સંહારક બળને મ્હાત કરવાનો વિચાર કરવામાં યે પાપ સમજે છે?

અને સાધનો દ્વારા તેમની ઉપર કાબુ મેળવી તેમને ય કામે લગાડ્યાં છે.

પૃથ્વી, પાણી અને અગ્નિ જેવાં દ્રશ્ય તત્ત્વો તો ઠીક, પરંતુ પવન જેવી અદ્રશ્ય અને જેનામાં ખેદાનમેદાન કરી નાખવાની પ્રચંડ શક્તિ છે તેના પર પણ વિજય મેળવવા વિજ્ઞાનઘેલા પાશ્ચાત્યો અથાગ શ્રમ સેવી રહ્યા છે. આ ખંત, આ મહેનત અને આ શોધ પાછળ અપાતા બહુમૂલ્ય ભોગો વગેરેનાં પરિણામે અને શોધખોળનાં



ટેલીવીઝન

બીજી શોધોમાં પણ મદદ મળી છે. હવાના અપૂર્વ અભ્યાસે વાયુયાન, રેડીયો, ટેલીવીઝન, સર્ચલાઇટ, પ્રખર કિરણો વગેરેમાં જબ્બર મદદ કરવા ઉપરાંત વૈદકમાં પણ ભારે ઉપયોગી ઉમેરો કર્યો છે. વિજ્ઞાન-વિશારદોએ શોધકબુદ્ધિથી વાતાવરણના બહાર આણેલા ભેદભરમોનો ઇતિહાસ ખરેખર ચમત્કારી છે.

## શું હવા પાતળી છે?

આધુનિક શક્તિશાળી સાધનોની સહાયથી વિજ્ઞાનવાદીઓએ હિંદુઓના પવનદેવને પીંખવા માંડયો છે! અને વાતાવરણમાં છુપાયેલાં રત્નોને શોધી કાઢી તેનો માનવ જાતની સેવામાં ઉપયોગ કરવા માંડયો છે.

## શોધક વૃત્તિના ફાયદા

પાશ્ચાત્ય દેશોના આ વિજ્ઞાન વીરોએ જો હિંદુઓના જેવી પુરાણી માન્યતાને ભાવના સેવી હોત તો તેઓ હેરત પમાડનારી શોધો કરી શક્યા ન જ હોત. અને દુનિયા અનેક લાભોથી વંચિત જ રહી હોત.

પૃથ્વીની આસપાસ વીંટળાયેલાં વાતાવરણનું સંશોધન, પ્રથક્કરણ અને નિરીક્ષણ વરસો થયાં તેઓએ ચાલુ રાખેલું તેથી દિનપ્રતિદિન હવાની શોધમાં આગળ વધતા આવ્યા છે અને એ શોધથી

'પવન જેવો પાતળો' એવી પ્રચલિત લોકોક્તિ છે. પણ એ સર્વાંશે ખરી નથી એમ આજનું વિજ્ઞાન સાબીત કરે છે. હવા ઉપરના કેટલાક અખતરા પછી ચોક્કસ થયું છે કે તેમાં પણ ઘટ્ટપણું છે

એક ઘનફુટ હવાનું વજન સવા ઔંસ થાય છે. દસ ફુટ લાંબા, દસ ફુટ પહોળા અને દસ ફુટ ઉંચા ઓરડામાં લગભગ ૮૦ પૌન્ડ હવા હોય છે. જેને આપણે જોઇ શકતા નથી અને જે ઝીણામાં ઝીણી તરડમાંથી પણ પસાર થઇ જાય છે તેવી હવા પાતળી નહિ હોતાં વજનદાર હોય એમ વિજ્ઞાનને અસ્પૃશ્ય લેખતા રૂઢિચુસ્ત હિંદીઓ કબુલ નહિ કરે.

પૃથ્વીને લપેટીને રહેલું વાતાવરણ જો ઘટ્ટ તેમજ વજનદાર ન હોય તો વિમાનો અદ્ધર ઉડી શકે નહિ.

આવા આદમના વખતથી તે બારમી સદી સુધી એવી માન્યતા હતી કે હવા એકદમ પાતળી છે ને તેમાં નક્કરતા બીલકુલ નથી. અને તેથીજ લોકો બલુનમાં ઉડવાના થતા અખતરાને પણ હસી કાઢતા. તેઓ કહેતા કે હવા તો બહુજ પાતળી છે તેમાં માણસ જેવું વજનદાર પ્રાણી કેમ ઉડી શકે? પરંતુ આ માન્યતા આજે જુઠી ઠરી છે અને માણસો ઉડવાને બદલે હવામાં માઇલોના માઇલોની ત્વરિત મુસાફરી કરી શકે છે.

## આવા આદમના વારામાં

જૂના જમાનામાં યુરોપના લોકો પણ આજના હિંદી ભટ્ટંભટ્ટો જેવા મુડદાલ વિચારના હતા. તેથી વિજ્ઞાનના વિચાર ધરાવનારને પાગલ ગણી કાઢતા અને તેમનો વિરોધ કરતા. સર આઇઝેક ન્યૂટનની ગુરુત્વાકર્ષણની શોધ સુધી યુરોપીઅનોમાં આવા આવા આદમના વિચારો ઘર કરી રહેલા.

જો સાધારણ અક્કલનો કંઇક ઉપયોગ કરીને, જરા ગંભીરતાથી ઉંડા ઉતરીને વિચારવામાં આવે તો બધું સમજાય પરંતુ એ તસ્દીજ કોણ લે? પવન જોઇ શકાય નહિ તેમજ આપણને તેનો બોજો બીલકુલ લાગતો નથી માટે એ દુનિયામાં બધાથી પાતળો જ છે એમ માની લેવું ભૂલભરેલું નથી! જો હવા જાડી ન હોય તો તેમાં પક્ષીઓ પોતાની નાની પાંખો વડે કેમ ઉડી શકે? જો હવા અતિશય પાતળી હોય તો ધૂમાડો અધ્ધર કેમ ચાલ્યો જાય? આ બન્ને તો દરેક માણસની હંમેશની જાત અનુભવની બાબતો છે, છતાં તે પર વિચાર કરવા કોઇ તસ્દી લેતું નથી! આજે તો હવા ઉપર પણ પ્રયોગો કરવામાં આવે છે અને તેનાં જુદાં જુદાં તત્ત્વોનો માનવો કઇ રીતે ઉપયોગ કરી શકે તેની શોધખોળ ચાલુ છે.

## હવાનું વજન

ખાલી જગ્યામાં હવા ભરેલી જ હોય છે. જો કે આપણને એ નરી આંખે દેખાતી નથી તેથી જેમાં અન્ય વસ્તુઓ નહિ ભરી હોય તેવી વસ્તુઓ ખાલી છે એમ કહીએ છીએ પરંતુ વસ્તુતઃ તેમ હોતું નથી અને તેમાં હવા ભરેલી જ હોય છે. યંત્રની મદદથી ખાલી વસ્તુઓમાં ભરેલી હવાને ખેંચી લેવામાં આવે છે અને એ રીતે હવાનું વજન થઇ શકે છે. વસ્તુઓની પેઠે મકાનો પણ હવાથી ભરેલાં છે. વિજ્ઞાનયુગની શરૂઆતમાં એમ મનાતું કે પૃથ્વી ફરતું વાતાવરણ ૫૦ માઇલ સુધી છે, પરંતુ આધુનિક સાગં સાધનોની શોધ પછી અને ખાસ કરીને વિમાનયુગ પછી એ વાતાવરણ સેંકડો માઇલ સુધી હોતું જોઇએ એમ મનાય છે.

હવાનું દબાણ દરેક વસ્તુ પર થાય છે. ઉતારૂઓ અને માલની લાવ-લઇજા કરનારાં મ્હોટાં વહાણને અંદરના બધા બોજા ઉપરાંત દસ ટન હવાનો બોજો પણ વહન કરવો પડે છે: કહો કે વહાણના ખાલી ભાગોમાં એટલી હવા ભરાઇ રહે છે અગર તેના પર હવાનું તેટલું દબાણ છે. દરિયાની સપાટી પરના એક ઘન માઇલમાંની હવાનું વજન લગભગ ૫,૧૪૬,૨૭૮ ટન થાય છે!

## જાડા-પાતળા થર

પૃથ્વીનાં જેમ પડ હોય છે તેમ હવામાં જુદા જુદા જાડા-પાતળા થર હોય છે. ઉંચે ચડતાં, દર સાડા ત્રણ માઇલને અંતરે

હવા ઘટતા નીચેની હવા કરતાં અરધી થતી જાય છે. આ હીસાબે દસ માઇલ ઉંચેની હવાની નક્કરતા (જાડાઇ) સમુદ્રની સપાટી ઉપરની હવા કરતાં આઠમા ભાગની હોય છે. એટલે કે તે હવા કરતાં દશ માઇલ ઉંચેની હવા આઠ ગણી પાતળી હોય છે.

આમ હવાનાં પાતળાપણાંને લીધે જ ઉંચે ઉડનારા વિમાનીઓને પોતાના સાથે ઓક્સીજનના બાટલા લઇ જવા પડે છે. ઉંચેની હવા એટલી તો પાતળી છે કે માણસનું લોહી ફરતું અને ગરમ રાખવા ફેફસાંને જેટલો ઓક્સીજન જોઇએ તેટલો મળી શકતો નથી. સાત માઇલ ઉપર હવાની ગરમી શુન્ય નીચે ૬૭ ડીગ્રી (ફેરનહીટ) હોય છે. અમુક હદ સુધી જેમ જેમ હવામાં ઉંચે ચડીએ તેમ તેમ ઠંડી વધારે હોય છે.

## ઠંડી અને ગરમી

પરંતુ ઠંડીની એ ચોક્કસ હદ છોડયા બાદ વધારે ઠંડી હોતી નથી અથવા તો ત્યાંથી વાતાવરણ હોય તેનાથી વધારે ઠંડું થતું અટકે છે. અવાજ કરતાં બલૂનો આકાશમાં ૨૦ માઇલ સુધી ઉંચે જઇ શક્યાં હતાં. કેટલી ઉંચાઇ સુધી જઇ શકાય છે તેનો અખતરો કરવા ખાતર જ આવાં બલૂનો બનાવવામાં આવેલાં. તેમાં યંત્રોની એવી ગોઠવણ કરેલી કે જેમ જેમ બલૂન ઉંચે ચડતું જાય તેમ તેમ તે કેટલું ઉંચું જાય છે તેનું તેમજ ઠંડીમાં થતા ફેરફારનું માપ આપોઆપ લેવાતું જાય. આ અખતરાથી માલૂમ પડયું છે કે આઠ માઇલ સુધી હવા ક્રમશઃ ઠંડી થતી જાય છે. નવમા માઇલથી તે વીશ માઇલનાં અંતર વચ્ચેની હવામાં ઠંડીનું પ્રમાણ લગભગ એક સરખું હોય છે જ્યારે વીશમા માઇલ પરની હવા તો આઠમા માઇલની હવા કરતાં સ્હેજ ઓછી ઠંડી હોય તેમ ગમે તે કારણે આભાસ થાય છે.

## સો માઇલે શું છે ?

સાતમા માઇલથી વીશમા માઇલ સુધીમાં વાતાવરણમાં ગરમીનું પ્રમાણ પણ લગભગ એક સરખું જ છે. પછી જેમ જેમ ઉંચું જવાય તેમ તેમ ગરમી ઓછી ને ઓછી થતી જવાનું અને છેવટ ૧૦૦ માઇલે તો ગરમી શૂન્ય હોવાનું એટલે કે ત્યાંની હવામાં ગરમીનું નામ નીશાન નહિ હોવાનું હાલના વિજ્ઞાન વિશારદો અટકળે છે. વાતાવરણ એટલે આપણી પૃથ્વીને તેના પોતાના આકર્ષણથી વીંટળાઇ રહેલું જુદી જુદી જાતની ગેસવાળી હવાનું પડ. આમ હવા જરૂર ક્રમે ક્રમે નીચેથી ઉંચે જતાં પાતળી થતી જાય છે. તે એટલે સુધી કે છેવટ શુન્ય બની જાય છે ને તેનું અસ્તિત્વ છે કે કેમ તે પણ કળી શકાતું નથી. જેમ જેમ અવનવાં શક્તિશાળી સાધનોની શોધ થતી જશે તેમ તેમ વાતાવરણની વિચિત્ર વાતો પણ જનતા જાણી શકશે.

## સો માઇલ પછી ?

સો માઇલે અને પછીની હવામાં ઓક્સીજન બીલકુલ હોતો નથી, કારણ કે હવા અતિશય પાતળી હોય છે. એ હવામાં લગભગ એકલો નાઇટ્રોજન હોય છે. નાઇટ્રોજનમાં જમ્બર ઉત્પાદક શક્તિ રહેલી છે અને તેથી ફળઝાડોને ફળદ્રુપ બનાવવા તેની ખાસ જરૂર પડે છે. પણ પૃથ્વી નજીકનાં વાતા-

વરણમાં તે ઘણો ઓછો હોવાથી બહુ મોંઘો પડી જાય છે. ૩૦૦ માઇલ પરની હવાની જાડાઇ દરિયાની સપાટી પરની હવાની જાડાઇના એક કરોડમાં ભાગની હોવાનું મનાય છે.

## લૂ ઝરતી હવામાં પાણી !

ઉન્હાળાની ગરમીમાં હવાના ૬૦ ઘન-ફૂટ એક પૌન્ડ પાણી ધારણ કરી શકે છે–એટલે કે એટલી હવામાં ૮૦ તોલા પાણી વિકૃત સ્વરૂપમાં રહેલું હોય છે. અને ગરમીને લીધે તે હવાથી જૂદું પડી જતું નથી પણ હવામાં ઓતપ્રોત બનેલું રહી શકે છે. જેમ હવા ઠંડી તેમ ઓછું પાણી તેમાં ઓતપ્રોત રહી શકે. જેમ કે, ઉન્હાળાના દિવસમાં ગરમ હવાવાળા ઓરડામાં બરફ નાંખેલાં ઠંડા પાણીનો ગ્લાસ આપણે ટેબલ પર મૂકીએ તો ગ્લાસની આસપાસની હવા એકદમ ઠંડી થઇ જવાથી, તેમાં રહેલું તમામ પાણી ધારણ કરી રાખવા અશક્ત બને છે અને તેથી ગ્લાસની આસપાસ બહારના ભાગ ઉપર પાણીનાં બિંદુઓ ઝામી જાય છે. આમ પ્રમાણથી વધારાનું પાણી છૂટું પડી ગ્લાસ પર ગોઠવાઇ જાય છે.

## હીમ એટલે શું ?

શિયાળામાં જ્યારે હીમ પડે છે ત્યારે વનસ્પતિનો નાશ થાય છે. ગમે તેટલી ઉનાળાની સખ્ત ગરમીમાં મોટું ઝાડ સૂકાશે નહિ પરંતુ એથી ઉલટું શિયાળાની મધરાતે હીમ પડવાથી મોટાં વૃક્ષો પણ બળી જાય છે એ તમામના અનુભવની ખીના છે. અતિશય ટાઢમાં 'ઠંડી ગરમી' હોય છે એમ આપણે કહીએ છીએ પરંતુ વિજ્ઞાનનાં શિક્ષણના અભાવે આપણે વાતાવરણના ભેદભરમો જાણતા નથી કે પંચતત્ત્વોની રચના ને શાંકાને જાણતા નથી તેથી હીમ પડવાને 'ઇશ્વરનો કોપ' માની લઇએ છીએ ! પરંતુ ખરી રીતે ઉપર જણાવ્યું તે પ્રમાણે અતિશય ઠંડી હવામાં પાણી બીલકુલ હોતું નથી તેથી હીમ ઝાડમાંનું પાણી ઉલટાનું ચૂસી લે છે અને ઝાડનાં પાન કે આખું ઝાડ નાશ પામે છે, જ્યારે ઉનાળાની લૂ ફૂંકતી હવામાં પાણીનાં રજકણો મોટા પ્રમાણમાં હોવાથી ઝાડ નવપલ્લવિત થાય છે. હવામાંથી જ તેમને પોષણ મળી રહે છે.

## વાદળાં કેવાં છે ?

અસલી જમાનામાં વાદળાં પોલાં છે તેથી હવામા તરે છે એમ પાશ્ચાત્યો માનતા, જ્યારે હિંદનો ગામડીયા લોકસમૂહ એમ માનતો કે વાદળાં દરિયામાંથી પાણી ભરી લાવીને પૃથ્વીપર ઢોળી નાખે છે તેથી વરસાદ થાય છે ! આ બન્ને માન્યતા ખોટી છે. ઝામી ગયેલાં પાણીનાં સૂક્ષ્મકણોનો સમૂહ એ જ વાદળાં. ખૂબ ઉંચાં વાદળાં લગભગ વરાળરૂપે હોય છે જ્યારે પૃથ્વી નજીકના નક્કર બરફ રૂપે હોય છે. ટેમ્પરેચર વગરની ઠંડી હવામાં વાદળાં બીલકુલ હોતાં નથી. કેમકે એ હવામાં પાણીનો અભાવ હોય છે તેમજ વધુ પાતળી હોવાથી ભાર ઝીલી શકતી નથી.

## ઓકસીજનનો આત્મભોગ

ચુલામાં સ્ત્રીઓ બળતણ બાળે છે કે સગડીમાં કોલસા બાળે છે અને એન્જીનોમાં પણ કોલસા બળે છે તે હવાને લીધે જ. જો હવા ન હોય તો કશી એકકી વસ્તુ બળે જ નહિ. કોઇ પણ બળતી વસ્તુને હવા મળતી બંધ થાય તો તુરત

તેમાંનો અગ્નિ હોલવાઇ જાય છે. એક રખ-રખતા અંગારા ઉપર હવા ન જઇ શકે તેવું કંઇ ઢાંકી દો તો હોલવાઇને કોલસો થઇ જશે. હવામાંનો ઓક્સીજન અને બળ-તણમાંનો કારબન એમ બે ગેસનાં રસાય-ણિક મિશ્રણને લીધે જ અગ્નિ ભભૂકે છે.

પુરાણોમાં માનનારા કોઇ અગ્નિ નામના દેવનું અસ્તિત્વ કલ્પે છે અને એ દેવની હાજરીથી જ બધું બળે છે એમ માને છે! પરંતુ ઉપર જણાવેલા બે વાયુ ભેગા ન મળે તો બિચારા અગ્નિ દેવનું પ્રાકટ્ય અશક્ય બની જાય છે! એટલું જ નહિ પણ પ્રગટેલા અગ્નિદેવને ઓક્સીજન ન મળે તો લાચારીથી પલાયન થઇ જવું પડે છે!

## મુફલીસ માન્યતા મારે છે

જે વસ્તુની કિંમત આપવી પડે છે તેની આપણને બરાબર ખબર રહે છે. મોટાં શહેરોમાં પાણી, ગેસ, વીજળી માપથી મળે છે અને ભાડુતી મોટરોની સફર પણ માપ (મીટર)થી થાય છે. એ જ પ્રમાણે જો દીવા બત્તી અને ચૂલામાં બળતા ઓક્-સીજનની વપરાશ માપથી થતી હોત અને તેની કિમત આપવી પડતી હોત તો અગ્નિ એકલાં બળતણથી નથી બળતો તેની બરાબર ખબર રહેત. અગ્નિ હવામાંના ઓક્સીજનને ભરખી જઇને માણસોને મોટું નુકશાન કરે છે. કેમકે એ માણસોનો ને જીવતાં તમામ પ્રાણીઓનો પ્રાણવાયુ છે. શિયાળાની ટંડીથી બચવા, આ વાતને નહિ જાણનાર ને નસીબ તથા પ્રભુ પર ભરોસો રાખનાર મૂર્ખાઓ, બારી-બારણાં બંધ કરી બળતી સગડી રાખીને સૂઇ જાય છે. પરિ-ણામે ઓરડામાંનો ઓક્સીજન ખલાસ થતાં સુતેલાં તમામ માણસો મરી ગયાના દાખ-લાઓ બનતા સાંભળીએ છીએ. ઇશ્વર ઉપરની ગમે તેવી ને તેટલી શ્રધ્ધા આ કુદરતના કાનુનોમાં ફેરફાર કરી શકે નહિ. એવો ભરોસો રાખવા જતાં મોત જ થાય.

## માનવી કે રાક્ષસ?

આપણે જે હવા શ્વાસોશ્વાસમાં લઇએ છીએ તે ચારે દિશામાં આમતેમ ઉડયા કરતાં સૂક્ષ્મ અણુઓના સમૂહની બનેલી છે. આ સમૂહો વચ્ચે ખૂબ અંતર રહેલું છે. જેમ સૂર્યમાળામાંના ગ્રહો વચ્ચે તેમના કદના પ્રમાણમાં અંતર રહેલું છે તેટલું જ જબ્બર અંતર હવામાંનાં સૂક્ષ્મ-અણુસમૂહો વચ્ચે તેમના કદના પ્રમાણમાં છે. આ બાબત દૃષ્ટિમર્યાદા બહારની હોઇને વિજ્ઞાન નહિ જાણનારાઓને એકદમ સમજાય તેવી નથી. કદને બાજુએ મૂકીને માત્ર અંતરનો જ વિચાર કરવામાં આવે તો આ સૂક્ષ્મ અણુઓ વચ્ચેનું અંતર રાઇના દાણા જેટલું પણ ભાગ્યે થાય! પરંતુ સૂક્ષ્મ અણું એટલે રાઇનો લાખમો ભાગ! આ તેનું કદ ધ્યાનમાં લ્યો એટલે અંતરની વિશાળતા સમજાશે. કદનો બરાબર ખ્યાલ આપવા માટે કહેવું જોઇએ કે દરિયાની સપાટી ઉપરની એક ઘન ઇંચ હવામાં સાડા ચાર અબજ અણુઓ હોય છે! આ હીસાબે તમારા દરેક શ્વાસ લેવામાં તમે ૩૦ ઘન ઇંચ હવા ખેંચી લઇને ફેફસાંમાં ભરી દો છો! એ અણુંની સાથે સરખાવતાં માણસ નહિ કલ્પી શકાય તેવડો રાક્ષસ થયો!

## વાતાવરણનું વજન

વિજ્ઞાનવેત્તાઓએ ગણીતશાસ્ત્રને આધારે આ વાતાવરણના લાખો માઇલમાં રહેલા વાતાવરણના સમૂહનું વજન પણ જાહેર

કર્યું છે. તેઓ કહે છે કે વાતાવરણનું એકંદર વજન ૫,૬૩૩ અબજ ટન છે!

આપણે જે હવા શ્વાસોશ્વાસમાં લઇએ છીએ તે હવાના દરેક પાંચ ભાગમાં ચાર ભાગ નાઇટ્રોજન અને એક ભાગ ઓકસીજન હોય છે. પરંતુ આખાય વાતાવરણમાં ન્હાના પ્રમાણમાં બીજા વાયુઓ (Gases) રહેલા છે ખરા. એ વાયુઓમાં સૌથી વધારે અગત્યનો આરગોન નામનો વાયુ છે અને તેનું પ્રમાણ સેંકડે એક ટકા જેટલું છે. વીજળીની બત્તીઓમાં આ વાયુ ભરવામાં આવે છે તેથીજ તે સારો પ્રકાશ આપે છે.

## છુપાયેલાં રત્નો

વાતાવરણમાં મૂખ્ય વાયુઓ હાઇડ્રોજન, નાઇટ્રોજન, ઓકસીજન અને કારબન મોટા પ્રમાણમાં હોય છે. બીજા વાયુઓ ગૌણપણે રહેલા છે તેનું પ્રમાણ આ છે: (૧) Argon ૧૦૦ મો ભાગ; Helium ૨૪૫,૩૨૦ મો ભાગ; Neon ૮૦,૮૦૦ મો ભાગ; Krypton ૨,૦૦૦,૦૦૦ મો ભાગ; xenon ૧૭,૦૦૦,૦૦૦ મો ભાગ. આ પાંચે વાયુઓની અજાતને લીધે તેમને બીજા વાયુઓમાં અમીર (nobles) તરીકે ગણવામાં આવે છે. આરગોન, હીલીયમ અને નીઓન વાયુનો ઉપયોગ અગત્યનાં કામોમાં થાય છે. તેથી પણ તેમને નોબલ્સ ગણવામાં આવે છે.

## આરગોન અને નીઓન

આરગોનનો ઉપયોગ આપણે ઉપર જણાવી ગયા. નીઓનના ઉપયોગની શોધ હજુ હમણાં જ થઇ છે. બત્તીમાંથી પ્રચંડ પ્રકાશ અતિ દૂર પહોંચાડવામાં આ વાયુ ઘણો ઉપયોગી થઇ પડ્યો છે. દીવાદાંડીઓ પર આવી જાતના દીવા રાખવાથી વહાણવટીઓ ઘણે દૂરથી જોઇ શકે છે. ખાસ કરીને ખડકો અને ખરાબા પર ભયસૂચક સ્તંભો પર આ જાતની બત્તીઓ રાખવાથી રાત્રીએ તેમજ દિવસે નારંગી રંગનાં પ્રખર કિરણો પ્રકાશમાં રહે છે અને તેથી વહાણોને ભયમાંથી બચવાનું સારૂં સાધન થઇ પડે છે. બીજા કોઇ પણ જાતનો ભય બતાવવા માટે પણ આવા પ્રકાશનો ઉપયોગ થાય છે. વિમાનોને ઉતરવાનાં સ્થળોએ પણ આવી જાતની બત્તીઓ રાખવાની તજવીજ ચાલે છે. નીઓન વાયુમાં એવી શક્તિ રહેલી છે કે તેની મદદથી ફેંકાતો પ્રકાશ ગમે તેટલા ગાઢ ધૂમસને વીંધીને આરપાર નીકળી જાય છે. આથી આકાશમાં ખૂબ ઉંચે ઉડતા વિમાનીઓને પણ, ગમે તેવી અંધારી રાતે ને ગમે તેવા ધૂમસમાં, હવાઇ બંદર (Airport) ની હસ્તી જણાવવામાં ઉપયોગી થઇ પડશે.

## હીલીઅમ

હવે રહ્યો હીલીયમ. આ વાયુનો ઉપયોગ પણ વિજ્ઞાનનાં સાધનોને સદ્ધર મદદ કરનારો છે. તે અતિશય પાતળો હોવાથી બલૂનોમાં ભરવામાં આવે છે જેથી બલૂન ઉંચે જઇ શકે. બીજો ગુણ આ વાયુમાં એ છે કે તે અગ્નિ ગ્રહણ કરતો નથી કે બળતો નથી. આવા incumbu tible—અદાહ્ય—ગુણને લીધે ખાસ કરીને દારૂખાનામાં અને સબમરીનોમાં કામ કરતા મજુરોને તે બચાવનાર થઇ પડે છે.

## કૃત્રિમ પ્રાણવાયુ

આ વાયુના અતિ મહત્વના ઉપયોગની શોધ હમણાંજ થઇ છે. કૃત્રિમ પ્રાણવાયુ

બનાવવામાં હવેથી તેનો ઉપયોગ થવાનો છે. તેને કૃત્રિમ રીતે રાસાયણિક પ્રયોગથી ઉત્પન્ન કરવો પડતો નથી પણ સીધો હવા-માંથી જ મળી રહે છે તેથી નાઇટ્રોજનની જગોએ વાપરવાથી પ્રાણવાયુ બને છે. આમ હીલીયમથી બનેલો પ્રાણવાયુ દારૂગોળો બનાવનારાને ખાસ ફાયદાકારક થઇ પડશે કારણકે સાદો–કુદરતી પ્રાણવાયુ લેવાથી એ લોકોને કેટલાંક ભયંકર દરદો દારૂગોળા બનાવતા તેનાં ઝેરી રજકણો શ્વાસમાં જવાથી થઇ આવે છે, તે આ કૃત્રિમ પ્રાણવાયુ લેવાથી થતાં અટકશે. એ વાયુ લેવાથી ફેફસાંને કશું નુકશાન થતું નથી કે બીજી કંઇ અડચણ આવતી નથી. દરિયામાં ડૂબકી મારનારાઓને પણ આ વાયુ મદદગાર થાય છે.



ધીરજરામ દ. વ્યાસ

## પ્રવાહી અને નક્કર હવા

હવાને રાસાયણિક પ્રયાગોથી પ્રવાહી પણ બનાવી શકાય છે. સહેજ અથડામણી થતાં જબ્બર ધડાકા સાથે ફાટી જાય તેવાં કાર-તુસો અને ગોળાઓ બનાવવામાં આવી પ્રવાહી હવાનો ઉપયોગ કરવો પડે છે.

જો હવામાંથી ગરમી ખેંચી લેવામાં આવે તો હવા નક્કર બની જાય છે. એટલે કે પ્રાણીની જેમ હવાનો પણ બરફ બની જાય છે! જો એક ઘનફુટ હવાને નક્કર બનાવીએ તો બે ઘન-ઇંચમાં સમાઇ જાય. આમ વાતાવરણની વૈજ્ઞાનીક ઝડતી લેવાથી કાળા માથાના માનવીએ તેને પીંખી પીંખીને એનો પરિચય મેળવ્યો છે, એટલું જ નહિં પણ જે એક વખત ઇશ્વરી સત્તાની વાત મનાતી હતી, તેની ઉપર કાબુ મેળવી મનુષ્ય પોતાનું સામ્રાજ્ય એની ઉપર જમાવવાની તજવીજ કરી રહ્યો છે

# નવયુગનો પયગંબર

: અનુગાયક :

ડૉ. મંજુલાલ દવે એમ. એ. પીએચ્. ડી. ડી. લીટ.

[ લેખાંક ચોથો ]



**અ**ને નગરના એક વડેરાએ આગળ આવી પૂછ્યું: "અમને સારાસાર વિષે કંઈક કહી રહોછ."

અને તેણે ઉત્તર દીધો:

"તમારામાંના સારા વિષે જ હું તમને જણાવીશ—નરસા વિષે નહીં. કારણ પોતાની જ સ્વયં-ક્ષુધા તથા તૃષા વડે નષ્ટ ભ્રષ્ટ થયેલ **સારું** તે જ **નરસું** નથી શું?

ખરેખર સત્ત્વ જ્યારે ભૂખ્યું થાય છે ત્યારે તે અંધારી ગુફાઓમાં અન્નને શોધી રહે છે, અને જ્યારે તે તૃષિત થાય છે ત્યારે મૃતજલને ય આસ્વાદે છે.

તમારો ને તમારા આત્માનો સંવાદ હોય છે ત્યારે હમેશ તમે સત્તે માર્ગે વર્તો છો.

અને છતાં જ્યારે તમે તમારી સાથે સંવાદમાં નથી હોતા ત્યારે નરસા તો નથી જ.

વિભક્ત એક ગૃહ ચોરોનું થાણું કહી શકાય? એટલું જ કે તે એક વિભક્ત ગૃહ છે.

નવયુગનો પયગંબર

શઢ વિનાનું નાવ આદર્શહીણું આમતેમ ભટકયાં કરે—કદાચ ભયંકર દ્વીપોને ય સ્પર્શી રહે, અને છતાં ય સમુદ્રને તળીયે ન ડૂબે.

તમારી જાતનું કંઈક અર્પવા તમે પ્રયત્તો છો ત્યારે તમે સદ્ભાવવન્તા હો છો.

અને છતાં જ્યારે તમે તમારી ખાતર કંઇક મેળવવા ઇચ્છો છો, ત્યારે તમે નરસા તો નથી જ.

સ્વયંલાભની વેળાએ તમે માત્ર ધરણીને વળગી રહેલ મૂળીઆની જેમ વર્તો છોઃ અને એક ફળ એ મૂળીઆને ન જ કહી શકે કે "તું મ્હારા સમું થા, પરિપક્વ ને રસથી ભરેલું, તથા સદૈવ સર્વને ત્હારું સર્વસ્વ સમર્પી દેતું."

કારણ ફળને જેમ અર્પવું, તેમ મૂળને ગ્રહવું,–એ ઇતિકર્તવ્ય છે.

પૂરેપૂરી જાગ્રત અવસ્થામાં સાવચેતીપૂર્વક બોલેલ વાણી વેળા તમે જરૂર સદ્ભાવવન્તા વર્તો છો.

અને છતાં નીંદરની ને લથડતી એવી તમારી વાણીના ઉચ્ચાર વખતે તમે કાંઇ નરસા તો નથી જ.

અને સાવ નબળી વાણીને એવી લથડતી વાણી કદાચ બળે દઇ શકે.

ધૈર્યને સ્થિરતા વડે જ્યારે તમે તમારા લક્ષ્યને વરવા ઉદ્યુક્ત થઇ રહો છો ત્યારે તમે સદ્ભાવવન્તા વર્તો છો.

અને છતાંય લથડતે ડગલે તે પ્રત્યે વળો છો તે વખતેય તમે નરસા તો નથી જ

કારણ એવા લથડતા ડગલાંના તમે પાછા તો નથી જ ફરતા ને?

પરંતુ ઓ તમે સબળ ને સવેગી, એટલું જોતા રહેજો કે ભલમનસાઇ ગણી એક પંગુની આગળ તમે હળવે ડગલે ન ચાલી રહો.

અગણ્યા તમારા રાહોમાં તમે સારા છો, ને તેમ નથી હોતા ત્યારે તમે નરસા તો નથી જ.

એટલું જ કે તમે માત્ર આળસનિમગ્ન ને ભટકન્તા બન્યા છો. કારણ બિચારું ગોકળગાયને કેવી રીતે નિજ ત્વરિતતાનું ભાન આપી શકે?

પંતગીઆની અવસ્થાનું ઇયળને કેવી રીતે ભાન હોઇ શકે?

સઘળી તમારી આત્માની વાંચ્છનામાં જ તમારી સદ્જનતા સમાયેલ છેઃ અને એ વાંછના તો તમારા સર્વનામાં છે.

પરંતુ કેટલાકમાં તે વાંછના પર્વતમાળનાં રસ રહસ્યોને તથા વનપ્રાંતોના સ્વર માધુર્યને પોતામાં સમાવી સમુદ્ર પ્રત્યે સવેગ ધપતા પ્રવાહ સમી છે.

જ્યારે કેટલાકમાં તે કિનારે પહોંચતાં પ્હેલાં લથડતી–વિલંબતી, ખૂણાઓમાં ભાગતી વંક વ્હેળામણી સપાટ સરિતા સમી છે.

પરંતુ વધુ વાંછનાવાળાએ અલ્પ વાંછનાવાળાને એવું કહેવું તો નથી જ ઘટતું કે "શા માટે તું ધીમોને ખોડંગતે ચાલે છે?"

કારણ સાચા દયાળુઓ નવસ્ત્રા તથા નગ્નને એમ ન કહી શકે કે "ત્હારું વસ્ત્ર ક્યાં છે?' તેમ ઘરવિહોણાને ન પૂછી શકે કે "ત્હારા ઘરને શું વીત્યું વારું?"

* * *

પછી એક આચાર્યપત્નીએ પૂછ્યું.

"અમને પ્રાર્થના વિષે કહોજી."

અને મધુરે ઉત્તર આપ્યો.

"તમે તમારાં દુઃખોમાં તથા કંઇક લાભની તેમ અગત્યની વેળાએ પ્રભુપ્રાર્થન જગવી રહો છો."

હું તો ઇચ્છું કે તમારા સૌભાગ્યના આનંદની ભરતીકાળે, તેમ તમારે ત્યાં અન્નપુર્ણા પ્રસન્નતી હોય તેવે સર્વ અવસરે તમે એ પ્રાર્થનભાવ જગવી રહોઃ પ્રેમલ ને ભક્તિભાવ વન્તુ ઇશ્વરી યશગુણ કીર્તન આદરી રહો.

ઉન્નત અવકાશ તત્વમાં તમારું પોતાનું જ વિકસન ને વિલસન–એ વિના અન્ય એ પ્રાર્થના શું કરે છે જો?

અને જેમ તમારા સાન્ત્વનની ખાતર એ તત્વમાં તમે અંધાર રેડો છો, તેમ તમારા આનંદની ખાતર એમાં તમારા હૈયાના ઉઘાડ પણ અર્પવા ઓછા અગત્યના નથી જ.

અને આત્મા જ્યારે તમને પ્રાર્થન-નિમગ્ન થવા પ્રેરતો હોય ને તમે માત્ર રૂદનગ્રસ્ત જ રહેવું પસંદ કરતા હો તો તો તમે જ્યાં સુધી હસતા ને થનગનતા તેમાં ન પ્રવેશો ત્યાંસુધી તમને તે વારંવાર ટકોર દીધાં જ કરશે.

સૂક્ષ્મ ને વિરલ એવા તમારા પ્રાર્થન-કાળના વાતાવરણમાં તમે તે લોકને મળો છો—જુઓ છો, જેઓ તે જ અવસરે પરમ પ્રાર્થનનિમગ્ન હોય છે, અને જેમને અન્ય કો કાળે મળવું—ભેટવું દુર્લભ છે—અરે કે અશક્ય છે.

આથી એ અણદીઠ દેવાલયને દ્વાર તમારી ને તેમની ભેટ કેવળ પ્રહર્ષના પુરમાં તથા મધુરતમ આત્મઉદ્‌ઘાટનમાં થઇ રહેતે.

કારણ કેવળ કોક માગણીને અર્થે ત્યાં ગયા તો તો તે માગ્યું તમારૂં તમને નહીં મળી રહે.

તેમ કેવળ નતશિર ઉભવા ત્યાં પ્રવેશ્યા તો તમે કદી ય ઉર્ધ્વશીર નહીં થઇ શકો.

અથવા કોક અન્યના લાભ માટે તમે પ્રાર્થના ઉચ્ચારી તો તે તમારી નહીં સંભળાય.

અણદીઠા એ દેવમંદિરમાં તો પ્રવેશ માત્ર પામવો તે જ પૂરતું છે.

શબ્દો દ્વારા કેમ પ્રાર્થવું તે હું તમને નહીં શીખવી શકું.

તમારા અધર પર જાતે વિલસી જગન્નાથ જ્યાં સુધી તમારા શબ્દો ન વદી રહે ત્યાં સુધી તે તેમને નથી સાંભળનાર.

અને સરસરિત્ તથા સાગરની પ્રાર્થન-ગીતા, ગિરિવન તથા ગહ્વરની ધ્યાનમાળા, હું તમને એવી રીતે શીખવી શકું, વારુ?

પરંતુ એજ ગિરિવન ને સાગરના જાયાઓ તમે જ તમારા અંતરના ઉંડાણમાં તેને શોધી શકશો.

અને રાત્રિની સમૌનતામાં તેને સૂણશો તો સશાન્ત આ પ્રમાણે કહી રહેતાં તમે તેને અનુભવી શકશો:—

"અમારા જ પોતાના સુપર્ણા આત્મનું પરમાત્મનૂ! અમારા પ્રાણને મંદિર કેવળ ત્હારી જ વાંછના પ્રકટે છે, ત્હારી જ ભાવના ઉજાસે છે.

"અમારા અંતરમાં વિરાજતો ત્હારો જ મનોરથ. ત્હારો જ ચેતનવન્તો પ્રોત્સાહક આદેશ, અમારી રાત્રિઓને દિવસો રૂપે પલટાવી રહે છે—અને તે રાત્રિ તેમ દિવસ ઉભય ત્હારાં જ છે.

"અમારે કશું જ માગવાનું નથી—કારણ જન્મતા પૂર્વેની અમારી અગત્યો શું છે તેને તું પૂરેપુરી પિછાને છે:—

"તું જ અમારી અનન્ય અગત્ય છે; અને તને પોતાને વધુ ને વધુ અમને અર્પી રહે-વામાં તું અમને સર્વસ્વ કાંઇ દઇ રહે છે."

* * *

વર્ષમાં એક જ વેળા નગરમાં પધારતા એવા એક બ્રહ્મચારીણીએ આગળ આવી પૂછ્યું: "અમને આનંદ વિષે કાંઇક સૂણવી રહો."

અને મયુરે જણાવ્યું:

"આનંદ તો સ્વાતંત્ર્યગીત છે,
પરંતુ તે સ્વાતંત્ર્ય જાતે નથી.
જીવનવાંછનાની તે પ્રફુલ્લતા છે,
પરંતુ તે તેમનું ફળ ન હોય.
ઉંચાઇને પ્હોંચવા મથતું તે ઉંડાણ છે,
પરંતુ નથી તે ઉંડાણ વા ઉંચાણ જાતે.
પિંજરમાંનું પાંખો ધરી રહે તે તે છે.

ખરેખર, આનંદ એક સ્વાતંત્ર્ય સંગીત છે.

અપરિમિત મુજ હૃદય પ્રસન્નતા થકી હું ય તમને તે ગાઇ બતાવું; અને છતાં ય તમને એ સંગીતમાં તલ્લીન કરવાની મ્હારી વૃત્તિ નથી.

તમારામાંના કેટલાક આનંદને સર્વસ્વ ગણી રહે છે, ને તેઓ ઠપકાપાત્ર ઠરી રહે છે.

હું તેમને તેવા નથી ગણતો.

કારણ તેઓ એકલા આનંદને જ નહીં વરે, પરંતુ સાત સાત તેની બ્હેનો છે તેમને ય તેઓ વરશે, અને સૌથી ન્હાનામાં ન્હાની તે આનંદ કરતાં સવિશેષ સુંદર છે.

જમીનમાં મૂળીઆં ખોદતે ખોદતે જવાહિરનો ખજાનો જેને જડી આવેલ તેવા મનુષ્ય વિષે તમે સાંભળ્યું છે?

વળી તમારામાંના કેટલાક એ આનંદોને જાણે કોઇક નીશામાં કરેલ દોષની જેમ ગણી પશ્ચાતાપ આદરી રહે છે.

પરંતુ એ પશ્ચાતાપ તો માનસને કાળાં વાદળાં વડે ઘેરી લેવા બરાબર છે, નહીં કે તેની સજા કરવા યોગ્ય.

ગ્રીષ્મમાં લણેલ પાકને જેમ તેઓ સાભાર સ્મરી રહે તેમ તેમણે એ ભોગ-આનંદોને સ્મરવા ઘટે છે.

અને છતાં ય પશ્ચાતાપ તેમને જો આશ્વાસન આપી રહે તો ભલે તેમને તે દ્વારા સમાશ્વાસન ઝીલવા દો.

ઉપરાંત તમારામાંના કેટલાક તો એટલા જુવાન વા એટલા વૃદ્ધ નથી કે એ આનંદોને શોધી રહે, વા તેમને સ્મરી રહે.

અને એ શોધ વા સ્મરણના ભયમાં જ તેઓ આનંદ સર્વસ્વનો ત્યાગ કરી રહે છે.

પરંતુ વસ્તુતઃ તો એ ત્યાગમાં ય તેમનો આનંદ સમાયેલ છે. અને ધ્રૂજતે હાથે મૂળીઆં ઉખેડતાં મથતા એવાઓને ય આનંદનો ખજાનો પ્રાપ્ત થઇ રહે છે.

પરંતુ તમારામાંનું કોણ એવું છે જે પરમ સત્વને અવગણી રહે?

રાત્રિના શાન્તિસત્વને બુલ્બુલ શું અવગણી રહેશે?

તારાઓના તેજસત્વને પ્રભાકીટ શું નિષ્પ્રયોજન લેખશે?

અને તમારી જ્વાલાઓ વા ધુમાડાના ગોટાઓ વિશ્વમાં વિહરતા ને અવકાશ સમસ્તને ભરતા એવા માતરિશ્વાને ભારવંતો કરી રહેશે શું?

પરમસત્વને શું તમે એક નીરવ નિસ્તબ્ધ સરવરીયા સમું ધારો છો કે નાનકડી તમારી લાકડી તેને મુંઝવી રહેશે? અનેકાનેક નાના મોટા વમળમાં વર્તુળોમાં તેને ડોલાયમાન ને અસ્થિર કરી મકશે?

આનંદોના આત્મત્યાગમાં ય તમારે અંતરતમ અંતર તેમની વાસનાઓને તમે વારંવાર સંઘરી રાખો છો.

રસ તો રહે છે—અને એ રસ પરમસત્વના દર્શને જ વામી શકે.

કોણ જાણે છે આજનાં અણઆદર્યાં આવતી કાલે આચરવાં ન પડે?

તમારો દેહ તેના સંસ્કારને પિછાને છે, તેમ પિછાને છે તેની સાચી જરૂરીયાતોને; અને તે યે નહીં છેતરાય.

અને એ તમારો દેહ તમારા આત્માનો સિતાર નહીં તો બીજું શું છે?

તેમાંથી સુમધુર સંગીત વા બેસુરા નાદ ઉત્પન્ન કરવા તે તો તમારા પોતાના પર જ અવલંબે છે.

અને હવાં અંતરમાં તમે પૂછશો, "ભોગોપભોગોમાં સારૂં શું છે તેમ નરસું શું છે?"

તમારાં વનો તથા ઉપવનોમાં જાવ ને તમને પ્રત્યક્ષ થશે કે ભ્રમરનો ઉપભોગ પુષ્પકલિના મધુર રસનું આસ્વાદન કરવામાં

સમાયેલ છે; અને એ કુસુમકલિનો આનંદ મધુપને મધુ પાવામાં ને તે દ્વારા આત્મતત્વનું ઉંડામાં ઉંડું રસરહસ્ય તેની સમીપ ખુલવામાં સમાયેલ છે.

કારણ મધુકરને મન એ પુષ્પ જ જીવનસર્વસ્વ છે; જ્યારે એ પુષ્પને પ્રાણ એ મધુપ પ્રેમનો પયગંબર છે.

અને એ ઉભયને—પુષ્પ તથા મધુપને—નિજ નિજ પ્રિયતમ તત્વનું લેવું દેવું, નિજ નિજ આનંદનો વિનમય, ઉંડેરી અગત્ય છે એટલું જ નહિ પણ પુણ્યતમ અને પ્રદર્પ છે.

અહલાદપુરિનાં ઓ સર્જન સર્જનીઓ, તમારા ઓગોપઓગોએ તમારા હર્પાનંદોમાં એ મધુપ તથા પુષ્પ સમાં થઇ રહો."

* * *

અને એક કવિએ પૂછ્યું: "સૌંદર્ય વિષે અમને કંઇક કહોજી."

અને તેણે ઉત્તર આપ્યો:

"સૌંદર્યને ક્યાં શોધશો, ને તે તમને કેવી રીતે લાધી રહેશે—સિવાય કે તે જાતે જ તમારો માર્ગ તેમ માર્ગદર્શક ન નીવડી રહે?

અને તેના વિષે તમે કવશો વા કૂજશો ય શું–સિવાય કે તે પોતે જ તમારી વાણીને ગુંથી–વણી ન રહે?

દીર્ઘ દિલનાંઓને દુઃખમાં ડૂબેલાંઓ જણાવે છે:

"સૌન્દર્ય માયાળુ ને નમ્ર છે.

"પોતાની કીર્તિથકી અર્ધશરમીંદી નવ-માતાની જેમ તે અમારી મધ્યે વર્તી રહે છે."

જ્યારે રાજભુલણીઓ જણાવે છે: "ના, ના, સૌન્દર્ય તો સામર્થ્ય તથા ભયની એક વસ્તુ છે.

ઉભરાતી આંધીની જેમ તે ઉપર આકાશ તથા નીચે ધરતીને ધ્રુજાવી રહે છે."

શ્રમિત તથા અકળાએલાંઓ જણાવે છે: સૌન્દર્ય તો ધીમા ધીરા કવણનનું બનેલ છે. તે અમારા પ્રાણમાં સુરીલું ગુંજી રહે છે.

છાયા ભયે કંપતા મંદ પ્રકાશની જેમ તેનો સ્વર અમારી શાન્તિને સ્પર્શી રહે છે.

જ્યારે વિશ્રામ વિહોણાંઓ જણાવે છે: "પર્વતમાળ પર અમે તેના ધ્વનિ પ્રતિધ્વનિ સુણેલ છે. તેમ અશ્વોની ખરીઓમાં, તથા સિંહોની ગર્જનામાં અમે તેની દોન પરંપરાને અનુભવી છે."

નગરના નીશાચરો જણાવે છે: "ઉષસ્તેજ સાથે સૌન્દર્ય તો પર્વ દિશામાંથી ઉદયમાન થઇ રહેશે."

અને બપોરના કામાધુઓ સૌ જણાવે છે: "અમે તે સૌન્દર્ય રાણીને સંધ્યાની બારીએથી પૃથ્વી પ્રત્યે નમતી–ઢળતી નીરખી છે."

હિમાળા બરફમાં દટાયેલાઓ કહે છે.

"વસન્તના આવાગમન પ્રસંગે તે પર્વતમાળપર હસતી રમતી. હલતી તથા કલ્લોલતી પધારશે."

અને ગ્રીષ્મના પ્રખર તાપમાં લણણી કરનારાઓ કહે છે: પાનખરનાં પત્રો સાથે નર્તતી અમે તેને નીરખી છે. ને તેની અલકલટોમાં બરફની શ્વેત કણિકાઓને પ્રત્યક્ષ કરી છે."

આમ ભિન્ન ભિન્ન સૌ જ તમે સૌન્દર્ય વિષે ભાખેલ છે, પરંતુ વસ્તુતઃ તમે તેને વિષે નહીં, પરંતુ તમારી અણુસંતોષાયલી અગત્યો વિષે જ જણાવેલ છે; અને સૌન્દર્ય અગત્ય નથી, પણ પ્રદર્પ છે.

તૃષાતુર એ મુખ નહોય, તેમ નહોય એક લંબાવેલ ખાલી ભિક્ષુકનો હાથ. એ તો, પ્રજ્વલિત ને ધગધગતું હૈયું છે–એ તો સનમુદિતારનો પીધેલ–પ્રાશેલ આત્મા છે.

, દશ્ય મૂર્તિ તે ન્હોય, તેમ ન્હોય તે શ્રાવ્ય સંગીત. બલ્કે આંખો મીંચી દો ને છતાં ય દશ્યમાન થાય, કાન બંધ કરો ને છતાં ય સૂણાય, તેવી તે મૂર્તિ છે, તેવું તે સંગીત છે.

નિત્ય નિત્ય વિકસતું વિલસતું તે પ્રાણ-પ્રસન્ન કુંજસદન છે–સદા સર્વદા પળવિપળ તારાતારાઓનાં મહારાજ્યમાં આનંદન મ્હાલતું, દૂરસુદૂર ઊડતું થનગનતું તે દેવદૂતોનું સુભગ વૃંદ છે.

. પ્રહ્લાદપુરિના પુરજનો, પોતાના હિરણ્મય પવિત્ર મુખ પરથી આચ્છાદન દૂર કરતું સૌન્દર્ય તો જીવન છે.

પણ તમે જ તે જીવન છો; તમે જ તે જીવન આચ્છાદન છો.

પોતાના સ્વરૂપને આદર્શમાં નીરખતું સૌન્દર્ય તો અનંતતત્ત્વ છે.

પણ તમે જ તે અનંતતત્ત્વ છો: તમે જ તે આદર્શ છો."

* * *

એક વૃધ્ધ આચાર્ય પૂછી રહ્યાઃ
"અમને ધર્મ વિષે કંઇક સદ્બોધો."
અને મધુરે જણાવ્યું:

"એ વિના અન્ય આજ મેં ઉચ્ચાર્યું છે જ શું?

સર્વ ચિન્તન તથા સર્વ કર્મ ધર્મ નથી શું?

અને તે જ રીતે જે ચિન્તન નથી તેમ ક્રિયા નથી, પરંતુ આત્મામાંથી ઉગતાં–ફૂટતાં આશ્ચર્ય તથા ચમત્કૃતિ માત્ર છે, તે યે ધર્મ નથી શું?

સાળવીની સાળ પર વણાયેલ સર્વ, તેમ શિલ્પીની શીલા પર કોતરાયેલ સર્વ, એક સરખાં ને એકરૂપનાં જ ધર્મકર્ત્તવ્યો છે.

કારણ શ્રદ્ધાને ક્રિયા થકી, વા માન્યતાને નિત્યકાર્ય થકી, ભાગ્યે જ વિખુટી પાડી શકાશે.

ઘડિઓનો પસારો સન્મુખ કરી કોણ કહી રહેશે કે "આ ઇશ્વરની ખાતર, ને આ મ્હારી પોતાની ખાતર, આ મ્હારા આત્માની ખાતર ને આ બાજી મ્હારા શરીરની ખાતર છે?

અવકાશમાં આત્મેઆત્મ વિહરતી એ ઘડિઓ તો તમારી પાંખ્યો છે.

પોતાની નીતિને જે ઉત્તમ વસ્ત્ર તરિકે માત્ર પ્હેરી જાણે છે તે નગ્ન રહે તો ય શું?

સૂર્ય તથા મરુત્ તેના શરીરની ચામડીમાં કાણાં નહીં પાડે. અને પોતાના આચારને જે નીતિની આંકણીએ સ્દૈવ આંકી રહે છે તે તો પિંજરમાં પોતાના સુરીલા આત્મન્-પંખીને કેદી કરી રહે છે.

તાર તથા સળીઓ દ્વારા તો સ્વાતંત્ર્યમત્ત સંગીત ભાગ્યે જ નીસરી શકે.

આથી ધર્મપૂજન જેને મન કેવળ ઉઘાડઅડકાવ કરવાની બારી માત્ર છે, તેને વસ્તુતઃ પોતાના આત્મન્-ગૃહનો હજી પરિચય નથી–તેમ તેની પ્રભાતે પ્રભાતે પ્રસન્નમન પ્રકાશતી બારીઓની ય તેને પિછાન નથી.

તમારું નિત્ય જીવન તમારું મંદિર છે, તમારો ધર્મ છે.

જ્યારે તેમાં તમે પ્રવેશો ત્યારે સર્વસ્વ તમારું સંગે લઇ પ્રવેશજો:

અગત્યની તેમ આનંદની સર્વ કાંઇ સામગ્રી સંગે લઇ પ્રવેશજો. કારણ ધ્યાનસ્થ એ તમારી સ્થિતિમાં તમારી પ્રાપ્તિ–અપ્રાપ્તિઓ થકી તમે વત્તા વા ઓછા ચ્હડી વા ઉતરી નથી શકવાના.

અને સર્વ મનુષ્યોને ય તમારી સંગે લેજો.

કારણ પૂજનવિધાનકાળે તેમ ના... સૌની આશા–નિરાશાઓ થકી ઉંચા વા નીચા તમે ઉડી વા ડૂબી નથી શકવાના.

અને ઇશ્વરને જો જાણો તો ગુપ્તભેદો વા રહસ્યોની ગુંચો ઉકેલનારા મા થતા.

બલ્કે તમારી આસપાસ સર્વત્ર ને સર્વદિશ તમારાં બાળકોમાં જ રમતા–ખેલતા તે વિરાટનાં દર્શન ઝીલી રહેજો.

અને જરાક ઉંચું તો જુવો:–વાદળ-દળની ગડિઓમાં તેનાં પગલાં પડેલ છે; વિદ્યુતલતાઓમાં તેના હાથ પ્રસરેલ છે; અને વર્ષાધારામાં તે રસિકવર અવનિ પર અવતરી રહેલ છે.

કુંજના પુષ્પોમાં તે સલુણું ને સોહાગ ભરપુર હસે છેઃ અને વૃક્ષની વિટપવિટપે તેના મંજુલ હસ્ત "જયજય" કહેવા બ્રહ્માંડભરને અભિવાદે છે–આશ્વાસે છે.

* * *

પછી તે મંત્રદ્રષ્ટા સર્વમિત્રાએ ઉચ્ચાર્યું:– "હવાં અમે મૃત્યુ વિષે પૂછીએ?"

અને તેણે કહ્યું:

"જરૂર તમારે મૃત્યુના ભેદ જાણવા જોઇએ.

પરંતુ જીવનની આંતરગુહામાં તમે તેને નહીં ખોળો તો અન્યત્ર ક્યાં તે તમને જડી શકશે?

રાત્રિકાળે જ દૃષ્ટિ ધારણ કરતું ઘુવડ દિન તથા દિનશ્રીના પ્રકાશ પારાવારના ભેદ ભાગ્યે જ પિછાની શકે.

મૃત્યુના સત્ત્વને પૂરેપૂરું પિછાનવું હોય તો જીવનના શરીરને સત્કારવા હૈયું સંપૂર્ણ ખુલ્લું મુકી રહો.

કારણ જીવન તથા મૃત્યુ એક જ છે, જેમ સરિત તથા સાગર એક છે તેમ.

તમારી આશા તથા અભિલાષાના અગોચર ઉંડાણમાં તે પારનું સમૌન જ્ઞાન તમારે ચિત્તે વસે છે.

અને બરફ નીચે સ્વપ્નતાં બીજની જેમ તમારૂં અંતઃકરણ વસન્તને સ્વપ્ને છે.

એ સ્વપ્નોને માનો, કારણ તેમનામાં અનંતતાનાં દ્વાર સંગુપ્ત છે.

સન્માનનિઝર્યાં હાથે વધાવવા તત્પર થયલા રાજા સમીપ જેમ એક ગોવાળ ધ્રુજતો ને કંપતો ઉભે, તેમ તમે મૃત્યુના ભયે ધ્રુજો છો–કંપો છો.

ઉંડેરા હૈયાના ઉંડાણમાં એ ગોવાળને મને હર્ષ નથી શું? તેના એ અનુકંપમાં આનંદ નથી શું?–કારણ તે જાણે છે–પૂરેપૂરૂં તેને જ્ઞાન છે કે રાજાના સન્માનનો તે પાત્ર છે, તેની સત્કારમુદ્રા વડે તે અંકિ છે.

અને છતાંય તે પોતાની ધ્રુજારીને સવિશેષ વિચારતો નથી શું?

કારણ મરવું એટલે શું તે જાણો છો? પવનમાં ખુલ્લા દિલે ઉભા રહેવું, વા સૂર્યમાં બાષ્પ સમા ગળી જવું એ જ.

અને શ્વાસોચ્છ્વાસ લેતા અટકવું એટલે શું? અશાન્ત ભરતીઓમાંથી પ્રાણને મુક્ત કરવા, જેથી તે ઉચ્ચોચ્ચ ચ્હડી શકે, સોલ્લાસ વિકસી તથા વિલસી શકે, અને કશા ય અંતરાય વિના ખુદ પરમાત્માને શોધી શકે.

એ તો શાન્તિની સરિતામાંથી જળપાન કરો ત્યારે જ તમે ખરેખરૂં ગાઇ શકો.

અને પર્વતને શિખર જ્યારે તમે પ્હોંચો ત્યારે જ વસ્તુતઃ તમે સાચેરૂં ગિરિઆરોહણ આરંભો છો.

અને એ તો જ્યારે પૃથ્વી તમારાં અંગાંગ પોતામાં ઝીલી શમાવી લેશે, ત્યારે જ ખરેખરા તમે નિર્બન્ધ ને નિર્ભર નર્તી શકશો."

# ચામડાના દલાલ

: લેખક :

**પ્રસાદ**

આપણા સમાજની અવનતીમાં પેટા-જ્ઞાતીઓનું અસ્તીત્વ પણ કારણભૂત છે જ. એક જ જ્ઞાતીના બે વિભાગમાંથી જુદા જુદા પોકાર ઉઠે છે. એક વર્ગ કહે છે કે અમારામાં કન્યાની અછત છે, જ્યારે બીજો વર્ગ ફરીયાદ કરે છે કે અમારામાં વરની અછત છે. જ્ઞાતીનાં આ સાંકડાં વર્તુળોને લઇને આપણાં લગ્નો નિષ્ફળ નીવડ્યાં છે, એટલું જ નહિ પણ આપણામાં વર્ણશંકરતા પ્રવેશી છે, એમ કહેવું અતિશયોક્તિભર્યું નથી જ. દરેક જ્ઞાતીઓ પોતાનાં આ સાંકડાં વર્તુળો તોડી નાંખી લગ્નનું ક્ષેત્ર વિશાળ બનાવી દે, તો લગ્નના બજારમાં જે શરીરનો વિક્રય થાય છે, તે પ્રથા જમીનદોસ્ત થઇ જાય. અનાવિલ, બ્રહ્મક્ષત્રી, તથા કેટલેક અંશે ખેડાવાલ, ઔદીચ્ય અને કણબી કોમમાં આખા જીવનની કમાણી વરને આપવાના ચાંકડામાં જ ખપી જાય છે, તેમ થવા પામે નહિ, કન્યાની જેટલા વરસની ઉંમર તેટલા હજાર રૂપીઆ આપી કન્યા "ખરીદી" લાવ્યાના કિસ્સા આપણે સાંભળીએ છીએ, તે બનવા પામે નહિ, અને માનસિક તથા શારીરીક કજોડાં ઠેર ઠેર જોવામાં આવે છે, તે નીપજી શકે નહિ.

આવી જ એક પેટાજ્ઞાતીમાં મારા મિત્ર નરેન્દ્ર જન્મ્યા હતા—તેમની જ્ઞાતીમાંથી તો તેમને કન્યા મળવી જ મુશ્કેલ હતી. ભણેલા, વિનયશીલ અને સંસ્કારી હોવા છતાં જ્ઞાતીમાં કન્યાની અછતને પરિણામે તેમના લગ્ન થઇ શક્યાં નહતાં. છેવટે બેચાર મિત્રોની સલાહથી તેમણે જાહેર ખબર દ્વારા પ્રયત્ન કરી જોવાનો વિચાર કર્યો. તેમણે જાહેર ખબર આપી તે દરમ્યાન તેમને કાર્ય પ્રસંગે બહારગામ જવું પડ્યું-તેથી જાહેર ખબરના જવાબો આપવાનું, કાર્ય મારે માથે આવી પડ્યું.

જાહેર ખબરના જવાબમાં આવેલા પત્રો માંથી એક બે ઠીક લાગ્યા તેને જવાબ આપ્યા. બે એક દિવસ બાદ એક ગૃહસ્થ મારૂં મકાન પૂછતો આવ્યો. મેં તેને આવકાર આપી બેસાડ્યો અને આવવાનું પ્રયોજન પૂછ્યું. જવાબમાં તેણે મારે લખેલો જવાબ મને બતાવ્યો ત્યારે જ મને, ખબર પડી કે આ કન્યા બાબત વાતચીત કરવા આવ્યો છે. વાત છેડવાના ઇરાદાથી મેં પૂછ્યું:

"કન્યા કેટલા વરસની છે? ભણેલી છે કે નહિ?"

"કન્યા અહીં જ છે, મારી સાથે આપ આવશો, તો રૂબરૂ જ જોઇ શકાશે." તેણે ખુલાસો કર્યો.

"તમે તેમના કંઇ સગા થાવ?" મેં પ્રશ્ન કર્યો.

"મારે તેની સાથે કંઇ પણ સગાઇ નથી. એ તો મારા મિત્રની ભાણેજી છે, તેથી હું પ્રયત્ન કરૂં છું. બાકી મારે કંઇ અંગત સ્વાર્થ નથી." કોઇક સંસ્કારી પુરૂષની અદાથી વાત કરતાં તેણે કહ્યું. તેણે બેંગલોર ટોપી પહેરી હતી, મુંછો ફ્રેન્ચ કટ મુજબ કપાવી

હતી, અને ઝીણું સફેદ ધોતીયું ધારણ કર્યું હતું. મને તે કોઇ ખાનદાન કુટુંબનો નબીરો હોય એમ લાગ્યું.

અમે તેને ઘેર જવા નીકળ્યા અને થોડી વારમાં તેને ત્યાં આવી પહોંચ્યા. તેનું મકાન સ્વચ્છતા અને સુઘડતાનો નમુનો હતું.



અમે આવી હીંચકે બેઠા. હીંચકાથી થોડે દૂર એક સ્ત્રી કપાળ સુધી અધું ઓઢી બેઠી હતી.

આખા મકાનમાં ચોકખાઈ અને વ્યવસ્થા તરી આવતી હતી. દિવાલો ઉપર કિંમતી ફોટાઓ ટાંગેલા હતા. એક બાજુ તેનો અને તેની પત્નીનો ફુલસાઈઝ રંગીન ફોટો હતો. તકીયાના ગલેફ સફેદ દૂધ જેવા ધોયેલા હતા. અમે આવી હીંચકે બેઠા. હીંચકાથી થોડે દૂર એક સ્ત્રી કપાળ સુધી આછું ઓઢી, નવું જાયલ પહેરી બેઠી હતી, સામી બાજુ એક સત્તાવીશ વરસનો જુવાન બેઠો હતો. અંદરના રૂમમાં એક બીજી સ્ત્રી હતી, તેના તરફ જોઈ પેલાએ કહ્યું: "જરા ચા મૂકી દેને." અને પેલા જુવાન પ્રત્યે જોઈ કહ્યું "પોપટ, તું જરા દૂધ લઈ આવ." પોપટ દૂધ લેવા ગયો, પેલી સ્ત્રીએ સ્ટવ સળગાવી ચા મૂકી.

"એ મારી વાઈફ છે, અને આ પેલી કન્યા!" પેલાએ ખુલાસો કર્યો.

"હાં. પણ તમારૂં નામ તમે મને કહ્યું નહિ." મેં કહ્યું:

"મારૂં નામ **મોતીલાલ** અને આ **પોપટલાલ** છે તે કન્યાનો મામો થાય."

થોડીવારમાં **પોપટલાલ** દૂધ લઈને આવ્યો. કન્યાને મામા નજીક તેને નીહાળવાની મને તક મળી એટલે મેં તેને વેધક દૃષ્ટિથી જોવા માંડ્યો. શરીરે સુકલકડી જેવો. કંઈક ઉંચો. અને ફક્કડ આંખવાળો તે જુવાન કન્યાનો મામો ન જ હોય એવું મારૂં અંતઃકરણ મને કહેવા લાગ્યું. ચા તૈયાર થતાં મોતીલાલે કહ્યું:

"શાન્તા, જા, ચ્હાના પ્યાલા લઈ આવ."

શાન્તા—પેલી છોકરી—ઉઠી. હું તેને બરાબર જોઈ શકું માટે **મોતીલાલ** તેને વારંવાર બહાનાં કાઢીને ઉઠાડતો હતો. **શાન્તાએ** આવી ચ્હાના પ્યાલા મૂક્યા એટલે **મોતીલાલે** કહ્યું:

"અહીં બેસી પાન બનાવ તો."

**શાન્તા** કંઈક સંકોચાતી બેઠી અને પાન બનાવવા લાગી. પાન લઈ હું ઉઠ્યો. **મોતીલાલ** મારી સાથે બહાર આવ્યો.

"કેમ, કન્યા પસંદ પડી?" તેણે પ્રશ્ન કર્યો.

"કન્યા નથી પણ વિધવા છે." મેં કહ્યું. **મોતીલાલ** મુંઝવાઈ ગયો. આમ એકદમ ખબર પડી જશે એમ તેણે ધાર્યું ન હતું. તેને કંઈ પણ બહાનું જડયું નહિ એટલે તેણે કબુલ કર્યું, "હા, વિધવા છે, પણ બાળરાંડ છે. આપણે પૈસાનો સવાલ નથી, સમજ્યા. બીજા તો બે ચાર હજારથી ઓછી વાત ન કરે, પણ આપણે તો તમે નક્કી કરો એ કબુલ. તમે એક રૂપીઓ કહો તો પણ મારે કબુલ કરવું. પછી છે કાંઈ?"

**મોતીલાલે** મધ મૂકીને વાત કરવા માંડી.

"વારૂ, કાલે વિચાર કરીને જવાબ આપીશ," મેં કહ્યું અને અમે છૂટા પડ્યા.

બીજે દિવસે નક્કી કરેલે સમયે **મોતીલાલ** આવ્યો. વધુ વિગત જાણવાના ઇરાદાથી મેં પ્રશ્ન કર્યો "**શાન્તાને** કેટલાં વરસ થયાં હશે, **મોતીલાલ**?"

"બહુ તો સત્તર અઢાર." તેણે જવાબ આપ્યો. મારૂં મન માન્યું નહિ.

"મને તો ત્રેવીસેક વરસની લાગે છે." મેં ખુલ્લું જણાવ્યું.

"ના ના, એટલાં બધાં ન હોય. બહુ તો કદાચ વીસ હશે."

"ત્યારે તમે મારાથી ખરી વાત તો છુપાવો છો જ," મેં કહ્યું.

"જુઓને, તમને ખુલ્લું કહી દઉં. તેનો મામો જરા ભીડમાં છે. શું કરૂં કે તેને હાલ ઉતાવળ છે, નહિ તો આ જ છોકરીના ઓછામાં ઓછા બે હજાર ઉપજાવવાની તો મારામાં શક્તિ છે, પણ લાચાર, તેને ભીડ

હોવાથી સાતસો આઠસોમાં બની શકશે. અને એટલાય જો તમને વધારે લાગતા હોય તો તમે પોતે જે આંકડો મૂકો તે કબુલ."

મોતીલાલના કહેવા ઉપરથી મને તરત સમજાઇ ગયું કે એ ચામડાની દલાલી કરનારો સમાજનો કીડો છે! ઉજળા પોશાક નીચે છુપાયેલા સમાજને આફતરૂપ થઇ પડેલા આવા ચામડાના દલાલો પોતાની વાકજાળથી અથવા તો સામાને શરમાવીને પોતાનું કામ કાઢી લેવામાં ચાલાક હોય છે. તેને શી રીતે ના પાડવી તે મને સુઝયું નહિ. છેવટે મેં બ્હાનું કાઢયું:

"પણ જુઓને મોતીલાલ, છોકરી ઘણી જ મોટી છે, અને મારો મિત્ર તેને પરણીને ઘેર લઇ જાય તો ન્યાતમાં ઓમેર વાત ફેલાઇ જાય કે છોકરી કાંતો પરણેલી છે કે કાંતો વિધવા છે. તેના કરતાં કોઇ નાની ઉમરની છોકરી હોય તો મને કહેજો".

"એ ભાઇ સાહેબ આનું જ કરાવી દોને!" મોતીલાલે કહ્યું. "બીચારો પોપટ લાલ મુંઝાઇ ગયો છે, તે પણ તમારો ઉપકાર માનશે, અને છોકરીએ ઠેકાણે પડશે."

"પણ ઉંમરનો બાધ મોટો છે. જો તે નાની હોત તો હું કાંઇ કરી શકત."

"ત્યારે જો વિચાર હોય તો...રખાત તરીકે રાખો!"

સાંભળીને હું ધરાઇ ગયો—ધીરજની પરાકાષ્ટા આવી રહી હતી. સમાજને ફોલી ખાનારા આ કીડાને લાત મારીને બહાર કાઢવાનું મન થયું, પણ મને લાગ્યું કે તેની પાસેથી વધુ જાણવાનું મળશે, તથા આપણા સમાજમાં સડો શી રીતે પ્રવેશે છે તેની બારીક તપાસ તેની મારફતે થઇ શકશે ધારી મેં તેની મૈત્રી સાધવાનો નિશ્ચય કર્યો.

"મોતીલાલ, ગમે તેમ, પણ આની સાથે મારા મિત્રને લગ્ન કરવાની ભલામણ કરવામાં મારૂં મન માનતું નથી. પણ તમે મને રોજ મળતા રહેજો, અને કોઇ સારી કન્યા આવે, તો મને ખબર આપજો."

"વારૂ" કહી મોતીલાલ ગયો.

ત્યાર બાદ મેં તેની સાથે પરીચય વધારી દીધો. હું તેનો સંપૂર્ણ હિતસ્વી છું એવો મેં ડોળ કરવા માંડયો. તેને પણ મારો સંપૂર્ણ ભરોસો પડી ગયો, અને ધીમે ધીમે દીલ ખોલીને બધી વાતો મને જણાવવા માંડી. વાતવાતમાં જણાવ્યું કે તે લોહીનો વેપાર કરાવનારો જબરજસ્ત દલાલ હતો. તેના કાર્યમાં તેની સ્ત્રી પણ તેને ખૂબ મદદરૂપ થઇ પડી હતી. કન્યાને જોવા માટે જે ઉમેદવારોને તે પોતાને ઘેર તેડી લાવતો તેની સાથે તે પોતાની બોલવાની મીઠાશથી પરિચય વધારી દેતી, અને પેલાને પોતાની જાળમાં સપડાવતી જેથી લગ્નનું સાટું તો ઓછે વત્તે પણ જરૂર નક્કી થઇ જતું. તેની આ પત્ની બાબત પણ મોતીલાલે મારી આગળ કબુલ્યું હતું કે તે એની કાયદેસર પત્ની ન હતી, પણ ઉપપત્ની જ હતી. ત્યારબાદ તેણે પોતાનું કામ કેવી રીતે ચાલે છે તેનો કંઇક પરિચય મને કરાવ્યો. એક પેટી ખોલી તેણે ફોટોગ્રાફનું બંડલ કાઢયું, અને એક પછી એક ફોટા મને બતાવવા માંડયા.

"જુઓ આ ઇંદોરના એક કારખાનાના માલીકની પુત્રી છે. તેના બાપે સ્નેહલગ્ન કરેલું એટલે ન્યાતમાંથી કોઇ લે નહિ. પોતે મેટ્રીક સુધી અભ્યાસ કર્યો છે અને કોઇ સુધારકને ખોળે છે. છે મારવાડી. પણ કોઇ કહી શકે? આ વઢવાણના એક વણીકની પુત્રી છે. માબાપ કંગાલ હાલતમાં છે. તેથી પુત્રીને પાંચેક હજાર

નોરોનાં બંડલ અને બીજી બાજુ કન્યા મૂકાય છે, અને આવી રીતે લગ્નના "બજાર"માં "સોદા" પતી જાય છે, મને આખો મહીનો મહેનત કરતાં પણ દસ રૂપીઆ માંડમાંડ મળે છે, તો આ અડધા કલાકના દસ શું ખોટા? આ લાલચે હું લગ્ન કરાવવા જાઉં છું, વળી આવાં લગ્નો વખતે વારંવાર જુદા જુદા ગોર બોલાવવાથી વાત ફુટી જાય તેથી ઘણું ખરૂં જે બાંધેલો ગોર હોય છે તેને જ બોલાવવામાં આવે છે."

અને આપણે આપણી લગ્ન સંસ્થાને આદર્શ કહીએ છીએ! આપણે ત્યાં શું નથી? પેટને ખાતર લગ્ન જેવાં પવિત્ર કાર્યને અભડાવનાર ભૂદેવો છે, પેટને ખાતર પુત્રીને વેચનારા કસાઇઓ પણ છે. અને પેટને ખાતર જીવતાં હાડ માંસનો "વેપાર" કરનારા દલાલો પણ છે! આ ચામડાના દલાલો વ્યવસ્થિત રીતે કામ કરતા હોઇ સારા દેશમાં ઠેરઠેર પોતાની જાળ બીછાવી દીધી છે. ભરવસ્તીમાં આપણી સામે જ આ લોકો વસતા હોય છે, પણ આપણે એક દમ જાણી શકતા નથી. દરેકનું ચોક્કસ મુખ્ય મથક હોય છે, અને ત્યાંથી દોરી સંચાલન થાય છે. આવા ચામડાના દલાલોમાંનો મોતીલાલ તો એક જ માત્ર છે. પણ આવા તો હજારો મોતીલાલો પોતપોતાનાં મથકો સર કરી ષડયંત્રો ચલાવ્યા કરે છે, અને આપણી સામાજીક બંધારણની ક્ષતીઓનો ગેરલાભ લઇ પોતાનું કાર્ય ધમધોકાર ચલાવ્યે જાય છે. આવો લોહીનો વહેવાર અટકાવવો હોય તો સમાજનું પુનર્વિધાન થવું જોઇએ. જે જ્ઞાતીમાં વરનો ટોટો હોવા ન છતાં પણ વરની અછત હોવાની બૂમ પડે અને કન્યાની વિપુલતા હોવા છતાં કન્યા ન મળે, તે જ્ઞાતીનું પુનરુત્થાન કરવું અનિવાર્ય છે, અને આવી ફરીઆદોને પહોંચી વળવા સામાજીક બંધારણમાં ફેરફાર કરી પેટા જ્ઞાતીઓનું છેદન કરવાનો સમય આવી લાગ્યો છે. જે સમાજ આવાં સાંકડાં વર્તુળો તોડી નાખવા જેટલી પણ નૈતીક હિંમત બતાવતો નથી તે સમાજ ફના થવા જ સર્જાયેલો છે.

# નિર્ધનતા નિવારણના માર્ગ

:: લેખક ::
શ્રી. અનિલવરણ રોય

આપણી પ્રજાની ગરીબાઇ ટાળવા માટે પરદેશી અમલ અને પરદેશોની ચસણુ ક્રિયા દૂર કરવાના તથા ખેતીમાં વિજ્ઞાનનો ઉપયોગ કરવાના, મોટા પ્રમાણની ઉત્પત્તિ વાળી પધ્ધતિ દાખલ કરવાના અને બીજા ઉપાયો આગળના લેખોમાં સૂચવવાની મેં હિંમત કરી હતી. તે ઉપરથી એક ખાદીવાદીએ મને મંદબુધ્ધિ, શેખચલ્લી અને વેદિયા તરીકે ઓળખાવ્યો છે. એ ખાદીવાદીની દૃષ્ટિએ સ્વરાજ્ય એ એક એવું સ્વપ્નું છે કે જેનું "લાંબા કાળ સુધી કંઇ પણ પરિણામ જોઇ શકાશે નહિ" પરદેશી રાજ્ય અને પરદેશની ચસણુ ક્રિયા ચાલુ રહેશે, આપણી ખેતી અસલની ઢબ મુજબની જ રહેશે અને આપણે એક્સ્ચેંજ, વિનિમય, જગાત અને માલ લાવવા લઇજવાનાં સાધનોને લગતા સઘળા ગેરલાભો સહન કરીશું, છતાં રેંટિયાના જાદુઇ ચમત્કારથી આપણા લોકોનું દળદર તરત જ ફીટી જશે. આની આપણા ખાદીવાદીઓની વહેવારુ અક્કલ છે! ખરે જ આઠ વર્ષના અસાધારણ પ્રયત્નો પછી અને વીસ લાખ રૂપિયાની મુડી રોકી માત્ર ૮૪ લાખ વાર ખાદી દર વરસે ઉત્પન્ન કરી, ગરીબોને "તાત્કાલિક" મદદ કરવાનો આમ તેઓએ પુરાવો આપ્યો છે!

## ગરીબીનો એક જ ઉપાય

ધર્માદા કામથી જ ગરીબોને તાત્કાલિક રાહત આપી શકાય. અને ખાદી કામ પણ હવે તે જ આધારે ચાલે છે અને નહિં કે આર્થિક અર્થવા વેપારી દૃષ્ટિએ. લોકોની દરિદ્રતા દૂર કરવાનો ખરો ઉપાય તો બહાર ઘસડાઇ જતાં નાણાંનો અટકાવ કરી, ધનની પેદાશ વધારવાનો છે. આ સિવાય બીજો રસ્તો જ નથી.

આ કામ એકાએક ન થઇ શકે તોપણ એ દિશામાં આપણે તરત જ પગલાં ભરી શકીએ. ખાદી પ્રત્યે અમારો મોટો વાંધો એ છે કે લોકોને એનાથી ખરી મદદ મળતી નથી એટલું જ નહિં—માસિક આવકમાં આઠ આનાનો વધારો એ કંઇ સાચી મદદ નથી. પણ આપણા રાષ્ટ્રીય કાર્યકર્તાઓનું ધ્યાન સાચા રચનાત્મક કાર્યમાંથી ઉંધી દિશામાં દોરી જઇ તથા જાહેર પ્રજાની શક્તિ અને નાણાંની ભયંકર બરબાદી કરી, તે દેશને ખરેખર નુકશાન પહોંચાડે છે.

## ખેતીમાં સુધારા કરાવો

ખાદી સામે જે સ્પષ્ટ હકીકતો મેં વ્યવસ્થાપૂર્વક એકઠી કરી છે તેને, ખાદીના વિરોધીઓની એ સામાન્ય દલીલો છે એમ કહી એ ખાદીવાદીએ ક્યારે મકી દીધી છે, અને પોતાના ખાદીના તૂત માટે એ ભાઇએ તદ્દન નવી દલીલો અને હકીકતો રજુ કરવાં પ્રયત્ન કર્યો છે! એ ભાઇ કહે છે કે, "હિંદના લોકોનો મોટો ભાગ ખેતીમાં કામ કરે છે અને તેઓને માત્ર છ મહીના સુધી ખેતરમાં કામ કરવું પડે છે વગેરે."

છેક કંટાળો આવે એવી રીતે કરવામાં આવતી આ દલીલ તદ્દન ભૂલ ભરેલી છે. પહેલી વાત તો એ છે કે હિંદમાં કંઇ બધી જ જગ્યાએ ખેડુતોને કેટલાક મહીના આળસમાં ગાળવા પડતા નથી. બીજુ એ છે કે ખેતીમાં જોઇએ તેવા સુધારા કરવામાં આવ્યા નથી તેથી જ ખેડુતોને આખા વખત પૂરતું કામ મળતું નથી. તેમના પર નવું કામ લાવવાને બદલે, તેઓ પોતાનું કામ જ વધારે સારી રીતે કરે એવી તેમને કેળવણી આપવી જોઇએ. સારાં બી અને બળદોની પસંદગી, ખાતરની જાળવણી, પેદાશ તથા વેચાણની સહકારી મંડળીઓની સ્થાપના વિગેરેને લગતા સાદા સુધારા કરી તથા સાદાં સાધનોનો ઉપયોગ કરી, ખેડુતો કાંતવામાંથી મેળવવાની આશા રાખે તે કરતાં વધુ ફાયદો મેળવશે. રેંટિયાના સાવ નિરર્થક કાર્યક્રમ પાછળ જે પ્રયાસો કરવામાં આવે છે, તેવા પ્રયાસો દ્વારા જ આવા સુધારા કરવા માટે આપણે ખેડુતોને કેળવી તેમનું સંગઠ્ઠન કરી શકીશું.

## તણખલાંના ટેકા

આ ખાદીવાદીએ, મને રીચર્ડ બી. ગ્રેગનું ખાદીનું અર્થશાસ્ત્ર (Ecodomics of Khadder) વાંચી જવા ભલામણ કરી છે. આ પુસ્તક પ્રસિધ્ધ થયા પછી એક વરસમાં જ સારા હિંદના ખાદીવાદીઓએ તેને વેદ જેટલું મહત્વ આપી દીધું છે. હું એ ભાઇને ખાત્રી આપું છું કે એ ઉપયોગી પુસ્તક વિષે આ પહેલીવાર જ હું સાંભળતો નથી. પરંતુ મિ૦ ગ્રેગના સૂર્ય શક્તિના, અને યંત્ર સાથે માનવ શરીરની સરખામણી વિષેના સંશોધન કરતાં, મારી સ્પષ્ટ હકીકતો—જેનો ઇન્કાર કરવાની કોઇ ખાદીવાદીએ હિંમત કરી નથી,—તેના પર જ હું વધારે આધાર રાખીશ. ડૂબતો માણસ જેમ તણખલાંને વળગે છે તેમ આપણા આ ખાદીવાદીઓ તેમના વ્હાલા "સિદ્ધાંત"ને જે કંઇ ટેકો આપતું જણાય તેને પકડી રાખે છે! આમ એક સરકારી અમલદાર મિ૦ બ્રેડીના અભિપ્રાય હાથે કાંતેલા સુતરની તરફેણમાં આપવામાં આવ્યો છે. જો આપણા ખાદીવાદીઓને સરકારી અમલદારોની સલાહ આવી આધાર ભૂત લાગતી હોય તો હું તેમને ખેતી કમીશનનનો અહેવાલ વાંચી જવા ભલામણ કરું છું, કે જેથી એ "કીંમતી" અહેવાલમાં રેંટિયા માટે કયું સ્થાન નક્કી કરવામાં આવ્યું છે તેની એમને ખબર પડે.

## ખાદીની નૈતિક અસર

સાબરમતી સત્યાગ્રહ આશ્રમવાળા શ્રી. સી. કે. નાયરે ખાદી વિષેની ચર્ચાને નવી દિશામાં વાળવા માટે ઇંતેજારી બતાવી છે. તેઓ એ વિષયને લગતા આંકડાઓ અને હકીકતોને બાજુએ રાખવાનું કહી રેંટિયાની ચળવળની નૈતિક અને આધ્યાત્મિક બાજુ પર ભાર મૂકે છે. મારે કબુલ કરવું જોઇએ કે આ બાબતમાં હું સારામાં સારી ચર્ચા કરી શકીશ. કારણ કે એક રાજ્યદ્વારી પુરુષ કે અર્થશાસ્ત્રી કરતાં મારી મનોદશા મુજબ હું આધ્યાત્મિક શોધક અને તત્વજ્ઞાની વધારે છું. મેં આ અણગમતી ચર્ચામાં એટલા માટે ભાગ લીધો છે કે, જેને એક ભાઇએ "આ જમાનાનો વિચિત્રમાં વિચિત્ર ભ્રમ" કહ્યો છે, તેને દલીલ પુર્વક ઉઘાડી પાડવા સારા હિંદમાંથી કોઇ બહાર પડ્યું નથી. મને એમ પણ લાગે છે કે ખાદીને ધર્મ અને શ્રધ્ધાનો વિષય

માની બેઠેલા ખાદીવાદીઓ પર હું જે આંકડા કે દલીલો રજુ કરૂં તેની કંઇ અસર થવાની નથી. તેમને એમ લાગે છે કે ખાદીને છોડી દેવી એ ગાંધીજીને, બાપુને ત્યજી દેવા જેવું છે! એમ કરવાની કેટલાના છગરમાં તાકાદ હોય? પણ મારી સ્થિતિ તદન સ્પષ્ટ છે. મહાત્મા ગાંધી પ્રત્યેનું મારું માન ખાદી જેવી અનિશ્ચિત વસ્તુ પર આધાર રાખતું નથી.

## ગાંધીજીની નિષ્ફળતાનાં કારણો

રાજકારણમાં અને સંપત્તિશાસ્ત્રમાં મહાત્માજી ભલે હિમાલય જેવડી ભૂલો કરે છતાં આપણા દેશમાં જ નહિં પણ આખી દુનિયાના લોકોના હૃદયમાં તેમનું સ્થાન બહુ ઉંચું રહેશે; કારણકે તેમના ચારિત્ર્ય અને વ્યકિતત્ત્વથી તેમણે જગત સમક્ષ મહાન નૈતિક આદર્શ રજુ કર્યો છે, વળી આખા જગતનું ધ્યાન ખેંચી રહેલા પ્રશ્નોના એક વ્યવહારુ ઉકેલ માટે હિંસક બળ સામે નૈતિક શકિત ખડી કરી તેમણે માનવ સમાજની મહાન સેવા બજાવી છે. એ ખરૂં છે કે આત્મબળના અખતરામાં તેમને મોટી સફળતા મળી નથી. છતાં તેમના એ પ્રયોગો માનવ જાતના ભાવિ વિકાસમાં મોટું સ્થાન લેશે એમાં શંકા નથી. તેમની નિષ્ફળતાનાં કારણો ખુલ્લાં જ છે, તેમની વિજ્ઞપ્તિ મનુષ્યમાં રહેલી પાશવવૃત્તિને નહિં પણ તેના આત્માને છે. આ પૃથ્વીના કેટલા માણસો માટે એમ કહી શકાય કે તેમનામાં આત્મબળ જાગ્રત છે? ઘણાખરા માણસો મનનો ઉપરચોટિયા ઉપયોગ કરી મુખ્યત્વે શારીરિક રીતે જ જીવન ગાળે છે. તેમની સાથે કામ લેવા માટે કોઇપણ આગેવાને જોમભર્યાં અને હિંસક બળોનો ઉપયોગ કરવો જોઇએ. એ બળોની પાછળ નૈતિક શકિત અથવા મહાત્માજી કહે છે તેમ આ આત્મબળનો આધાર હોય એ જુદી વાત છે.

## કોણ સફળ થઇ શકે?

દુનિયા આજે જે સંજોગોમાં જીવે છે, તેમાં તો અતિસાદા, પ્રમાણિક અને અહિંસક, મહાત્માગાંધી કરતાં, મીરાંબો (ફ્રાંસના વિપ્લવના મહાન નેતા) બીસ્માર્ક (જર્મનીના ઘડનાર) અથવા મ્યુસોલિની (ઇટલીના સર મુખત્યાર) જેવા આગેવાનો જ પછી એમના નૈતિક ગુણો અથવા દુર્ગુણો ગમે તે હોય—વધારે ફતેહ મેળવી શકે એમ છે. કાઉંટ મીરાબોનું ચારિત્ર્ય તેના દેખાવ જેટલુંજ કદરૂપું હતું છતાં તેના વખતમા (૧૮મી સદીમાં) તે યુરોપનો સૌથી મહાન રાજદ્વારી નેતા થઇ ગયો અને તેણે એવો ઐતિહાસિક વિપ્લવ જગાવ્યો કે જેથી આખું જગત સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવના મહાન આદર્શોથી ગાજી રહ્યું, અને આજે પણ એજ આદર્શોથી નવી અને મહાન, સામાજિક રચના સર્જાશે.

ખરી રીતે તો મહાત્મા ગાંધીનું મહાન વ્યકિતત્વ જ પ્રજાને રેંટિયાની નિરર્થકતા સમજતાં અટકાવે છે પણ આપણી હાલની લાગણી અને વળગણોથી જો દેશનાં સાચા હિત પ્રત્યે આપણે સમજીશું. નહિં. તો આપણી મહાન માતૃભૂમિને આપણે બીન વફાદાર ઠરીશું. આપણા દેશની મોટામાં મોટી વ્યકિત કરતાં આપણી માતૃભૂમિને આપણે વધારે મહત્વ આપવું જોઇએ.

## ઉદ્યોગવાદ અને તેનાં પરિણામો

"ઘણીવાર ઉંધે રસ્તે દોરવનારા આંકડા અને હકીકતો, સામે વાંધો ન

ઉઠાવવાની પહેલેથી વાત કર્યા છતાં મી. નાયર, બ્રિટનની બેકારી અને તેના શાહીવાદને લગતા આંકડા અને હકીકતો ટાંકવાની લાલચ છોડી શકતા નથી. આપણે ખરેખર હડહડતા કળિકાળમાં વસીએ છીએ અને તેથી તેના વાતાવરણથી પર થઇ શકતા નથી !

ઇંગ્લાંડમાં બેકારોની સંખ્યા ગમે તેટલી હોય, છતાં તેઓ આપણા લોકોની માફક ભૂખે મરતા નથી અને તેમને રાહત આપવા માટે ઇંગ્લાંડમાં રાષ્ટ્રીય ધન જોઇએ તેટલું છે. મોટાં યંત્રો નહિં પણ ઇંગ્લાંડના મુડીવાદીઓનો ચાલુ લાભ જ તેમને શાહીવાદ અને બીજી પ્રજાને ચસવા તરફ દોરે છે. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સ પાસે સામ્રાજ્ય નથી. છતાં શાસ્ત્રીય ખેતી અને વધારે પ્રમાણની ઉત્પત્તિથી તે દુનિયામાં સૌથી ધનવાન દેશ થયો છે; અને પરદેશી અમલની ધુંસરીમાંથી મુકત થયા પછી હિંદમાં પણ એમ થશે. રશિયાએ બતાવી આપ્યું છે કે યંત્રોથી થતી મોટા પ્રમાણની ઉત્પત્તિ સાથે, શાહીવાદ, મુડીવાદ, હરીફાઇ તથા ગરીબોને નિર્બળતાં શોષણ, એ હંમેશાં આવે જ એમ નથી.

## રેંટિયો અને જીવનની પવિત્રતા

આપણા કેટલાક જુવાન નેતાઓની માફક હું એમ માનતો નથી કે રશિયાની ઢબનો સામ્યવાદ સઘળા અનર્થોની જડી બુટ્ટી છે. પણ સમાજવાદે નિઃશંક રીતે એમ તો જરૂર બતાવ્યું છે કે ઉદ્યોગવાદનાં અનિષ્ટો વધારે પ્રમાણની ઉત્પત્તિ સાથે અનિવાર્ય રીતે આવતાં નથી. રેંટિયાના અસલના જમાનામાં પણ દ્રવ્યની વહેંચણીની અસમાનતા હતી જ. મુડીવાદ અને સમાજવાદ વચ્ચે જે ઝઘડો ચાલે છે તે મોટા પ્રમાણની ઉત્પત્તિને લગતો નથી પણ સંપત્તિની વહેંચણી કરવાની રીત વિષેનો છે. બન્નેના હિમાયતીઓ કબુલ કરે છે કે પુષ્કળ ધન પેદા થવું જોઇએ. આપણા અસલના હિંદી શાસ્ત્રોનાં પણ એ ફરમાન છે. હાલનાં વિજ્ઞાને પણ આપણા હાથમાં દેશનું ધન વધારવા માટે સાધનો મકયાં છે, તેનો આપણે પૂરેપુરો ઉપયોગ કરવો જોઇએ. બીજા દેશો એમની રીતે દ્રવ્યની સમાન વહેંચણીના પ્રશ્નનો ઉકેલ કરવા મથી રહ્યા છે. બીજા દેશો એ સવાલનો નિવેડો લાવે ત્યાં સુધી હિંદે શા માટે રાહ જોવી જોઇએ? મારી ખાત્રી છે કે સ્વતંત્રતા અને તક મળતાં, હિંદીઓ પોતાની બુધ્ધિથી એવી રાજકીય, આર્થિક અને સામાજિક રચના યોજશે કે જે સારી દુનિયાને ધડારુપ નિવડશે. હિંદના ભાવિ વિષેની મારી આ શ્રદ્ધાને લીધે જ આપણા કેટલાક જુવાન નેતામાં દેખાતી પાશ્ચાત્ય સંસ્કૃતિ માટેની ઘેલછા તરફ હું અધીરો બનું છું. રેંટિયાથી જીવનમાં આવતી પવિત્રતા વિષે તો મિ૦ નાયરને મારે એટલું જ કહેવું રહ્યું કે આ દુનિયામાં માણસોને અપવિત્ર બનાવવા માટે ગરીબાઇ જેવું પ્રબળ સાધન બીજું એકે નથી. પરંતુ ખાદીવાદીઓ તો એવી બડાશ મારે છે કે તેઓ દેશ સમક્ષ ગરીબાઇનો આદર્શ રજુ કરે છે !

## રેંટિયાનો વહેમ

દેશમાં આવેલી જાગૃતિ ખાદી ચળવળનું પરિણામ છે એમ બતાવી ભાઇ નાયર પોતાની દલીલો પુરી કરે છે. અહિં પણ એ ભાઇ પોતાને મનગમતાં ચશ્માં પહેરીને જ જુએ છે. ખાદી તરફનો પક્ષપાત છોડી દઇ કોઇ પણ માણસ

વિચાર કરે તો તેને એમ લાગ્યા વિના નહિ રહે કે કાંતવામાં રાષ્ટ્રવાદનો કે સ્વદેશીનો જુસ્સો જગાડવાની ખાસ શક્તિ નથી. મિ૦ નાયરને કદાચ આ સાંભળતાં આંચકો લાગશે,—પણ એ સાચેસાચી વાત છે. કે કાંતનારાઓમાંના ઘણા જે અમને શુધ્ધ ખાદી આપી જાય છે તે માંચેસ્ટરમાં બનેલાં કપડાં પહેરવાનું પસંદ કરે છે! ખરી વાત તો એ છે કે બંગભંગની ચળ વળ વખતે જ હિંદભરમાં રાષ્ટ્રવાદ અને સ્વદેશીનો ખરો જુસ્સો જાગ્રત થયો હતો. પણ તેને રેંટિયા સાથે કંઇ પણ લેવાદેવા ન હતી. બહુ બહુ તો હાથકાંતણ એ, જીવન ગુજારા માટે આપણી પ્રજા જે ઉદ્યોગો ચલાવે છે તેવા હાથઉદ્યોગમાંનો એક છે. તેમાં સંગઠન અથવા વ્યવસ્થાની ખાસ શક્તિ છે એમ માનવું એ ચોકખો વહેમ છે.

## બારડોલીના સત્યાગ્રહ વિષે

પણ "જેણે હિંદનું નાક જાળવ્યું છે તે બારડોલીને મહાત્મા ગાંધીએ શું રેંટિયાથી વ્યવસ્થિત અને સંગઠિત બનાવ્યું ન હતું"? જો આ બાબત વિષે પણ હું સાફસાફ-કહી દઉં તો વાંચકો મને માફ કરશે એવી આશા છે. હમણાં હમણાં આપણે બારડોલીના મહાન વિજય વિષે એટલું બધું સાંભળીએ છીએ કે એ વિજયમાં આપણે માનતા થયા છીએ તેમાં કંઇ આશ્ચર્યજનક નથી. પણ એ વિજયનું પહેલારુ પરિણામ શું છે? એમાં લડત જેવી વસ્તુ ક્યાં હતી? બન્ને પક્ષો તૈયારી કરતા હતા અને પોતાનું તથા પોતાના વિરોધીઓનું બળ આપતા હતા. પણ સરકારે જે અલ્ટીમેટમ આપ્યું હતું તેનો સુદ્દત ખુલાસ થાય તે પહેલાં સમાધાની કરવામાં આવી હતી અને તેથી ખરેખરી લડત તો થઇજ ન હતી. કોઇપણ અર્થમાં એ સમાધાનીને ખેડુતોની જીત કે સરકારની હાર કહી શકાય નહિ. બારડોલીની હિલચાલથી મુંબઇ સરકાર પર કંઇ અસર થઇ નથી; એ તો એ જ ઇલાકાના વસાઇ અને બાગલાણ તાલુકાઓ મહેસુલના વધારાની સામે હાલમાં ઝુંબેશ ઉઠાવે છે તે ઉપરથી દેખાઇ આવે છે. એમ કહેવાય છે કે આમાંના એક તાલુકામાં મહેસુલની આ કારણી ૪૦ ટકા જેટલી વધી ગઇ છે! બારડોલીના ખેડુતોનું ભાવિ પણ હજી અનિશ્ચિત છે. * આથી બારડોલીના ખેડુતોની જીત વિષે જેટલી ઓછી વાત કરીએ તેટલી સારી છે કારણકે, પોતાની જાતને છેતરવાથી કોઇને લાભ થતો નથી.

## રેંટિયાનું ભૂત

પણ આમ છતાં બારડોલીના ખેડુતોને તો હું જરૂર મુબારકબાદી આપું છું. જ્યારે હિંદમાં સર્વ સ્થળે લોકો ભાષણ કરવાની, બંધારણ ઘડવાની અને પ્રવૃત્તિનો દેખાવ કરવા મોટી મોટી પરિષદો ભરવાની વાત કરતા હતા ત્યારે બારડોલીના ખેડુતો પોતાના હક્ક માટે લડવાને બહાદુરી પુર્વક તૈયાર થયા અને તેમના એક બાહોશ નેતાની સરદારી હેઠળ શાંત છતાં ઉદ્દામ લડત માટે એક થયા હતા. સમાધાની પછી બારડોલી માટે જે રચનાત્મક કાર્યક્રમ ઘડવામાં આવ્યો તેમાં પરદેશી કાપડનો બહિષ્કાર તથા રેંટિયાને મુખ્ય સ્થાન આપવામ

* આ પુસ્તક લખાયું ત્યારે બ્રુમ ફીલ્ડ કમિટિનો અહેવાલ અને તે ઉપર સરકારનો નીર્ણય જાહેર થયો ન હતો—અનુવાદક.

આવ્યું હતું. આ ઉપરથી એટલું ચોક્કસ તરી આવે છે કે અસહકારના એ ઉજ્જવળ દિવસોથી માંડી આજ પર્યન્ત મહાત્મા ગાંધીના નેતૃત્વ હેઠળ જે બારડોલી સત્યાગ્રહ માટે તૈયારી કરતું હતું ત્યાં રેંટિયાનો કાર્યક્રમ તો પાર પાડવાનો રહ્યો જ હતો!

આપણા મગજમાંથી આપણે જે ચરખાનું ભૂત કાઢી નાખી બારડોલીના પરિસ્થિતિ શાસ્ત્રીય વૃત્તિથી તપાસએ તો આપણને માલમ પડશે કે, બારડોલીમાં જે કંઇ પણ ફત્તેહ મળી છે. તેનાં ખરાં કારણ આ છે; ખેડુતોની ફરિયાદ તદ્દન સાચી હતી; તેઓને દોરવા માટે બાહોશ નેતાને અને કુશળ કાર્યકર્તાઓ મળી ગયા હતા. રાજકીય સ્થિતિ તદ્દન અનુકૂળ હતી અને સરકાર સાયમન કમિશનને માટે દેશને શાંત પાડવા તથા કોઇ પણ જાતની ધાંધલ દૂર કરવા આતુર હતી; આખો દેશ પણ બારડોલીને પડખે ખડો થયો હતો; અને દેશની પ્રજાએ એ લડત ચલાવવાને ૪ ૧/૨ લાખ કરતાં વધુ ફાળો આપ્યો હતો, તથા નેતાઓને જોઇએ તે સઘળી મદદ આપવાની તૈયારી બતાવી હતી. આવા સંજોગો હોય તો, દેશમાં ગમે ત્યાંથી "વ્યવસ્થા કે સંગઠન આણવાની રેંટિયાની જાદુઇ શક્તિ"ની જરા પણ મદદ વિના બારડોલીના જેવી ચળવળ ફત્તેહપૂર્વક હાથ ધરી શકાય.

## બંગાળના સત્યાગ્રહોનો બોધ

બંગાળમાં ત્રણ જગ્યાએ-મિદનાપુરમાં તારકેશ્વર આગળ અને પતુઆખાલીમાં-સત્યાગ્રહની જે મહાન ચળવળ ચલાવવામાં આવી હતી તે જો ધ્યાનમાં લઇએ તો હું જે કહું છું તે તદ્દન સાચુ જણાશે. મિદનાપુરના ખેડુતોએ કર નહિં ભરવાની હિલચાલથી સરકાર ઉપર ખરી છત મેળવી હતી. ત્યાંના યુનીયન બોર્ડ—જે સામે લડત ચલાવવામાં આવી હતી તે–કાઢી નાંખવામાં આવ્યાં હતાં અને તેઓએ બારડોલીની માફક સરકાર સાથે સમાધાની પણ કરી ન હતી. પતુઆખાલી સત્યાગ્રહનું છેવટ પણ છતમાં જ આવ્યું હતું. તારકેશ્વરની વાત બંગાળની બ્રાહ્મણ સભાના કાર્યકર્તાઓની ટુંકી દૃષ્ટિથી બગડી ગઇ હતી. છતાં ત્યાં પણ માનભર્યું સમાધાન થયું હતું. વળી તારકેશ્વરની સત્યાગ્રહની ચળવળની વ્યવસ્થા એટલી બધી ઉત્તમ હતી કે લોર્ડ લીટનની સરકાર તેનાથી ખળભળી ઉઠી હતી. એ કદાચ બધા જાણતા ન હોય કે, તારકેશ્વરમાં બંગાળના યુવાનોએ જે અજાયબીભરેલી વ્યવસ્થા શક્તિ બતાવી હતી તેને પરિણામે જ પેલો બંગાળ ઓર્ડીનન્સ (કાળો કાયદો) જેણે હિંદમાંના બ્રિટિશ અમલને સખત ફટકો લગાવ્યો છે–બહાર પાડવામાં આવ્યો હતો. આ ત્રણે મહાન ચળવળોમાંથી કોઇમાં પણ રેંટિયાના કાર્યક્રમથી લોકોને તૈયાર કરવાની જરુર પડી ન હતી. આખા દેશને બારડોલી મય બનાવી દેવાની જ્યારે આપણા દેશ નેતાઓ વાત કરે ત્યારે આ હકીકત તેમણે સંભાળપૂર્વક ધ્યાનમાં લેવી જોઇએ.

# કવિ અને સૌંદર્ય




હાલના જમાનામાં લલનાની લાવણ્યતાના વીષયમાં બાલની ખુબસુરતીનો પ્રશ્ન મોખરે આવે છે અને તેથી મૃગલોચનીના બાલની સૌંદર્યતાની આબેહુબ વર્ણન શકતી માટે મશહુર થયેલ નામાંકીત નાટયકાર કવી કાલીદાસનું નામ સ્હેજે યાદ આવી જાય છે. બાલને સુંદર અને સુંવાળા રેશમ જેવા બનાવી તેને કુળા ભમર જેવા રાખવા એ હાલના જમાનાની એક પ્રચલીત ફેશન થઇ પડી છે.

## કામીનીયા ઓઇલ

ઉર ઓઇલના દુનીયામાં, બાલની ઉપર વર્ણવ્યા જેવી અનુપમ સૌંદર્યતા, ઉપસ્થીત કરવામાં જાળવી રાખવામાં તેમજ ખીલવવ'માં અગ્રસ્થાન ભોગવી રહ્યું છે. તમારા બાલ માટે કામીનીયા ઓઇલ નીયમીત વાપરો અને તમારી ખુબસુરતી દીનપ્રતીદીન વધારે અને વધારે ખીલતી રહેશે. કામીનીઆ ઓઇલ બાટલી દીઠ રૂ. ૧ ની કીંમતે સઘળા જાણીતા સ્ટોરોમાં વેચાય છે. અસલ કામીનીયા ઓઇલ બરાબર તપાસીનેજ ખરીદજો કારણ તેની બનાવટી હલકી નકલો નીકળવા માંડી છે.

———:o:———

ચમેલી જેવું મોહક—ગુલાબ જેવું ઉત્તમ—કમળ જેવું સુંદર

## ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ.)

તમે ન વાપર્યું હોય તો એક વખત વાપરી જુવો. તે કપડાં ઉપર અથવા રૂના ફાયામાં લગાડતાંની સાથે ઉપર જણાવેલા ફુલોની મીઠી ખુશબો બ્હેક બ્હેક થઇ રહે છે. ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ) નામ વાંચીનેજ સીલબંધ બાટલી ખરીદજો કારણ બનાવટી નકલો નીકળી પડી છે. કીંમત ૫ા આંઉસની ૧ બાટલીના રૂ. ૨, ૦ા આંઉસ રૂ. ૧—૪ અને ૧ ડ્રામની રૂ. ૦—૧૨—૦ નમુનાની શીશી ૧ ની કીંમત રૂ. ૦—૨—૦ સુગંધી કાર્ડનો એક આનો.

બહારગામ મંગાવનારાઓને વી. પી ખર્ચ પાંચ આના જુદાં થશે.

## દીલબહાર હેર ઓઇલ (રજીસ્ટર્ડ.)

આ તેલની કેવડા ગુલાબની પારીજાતક જેવી મીઠી સુગંધ ઘણીજ પ્રીયકર છે. વાપરી ખાત્રી કરો. બાટલી દીઠ કીંમત રૂ. ૧ અને વી. પી. ખર્ચ રૂ. ૦—૬—૦ અલગ.

સોલ એજંટ { ધી એંગ્લો-ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું.,

નં. ૨૮૫, જુમા મસીદ, મુંબઇ, નં. ૨.

# જેલમાંથી મુકિત

:: નવલિકા ::

: લેખક :
વિજયકુમાર પંડિત

"ઝાઓબા, તને સમજ પડી ને!" ડુંગરી તુરંગનો મુખ્ય અધિકારી કંઇક ગંભીર અને તુરંગખાતાના અધિકારીઓ માટે અસ્વાભાવિક મનાય તેવા સહજ કોમળ સ્વરે બોલતો હતો. એના હાથમાં સરકારી કાગળીઉં હતું, તેમાં જોઇને તે ઝાઓબાની સાથે વાત કરી રહ્યો હતો. "સરકારે તારી બાકીની સજા અમુક શરતોએ માફ કરી છે. તેં તુરંગમાં પંદર વર્ષ ગાળ્યાં તે દરમિયાન તારી ચાલચલગત અને રીતભાત કેદખાનાના અધિકારીઓને કોઇ પણ રીતે કંટાળો આપનારી ન હોવાથી, તેમણે તારે માટે સરકારમાં ભલામણ કરી હતી, તેમાં તારે સારૂ બહુ સારા શબ્દો લખવામાં આવ્યા હતા, તેથી તને સજામાંથી મુક્તિ આપવામાં આવે છે. ઝાઓબા, તું સમજ્યોને? હવે તું ઘેર જવા માટે છૂટો છે. પરંતુ એટલું યાદ રાખજે કે તું કંઇ પણ આડું ટેડું કરીશ તો, નકી મારી પાછી ખેંચી લેવામાં આવશે અને તારી સ્ત્રીનું ખૂન કરવાના ગુન્હા માટે તને થયેલી જન્મટીપની સજામાંની બાકીની બધી સજા તારે પુરી કરવી પડશે. તેં એક વખત ભૂલ કરી તો યાદ રાખજે કે તને આ દુનિયામાં હવે કોઇ બચાવી શકે તેમ નથી."

કેદખાનાના અધિકારીએ ખભાં હલાવી વિચિત્ર રીતે નાક ફુલાવી, પોતાના કરમા સામર્થ્યનો અમલ ઝાઓબાને પરિચય કરાવતો હોય તેવા ભાવથી પાછલા શબ્દો ઉચ્ચાર્યા.

"ઝાઓબા, તારા આટલા બધા વર્ષોના કેદખાનાના સહવાસથી તું અમારા જેવા તુરંગના અધિકારી મંડળમાં પણ જાણીતો અને અનુકૂળ થઇ પડયો હતો, પેલા હમણાં હમણાં વધારે સંખ્યામાં આવતા રાજદ્વારી કેદીઓ અમને હેરાન કરવા માગતા, ત્યારે તારા જેવા જૂના અને જાણીતા કેદીની મદદ અમને ઘણી ઉપયોગી થઇ પડતી; પણ તારી ભલમનસાઇ જોતાં હવે તું આવા સ્થાનમાં વધારે રહે કે ફરીથી આવે તે જોવા અમે ખુશી નથી. લે, ત્યારે ઝાઓબા, સાહેબજી. સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ તારી જેલમાંની નોકરીના પગારના પૈસા તને ચૂકવી આપશે, એટલે પછી તું તારે ઘેર જજે."

ઝાઓબા પાતળો ૭ ફુટ ઉંચો હતો. પણ પંદર વર્ષ સુધીના તુરંગના વસવાટે એનામાં ભયંકર પરિવર્તન કરી મક્યું હતું. પંદર વર્ષ પહેલાં વીસ વર્ષના ઉમ્મરે, એણે પોતાની સ્ત્રી ઉપર વહેમ લાવીને, દારૂની ધુનમાં તેને મારી નાખી ત પછી બહારની દુનિયામાં શું બને છે એ તેણે જાણ્યું ન હતું. ૩૫ વર્ષનો છતાં ૪૫ વર્ષનો હોય તેવો જણાતો ઝાઓબા એટલો બીકૂ દિલનો ને પરાશ્રયી બની

ગયો હતો કે, છૂટવાની વાત સાંભળીને એના દિલમાં અનેક વિચારો થઇ ગયા તે છૂટી ઉઠયો અને આકુળ વ્યાકુળ બની રડવાં જેવો બની ગયો.

જતાં જતાં પેલા અધિકારીએ ઝાઓબા તરફ જોયું. તે વૃધ્ધ હતો. છંદગીનો મોટો ભાગ કેદખાનાની જ નોકરીમાં ગાળવાથી, તે સખ્ત દિલનો બની ગયો હતો. અનેક પ્રકારના કેદીઓ અને ગુન્હેગારો સાથેના પરિચયથી, તે લાંબી સજા ભોગવનાર કેદીઓની છુટતી વખતે કેવી દશા થાય છે તેનો એને અનુભવ હતો. એ લાંબા અનુભવે જેમ તે કઠોર બન્યો હતો, તેમ કંઇક કોમળ પણ થયો હતો.

હમણાં રડી પડશે એવી ઝાઓબાની સ્થિતિ જોતા જ તે પાછો આવ્યો.

"ઝાઓબા, આમ આવ, આમ આવ." છેલ્લી વખત તેની ઉપર ઉપકાર કરી લેવાની તક સાચવી લેતો હોય તે રીતે તે બોલતો હતો. "જો આમ રડવા જેવો બની ન જા, તારાં જૂનાં કપડાં હમણાં તને મળશે. મેં કેદખાનાના કોન્ટ્રેક્ટર મલેકને તારી વાત કરી છે, તેણે તને કામ પર રાખવાનું કહ્યું છે. પછી તારે શું છે? પણ પહેલાં તું એક વખત તારા ગામ જઇ આવ. ત્યાં તારાં સગાં વહાલાં હોય તેમને મળ, તારી સ્ત્રીનાં સગાં હોય તો એમને પણ મળ. એથી તારે માટેનો એમનો રોષ ઉતરી જશે અને તારે સારૂ ઠીક કહેવાશે. ચાલ હવે હું જાઉં છું અને તારૂં કલ્યાણ ચાહું છું." તેણે ઝાઓબાના ખભા ઉપર હાથ મૂક્યો. જતાં જતાં તેણે એને કહ્યું: "લે જો હાં, ભૂલી ન જતો. તને સારી ચાલચલગતની શરતે જ છુટો કરવામાં આવ્યો છે તે હંમેશાં ખ્યાલમાં રાખજે."

[ ૨ ]

"ઘણોજ સરસ માણસ હતો." ઝાઓબાની પાછળ તુરંગનાં દ્વાર ભાગ્યે જ બંધ થઇ રહ્યાં હતાં, તે વખતે પેલા અધિકારીએ, પોતાના હાથ નીચેના અમલદારને કહ્યું. "માનેકજી, મારી વાત ખરી માનજે, આ બિચારા ખૂનીઓમાંના ઘણાએ બહુ જ સારા ને ભલા માણસો હોય છે. લાગણીની ઉશ્કેરણીની એકાદ પળે તે બિચારાઓ એવું કુકર્મ કરી બેસે છે એટલું જ. એવાઓ કરતાં વધુ ખરાબ તો લોકોનાં નાણાં હજમ કરી જનારાઓ છે. એમને કશાથી સંતોષ જ નથી થતો. આજકાલ તો પેલા રાજ્યદ્વારી કેદીઓ પણ તુરંગના અમલદારોને બહુ હેરાન કરે છે. ખરેખર માનેકજી, મને બિચારા ઝાઓબા માટે બહુ જ લાગી આવે છે."

ઝાઓબા ડુંગરી જેલનાં આંગણાં વટાવીને તેના લોખંડી દરવાજાઓમાંથી, પંદર વર્ષના લાંબા કાળ પછી, પહેલી વખત છૂટા માણસ તરીકે બહાર નીકળ્યો ત્યારે વિપળે વિપળે એના હૃદયમાં ભયની લાગણી થતી હતી કે, રખેને મને એકાદ વોર્ડર આવીને અટકાવે અને વળી પાછો જેલની અંદર લઇ જાય: આથી તે ઝડપથી ચાલવા માંડયો છતાં રખેને દોડતો જોઇને કોઇ પકડી લે એ ડરથી, દોડતો ન દેખાય તેટલી ઝડપે તે ચાલવા લાગ્યો. ગલી–કુંચીઓમાંથી તે જ્યારે રાજમાર્ગ ઉપર આવ્યો, ત્યારે મુંબાઇના વિશાળ રાજમાર્ગો, નવાં નવાં મકાનો, નવા રસ્તા અને માણસોની અપાર ગરદી જોઇને તે મુંઝાવા લાગ્યો. સ્તબ્ધ બનીને તે આમ તેમ જોતો હતો. એક તરફ નાનકડાં છોકરાં દોડાદોડ કરી રહ્યાં હતાં, તેનાથી થોડે છેટે બે બાદલી વિક્ટોરિયાવાળા ગુમાવેલા ભાડુત

મારે અંદર અંદર ગળાગળી કરી રહ્યા હતા. બીજા અનેક આજુબાજુ જોવા થોભ્યા વિના આમતેમ ઝડપથી જતા હતા. માણસો ભરેલી મોટરો, ટ્રામો અને ગાડીઓ પણ દોડાદોડ કરી રહ્યાં હતાં.

ઝઓભા એ બધું જોઇ રહ્યો. "ઓહોહો! આટલાં બધાં માણસો? કેટલે બધે વરસે આ જોવા મળ્યું. પણ આ બધાઓમાં મારે ક્યાં જવું?"

તે ઝઓભો પોતાનું મોટું દાઢું, જૂનાં મેલાં કપડાં સામે વળી વળીને જોતો, આસપાસના માણસો સાથે પોતાને સરખાવતો, જેલમાંથી મળેલા થોડાક પૈસાને ખીસામાં હાથ નાખી વળી વળી જોતો; જૂની આંખ નવા તમાસા જોનારની માફક અકળાતો હતો.

"આ બધાં ક્યાં જતાં હશે? ઓહોહો! આટઆટલી ગાડીઓ, આ બધી સ્ત્રી–પુરુષોની દોડાદોડી, કોઇ મારી પાછળ તો નહિં પડ્યું હોય?

બાજુમાં 'હિંદુ વિશ્રાંતિ ગૃહ' હતું. તેમાંથી ભજીયાં, પુરીની વાસ આવી. કેટલાં બધાં વર્ષો પછી? ઝઓભાનાં મોંમાં પાણી વછુટ્યું. પણ મન ઉપર સંયમ રાખીને તેણે પોતાની જાતને કહ્યું: "એ બધું પછી થઇ રહેશે."

એના નાકમાં ચુના અને ગારાનો જૂના સમયનો પરિચિત વાસ આવ્યો. છુટો હતો ત્યારે તે કડીયાઓની સાથે મજુરીએ જતો. તેણે આમ તેમ જોયું. બાજુમાં જ નવું મકાન તૈયાર થતું હતું. એને પોતનો જૂનો ધંધો યાદ આવ્યો. એક ઘરડો મજુર ચુનો તૈયાર કરી રહ્યો હતો. તેની સાથે બે શબ્દો બોલી લેવાની એની ઉત્કટ ઇચ્છા થઇ. પણ તેનાથી બોલી શકાયું નહિં. એનો અવાજ જ ગળામાંથી નીકળી શકતો નહોતો. કેટલાંય વર્ષ સુધી અંધારી કોટડીમાં ગાળી આવેલો માણસ વાત કરવાની ટેવ પણ ભુલી જાય છે.

ઝઓભા ત્યાંથી આગળ વધ્યો. ભાયખલાના સ્ટેશનથી બેસીને તે એક સગાને ઘેર પહેલાં જતો હતો. પંદર વર્ષ પહેલાંની વાત. તે સગો જીવતો હશે કે નહિં, જીવતો હશે તો ત્યાં રહેતો હશે કે કેમ? તેનો વિચાર એને સૂઝયો જ નહિં. પણ ભાયખલાનો રસ્તો કઇ તરફ હશે? તે બીડી બજાર આગળ આમતેમ રખડવા માંડ્યો. મોટાં મોટાં મકાનો અને નવા નવા થોરી રસ્તાઓ તરફ જોતાં ને દ્વારામતીથી પોતાને ઘેર ગયેલા સુદામાની માફક પલટાઇ ગયેલા એ લત્તાઓ જોઇને અચંબો પામીને તે બબડવા લાગ્યા—"આ બધો શ્યો ફેરફાર?" કેટલાંક મકાનો કોન્ક્રીટથી બંધાતાં હતાં. ઝઓભાએ તે જોયાં: "પંદર વર્ષ પહેલાં આવું કશું નહોતું—ના. ના, મારા વખતમાં આવું કંઇ નહોતું. આખું શહેર બદલાઇ ગયું છે. આવડા મોટા રસ્તા અને આવાં આવાં મકાનો ત્યારે અહિં ક્યા હતાં?"

"એ–ઇ...અંધા હય, દેખતા નહિં." તેની પાછળથી મોટો અવાજ આવ્યો, અને ઝઓભા ચમક્યો. ગાડીમાં કચડાતાં કચડાતાં તે સહજમાં જ બચી ગયો હતો. પણ દોડવા જતાં તે ટ્રામ નીચે આવતાં આવતાં રહી ગયો. પંદર વર્ષ સુધી તુરંગ સેવી આવનાર રસ્તામાં ચાલવાની રીત પણ ભૂલી જાય એ સ્વાભાવિક છે. એ બધાં મોટાં મોટાં મકાનો કોનાં હતાં, તે કોઇકને પૂછવાની એને ઇચ્છા થઇ, ભાયખલા જવાનો રસ્તો કઇ તરફથી જાય છે તે પણ એને પૂછવું હતું. તેની બાજુમાંથી જ લોખંડનાં બીમ ભરેલી એક મોટર લોરી નીકળી. તેણે સ્ટેશનનો રસ્તો લોરીવાળાને પૂછવાનો પ્રયત્ન કર્યો. પણ વાચાએ તેને દગો દીધો. જાણે અવાજ ગળાની

અંદર જ સુકાઇ ગયો હોય તેમ એનો પ્રયત્ન નિષ્ફળ થયો. જેલના એકાંત જીવને તેને મુંગો અને બહેરો બનાવી દીધો હતો. શરૂઆતનાં ત્રણ ચાર વર્ષ સુધી એનામાં બોલવાની શક્તી રહી હતી, પણ દીર્ઘકાળના તુરંગવાસે તે શક્તિ હરી લીધી હતી.

"રસ્તો કઇ તરફ......" જેમ તેમ કરીને એ બોલ્યો. પણ એનો અવાજ જ પલટાઇ ગયો હતો. મનુષ્યનો અવાજ જ તે ન હતો.

[ ૩ ]

મુંબાઇ જેવા શહેરમાં ઝાઓબાની પંચાત કોણ કરે? તે બિચારો આમ તેમ આડો અવળો રસળવા લાગ્યો. દારૂડીયા જેવો લાગતો તે તંદ્રાવસ્થામાં રખડી રહ્યો હતો. પંદર વર્ષ પહેલાંનો ઝાઓબા ક્યાં ને આજનો ઝાઓબા ક્યાં? ત્યારે તો તે ભડભડીઓ, ધાંધલીઓ અને સશક્ત હતો.

"આતે બધાં કેવાં માણસો કહેવાય?" કોઇક અજાણ્યા મુલકમાં જઇ ચડ્યો હોય અને તે પ્રદેશના લોકોને સમજી શકતો ન હોય તેમ કંટાળીને તે બબડ્યો. એને કોઇ પૂછતુંયે ન હતું. 'માત્ર સ્ટેશનનો રસ્તો કોઇક બતાવી દે,' બસ્સ એને બીજું કશું વધુ જોઇતું ન હતું ત્યાંથી તો પછી હું બધું કરી લઇશ. ને મારે ઘેર રત્નાગિરી જઇશ. મારૂં નાનકડું ઘર, બે બળદ, ભાઇ અને મારૂં નાનું બાળક... એ જીવતું હશે?"

એની આંખ આગળ નવી સૃષ્ટિ ખડી થઇ. પંદર વર્ષ પહેલાં ધણી-ધણીઆણી વચ્ચે ઝઘડો થયો અને તેણે યમુનાને મારી નાખી એ બધું યાદ આવ્યું. તે વધુ અકળાયો. "અરે કોઇક તો કહો સ્ટેશનનો રસ્તો— ?"

એટલું જ કહેવું હતું પણ ઝાઓબાથી મોઢેથી બોલી શકાતું નહોતું. તેના હોઠ હાલતા હતા પણ અંદરથી અવાજ આવતો નહોતો. "કંઇ નહિ, એક વખત ઘેર જાઉં તો બોલવાની ટેવ પડી જશે. પણ એક વખત ઘેર પહોંચું. અરેરે, સ્ટેશનનો રસ્તો મને કોઇક બતાવે?"

એકાએક એની પાછળ ભારે ધુમાધુમ થઇ રહી, કોઇકે તેને એકદમ ધક્કો મારીને રસ્તાની બાજુની પગથી ઉપર ધકેલી મક્યો: "અલ્યા કચડાઇ મરવું છે? શું કામ પગથી પર ચાલતો નથી?" બાજુમાંથી પસાર થતી ટેક્ષીના સૉફરે તેની સામે દાંતીઆં કરતાં કહ્યું.

ઝાઓબાએ તેને જવાબ આપવાનો વિચાર કર્યો પણ તેનાથી બોલી શકાયું નહિ. તેથી તે કશુંક બડબડીને આગળ ચાલ્યો. એ પગથી ઉપર એટલાં માણસોની અવર જવર હતી કે ઝાઓબાને તે પોતાને માટે સાંકડી લાગી. જતા આવતા માણસોને જોતો તે વિચારતો: "મારે પણ ઘેર જલદી જલદી પહોંચી જવાની ઉતાવળ છે, પણ ભાયખલાનો રસ્તો ક્યાં? કોઇ નહિં બતાવે મને...?"

બાજુના એક ધોરી રસ્તા તરફથી લોકો ધસારાબંધ જતાં હતાં. એણે માન્યું "જરૂર આ બધાં એક જ દિશાએ જાય છે, એટલે સ્ટેશને જ જતાં હશે. બધાં ઉતાવળે ઉતાવળે જાય છે એટલે જરૂર ગાડી હાથમાંથી ન છટકી જાય તેની જ ઉતાવળ હશે." અને પછી તો મંદગતિ બની ગયેલો ઝાઓબા પણ ઝડપી ડગલે ચાલવા લાગ્યો. પગથી ઉપર ગરદી પુષ્કળ હતી, આવનાર અને જનારનાં હૈયે હૈયાં ભીંસાતાં હતાં. ગડબડાટ કરતાં ટોળાં ને ટોળાં ધસતાં, કુદતાં, વધતાં જતાં હતાં, તે બધાં કંઇ કંઇ બૂમો પાડતાં હતાં.

એ બધા અવાજોથી ઝાઓબાનું માથું ભરાઇ ગયું "કેવા સ્વતંત્ર લોકો છે—આ બધું કેટલું સરસ લાગે છે!" પછી તો આગળથી કોઇ કોઇ જાતના અવાજો વધતા ગયા. તેના આસપાસનાં લોકો તે અવાજ ઝીલતા, તેનો પડઘો પાડતા પુર સાથે ધસડાતાં લાકડાંની માફક દૂર દૂરથી આવતા ધક્કાઓને લીધે ધસડાતા જતા હતા.

ઝાઓબાને લાગ્યું કે આજે કોઇક આનંદનો દિવસ હશે, તેને પણ બીજાઓની માફક અવાજ કરવાની ઇચ્છા થઇ. પણ તેનો અવાજ નીકળી શક્યો નહિં. મૌન વાણીમાં તે અવાજ કાઢવા લાગ્યો, એ શું બોલતો હતો? મૌન ભાષામાં એ શું કહેવા માગતો હતો?

"હું ઘેર જાઉં છું, હું ઘેર જાઉં છું." એક જ પુકાર એની મૌન વાણીમાં થઇ રહ્યો હતો. એ ધ્વનિએ એના શરીરમાં નવું ચેતન આપ્યું. ૭ ફુટ ઉંચો ઝાઓબા . છેક આગલા ભાગમાં ઘુંઆવી પહોંચ્યો. તે અવાજ કાઢી શક્યો નહિં, પણ તેના શરીરનું રોમેરોમ 'હું ઘેર જાઉં છું'' ના ધ્વનિ કાઢી રહ્યું હોય, એવી લાગણી એને થઇ. એના હૈયામાં જોરથી ધબકારા ઉછળાવા લાગ્યા, કાનમાં પડઘમના અવાજ સંભળાવા લાગ્યા, ગળું કોઇક એવી આનંદની લાગણીથી ભરાઇ ગયું કે જાણે તે રડતો હોય કે કંઇક પીતો હોય એમ તેને લાગ્યું.

ટોળામાંથી હજારો મુખે અવાજ આવવા લાગ્યાઃ "મુડીવાદનો નાશ થાઓ, શાહીવાદનો નાશ થાઓ." પણ એ લોકો શું કહી રહ્યા છે, તેની ઝાઓબાને કલ્પના સુદ્ધાં નહોતી. એ માત્ર બધા અવાજોની સાથે ઘુરરર ઘુરરર અવાજ કાઢતો હતો.

દર વર્ષ તુરંગ સેવ્યા પછી છુટેલો, વહેલો વહેલો ઘેર પહોંચી જવાને આતુર ઝાઓબા ઉન્માદ અને ઉર્મિથી છેક ટોળાંને મોખરે પોતાના હાથ હવામાં ઉછાળતો, ઉંચુ માથું રાખીને, વચ્ચે વચ્ચે છાતી ઉપર હાથ વડે પડઘમ વગાડતો, ટોળાના ધસારાથી આમ ધકેલાતો તેમ ધકેલાતો, હવામાં ફડફડતા નિશાનની માફક ટોળાના મોવડી જેવો ચાલતો હતો.

ધીરે ધીરે તેનું ગળું ખુલતું લાગ્યું. આંતરડાં, હૈયું, ફેફસાં અને ગળાને એક સામટું જોર આપી, આંખ બંધ કરી, સવારમાં 'કુકડે કુક' કરતા કુકડાની માફક ગળું લંબાવી તેણે આનંદનો અવાજ કાઢ્યો : "ચાલો ચાલો! જલ્દી ચાલો!"

પણ હવે ટોળું અટકી ગયું. આગળ વધવાનો રસ્તો બંધ થઇ ગયો. આગળ ન વધાયું એટલે ટોળું પાછું હટવા લાગ્યું. આમ તેમ અને પાછળ તોફાની મહાસાગરના પ્રચંડ મોજાંસમો માનવસમુદાય અસ્તવ્યસ્ત થતો ગમે તે પોકારો પાડતો ઉછળવા લાગ્યા.

ઝાઓબા આંખો મીંચીને પોતાના સુરમાં મસ્ત ટોળાંના લંબાયલા સુરને આધીન થતો, અંતરના અવાજ કાઢી રહ્યો હતો. ત્યાં એકાએક એની ઉપર મજબુત પંજા પડયા. તે આંખ ઉઘાડે તેટલામાં એનાં કાને અવાજ અથડાયા: "પકડો ઉસકો પકડો!"

[૪]

ઝાઓબા ચમકયો, બની શકે તેટલા પ્રયત્ન કરીને તેણે આંખ ઉઘાડી. ત્યાં તો કેટલાક પોલીસ અને સાર્જંટો તેને પકડીને ટોળામાંથી ખેંચાખેંચ કરી રહ્યા હતા. ઝાઓબા એ દશ્ય જોતાંજ ભયભીત બની ગયો



ઝાઓબા ચમકયો, તેણે આંખ ઉઘાડી ત્યાં તો કેટલાક પોલીસ અને
પકડીને ખેંચાખેંચ કરી રહ્યા હતા

બચવાના માર્યા તેણે પોલીસના પંજામાંથી છૂટવા મજબૂત આંચકો માર્યો. પોલીસે તેના કાંડાને સખ્ત રીતે દાબ્યું અને એ દુઃખમાંથી છૂટવા માટે ઝાઓબાએ બીજા મજબૂત આંચકા સાથે, છૂટા હાથનો સંગીન મુક્કો તેને પકડનાર પોલીસના માથા ઉપર પછાડ્યો.

પકડનારનો હાથ ઢીલો પડ્યો અને ઝઓબા છટકવા લાગ્યો, ત્યાં તો ઝાઓબાના માથા ઉપર પોલીસના દંડૂકાનો મજબૂત પ્રહાર થયો–ફરી, ફરી અને ફરી ફટકા પડ્યા. છતાં તેના બે મજબૂત હાથ તે વખતે અનેક માથાં ઉપર ઉછળવા લાગ્યા, ત્યાં તો ગોરા સાર્જન્ટનો ઘસારો એ મજબૂત હાથો ઉપર થયો, ઝાઓબા કંઇ કંઇ બડબડતો તે હાથ છોડાવવા, દીવાનાની માફક ઝનૂનથી શરીરને આમતેમ આંચકી નાખવા લાગ્યો, પણ બધું નિષ્ફળ.

ઝાઓબાના બે હાથ બે સાર્જન્ટોએ પકડ્યા હતા, તે બાજુની સાંકડી ગલીના પ્રમાણમાં નિર્જન રસ્તા ઉપર તેમના વચ્ચે ઘેટાની માફક ઘસડાઇ રહ્યો હતો.

"ભાયખલાનું સ્ટેશન કઇ તરફ આવ્યું, મને રસ્તો બતાવો, મારે વહેલાં વહેલાં ઘેર જવું છે." તેણે કહ્યું. તેને કોઇએ જવાબ આપ્યો નહિ.

થોડીક પળો પછી ઝાઓબાને પોલીસ ચોકીના કેદખાનામાં ધકેલી મૂકવામાં આવ્યો.

"તારું નામ શું?" કડી રીતે બોલાતો સત્તાવાહી અવાજ તેના કાને અથડાયો. ઝાઓબા કંઇક બોલવા માગતો હતો, પણ માત્ર તે હોઠ હલાવી શક્યો.

"ચાલ જલદી કર, તારું નામ બોલ." પેલો સત્તાવાહી અવાજ ફરી ગર્જ્યો.

"ઝાઓબા" ધીમો અવાજ સંભળાયો.

"તું ક્યાં રહે છે?"

નિરાધારી દશામાં ઝાઓબાએ ખભા હલાવ્યા. થોડોક સમય તે વિચારમાં પડી ગયો. પછી જેમ તેમ કરીને તે બોલ્યો: "ડુંગરીના જેલમાં–અંધારી કોટડીમાં."

[ ૫ ]

અલબત્ત એમ કદી બની શકયું ન જ હોત, પરંતુ તેમ બન્યું. અને તે પબ્લીક પ્રોસીક્યુટર, ઝાઓબાને બચાવવા વકીલ અને મેજીસ્ટ્રેટને લીધે. તેમણે ત્રણે મળીને ઝાઓબાને આ મુશ્કેલીમાંથી છોડાવવાનો પ્રયત્ન કરવા માટે મસલત સમિતિ ભરી.

"મારો મત તો એ છે કે, ઝાઓબાએ બધા ગુન્હાઓનો ઇનકાર જ કરવો." પબ્લીક પ્રોસીક્યુટરે કહ્યું.

"એ તો બરાબર નહિં." ગંભીર ભાવે મેજીસ્ટ્રેટ હોઠમાં ફરક્યા. "તેણે પોતે પોલીસની ઉપર હુમલો કરવાનો ગુન્હાનો એકરાર કર્યો છે જ. એ મૂર્ખે વળી હવે તો એ પણ સ્વીકાર્યું છે કે......"

બચાવ પક્ષનો વકીલ વચ્ચેજ બોલી ઉઠ્યા"

"પણ જો પોલીસ જ એમ કહે કે મારામારી કરનાર ઝાઓબા જ હતો, એવું અમે ખાત્રીથી કહી શકતા નથી. કદાચ તે કોઇ બીજો પણ હોય..."

"નહિં, નહિં," પ્રોસીક્યુટર બોલી ઉઠ્યા: "અમે પોલીસને ખોટી જુબાની આપવા તે[illegible]રી શકીએ નહિં. વળી પોલીસ અગાઉ પહેલાં ચોકસ રીતે આરોપીને ઓળખાવી પણ ચૂકી છે. હું તો એ મતનો છું કે આરોપીનું મગજ ઠેકાણે નથી એમ જાહેર કરવું અને તેના મગજની તપાસ કરાવવા માટે તેને પોલીસ કબજામાં

રાખવાની માગણી કરશે. હું તે બાબતમાં તમને ટેકો આપું."

"તેમ તો તેમ." બચાવના વકીલે કહ્યું: "હું તેમ કરીશ. પણ ધારો કે તેનું મગજ ઠેકાણે નથી એવો મત ડૉક્ટરો ન આપે તો?"

"તે તો હું એમને કહીશ." મેજીસ્ટ્રેટે સ્વેચ્છાએ સેવાની વૃત્તિ બનાવી. "અલબત્ત આ બધું કાયદેસર નથી, પણ એ તો બધું ઠીક થઇ રહેશે. ઝાઓબા જેવો માણસ એક ઘડીની મખ઼તા માટે જીંદગીનો બાકીનો ભાગ જેલમાં સડે તે જોવા હું માગતો નથી. જો તેમ ન હોત તો, આવા મુકદમામાં કોઇ પણ આરોપીને ઓછામાં ઓછા છ મહિના માટે તો મેં કશો ય વિચાર કર્યા વિના જ જેલમાં ધકેલી મૂક્યો હોત. પણ ઝાઓબા જેવાને જીંદગીભર જેલમાં ધકેલી દેતાં મારો જીવ ચાલતો નથી. પછી ભલે તેમ કરતાં મારૂં ગમે તે થાય."

"પણ જો તેને દીવાનો ઠરાવવો હોય તો પછી મારે તેને માટેની તમામ કાયદેસર વિધિ કરવી પડશે એ ખ્યાલ રાખજો." પ્રોસીક્યુટરે ચેતવણી આપી. "એના કામને ગુન્હો ગણીને મારે ફોજદારી રાહે બધાં પગલાં ભરવાં પડશે. મારે તેમ કર્યા વિના છૂટકો જ ન થાય. મૂર્ખો, તે વખતે સહેજ પણ પીધેલો હોત તો પણ, નશાની ધુનમાં થયેલા કામ માટે હું ગુન્હેગાર નથી, એવું કહીને કે બીજી રીતે તેનો રસ્તો કાઢી શકાત—."

"સદ્‌ગૃહસ્થો!" ગંભીર ભાવે મેજીસ્ટ્રેટે કહ્યું, "ગમે તેમ કરીને પણ તમારે આનો માર્ગ તો કાઢવો જ રહ્યો. એટલે હું એને મુક્ત કરી શકું. આટલી ઉમ્મરે હવે હું મારે શિરે જવાબદારી ઉઠાવવા તૈયાર થઇ ન શકું—શું કહ્યું, મારૂં કહેવું તમે સમજ્યા ને?"

"ખરેખર ઘણું જ ગૂંચવણ ભર્યું કામ છે." પ્રોસીક્યુટરે નિશ્વાસ નાખીને કહ્યું. "છતાં આપણે એને ય નિવેડી લેવું પડશે જ. આ કામમાં મગજ તપાસનારા કુશળ દાકતરો ઉપર બધો આધાર છે. મુકદમો તો આવતી કાલે જ છે ને"?

* * *

પણ ઝાઓબાનો મુકદમો અદાલત સમક્ષ આવી જ શક્યો નહીં. તે જ રાત્રે ઝાઓબાએ જીંદગી સુધી જેલમાં સડી મરવાના ભયને લીધે આપઘાત કર્યો હતો.

પબ્લીક પ્રોસીક્યુટરે એ વાત જાણી ત્યારે તેણે કહ્યું: "ખરેખર આ ઘણું જ ગંદું કામ છે, પણ ગમે તેમ કરીને ય આપણે તે ચલાવી લેવું પડે છે.; તેમ કર્યા વીના છૂટકો નથી." *

---

* સચિત.

# ફૂલછાબ

**અમર મહાજનો**: લેખક: શ્રી કકલભાઈ કોઠારી; પ્રકાશક: સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર: ઠે: **રાણપુર**. મૂલ્ય બાર આના.

જેણે ઇજીપ્તને ભર ઉંઘમાંથી ઢંઢોળીને બેઠો કર્યો તે સાદ ઝગલુલ પાશા, અને જેણે રશિયાની પ્રજાને ઝારના જુલ્મી બંધનમાંથી મુક્તિ અપાવી તે લાડીમીર લેનીન: એ બે મહાવીરોનાં સચિત્ર જીવન, લેખકની સણસણતી લાક્ષણિક શૈલીમાં આપવામાં આવ્યાં છે. હિંદમાં ભાગ્યે જ એવો કોઇ હશે કે જે આ અમર પુરૂષોનાં નામ જાણતો ન હોય, પણ તેમનાં જીવનની આછી રેખાઓ જાણતા હોય તેવા ગુજરાતમાં થોડા છે. તેવાં પ્રત્યેક નરનારીએ આ પુસ્તકને વાંચવું જોઇએ, એટલું જ નહિ પણ પ્રત્યેક ઘરમાં સંધ્યા પછી કુટુંબી જનોને એકઠાં કરી માતા કે પિતાએ આ જીવનો સટીક વાંચી આવતી કાલની પ્રજાના હૈયામાં ઝગલુલ અને લેનીનની મહત્વાકાંક્ષાઓ, સ્વદેશ પ્રીતિ અને માનવ પ્રેમ ભરવાં જોઇએ.

...

**૧૮૫૭: બળવાની બીજી બાજુ**; લેખક: શ્રી સુનીલાલ પુરૂષોત્તમદાસ બારોટ; પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય, **અમદાવાદ**, કિંમત ૦-૩-૬.

૧૮૫૭ ના હિંદીઓના સ્વાતંત્ર્ય યુધ્ધને અંગ્રેજોએ 'સિપાહીઓના બળવા' તરીકે ઓળખાવ્યો છે, તેજ રીતે ગોરા ઇતિહાસ લેખકોએ તેની એકજ પક્ષી બાજુ બતાવી, હિંદીઓને બને તેટલા કાળા ચિતરવાનો પ્રયત્ન કર્યો છે, પરંતુ એડવર્ડ થોમસન નામના એક ઉદારચિત લેખકે, કાલની બીજી બાજુ બતાવી, ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય યુધ્ધનાં કારણો, અને તે યુધ્ધ દરમિયાન ગોરાઓનાં પૈશાચિક કૃત્યોનાં સપ્રમાણ ઉદાહરણો સાથે પુસ્તક લખ્યું છે. તેનું સારગ્રાહી ભાષાંતર આ નાનકડા પુસ્તક રૂપે પ્રસિધ્ધ કરવામાં આવ્યું છે. તેમાં લેખકે સંપુર્ણ ગંભીરતાથી પોતાની જવાબદારી વિચારીને ઘણી જ વિનિત ભાષા વાપરી છે. સ્થળાભાવને લીધે આ પુસ્તકનું વિસ્તૃત અવલોકન અમે કરી શકતા નથી; એટલે માત્ર એટલું જ કહીને સંતોષ માનીએ છીએ કે, આ પુસ્તકનું ગુજરાતનાં ઘેર ઘેર પારાયણ થવું જોઇએ, પોળે પોળે તે કથાના રૂપમાં ચર્ચાવું જોઇએ અને ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય યુધ્ધની પડદા પાછળની વાતો ખુલ્લી રીતે જનતાએ ચર્ચી તેમાંથી સાર તારવવો જોઇએ.

...

**ક્રાન્તિકારી લગ્ન**: અનુવાદક: શ્રી રણછોડજી કેસુરભાઇ મિસ્ત્રી; પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય. **અમદાવાદ**, મૂલ્ય: ત્રણ આના.

રશિયન ક્રાન્તિની વાતોથી હિંદીઓનાં હૈયાં ફૂલાય છે, પણ એ ક્રાન્તિની ભૂમિકા કેવી રીતે તૈયાર થઇ હતી, તે માટે ત્યાંના જુવાન સ્ત્રી-પુરૂષોએ કેવા ભોગ આપ્યા હતા, તે જાણવાની જરૂર છે. 'ક્રાન્તિકારી લગ્ન' એવા એક દેશભક્ત યુગલનો પરિચય કરાવે છે. દેશભક્તિનાં ધુની મસ્તોને કેટલાં સમર્પણો કરવા તૈયાર થવું પડે છે તે જાણવા આ પુસ્તક વાંચવાની જરૂર છે.

**જૈન દિક્ષાઃ** લેખક અને પ્રકાશકઃ શ્રી વાડીલાલ મોતીલાલ શાહઃ સોલ એજન્ટસઃ મેસર્સ પાયોનિયર મિલ સ્ટોર્સ ટ્રેડિંગ કંપની, નાગદેવી સ્ટ્રિટ, **મુંબાઇ** મૂલ્ય બે રૂપિયા.

જૈન દીક્ષાના પ્રકરણે તાજેતરમાં જૈન સમાજમાં ભયંકર ખળભળાટ મચાવ્યો છે. એકજ સંપ્રદાયના સાધુઓ એ ખળભળાટમાં પ્રચંડ આંદોલન આપવામાં કારણ ભૂત બન્યા છે. હિંદુસમાજ જાણે જૈનોથી જૂદો હોય તેમ તટસ્થભાવે એ તમાસો જોઇ રહ્યો છે—દિલગીર થાય છે, ધર્મને નામે રચવામાં આવેલી માનસિક દિવાલોનું એ પરિણામ છે. રા. વા. મો. શાહે એ અવસરે 'એક અમેરિકન વિદ્વાનની ડાયરી' રૂપે પ્રસ્તુત પુસ્તક પ્રસિધ્ધ કરીને ભ્રમમાં ભલેલાઓની આગળ નવો જ સુયોગ્ય માર્ગ રજુ કર્યો છે, અને જનતા, જૈન, શ્રાવક અને જૈનેતરોની આગળ આવતી કાલના પ્રશ્નો પોતાની લાક્ષણિક રીતે રજુ કર્યા છે. એમના મૂડીવાદને લગતા કે બીજા વિચારો તમામ વાચકોમાં ભલે સર્વમાન્ય ન થાય, તોપણ પ્રસ્તુત પુસ્તકના વાચનથી જૈનો તેમજ જૈનેતરોને ઘણુંજ નવું જાણવાનું મળશે જ એવું અમે બેધડક કહી શકીએ છીએ, અને ખાસ કરીને જૈન સમાજને 'જૈન દીક્ષા' વાંચી—વિચારી તેમાંથી ઘણોંજ સાર અપનાવી જીવનમાં ઉતારવાની ભલામણ કરીએ છીએ.

...

**વડોદરામાં ૪૦ વર્ષઃ** લેખક શ્રી ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ; પ્રકાશકઃ પુસ્તકાલય સહકારી મંડળ લિમિટેડ **વડોદરા**; મૂલ્ય; દોઢ રૂપિયો.

લેખક પોતે જ કહે છે તેમઃ "પોતાના કામની હકીકત પોતે જ લખવી એ જરા નાજુક અને મુશ્કેલ કામ છે." એ કામ તેમણે ઉપાડયું છે અને પુસ્તકનું જે વ્યાપક નામ રાખ્યું છે તે હિસાબે જોતાં વર્તમાન સમયે વિનિતમાં વિનિત વિચારના દેશી રાજ્યના વતનીને પણ તે લગારે સંતોષી શકે તેમ નથી. હા, કેટલાક અમલદારોને પોતાના એક વ્યવસાય બંધુની 'જીવન કથા' જાણવા મળે એટલુંજ. તે પણ ૧૮૮૯ ની અને ૧૯૨૯ ની પરિસ્થિતિમાં *થયેલા ભારે પલટાને જોતાં તેમાંથી* ખાસ ફળ મળે તેમ ઓછું દેખાય છે. પુસ્તકના છેલ્લા પ્રકરણમાં 'કેટલીક સૂચનાઓ' લેખકે કરી છે, પરંતુ તેમ કરતાં 'નોકરશાહી મનોદશા' એમને છોડી શકી નથી, એટલે લેખકની 'વડોદરાની પ્રજાને વિનંતિ' અત્યારની પ્રજાને બિલકુલ સંતોષી ન શકે તો તેમાં પ્રજાનો નહિં પણ લેખકના અમલદારશાહી માનસનો જ વાંક માનવો જોઇએ.

...

**કાઠિયાવાડની જૂની વાર્તાઓ** [ભાગ-૨ જો]: યોજક અને પ્રકાશકઃ શ્રી હરગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી ઠે૦ મહુવા; મૂલ્યઃ અઢી રૂપિયા.

શ્રી બ. ક. ઠાકોરના ચર્ચાસ્પદ પ્રવેશક સાથે પ્રસ્તુત સંગ્રહમાં કાઠિયાવાડની ૧૬ જૂની વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. લેખકની શૈલી અત્યંત સરળ અને ગંભીર છે. આજના નૌજવાનોની ભાષા જેવો તેમાં જુસ્સો નથી, કે ગઇ કાલની જૂની ભાષાની તેમાં છાંટ નથી. વળી આવી કથાઓમાં વહેમી માન્યતાઓ, ચમત્કારો અને અશક્ય આદર્શોની ઉંડા વાળી કલ્પનાઓ બહુ હોય.

છે, એટલે ગઇ કાલનાં લોકો કેવા સાહિત્યથી રીઝતા હતા, તેમનાં માનસને પોષવા કવિઓ અને વાર્તાકારો કેવા વિચારો રજૂ કરતા તે જાણવા પુરતી જ આવા સાહિત્યની કીંમત અંકાવી જોઇએ. હવે નવા યુગમાં નવી મહત્ત્વાકાંક્ષાઓ સર્જવાની જરૂર છે: તે વખતે જૂના જમાનાની લાગણીના ઉભરા ઉપર ટકેલી સર્વાંગી પરાશ્રયી વૃત્તિવાળી વાતોમાંથી હવે તો ગુજરાતી વાચકને મુક્ત કરવો જોઇએ, એવું અમે માનીએ છીએ.

...

**કુચ્છ જો નૂર:** લેખક: શ્રી મંજલાલ ભગવાનલાલ છાયા; પ્રકાશક: સ્વદેશ કાર્યાલય, ઠે. માંડવી, **મુંબાઇ** મૂલ્ય દોઢ રૂપિયો.

પ્રસ્તુત સંગ્રહમાં કચ્છની જૂની સાત વાતો આપવામાં આવી છે. 'કાઠિઆવાડની જૂની વાર્તાઓ' માટે અમે જે અભિપ્રાય આપ્યો છે, તે જ મત આ પુસ્તક માટે પણ અમારો હોઇ તેના પિષ્ટપેષણની જરૂર નથી, વર્તમાનપત્રોના વાચકોમાં પ્રાંતિકભાવ વિકસાવવાને બદલે ". તો રાષ્ટ્રીયભાવ જાગૃત કરવાની વિશેષ જરૂર છે.

...

**વીરહાક:** લેખક: શયદા, પ્રકાશક: શયદા સાદીકની કંપની, મુંબાઇ, મૂલ્ય: સાડા ત્રણ રૂપિયા.

વીરહાકની આ સચિત્ર બીજી આવૃત્તિ છે, શયદાની શૈલી લાક્ષણિક છે. ટુંકાં ટુંકાં વાક્યોમાં તે યોગ્ય વાતાવરણ સર્જાવે છે. એ એમની ખુબી છે, અને એમના વાંચકો ઉપર એ ખુબી જ એમનો કાબુ ટકાવી રાખે છે. વીરહાકમાં લેખકે રજવાડી ધર્માશ્રમો, ગ્રામ્ય જીવન, દેશી રાજ્યોની ખટપટ અને તેને યોગ્ય સંસારનું સુંદર વાતાવરણ ખડું કર્યું છે. વીરહાકમાં ખેડૂત બાળા પણ હથિયાર સજે છે અને 'વીરહાક' વગાડી શકે છે. વાતોનાં રસિયાંને માટે તે સારૂં પુસ્તક છે.

...

**ડીટેક્ટીવ જયન્તનાં અદ્‌ભુત પરાક્રમો:** લેખક: શ્રી નાગરદાસ ઇ. પટેલ; પ્રકાશક: વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની **મુંબાઇ નં. ૩**, મૂલ્ય: અઢી રૂપિયા.

ડીટેક્ટીવ જયન્તનાં પરાક્રમોની આઠ કથાઓ આ સચિત્ર પુસ્તકમાં છે, અને તે વાર્તાના શોખીનોનાં દિલ આકર્ષે તેવી છે. પ્રેમ કથાઓ કે શૌર્ય કથાઓ કરતાં 'ડીટેક્ટીવ' વાર્તાઓની વસ્તુ સંકલનામાં બુધ્ધિને કસવાની તક ખૂબ મળે છે, અને વાચકને પણ તે તેટલે અંશે બુધ્ધિ કસવાની અને તર્ક ચલાવવાના વ્યાયામની તક આપે છે. લેખકે સાદી છતાં સુયોગ્ય શૈલીમાં વાર્તાઓની ગુંથણી કરી છે જે વાચકવર્ગમાં જરૂર પ્રિય થઇ પડે તેમ છે.

...

**ચંદ્રદૂત:** કર્તા અને 'પ્રકાશક' શ્રી મનઃસુખલાલ મગનલાલ ઝવેરી: મૂલ્ય દશ આના.

મહાકવિ કાલીદાસ કૃત મેઘદૂતની અનુકૃતિ રૂપે લેખકે 'ચંદ્રદૂત' લખ્યું છે. તેમાં કેટલીક પંકિતઓ 'મેઘદૂત'ની છે, તમામ રચનામાં આખો આધાર મેઘદૂતનો છે. 'મેઘદૂત'ની લાકડીના આધારે લેખક ચાલે છે, છતાં અનેક સ્થળે લેખકનું વ્યકિતત્વ ઝળકી નીકળે છે. પરિચયમાં શ્રી રામનારાયણ પાઠકે એ વાત બરાબર બતાવી છે, પણ અમે બે વિરહી મિત્રો સમક્ષ 'ચંદ્રદૂત' વાંચી તેની ધારેલી અસર થતી જાતે અનુ-

ભવી છે. લેખક સ્વતંત્ર ખંડકાવ્યો લખે તો ગુજરાતી સાહિત્યને સારી વાનગીઓ આપી શકે, એવું 'ચંદ્રદૂત' ને અંગે લખાયલી છતાં નહિં છપાયલી પંક્તિઓ પણ કહી આપે છે.

...

**બલિદાન :** પ્રગટકર્ત્તા : ગાંડીવ સાહિત્ય મન્દિર; ઠે૦ ૧૮૦ કેળાપીઠ, **સુરત;** મૂલ્ય: પાંચ આના.

'ગાંડીવ' પત્રના મુખપૃષ્ઠો પર પ્રસિધ્ધ થઇ ગયેલી કુરબાનીની ૧૮ કથાઓનો આ સંગ્રહ છે. તેને પ્રાચીન પોથીના આકારે છાપી તેમજ બાંધી છે. જેમ કથાઓમાં આજના મનુષ્યો માટે ગૂઢ રહસ્ય છૂપું રહ્યું છે, તેમ તેના રૂપ, રંગ અને બાંધણીના આકારમાં પણ પ્રાચીન પોથીઓને નવા યુગના રંગથી રંગવાનો અનુપમ ભાવ રહ્યો છે. સાંઝને સમયે માતાપિતાઓએ આ કથાઓ પોતાનાં બાળકોને સરિક સંભળાવવી જોઇએ. આવાં પુસ્તકોની લ્હાણીઓ થવાની જરૂર છે.

...

**ભીષ્મ અને યુધિષ્ઠિર :** લેખક: શ્રી નટવરલાલ વીમાવાળા, પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંડળ, **સુરત,** મૂલ્ય ચાર આના.

બાળકો માટેનું આ સચિત્ર પુસ્તક છે. મૂળ ગાથાઓ પૌરાણિક છે. તેમાં આ દેશના માનસને રૂચે અને પોતાપણાની લાગણીને પંપાળે, એવું બહુ છે પણ ચમત્કાર અને કલ્પનાની હદ વટાવી ગયેલી કથાઓ બાળકો સમક્ષ રજુ કરવી, તે આવતી કાલની પ્રજાને જૂઠા આદર્શ શીખવવા જેવું છે. તેમાં પણ જેની આસપાસ દેવ દેવીઓના ઓળા પથરા હોય, તેવા વાતાવરણવાળી વાર્તામાંથી તો બાળકોને મુક્ત જ રહેવા દેવાં ઘટે.

**બીરબલનો બંધુ; સવાકાની આપવીતી; અને ભલભૂલામણી:** ગાંડીવ સાહિત્ય મંદિરનાં જ આ પ્રકાશનો છે. પહેલાનું મૂલ્ય આઠ આના અને બીજા તેમજ ત્રીજાનું એક એક આનો છે. ત્રણે પુસ્તકો બાળકો માટે સારાં છે. 'બીરબલનો બંધુ કિશોર કિશોરીઓને સમજીને આનંદ આપે તેવું અને પાછલાં બે નાનકડાં બાળકોને નવું નવું જાણવાનું આપે તેવાં છે.

...

**બાવલાના પરાક્રમો :** લેખકઃ સૌ. હંસા બહેન મહેતા પ્રકાશક; બાલજીવન કાર્યાલય; ઠે: બાજવાડા **વડોદરા;** મૂલ્ય એક રૂપિયો.

સુપ્રસિદ્ધ ઇટાલીયન બાલવાર્ત્તા ઉપરથી લેખિકા બહેને આ વાર્ત્તા લખી છે. શ્રી હંસા બહેન ભાષાન્તરની કલામાં એટલાં પાવરધાં છે કે, આખી વાર્ત્તા મૌલિક જેવી જ લાગે છે. તોફાની અને ટીખળી બાવલો જીવનમાં જાણવા જેવાં–હસવાં જેવાં જે પરાક્રમો કરે છે તે બાળકોને પુસ્તક પુરૂં કરે ત્યાં સુધી 'હવે પછી તે શું કરશે?' એ જાણવા આકર્ષી રાખે તેમ છે. પુસ્તક સચિત્ર અને મોટા અક્ષરોમાં છાપેલું છે, પણ તેની કીંમત અમને ભારે લાગે છે.

...

**કે–એ–સી ફારસો :** લેખક : શ્રી જ. દુ. ખંધડીઆ, પ્રકાશકઃ જનરલ બુક ડીપો, **મુંબાઇ નં. ૨** મૂલ્યઃ અઢી રૂપિયા.

પ્રસ્તુત સંગ્રહમાં શ્રાવ્ય, દૃશ્ય, વાચ્ય, દૃશ્યશ્રાવ્ય, વાચ્ય અને બાલોપયોગી નાટકો, મળી દશ ફારસો આપ્યાં છે. શ્રી જદુરાય ખંધડીઆ મર્મકટાક્ષયુક્ત

લખાણના ક્ષેત્રમાં હવે પુરતા જાણીતા થઇ ગયા છે તેમનાં આ ફારસોમાંના શ્રાવ્ય વિભાગનાં પાંચ ફારસો મુંબાઇની વાયરલેસની શોખીન આલમે સાંભળ્યાં પણ છે. કંટાળેલા મગજને આરામ આપવા દવાના ઘુંટડા ગળવા કે પલંગ પડ્યા પડ્યા નિસાસા નાખવા કરતાં આ ફારસો વાંચવાથી જોઇતો આરામ મળી રહે એવું અમને લાગે છે. ભાઇ જદુરાયની ઝડપ 'સરહદ મેલ' જેવી છે, હવે ઝડપને ઘટાડી અભ્યાસના ઉંડાણમાં ઉતરી પોતાના હાસ્યરસને સર્વજન પ્રિય બનાવે એટલી અમારી એમને ભલામણ છે.

...

**રણ દુંદુભી:** લેખક: શ્રી મસ્તમયૂર, પ્રકાશક: શ્રી કાન્તિલાલ નાથુભાઇ શેઠ, વડા પાડા, **ભરૂચ.** મૂલ્ય: ત્રણ આના.

લેખક પોતાના કાવ્યને 'વીરરસ પ્રાધાન્ય ખણ્ડ કાવ્ય' કહે છે. અને તેમાં તે છેક જ ખોટા નથી, પરંતુ વીરરસ લાવવા માટે એકલા શબ્દો ઉપરાંત બીજું ઘણું જોઇએ છે. લેખકે ૧૨૧ કડી ઓમાં શાસ્ત્ર, ઇતિહાસ, વર્તમાન અને ભાવીના વિચારો રજુ કરવાનો પ્રયત્ન કર્યો છે, તે વાંચી જવા-જેવો જરૂર છે. શ્રી મસ્તમયૂરની કવિતામાં કવિત્વના આછા ચમકારા છે. તેને ખીલવવાથી તે હજી વધુ સારૂં લખી શકશે.

...

**વિજયની ચાવી:** અનુવાદક: શ્રી અંબાલાલ શીવલાલ, પટેલ, ઠે. ચાણસમા.

અમેરિકન લેખક મેથ્યુઝ ડોવસનના પુસ્તકનો આ અનુવાદ છે. આત્મશ્રધ્ધા ખીલવવા માટે અમેરિકામાં સુંદર સાહિત્ય પ્રસિધ્ધ થાય છે. 'વિજયની ચાવી' એવા વિચારોથી ભરેલું છે. આથી પણ વિશેષ પ્રાણવાન અને માનવતા વિકસાવનાર પુસ્તકો અમેરિકન સાહિત્યમાં છે, તેવા સાહિત્યને ગુજરાતી ભાષામાં ઉતારવાની અત્યારે ખાસ જરૂર છે.

...

**સ્રોતસ્વિની** } લેખકઃ શ્રી દામોદર
**નિર્ઝરણી** } ખુશાલદાસ બોટાદકર,
પ્રકાશક: શ્રી અમૃતલાલ વલ્લભદાસ દાણી, **ભાવનગર;** મૂલ્ય પ્રત્યેકના બાર આના.

બન્ને પુસ્તકોની બીજી આવૃત્તિ પ્રસિધ્ધ કરવામાં આવી છે. શ્રી બોટાદકર પોતાનાં રાસથી જેટલા લોકપ્રિય થયા છે, તેટલા બીજી કવિતાથી નહિં, તે એમની કવિતામાં સંસ્કૃતનાં વધારે પડતા ભારણથી હશે, પરંતુ એમની કવિતાઓમાં ઘણું કવિત્વ રહેલું છે તે આ બન્ને સંગ્રહો સારી રીતે બતાવી આપે છે.

...

**કૃતઘ્ની કેશર:** લેખક: શાહ શિવજી દેવસિંહ મઢડાવાળા; પ્રકાશક: શિવસદન, **મઢડા,** મૂલ્ય દોઢ રૂપિયો.

સાદાં પુસ્તકો વાંચવાનાં અધિકારી સ્ત્રી પુરુષોને આ વાર્તા રૂચે તેવી છે લેખકે વાર્તામાં પોતાના જીવનના અનુભવોમાંથી કેટલાક વિના પ્રયાસે દેખાઇ આવે તેવી રીતે ગુંથ્યા છે.

...

**કાશ્મીરથી નેપાળ:** લેખક અને પ્રકાશક: શ્રી હરિચંદ લક્ષ્મીચંદ મહેતા; ઠે. બરવાળા; મૂલ્ય બે રૂપિયા.

કાશ્મીરથી નેપાળ જનારા યાત્રાળુઓને માટે ઉપયોગી હકીકતો આ પુસ્તકમાંથી મળી શકે તેમ છે.

**દીપોત્સવીના અંકો :** 'હિંદુસ્થાન', 'મુંબઇ સમાચાર' 'શારદા' 'કુમાર' 'નવચેતન' 'બે ઘડી મોજ' 'ગુજરાત' 'ઘડીભર મોજ' અને 'સ્વદેશ'ના દીપોત્સવી અંકોનો થોકડો જોતાં એકજ આદર્શને વળગી રહી લેખો આપનાર 'હિંદુસ્થાન'નો અંક મોખરે તરી આવે છે, ચિત્રાવલી પણ એની સુંદર છે. મુંબાઇ સમાચાર' ઠીક ઠીક છે, 'બે ઘડીમોજ'માં ઘણાય લેખકોએ ઘણું લખ્યું છે, પણ તે 'બેઘડીમોજ' માટે જ. 'ઘડીભરમોજ' પણ એને પગલે ચાલતું લાગે છે 'સ્વદેશ' તો પ્રાંતીકતા ખીલવવામાં જ સંતોષ માનતું દેખાય છે. માસિકોમાં 'કુમાર' આકર્ષકતામાં ચઢી જાય છે, પરંતુ 'શારદા'એ આ વખતે લેખોમાં વિવિધતા આણવા માટે સારો પ્રયાસ કર્યો છે એમ ખુલ્લું દેખાય છે. 'નવચેતને' તો બે ત્રણ તૈયાર બંગાળી રંગીન ચિત્રો આપીને જ મથાળે 'દીવાળી અંક' લખવામાં સંતોષ માન્યો છે. 'ગુજરાત' ત્રૈમાસિકના દીપોત્સવી અંકમાં નવું અને જૂનું બધું પીરસાયું છે. છતાં જ્યાં શ્રી મુનશી હોય ત્યાં નવીનતા અને ઓજસ્વીતા તો હોય જ એમનું નવું સામાજિક નાટક 'અજ્ઞાંકિત' તેમને સામાજિક નાટકો ઉપરથી હાથ ઉઠાવવાની સૂચનાં આપનારૂં છે. હવે અચિત્ર બનેલા 'ગુજરાતે' પણ આ અંકમાં સચિત્રતાના થોડાક સ્વાંગ સજ્યા છે.

"મારો દીકરો પુષ્કળ લખે છે. એનું લખાણ પુષ્કળ માણસો વાંચે છે."

"ત્યારે તો તે કંઇક હાસ્યરસિક લખતા હશે?"

"ના, તે શિરનામાં લખવાનો ધંધો કરે છે."

...

સ્ત્રી: "મારી ખોવાયલી અધેલી હું શોધતો નથી. એ તો મારા ભાઇને મળી છે."

ફકો: "તો તું હવે શું શોધે છે?"

સ્ત્રી: "મારા ભાઇને!"

પિતા [નાના કીકાને]: "બેટા, હું ઇસ્પિતાળમાંથી સાજો થઇને આવ્યો. તને એ ગમશેને?"

કીકો: "હા, પણ બા ઇસ્પિતાળમાંથી નાનો બાબુ લાવ્યાં હતાં, તમે કેમ એમને એમ આવ્યા?"

...

"તારાં બા શું કરે છે?"

"તેમને ગમે તે."

"અને તારા બાપુજી?"

"તે બાને ગમે તે!"

# બૈરાંનાં બદન કેમ સુધરે?





સ્ત્રીઓ ઘરમાં આ કસરત સહેલાઇથી કરી શકે




# સ્વતંત્રતાની જય!



તમે ક્યાં સુધી રહેશો બેસી?
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!
તમે ઘરમાં ના રહો પેસી–
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!
તમે ખોટાં બંધન તોડો–
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!
જૂની જંજાળો છોડો–
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!
તમે સબળ શક્તિ કહેવાઓ,
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!
શીદ અબળ બની ગભરાઓ,
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!
તમે ચતુર બનીને ચાલો,
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!
ગણી દેશ આપણો પ્યારો,
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!
મુક્તિના માર્ગ મધુરા,
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!
તમ વિણ સહુ કાજ અધુરાં–
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!
સહુ સાથે મળીને ચાલો,
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!
જય સ્વતંત્રતાની ગાઓ–
બ્હેન! દેશ હિતાર્થે બ્હાર પડો!

અમર.



# કાયદામાં સ્ત્રીઓને અન્યાય


: લેખિકા :

શ્રી. બચુબહેન લોટવાળા






શ્રી. બચુબહેન લોટવાળા



હિંદુસમાજે સ્ત્રીઓને બીજી બધી રીતે તો અન્યાય કરી જ્યો છે એટલું જ નહિ પણ કાયદાની રૂએ પણ સ્ત્રીઓને અન્યાય જ થયો છે. સમાજના નિયમો હિંદી સ્ત્રીઓ માટે એટલા કરપીણ છે કે તેજ સ્ત્રીઓની પરતંત્રતાના કારણભૂત માની શકાય. એ કાયદાની મદદથી પુરૂષો સ્ત્રીઓ ઉપર હકુમત ચલાવે છે, કારણ કે કાયદા ઘડનાર પુરૂષો પોતે જ છે. લગ્ન, પુનર્લગ્ન, પડદાનો રીવાજ, કેળવણી, વારસાનો કાયદો, વિગેરે દરેક બાબતમાં એકપક્ષી કાયદાઓ સમાજે ઘડી કાઢ્યા છે. જેમ સરકાર હિંદીઓને હકો આપવા માટે કાયદામાં ફેરફાર કરવાની ઢીલ કરે છે તેમ પુરૂષોને પણ સ્ત્રીઓને પોતાના જેટલા હકો આપી પોતાની સત્તા ગુમાવવાનો ભય લાગે છે. આ કેવળ સ્વાર્થવૃત્તિ નહિ તો બીજું શું? સ્ત્રી એ પુરૂષની મિલ્કત છે એવી ભાવના સમાજે ફેલાવી હોવાથી પુરૂષ જેમ નચાવે તેમ તેની મોરલી પ્રમાણે સ્ત્રીએ નાચવું જોઈએ એવો રવૈયો પુરૂષોએ પાડ્યો છે.

હિંદને સ્વરાજ આપવાથી હિંદુ મુસલમાન લડી મરશે એવી દલીલ હિંદના કહેવાતા હીતચિંતક અંગ્રેજો કરે છે, તેવી જ માન્યતા પુરૂષોની છે કે સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા આપવાથી અને કાયદામાં તેમને સરખા હકો આપવાથી કૌટુમ્બિક કલેશને સ્થાન મળશે. તેમની આ માન્યતા તદ્દન પાયા વગરની છે. કેમકે જ્યાં સ્ત્રી અને પુરૂષ બેઉ સમાન હકોના ભોગી હોય ત્યાં કલેશ સંભવે જ નહિ.

સૌથી અનીચ્છવા જોગ રીત પડદાની છે. સ્ત્રીઓ પાસે પડદો પળાવે છે એજ પુરૂષો પોતે કેમ પડદો નથી રાખતા? પોતાની ખુબસુરત સ્ત્રીઓ પરપુરૂષોની દ્રષ્ટીએ ન પડે એવા સ્વાર્થી વિચારે પુરૂષો સ્ત્રીઓ પાસે પડદો રખાવે છે, પણ જો સ્ત્રીઓ એવું ઇચ્છે કે તેમના પતિઓ પણ બીજી સ્ત્રીઓની દ્રષ્ટિએ ન પડે તે માટે તેમણે પડદો પાળવો જોઇએ તો પુરૂષોને કેવું લાગે? પણ પુરૂષો પોતાની આ સ્વતંત્રતા એક ક્ષણને માટે પણ છીનવી લેવા દેશે



પડદાની અંની[illegible]નીય રીત

ખરા કે? પુરૂષો જો એમ સમજતા હોય કે પડદો રાખવાથી નીતિ જળવાઇ રહે છે તો તેમાં તેઓ ગંભીર ભૂલ કરે છે. જેટલી અનીતિ લાજ કાઢનારી સ્ત્રીઓમાં અને ચોવીસે કલાક રાજમહેલમાં પુરાઇ રહેનારી રાણીઓમાં છે તેનો પા ભાગ પણ પડદો નહિ રાખનારી સ્ત્રીઓમાં નથી. પોતાના દુર્ગુણો નહિ જોનારા પુરૂષો જ આવા વહેમને અંગે સ્ત્રીઓ પાસે ફરજિયાત પડદો પળાવે છે. આવી જ જાતની નમાલી દલીલ સ્ત્રીઓને કેળવણી આપવાની વિરૂધ્ધ કરવામાં આવે છે. સ્ત્રીઓને શિક્ષણ આપવાથી તેઓ વંઠી જાય અગર ઉધ્ધત થઇ જાય, આ ચેપ જો પુરૂષોને પણ લાગે તો તેમને માટે કઇ શક્ષ નક્કી કરવામાં આવી છે? કદાચ બધા હક્કોનો પરવાનો પુરૂષો જ લઇને અવતર્યાં હશે. સ્ત્રીઓને બહુ શીખીને ક્યાં કમાવા જવું છે એવું કહેનારાએ ઘણા પુરૂષો છે. એ લોકો જાણે છે કે સ્ત્રીઓ જો ઉચ્ચ કેળવણી લે તો તેમને આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત થાય અને આર્થિક સ્વતંત્રતા મળવાથી તેઓ પુરૂષના હાથમાં રહેવાનું કબુલ કરે નહિ. લાંબા વખતથી હકુમત ચલાવનારા પુરૂષોથી આ ખમાય કેમ? આમ, પોતાના સ્વાર્થને લઇને પુરૂષો સ્ત્રીઓને પછાત રાખવાનો પ્રયત્ન કરે છે. તેથી જ સ્ત્રીઓએ કેળવણી લઇ, પોતાનું વ્યક્તિત્વ ખીલાવી સરખા હક્કોને માટે હંમેશ લડત કરવી જ જોઇએ છે.

વારસાહક્ક પણ એકલા પુરૂષને માટે છે. સ્ત્રીને વળી પિતાની મિલ્કતમાં ભાગ શેનો હોય? તે તો પરણી સાસરે જાય એટલે પૈસા સાથે લઇને જાય. છોકરો તો ઘરમાં જ રહેવાનો હોવાથી બધા પૈસા ઘરમાં જ રહે છે. એટલે બાપ, ભાઇઓ પૈસાનો ઉપયોગ કરી શકે. સ્વાર્થની પણ કંઇ હદ હોય ને! છોકરીને તેના હક્કનો પૈસો આપી દીધાં પછી તેની આશા શા માટે? છોકરો તો બાપની આખી મિલ્કત ઘણી વખતે ઉડાવી નાખે છે તે બાપ કેમ સહન કરે છે? છોકરાઓ તો કમાઇને પોતાનો નિર્વાહ કરી શકે છે પણ છોકરીઓને એવી તાલીમ આપવામાં નથી આવતી એટલે એ પૈસા તેને મુશ્કેલીમાં બહુ કામ આવે છે એ વિચાર કરવાનું પુરૂષવર્ગ ભૂલી જાય છે. બાપના પૈસામાં ભાગ હોય તો સ્ત્રી કેટલેક અંશે આર્થિક સ્વતંત્રતા ભોગવી શકે. જો બાપ છોકરાં અને છોકરીમાં ભેદભાવ ગણી છોકરીઓને આવડો જબરો અન્યાય કરે

તેમણે શરમાવું જોઇએ. જેમ મા ને બન્ને પ્રત્યે સમભાવ હોય છે, તેમ બાપે પણ એક-સરખી લાગણી બતાવી છોકરીઓને પોતાની મિલ્કતમાં સરખો ભાગ આપવો જોઇએ.

પુનર્લગ્ન હવે તેને લગતો કાયદો થવા પછી જો કે ગેરકાયદેસર ન ગણાય, પણ હિંદુ સમાજના રૂઢી બંધનને લીધે એ પગલું ભરવાની નૈતિક હિંમત ઘણાં ઓછાં બતાવી શકે છે. આમાંએ હરકત કર્તા પુરૂષો જ છે. એક સ્ત્રી મરી ગયા પછી તો શું પણ એક જીવતાં બીજી પરણવાની પણ તેમને છુટ. પણ એક ધણી મરણ પામતાં



૪૦ અને ૫૦ વર્ષે ફેરા પરણનાર પુરૂષો

સ્ત્રીને નિર્જીવ પુતળાં જેવી નકામી ગણવામાં આવે છે; ૪૦ અને ૫૦ વરસે ફરી પરણનાર પુરૂષ સ્ત્રીઓ ઉપર જુલમગારના જેવી હકુમત નથી ચલાવતો? વિધવા સ્ત્રી ફરી પરણે એ અનીતિ અને વિધુર બીજીવખત લગ્ન કરે એ નીતિ ગણાય એ ક્યાંનો ન્યાય? વિધવા અનીતિમય જીવન ગાળે તે હિંદુ સમાજ સહન કરે છે પણ પોતાના જેટલા હકકો સ્ત્રીઓને કેમ અપાય, એ વિચારે પુરૂષો તેમને પુનર્લગ્ન કરવાની છુટ આપવા તૈયાર નથી.

વરસો સુધી આવા અન્યાયો અને ગુલામી સ્ત્રીઓએ સહન કરી છે હવે બંડ કર્યા સિવાય છુટકો નથી. જુની રૂઢીઓને લીધે સમાજે સ્ત્રીઓને એવી દબાવી દીધી છે કે સ્વતંત્રતાને નામે ઘણી ખરી સ્ત્રીઓ ભડકે છે. એક કેદીએ જીંદગીનો મોટો ભાગ કેદખાનામાં કાઢયો હોય તેને શિક્ષાની મુદત પુરી થતાં છુટો મુકી દેવામાં આવે ત્યારે તે જેમ ગભરાઇ જાય છે અને કહે છે કે મારે આ સ્વતંત્રતા નથી જોઇતી, તેજ પ્રમાણે હજારો વરસોની ગુલામી મનોવૃત્તિને લીધે સ્ત્રીઓ આટલી પછાત રહી છે. બીજા દેશોની સ્ત્રીઓનો દાખલો લઇ દરેક સ્ત્રીએ પુરૂષોના જેટલા હકકો મેળવવાને લડત ચલાવવી જોઇએ. સરખા હકકો મેળવવા માટે થોડો આત્મભોગ પણ આપવો પડશે. બ્રિટન જેવા સુધરેલા દેશમાં પણ મતાધિકારો માટે સ્ત્રીઓએ લડત ચલાવી ત્યારે મીસીસ પેંખહર્સ્ટની આગેવાની નીચે કેટલીક સ્ત્રીઓને જેલયાત્રાઓ કરવી પડી હતી. મુશ્કેલી વગર કોઇ ચીજ પ્રાપ્ત થતી નથી. દરેક સ્ત્રી સંસ્થાએ સ્ત્રીઓને થતા અન્યાયો સામે પ્રચારકાર્ય કરવું જોઇએ. દરેકે દરેક સામાજીક બંધનને તોડી નાખી સ્ત્રીઓ પોતાના પ્રયાસથી જ પોતાની મુક્તિ સાધી શકશે.

# સ્ત્રીઓએ કમાવાની જરૂર છે

## ગુજરાતણોનાં હૃદય મંથન

અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાના સ્ત્રી વિભાગના વાર્ષિક ઉત્સવનો સમારંભ નવેમ્બરની તા૦ ૧૩ થી ૧૫ મી સુધી ઉજવાયો. તેમાં તા૦ ૧૩ મીના દિવસે ત્યાંના પ્રેમાભાઈ હૉલમાં શ્રી શારદા બહેન મહેતાના અધ્યક્ષપણા નીચે "સ્ત્રીઓએ કમાવાની જરૂર છે" એ વિષયની ચર્ચા કરવામાં આવી હતી.

લેડી વિદ્યાગૌરીએ સભા સમક્ષ ચર્ચા માટે ઠરાવ રજુ કર્યો કે: "ચાલતા વખત માટે અને ભવિષ્ય માટે સ્ત્રીઓએ કમાવાની જરૂર છે કે કેમ?"

તે ઠરાવ ઉપર તે પછી તરફેણ અને વિરુદ્ધમાં ચર્ચા શરૂ થઇ હતી; આરંભમાં જ લેડી વિદ્યાગૌરીએ ઠરાવની તરફેણ કરીને કહ્યું:

### ભીરુતા ત્યાગવાની જરૂર

પાછલો જમાનો હવે રહ્યો નથી અને હવે તે ફરીથી આવવાનો નથી. દરેક સ્ત્રીએ કમાવાની જરૂર છે કે નહિ એ સવાલ જુદો છે, પરન્તુ સ્ત્રી આજે સંસારમાં જે આર્થિક પરતંત્રતા ભોગવી રહી છે તે જોતાં તેને કમાવાની છૂટ હોવી જોઇએ. પુરુષના હાથમાં જ તેનો રોટલો ન રહે તેટલા માટે એ સુધારો જરૂરનો છે. સ્ત્રીઓનાં કર્તવ્યો સમજાવનાં પુરુષોએ સ્ત્રીના દૃષ્ટિબિંદુનો ત્યાગ કર્યો છે. કમાવા જતાં સ્ત્રીઓને જોખમો અને મુશ્કેલીઓ વેઠવાં પડશે એમ કહેવામાં આવે છે, પરન્તુ આ ભીરુતા દૂર કરવાની જરૂર છે. ભીરુતા જશે તો જોખમો ઓછાં થઇ જશે. પડદામાં રહેની સ્ત્રીઓ તો એટલી ભીરૂ હોય છે કે પુરુષો મ્હોંએ સ્ત્રીઓથી કેમ ફરી શકાય તે તેમને સમજાતું નથી! આજે જમાનો ખર્ચાળ થતો જાય છે અને સુખનાં સાધનો તથા જરૂરીઆતો વધી છે તેટલા માટે સ્ત્રીઓએ કમાઇને પુરુષોને મદદગાર થવાની પણ જરૂર છે.

### આર્થિક પરાધીનતાની ગુલામી

શ્રીઃ ઇંદુમતી દીવાનઃ સ્ત્રી કુંવારી હોય ત્યારે પિતાના, પરણેલી હોય ત્યારે પતિના અને વિધવા થાય ત્યારે પુત્રના અંકુશમાં રહે, એવો નિયમ તે ભિખારીનું ગુલામી ખત છે. સ્ત્રી જે ઘરકામ કરે છે તેના બદલામાં પુરૂપ તેને કશું આપતો નથી. ઘરકામ કરવું નહિ એમ હું કહેતી નથી પણ કામની વહેંચણ પ્રમાણે ઘરકામ થવું જોઇએ. સ્ત્રીની સામાજિક પરતંત્રતા જાણીતી છે. અબળાપણાના અને નિરાધારપણાના સંસ્કારમાં તેને ઉછેરવામાં આવે છે. તેને કમાવાની છૂટ અને વારસાહક્ક મળવો જોઇએ. પતિની મિલકતની વારસ વિધવા થઇ શકે એવો કાયદો થવો જોઇએ. પશ્ચિમમાં પુરુષોના જેવા જ ધંધા સ્ત્રીઓ કરી શકે છે તો આપણી બ્હેનો તેવા ધંધા કેમ ન કરી શકે? કમાવાની અશક્તિથી જ સ્ત્રીઓ પુરુષોના અત્યાચારનો ભોગ થઇ પડે છે. અકાળે વૈધવ્ય આવતાં ઘણી બ્હેનોને ભીખ માંગવી પડે છે અથવા પતિત થવું પડે છે. એક બેલ્જીઅન છોકરી વગર પૈસે ઇંગ્લાંડમાં આવી મોટર ચલાવવાનું કામ કરી તે પૈસા વડે પોતાની કેળવણીનો ખર્ચ



આર્થિક નજરે પરતંત્ર સ્ત્રી પરદેશ ગયેલા પતિ ઉપર પોતાને તેમજ સંતાનને માટે પૈસા મોકલવા પતિને પત્ર લખે છે. પતિ પૈસા ન મોકલે ત્યાં સુધી તેને ફાંફાં મારવાં પડે છે.

કાઢતી હતી. આવી બ્હેનો આપણે ત્યાં કોઇ નથી. મોજશોખ અને વિલાસ એ સ્ત્રીની નબળાઇ છે પણ કમાવાની જવાબદારીથી તે ઓછી થશે. આપણા પગ ઉપર ઉભા રહેવાને અને પુરૂષોની સામે ટક્કર ઝીલવાને આપણે કમાવું તો જોઇએ જ.

શ્રી. શાન્તા બ્હેનઃ આજે ઘરની અંદર તો ઘણીએ સ્ત્રીઓ કમાય છે, પણ આ સ્થાનથી બહાર કમાવા જવાની સૂચના થાય છે એમ હું માનું છું. સ્ત્રીની માનસિક અને શારીરિક રચના ઉપર કુદરતની વહેંચણ થઇ છે. સ્ત્રીઓના ગુણો પુરૂષોમાં નથી જ. સ્ત્રીઓ જો ઘરની બહાર કમાવા જશે તો પુરૂષોને ઘરકામ માટે ભાડુતી માણસો રાખવાં પડશે. પુરૂષોના જેવાં કામ કરતાં આપણે કઠોર થઇશું અને દયા તથા વત્સલતા જેવા ગુણો ખોઇશું તો ભવિષ્યના નાગરિકોને આપણે ઉંચા સંસ્કાર કેવી રીતે આપી શકીશું ? વળી સ્ત્રી કમાતી થવાથી પુરૂષોને નિરૂદ્યમી બનવાની ટેવ પડશે. સ્ત્રીઓને ચગદી નાંખવામાં આવી છે તે હું માનું છું, પરન્તુ કામના ભાગ સ્ત્રીઓને ચગદી નાંખવા માટે

પુરૂષોએ પાડ્યા છે એમ હું માનતી નથી. પોતાના પગ ઉપરજ ઉભા રહેવાથી તેનામાં નિરંકુશતા આવશે અને તેનાં બાળકો પણ તેવાં થશે. કમાવા જવાથી વિલાસ અને મોજશોખ ઉપર અંકુશ નહિ પડે પણ જીવનમાં નિરંકુશતા આવશે.

**શ્રી. મેનાગૌરી મોદી:** આ મોંઘવારીમાં પુરૂષોથી ખર્ચને પહોંચી વળી શકાતું નથી એટલે મધ્યમ વર્ગની અને નીચલા વર્ગની સ્ત્રીઓએ પુરૂષોને મદદ કરવા કમાવું જોઇએ. ઘણી બ્હેનો શિક્ષિકા થાય છે, પણ તેટલું પૂરતું નથી. નર્સીંગ, વકીલાત, વગેરે બીજા ધંધામાં પણ તેમણે પડવું જોઇએ.

## ખોટો ભય

**શ્રી. યશસ્વતી ભટ:** સ્ત્રીઓ એ સ્ત્રીઓ છે અને પુરૂષો તે પુરૂષો જ છે. એક બીજા વિના તેઓ અપૂર્ણ છે. પુરૂષ સર્જક અને સ્ત્રી પોષક છે. ઉપભોગ વિનાની ઉત્પત્તિ નકામી છે, ઇશ્વરી હેતુ આ રીતે સ્પષ્ટ છે. સ્ત્રી એક કોમળ પુષ્પ છે અને તેનો ઉપયોગ દેવને શિરે ચડાવવામાં જ થાય, તેનો ઉપયોગ ઢેખાળા તરીકે મારવામાં ન થાય. સ્ત્રી પુરૂષને સહાયક અને પ્રેરક થવી જોઇએ; પ્રતિસ્પર્ધી થવામાં તેને લાભ નથી. જો સ્ત્રી કમાવા બહાર જાય તો ઘેર ઘેર તાળાં વસાય અને પોળે પોળે બાળકોને સાચવવા માટે બાળગૃહો જોઇએ! પછી કુટુંબપ્રેમને નામે કશું ન રહે. પુરૂષોની દ્દષ્ટિને તો આ વાત સારીયે લાગે અને ખરાબ પણ લાગે. જો પુરૂષો બંધાતા હોય અને આપણું અધુરું કામ માથે લેવા તૈયાર હોય, તો આપણે તેમને કમાણીમાં ભલે મદદ કરીએ, પરંતુ તેઓ તેમ બંધાતા નથી. વસ્તુતઃ સ્ત્રી કમાવા ઘરની બહાર જવાથી ઘરમાં મતભેદ અને કલહ કંકાસ વધશે. કમાતી સ્ત્રી કોમળ મટી કઠોર થાય છે. પછી સ્ત્રીઓ કમાતી હશે ત્યારે આપણે પતિના આગમનની રાહ જોઇને બારીએ ઉભેલી સ્ત્રી નહિ જોઇએ પરંતુ થાકીને લોથ થઇ ગાદી પર પડેલી સ્ત્રી આપણાં ઘરોમાં જોઇશું! ખરેખર, તેથી ગૃહજીવનની સુંદરતાનો નાશ થશે.

## ગુલામીદશાનો અંત લાવો

**શ્રી. વિમલા દેસાઇ:** આ ઠરાવનો વિરોધ કરનારાંઓ એટલું વિચારતાં નથી કે વિધવાઓને કમાવાની આજે કેટલી જરૂર છે. તેઓ બિચારી મહિને પાંચ રૂપિયા પણ કમાઇ શકતી નથી. એક જ મનુષ્યની કમાણી ઉપર આધાર રાખી બેસવાથી ઘણાં કુટુંબો ગરીબ બની ગયાં છે. જો સ્ત્રીઓને કમાવાની છૂટ મળે તો કેળવણીનો પ્રચાર થાય અને કેળવણી અપાય તો આપણી લગ્ન ભાવનામાં પણ ઇષ્ટ ફેરફાર થાય. આપણે આપણું જીવન ઘર અને બાળકોમાં જ સમાપ્ત કરવાનું નથી અને બધી સ્ત્રીઓએ કમાવાની જરૂર છે એમ હું કહેતી નથી. જો સ્ત્રીઓ કેળવાય અને કમાય તો ગૃહજીવનમાં પણ સંતોષ પ્રસરે. કમાતો પુરૂષ ઘરમાં રાજા બને છે અને તે બીજાઓને ગુલામ બનાવે છે. એ સ્થિતિનો જો અંત આણવો હોય તો સ્ત્રીઓએ પુરૂષોના જેટલા પ્રમાણમાં કમાવાની જરૂર છે.

## ઘરકામમાં જ રસ લ્યો

**શ્રી. તરંગિણી નીલકંઠ:** સ્ત્રીઓની શારીરિક સ્થિતિ જ એવી છે કે તેમની મુખ્ય ફરજ બાળકોની માતા તરીકેની હોવી જોઇએ. મીલોમાં કામ કરતી સ્ત્રીઓ બાળકો તરફ બેદરકાર રહે છે અને તેમને અફીણ ખવ-

રાવે છે. બાળકની પાછળ તે તેટલો વખત આપી શકતી નથી. યુરોપમાં ધંધામાં સ્ત્રીઓ તથા પુરુષો વચ્ચે હરીફાઇ થવાથી પુરુષોની કમાણી ઘટી છે. સ્ત્રીઓને ઘરકામ વિવિધ કે રસમય ન લાગતું હોય તો હું કહીશ કે ઉદ્યોગનાં કારખાનાંઓમાં પણ કાર્યની વિવિધતા કે રસમયતા ક્યાં હોય છે? ચોમેર બેકારી ચાલે છે. વકીલો અને ડાક્ટરોના ખીચોખીચ ધંધામાં સ્ત્રીઓએ પડવાની પણ શી જરૂર છે?

શ્રી ગજરા બ્હેનઃ હિંદને હવે સ્વાશ્રયી થવા વિના છૂટકો નથી. હાલના ખર્ચાળ વખતમાં પુરુષોને ભારરૂપ ન થવા માટે સ્ત્રીઓએ કમાઇને તેમને મદદ કરવી જોઇએ.

શ્રી. શશીવદના યાજ્ઞિકઃ સ્ત્રીએ કમાવું એ વિચાર પશ્ચિમનો છે. સ્ત્રીએ પરણ્યા પછી કમાવાનો પ્રશ્ન રહેતો નથી. માબાપ પુત્રીઓને પરણાવે છે એટલે કમાવાની જરૂર રહેતી નથી. પશ્ચિમ કરતાં પૂર્વની સ્થિતિ જુદી છે એટલે પશ્ચિમનો વિચાર આપણે ગ્રહણ કરવાનો નથી. પંજાબ કે બંગાળામાં સ્ત્રીઓ છૂટથી ફરી પણ શકતી નથી.

## અત્યારે કમાવાની જરૂર છે જ

શ્રી. જયવતી દેસાઇઃ હલકા વર્ણના સ્ત્રીઓ તો ખેતરોમાં અને મીલોમાં કામ કરીને કમાય છે. આપણે માત્ર ઉંચી કોમો માટે વિચાર કરવાનો છે. આપણે કોમળ છીએ તો પુરુષો ક્યાં મીલોમાં જઇને વૈતરું કરે છે? છોકરાં તો શાળાઓમાં અને અખાડાઓમાં આખો દિવસ ગાળે છે. મા નોકરી કરશે તો છોકરાં રખડશે એ માત્ર કલ્પના છે. જાતે કમાઇને મોજ કરવી એ કાંઇ ખોટું નથી, પણ કમાવાથી આપણી બ્હેનો કમાવાં છતાં વિલાસી નહિ બને એવી મારી ખાત્રી છે. ઘેર તાળાં વસાવાની કલ્પના અતિશયોક્તિવાળી છે. જેને જરૂર હોય તે જ કમાય એમ મારું કહેવું છે. મોચી કે દરજીની દુકાનોમાં સ્ત્રીઓ કામ કરે છે તે મને વધારે તેજદાર લાગે છે, તેજ રીતે બીજાં કામોમાં સ્ત્રીઓ પડશે તો તે કામો વધારે તેજદાર થશે. પહેલાં સ્ત્રીને કમાવાની જરૂર નહોતી અને અત્યારે જરૂર છે તો તેમણે જરૂર કમાવું.

શ્રી. સાગરિકા બ્હેનઃ બાળકો જન્મે છે ત્યારથી કાંઇ નિશાળે જતાં નથી. જો સ્ત્રીઓ કમાવા ઘર બહાર જશે તો ઘર વાશી દેવું થશે. ગરીબ સ્ત્રીઓ કમાય છે, તેમ મધ્યમ વર્ગની સ્ત્રીઓ ઘરમાં કાંઇ પૈસા પોતાના કામ વડે બચાવે છે તે કમાવા બરાબર છે. કુમારિકા રહેવા ઇચ્છતી સ્ત્રીઓ ભાઇભાંડુને ઉછેરે એટલે તેમને પણ કમાવાને ઘર બહાર જવાની જરૂર નથી. વિધવાઓને કમાવાની જરૂર ખરી પણ જો જરૂરીઆતો ઓછી કરવામાં આવે તો તેમને કમાવાને ઘર બહાર જવું ન પડે.

## સ્ત્રીને આર્થિક સ્વાતંત્ર્ય જરૂર

શ્રી. સરોજ મહેતાઃ માત્ર કમાવાથી જ સ્ત્રીઓને આર્થિક સ્વાતંત્ર્ય મળતું નથી. સ્ત્રીને કમાવાની છૂટ અને શક્તિ હોવી જોઇએ અને પોતાની કમાઇ વાપરવાનો હક્ક હોવો જોઇએ. વારસાહક્ક પણ સ્ત્રીઓને મળવો જોઇએ. કમાવાની શક્તિને અભાવે સ્ત્રીની કેવી દુર્દશા થાય છે તેનો એક દાખલો દઉં, ચાર પાંચ જણના એક ઘરમાં કમાનાર આંધળો થયો. સ્ત્રી બિચારી થોડું ભણી હતી. છેવટે કુટુંબના પોષણ ખાતર તેને એક કન્યાશાળામાં ચેવડો વેચવાની દુકાન કાઢવી પડી. બિચારી અભણ સ્ત્રી બીજું શું કરી શકે?

એક ઘરમાં પતિ કરતાં પત્ની વધારે પગાર લાવતી તેથી ઘરમાં વધુ શાન્તિ રહેતી કારણકે સ્ત્રીનું ધાર્યું જ ઘરમાં થતું! સ્ત્રી કમાવાથી પુરૂષ બેદરકાર બને એમ હું માનતી નથી. પૈસાનો દુરૂપયોગ તો પુરૂષો પણ ક્યાં કરતા નથી? પુરૂષોનો વિરોધ તો એક જ કારણે છે કે–જો સ્ત્રીઓ કમાશે તો અમારૂં શું થશે? હું કહું છું કે તે તમે જાણો! શું તમારી ખાતર સ્ત્રીઓએ જીવનભર ગુલામગીરી સ્વીકારી લેવી? ગૃહજીવનની સુંદરતાની વાતો શીખવીને જ પુરૂષોએ સ્ત્રીઓને ઘર બહાર નીકળવા દીધી નથી. આપણે લગ્ન અને પરિણીત જીવન-નો જ વિચાર કરીએ છીએ પણ કુંવારી રહેવા ઇચ્છતી અને વિધવા સ્ત્રીનો વિચાર છોડી દઇ શકાય તેમ નથી.

સ્ત્રીની મૃદુતાની વાતો કરીને જ પુરૂષોએ આપણને અબળા બનાવી દીધી છે. અબળા શબ્દનો તિરસ્કાર કરી હવે તમે સબળા બનો, કારખાનાંમાં જતી સ્ત્રીઓનાં દુઃખોની વાતો કહેવામાં આવી છે પણ તે તો મુડીવાદને લીધે છે. મુડીવાદ જશે તો તેમને કશું દુઃખ નહિ રહે. ખીચોખીચ ધંધામાં પણ સ્ત્રીઓ પડશે તો તેથી શું ખોટું છે? નાલાયક પુરૂષોએ ધંધામાંથી ખસી જવું પડશે અને લાયક સ્ત્રીઓ આગળ આવશે. કમાશે તો સ્ત્રીઓ સામે થતાં શીખશે. તેને તો હું આર્થિક સ્વાતંત્ર્યનું સારામાં સારૂં સ્વરૂપ માનું છું. સ્ત્રીએ આજસુધી ખૂબ સહન કર્યું છે, તો હવે ભલે પુરૂષ પણ સહન કરે! આપણા સમાજનું જીવન બદલવાનો આ અખતરો કરવામાં મને તો કશો વાંધો જણાતો નથી. સ્ત્રીઓ કમાવા જશે તો કઠોર થશે એમ કહેવામાં આવ્યું. પરંતુ બહારના જીવનમાં જે કઠોરતા આવી છે તે સ્ત્રીઓ તેમાં નાંદ ભળી હોવાને લીધે જ છે. રાજદ્વારી બાબ-તોમાં જો સ્ત્રીઓ પ્રાચીન સમયથી પડતી આવી હોત તો દેશનો ઇતિહાસ કાંઇક જૂદો જ રચાયો હોત. સ્ત્રી જો આટલી સ્વતંત્ર થશે તો જ જીવન અને રાષ્ટ્ર ઉન્નત થશે.

## પતિ પાસેથી કામના પૈસા લો

શ્રી નિર્મળા દેસાઇઃ જો સ્ત્રીઓ કમાવા જશે તો આપણાં બાળઉછેર અને ગૃહવ્યવસ્થા બગડશે. પુરુષોને નોકરીમાં ખુશામતો કરવી પડે છે, વેપારીઓને સાચ જૂઠ કરવાં પડે છેઃ એવા અધર્મો સ્ત્રીઓને નોકરી–ધંધામાં પડતાં કરવા પડશે. નોકર ચાકર પાસે કામ કરા-વીને પૈસા ખર્ચવા પડે છે તે પૈસાનો બચાવ કરીને સ્ત્રીઓ પણ પતિ પાસેથી કામના પૈસા લઇ શકે છે. બહાર કામ કરવા જવાથી સ્ત્રીઓની કેવી ખરાબ દશા થઇ છે! મોચી અને દરજીની સ્ત્રીઓ પણ ઘરમાં બેસી કામ કરે છે, તેવું કામ, સ્ત્રીઓ કરે તેમાં વાંધો ન હોઇ શકે. જો સ્ત્રીઓ કામ કરવા જશે તો પછી ગ્રેજ્યુ-એટોને કોઇ ૧૦ રૂપીઆનો પગાર પણ નહિં આપે! સમાજસેવા કરવા માટે સ્ત્રી જેટલી યોગ્ય છે તેટલો યોગ્ય પુરૂષ નથી, માટે પૈસાદારની સ્ત્રીઓએ સમાજ સેવા ઉપાડી લેવી તે તેમને માટે સારો ધંધો છે.

## ગૃહજીવનનો આદર્શ બદલો

શ્રી સવિતા બહેનઃ 'કમાવું' તેનો અર્થ એ નથી કે કમાવા માટે બહાર જ જવું. આવકમાં ઉમેરો કરવો એ દૃષ્ટિથી એ શબ્દ વાપરવાનો છે. ચાકરનું ખર્ચ બચાવવું કે જાતે કપડાં

સીવી દરજીનું ખર્ચ બચાવે એ પણ કમાણી છે. એમ કહેવામાં આવે છે કે સ્ત્રી કમાશે તો ગૃહજીવનનો આદર્શ બદલાશે, પણ આસપાસની પરિસ્થિતિથી એ આદર્શ બદલાય જ. પૈસાથી જ લાગણીઓ બદલાતી નથી પણ પૈસા જે રીતે આવે છે તેનો જ લાગણી બદલાવા ન બદલાવાની સાથે સંબંધ છે. દરેકે પોતાના પગ ઉપર ઉભા રહેવાની લાયકાત મેળવવી જોઇએ જ. બાળકોની માવજતનો પ્રશ્ન ઉભો કરવામાં આવે છે, પણ હું પૂછું છું કે કઇ માતા વિચાર પૂર્વક બાળકો જાળવે છે? પૈસા કમાવા છતાં જો આદર્શ સારો હશે તો મોજશોખ વધશે એ દલીલ નકામી બને છે. આદર્શ સારો નહિં હોય તો પૈસા નહિં કમાયા છતાં સ્ત્રી મોજશોખ કરશે. કમાવા જનાર સેવા ન કરી શકે એ ખોટું છે. કમાવામાંથી બચેલો સમય સેવા પાછળ ગાળી શકાય; માટે દરેક સ્ત્રીએ કમાવું જોઇએ એમ મને લાગે છે.

## સ્ત્રીઓ જરૂર સ્વતંત્ર થશે જ

છેવટે ચર્ચા સમેટતાં પોતાના ઠરાવનું સમર્થન કરી, પ્રતિપક્ષીઓને જવાબ આપતાં લેડી વિદ્યાગૌરીએ કહ્યું: આ બધી ચર્ચા ઉપરથી મને એમ લાગ્યું છે કે, સ્ત્રીઓએ ઘરમાં બેસીને કમાવું એમાં તો બધાં સંમત છે. પણ સ્ત્રી એ મનુષ્ય છે એટલે મનુષ્યત્વ ખીલવવામાં જે કાંઇ પુરુષો કરે છે તે સ્ત્રીઓએ પણ કરવું જ જોઇએ. પરાધિનતાથી સ્ત્રીઓનો વિકાસ થવાનો નથી. પૈસા બચાવો કે પૈસા કમાઓ એ જ દષ્ટિ આ ચર્ચામાં મુખ્ય નથી. પણ કમાવાની સ્વતંત્રતાની દષ્ટિથી આ પ્રશ્નને જોવાનો છે. ઘરમાં બચાવી જો તમે પતિ પાસે પગાર માંગશો તો તમને તે કાંઇ આપવાના નથી. અને કહેશે કે એ તો તમારી ફરજ તમે બજાવી છે; આથી જો સ્ત્રી બહારથી ૧૦૦ રૂપીઆ કમાઇ શકે તે સ્ત્રી ઘરકામ માટે ૨૫ રૂપીઆનો નોકર રાખીને ચલાવી લે તેમાં ખોટું શું છે? સ્ત્રીઓ સ્વતંત્રતા માટે જ લડત ચલાવી રહી છે અને પુરુષો ગમે તે કહેશે છતાં તેઓ સ્વતંત્રતા જરૂર મેળવશે જ.

## ઠરાવ પસાર

છેવટે ઠરાવ ઉપર પ્રમુખે મત લેતાં તે બહુમતીથી તાળીઓની ગર્જના વચ્ચે પસાર થયો હતો.

પ્રમુખાસનેથી શ્રી શારદા બ્હેને છેવટે ઉપસંહાર કરતાં કહ્યું: આ ઠરાવ પસાર થયો તેમાં કશીજ નવાઇ નથી. કેમકે ઠરાવની વિરૂધ્ધની દલીલો કેવળ નિર્માલ્ય હતી. પરતંત્રતામાંથી છૂટા થયા પહેલાં સ્વતંત્રતામાં રહેલા સુખની કલ્પના ન હોવાથીજ ઠરાવનો વિરોધ થયો છે, માટે આપણે તે ક્ષમ્ય ગણવો જોઇએ. આજે જીવન કલહ વધ્યો છે તે જેમણે પુરુષનો ઉદ્વેગ જોયો હશે તેમને ખ્યાલ હશે. જ્યાં સુધી આપણે આર્થિકસ્વાતંત્ર્ય નહિં મેળવીએ ત્યાં સુધી આપણે વ્યક્તિ સ્વાતંત્ર્ય મેળવી શકવાનાં કે આપણું વ્યક્તિત્વને ખીલવી શકવાના નથી જ.

# બૈરાંનાં બદન કેમ સુધરે?

: લેખિકા :

**શીરીન**

ભાઈજી શીતારામ શર્મા,

તમારો લેટર મલીયોજી, કોલેજનું વાંચવાનું એટલું બધું રહેતું કે લેખો લખવાનો ટાઇમ નહિ રહેતો. 'વીસમીસદી' અઠવાડિકમાં ભાઈજી મસ્તફકીરને ખાતર અવાર નવાર હું લખતી ઉતી, તમારૂં માસિક હું જોઇ ગઇ છું. મને ઘનુંજ ગમ્યુંજી, તમે સ્ત્રી જાતી તરફથી જે ઝુંબેસ ચલાવોજી તે ઘણું વખાણને પાત્ર છે. આજે તમારા કહેવાથી તમારા નારી વિભાગ માટે આય ટુંક લખાણ મોકલુંજી, જો છાપવા જેવું લાગે તો છાપજોજી.

લી૦ દુઆગો,

**શીરીનના સલામ.**

* * *

( ૧ )

## આપણાં બૈરાંઓનાં બદન

થોડા દિવસ પહેલાં ભાઈજી મસ્તફકીરે પ્રજામિત્ર અઠવાડિકમાં યુરોપનાં બાનુઓનાં બદન બાબમાં જે પાછી નવી ફેશન તાંહ ચાલુ થઇજી તે માટે ઘન્નોજ જાણવાજોગ લેખ લખ્યો હતો. એ લેખ એવણે ફીઝીકલ કલચર પરથી તૈયાર કીધેલો. એ લેખ વાંચીને મને જે વિચારો આવાજી તે અહિં રજુ કરૂં છું.

મી૦ ફકીરના મજકુર લેખમાં ઇંગ્લંડ અમેરિકામાં અત્યાર લગન જે પતલાં બદનનો મોહ હતો, તેને બદલે બાનુઓ હવે ઘટમદાર વર્તુલ અવયવોવાળાં બદન તરફ આકર્ષાવા લાગી છે. અને તે માટે ખાસ ખોરાકો અને તાલીમ તરફ વળાવા લાગી છે. હવે અમેરિકામાં સીધી સોય જેવી પોરીયોને બદલે જેમાં કોમલતા વધારે હોય, સ્ત્રીતત્વ વધારે હોય અને જેનું બદન પુરેપુરૂં ખીલેલું ઘાટીલું હોય તેના તરફ મર્દો અને ખુદ બાનુઓ આકર્ષાવા લાગી છે.

## આપણે ત્યાં?

આપણે તાંહ મેં જોયુંજી કે જે જાતો ખુલ્લી હવામાં મેહનત મજુરી કરેજી તેવી ઘાટણો, ઘોડાવાળીઓ, દુબળીઓ અને માછણોનાં બદન કુદરતી ઘન્નાંજ ઘાટીલાં અને નજર કરતાં આંખને ગમે તેવાં હોય છે. જ્યારે મુંબઇની એરીસ્ટોક્રેટીક સોસાયટીનાં બાનુઓનાં બદનો જોઇએ તો જુજ અપવાદો બાદ કરતાં તદન દુબળાં, નાનવાન અને ફુંક મારીએ તો ઉડી જાય એવાં હોય છે. મુંબઇનાં મોટે ઘેરનાં બાઇસાહેબો એશઆરામમાં જીંદગી ગાળેજી, ઘરનું કામ નોકર ચાકરો અને આયાઓ કરે, ટેનીસ કે બીજી રમતો રમવાનો શેઠાણીને શોખ હોય તો એમની તંદુરસ્તી અને બદન મઝેનાં રહે, પણ જ્યાં બાઇસાહેબને એવો કંઇ શોખ હોય નહિ ત્યાં મેં જોયુંજ કે ઘન્નાં ખરાં મુંબઇનાં મોટે ઘેરનાં મમ્માઓ અત્યારની બરણી જેવાં ચરબીદાર અને બેડોળ બની જાય છે,

અથવા તો તબિયત બરાબર નહિ રહેવાથી નાજુક મુડદાલ પૂતળીઓ જેવાં બની જાય છે. યુરોપીઅનોની પાછળ, તણાતો આપણો ફૅશનેબલ વર્ગ નથી પરેપૂરો દેશી રહ્યો કે નથી અમેરિકન બ્હેનો કે અંગ્રેજ બ્હેનોં જેવો પૂરેપૂરો આગળ વધ્યો. મને યાદ છે કે આગળ કોઇ એક સ્થળે ગુજરાતમાં જાણીતાં બાનુ લેખક મીસીસ લીલાવતી મુન્શીએ આપણી બ્હેનોનાં પોતાનાં બદન તરફનાં દુર્લક્ષ વિષે લખ્યું હતું. એ વાત તો ખરી છે કે ગોરી રમણીઓ ખૂબસુરત દેખાવા અને પોતાનાં બદનને ઘાટીલું અને સફાઇદાર રાખવા જેટલી કાળજી રાખે છે, રમતગમતો અને કસરતોમાં જેટલો રસ લે છે, તેટલી કાળજી અને સંભાળ આપણાં લોકો રાખતાં નથી. વળી અમારાં પારસીઓમાં તો અંગ્રેજ બાનુઓની દેખાદેખીથી વગર સમજ્યે કેટલીક વાહીયાત જેવી ફેશન જે દાખલ થઇ છે તે જોઇ મને ઘન્નુંજ હસવું આવે છે.

## જાળીવાળા બુરખા

ગોરી બાનુઓ પોતાના ચ્હેરાનું રક્ષણ કરવા જાળીવાળા બુરખા પહેરે છે, અને તેમાં પણ ચોકકસ રંગ અને મુખડાના આકારવાળી બાનુને કઇ જાતનો 'વેઇલ' શોભશે તેની સંભાળ રાખવામાં આવે છે, જ્યારે અહિં તો ગમે તેવું કાળું મસ ઍરું ગમે તે રંગનું જાળીવાળું કપડું મ્હોં પર નાખી ભભકામાં મોટરમાં બેસે છે, તે દૂરથી અચારની બરણીને ઢૂંગડું બાંધ્યું હોય તેવું લાગે છે. વળી કેટલાંકો મડમોની માફક હાથ ખભામાંથી ઉઘાડા રહે તેવાં બ્લાઉસ પહેરે છે. સુંદર ઘાટમદાર હંસની ડોક જેવા કે કમળના દાંડા જેવા હાથ હોય તો જાણે સમજ્યાં, પણ શેરડીના સાંઠા જેવા પતલા અને કાળા હાથો ઉઘાડા રાખવા એ મારી નજરમાં તો સરીઆમ મૂર્ખાઇ લાગે છે. અંગ્રેજ બાનુઓ હવડાં હવડાં બાલ કપાવતાં શીખીછે. બૉબ્ડ હૅર જેને કહે છે તેવું માથું રખાવેછે. આપણાં લોકોમાંથી કોઇ મોટે ઘેરનાં એ નકલ કરતાં જણાય અને હિંદી બાનુઓનો સુંદર શણગાર જે માથાનો અંબોડો તેનો ભોગ આપેછે ત્યારે મને ઘણી ચ્હીડ ચડેછે, અને એ લોકની મૂર્ખાઇ પર હસવું આવેછે.

## આપણું ઘરકામ

હું મુંબઇમાંજ જન્મેલી અને મુંબઇમાંજ ઉછરેલી છેઉં, પણ અવારનવાર સગાંઓને ત્યાં નવસારી, બીલીમોરા વગેરે ગામોમાં તેમ પારસીઓની વસ્તીવાળાં ગુજરાતનાં ગામડાંઓમાં જઇ આવેલી છેઉં. અને મારો અનુભવ તો એ છે કે ગામડાંઓમાં આપણાં બૈરાંઓ જે ઘર કામ કરે છે, તેમાંજ તેમનાં બદનને જોઇતી કસરત મલી રહે છે, અને વધારામાં નદીએથી કે કુવેથી પાણી ભરી લાવતાં, છાશમાંથી વલોણુંવતી માખણ કાડતાં, સાંબેલાવતી મસાલા ખાંડતાં એ ગામરેની ગોરીઓનાં બદન એવી રીતે કેળવાય છે કે શરીરનો જેથી ઘાટ સુંદર અને મજેનો બને. આપણાં ઘર કામમાંજ આપણી બ્હેનોને તેમાંથી બી કસરત અને બદનની ખીલવટની તાલીમ મળે છે એમ સમજી હોંશ અને ઉલટથી એ કામકરે તો તંદુરસ્તી સુધરે અને સાથે સાથે બદન બી ઘાટીલું બને.

## ટેનીસ રમો

સારાં કુટુંબની છોકરીઓ તેમજ કોલેજમાં જતી કન્યાઓ જે લોકને ઘરકામની ચિંતા ના હોય તેવાઓને મારી એ સલાહ

છે કે ગમે તેમ કરીને તમારાં બદનને કસરત આપો અને તેની જાળવણી કરો. ટેનીસની રમત બદનને ચપળ અને ખૂબસુરત બનાવવા માટે ઘણીજ સુંદર છે. હું દરરોજ ટેનીસ રમું છું. ટેનીસ નહિ જાનનાં હોય તેવાં દેશ બહેનોને મારી સલાહ હંમેશ સવાર કે સાંજ ખુલ્લી હવામાં ફરવા જવાની છે. તે બી નહિં બની શકતું હોય તો આ લેખમાં જે ચિત્ર આપ્યાં છે તે પ્રમાણે ઘેરમાં બેડરૂમમાં કસરતો કરવામાં આવે તો શો લાભ થાય તેમ છે. આપણાં બહેનોમા એક હસવા સરખો અને મૂર્ખાઇ ભરેલો ખ્યાલ એ છે કે એ લોક એમ માનેછ કે અખાડાઓમાં જવું અને કસરત કરવી એ તો માટીડાઓનું કામ છે. પણ આ માન્યતા મૂર્ખાઇ ભરેલી છે. તેમ કસરત માટે ધાસ્તી રાખવામાં આવે છે તેટલો બધો ટાઇમ જતો નથી, સવારે ઉઠ્યા પછી નિત્ય કામથી પરવારી ન્હાવા પહેલાં આમ ચિત્રોમાં બનાવ્યા પ્રમાણે કસરતો વધુ નહિં તો દશ બાર મીનીટ બી કરવામાં આવે તો ઘણો લાભ થાય. તેથી બદનમાં કેવળ ઝપાટાબંધ ફરશે એટલુંજ નહિં પણ બદનના જુદા જુદા ભાગોને કસરત મળી તે વધારે સુંદર અને ઘાટીલા બનશે અને બદન પર જે વધારે પડતી ચરબી હોશે તે જતી રહેશે.

## મીસીસ ડાયના વોટસન

કેટલાક મહિનાઓ પહેલાં મીસીસ ડાયના વોટસન નામના બાનુ આય શહેરમાં આવેલાં એ બાનુ લગભગ પચાસ વરસની ભરતીમાં આવેલાં હતાં, છતાં ગ્રીક કસરતો અને નીયમીત જીવનથી એટલી બુઝર્ગ વયે પણ એમણે કોઇ પ્રાચીન ગ્રીક પુતળાંની યાદ આપે એવું એમનું બદન જાળવી રાખેલું. અત્રેની યુનીવરસીટી તરફથી એવણનાં બે ચાર લેકચરો થયેલાં જે ઘન્નાં જ વખનાયાં હતાં. ઇંગ્લંડ અમેરિકામાં બને છે તેમ આપણે તાંહ 'બ્યુટી કન્ટેસ્ટ' થાય તો મને લાગેછ કે જરૂર આપણી યુવાન છોકરીઓ પોતાનાં બદન તરફ ધ્યાન રાખતાં શીખે. તમારાં સાંતાક્રુઝમાં ઘણાં કેળવાયલાં સરોજ મહેતા, કપીલા ખાંડવાળા, ઉમીલા મહેતા, પરીન બહેન વગેરે બહેનો છે, તેમને મળી આ દિશામાં પહેલ કરવાની જરૂર છે. બીજું કોઇ જુનાં વિચારનાં છાપાં આગળ આમ આવી સૂચના કરતાં હું આંચકો ખાઉં તમારૂં 'નવયુગ' એક નિડર પેપર હોઇ આટલી હિંમત કરી શકું છું. આજ તો આટલું બસ, બીજીવાર ટાઇમ મળશે તો જરૂર લખસ, આય ચિત્રો નવેંબરનાં ફીઝીકલ કલચરમાંથી મેં મોકલ્યાં છે.

# જોઇએ છે: સ્ત્રી શક્તિનો વિરાટ બળવો.

: લેખક :
શ્રી સામળદાસ ગાંધી

ટેનીસનની કલ્પનામાંના સ્ત્રી સમાજે પોતાની હરદમ ગુલામી સામે બળવો જગાવ્યો ત્યારે એ મહાકવિ પાસેથી જગતને મ્હેણું મળ્યું કે: A woman's cause is man's. If she be small, slight-natured, miserable, how shall men grow? [ સ્ત્રી પુરૂષનાં હિત પરસ્પર વિરોધી નથી; સ્ત્રીઓ જો વામનબુદ્ધિની, સંકુચિત માનસવાળી અને કંગાળ દશામાં ડૂબેલી હશે તો વિરાટબુદ્ધિ પુરૂષોને કેમ જન્મ આપી શકશે ? ]

આપણી વચ્ચે આજકાલ 'વામનજી'ઓ વધી પડ્યા છે અને આ દેશનો પુરૂષવર્ગ પગથાં દળણાં પાણી વાલે મ્હોંયે દળી ભરી રહ્યો છે કારણ કે આ દેશનો નારી સમાજ વરસોનાં વરસો થતાં ઠીંગણો બન્યો છે; ઘોર અજ્ઞાનમાં સબડતો રહ્યો છે; પુરૂષાતન વિનાના પુરૂષોની ગુલામી વેઠતો આવ્યો છે.

ભારતવર્ષની લીલાવતીઓ જે વેળાયે ગણિતશાસ્ત્રોની રચના કરતી: આ દેશની ખનાસમી સુંદરીઓ વરાહમિહિરોને જ્યારે ખગોળશાસ્ત્રના પાઠો ભણાવતી: કુંભાર અને કઠિયારાની પુત્રિઓ ભોજના દરબારમાં જ્યારે સ્વરચિત કાવ્યો વાંચતી: મલયાવતિઓ આ દેશમાં જ્યારે વ્યાકરણો રચતી: ને જ્ઞાન, વિજ્ઞાન અને રસાયન જેવા અનેકવિધ શાસ્ત્ર પ્રદેશોપર આર્યાવર્તની મહિલાઓ જ્યારે પોતાનાં મહાનિશાનો ફરકાવતી હતી, ત્યારે ભારતની કિર્તિ રશ્મિ સમગ્ર જગતની આંખ આંજતી–ભારતવર્ષ ત્યારે ભડવીર હતો, સુખી અને સમૃધ્ધ હતો.

પણ સ્ત્રી–શક્તિનો એ યુગ આથમી ગયો–ને પતનની દિશામાં આપણાં પગલાં મંડાયાં. હવે આપણી સ્ત્રી શક્તિના રહ્યા સહ્યા પ્રાણ પણ જે દિવસે આથમી જશે તે દિવસે ભલે કમોતે પણ ભારતવર્ષને મરવુંજ પડશે.

આ વિનાશમાંથી બચવાને માટે આજનો યુગ સ્ત્રી શક્તિનો બળવો માગે છે. આવો બળવો પોકરાવવા પૂરતાં ખમીર પુરૂષ વર્ગમાંથી તો ક્યારનાંયે ખૂટી ગયાં છે એટલે સ્ત્રી શક્તિના વિરાટ બળવાની વર્તમાનની ધા આખરે તો આપણા નારી સમાજે જ સાંભળવી રહી છે, તેણે જ તે પોષવી રહી છે; તેણે જ તેની સફળતા સાધવી રહી છે.

સ્ત્રી એટલે નૈસર્ગિક શક્તિ. તે ધારે તો જગતપર અમૃત વરસાવે; તે ઇચ્છે તો નિમિષ માત્રમાં સંસારમાં વડવાગ્નિ પ્રગટાવે. આ શક્તિના કંઠેથી પણ સંસારમાંનાં સુરમ્ય સ્વર્ગની ચાવી હૈયાફૂટ્યા પુરૂષ વર્ગે ઝડપી લીધી, ત્યારે આર્યાવર્તનો સ્ત્રી સમાજ ગઇ કાલના કિર્તિનાં ઘેનમાં પડ્યો'તો. પાછળથી તેણે આંખ ઉઘાડી. પોતાની આસપાસ તેણે નર્કની યાતનાઓ ભાળી.

ઘડીભર તો નારી જગત કંપી ઉઠ્યું, પણ બીજીજ ઘડિયે પુરુષોએ ખડી કરેલી યાતનાઓ, મને કમને પણ સ્ત્રી શક્તિએ પોતાની કરી.

એ ઘડિયે આપણો સત્યાનાશ નોંતરાયો. આ સત્યાનાશ આજે છેલ્લે પાટલે બેસી ચૂક્યો છે.

**એટલે આવતી કાલના સર્વ નાશમાંથી જે કોઇએ પણ ઉગરવું હોય તે ભારત વર્ષની સ્ત્રી શક્તિનો વિરાટ બળવો ઉભો કરવામાં આધારભુત થાય.**

સ્ત્રીઃ કાન્તાગૌરીને કંઇક માઠું લાગ્યું હોવું જોઇએ; નહિં તો આટલા બધા દિવસ તે આવ્યા વિના ન રહે.

પતિઃ હવે જ્યારે તે આવે ત્યારે તું જરૂર એ વાત કહાવજે. આપણે ફરીથી તે પ્રયોગ અજમાવીશું.

...

પિતાઃ "તારા અભ્યાસ પાછળ મારે બહુ ખર્ચ કરવો પડે છે."

પુત્રઃ "પિતાજી, હું તે સમજું છું. અને તેથી તો અભ્યાસ પાછળ વધુ મહેનત કરતો નથી."

"પેલો શરત આવ્યો. એ બહુ મસ્કાખોર છે."

"શું તેણે તમારી અક્કલનાં વખાણ કર્યાં?"

"ના, તમારી."

...

ગ્રાહકઃ "આ ધોતીઆનો શું ભાવ?"

વ્યાપારીઃ "જોટાના આઠ રૂપીઆ."

ગ્રાહકઃ "એકનું શું પડશે?"

વ્યાપારીઃ "પાંચ રૂપીઆ"

ગ્રાહકઃ "તો મને બીજું આપો!"

...

"તમે આમ શરીરે ખણખણ શું કરો છો?" "કેમકે મને ક્યાં ખણ આવે છે તે માત્ર હુંજ જાણું છું."






૧ કુવાને કાંઠે તરવાની તૈયારી.
૨ કુવાના હૃદયે ઝીલેલું પ્રતિબિંબ.
૩ થાણાના તળાવમાં આબાલવૃદ્ધની મિશ્ર હરિફાઇ.





૧ તરતી સુંદરીઓ અને કન્યાઓ

૨ જળઝીલણી

૩ સહુને તરતાં શીખવનાર ગુરુ શ્રી ભાનુભાઇ યાજ્ઞિક સ્વતંત્ર રીતે તરી શકતી પાંચ વર્ષની બિંદુબાલા સાથે

# એક ડગલું આગળ

: લેખિકા :

સંતકુંજની એક બ્હેન

ઉજળીયાત મધ્યમવર્ગની ગુજરાતણોમાં પ્રશંસનીય હિંમત આવતી જાય છે. સામાજિક સુધારાનાં તેમ જ આત્મશ્રદ્ધા ખીલવવાનાં કાર્યોમાં ધીરે પણ મક્કમ પગલે ગુજરાતણો આગળ વધતી જાય છે, અને નજીકના ભવિષ્યમાં ગુજરાતણો રાષ્ટ્રીય કાર્યોમાં મોખરે આવી પહોંચે તો તેમાં કશી જ નવાઇ નથી.

અસહકારની લડતમાં, બારડોલીના જુધ્ધમાં, નાગપુર વાવટાની લડતમાં અને કેળવણીનાં તેમ જ સંસાર સુધારાના ક્ષેત્રમાં ગુજરાતણોએ નોંધવા યોગ્ય હિસ્સો આપ્યો છે, યુરોપ સુધીની સાગરયાત્રા એકલાં કરવાની હિંમત પણ તેમણે બતાવી છે. હવે તેઓ પોતાની ગતિને જરા વધારે તિવ્ર કરવાની તૈયારીઓ કરી રહી છે. વર્ણાંતર લગ્ન, આંતરપ્રાંતીય લગ્ન, બાળ લગ્નનો નિષેધ, ફરજિયાત વૈધવ્યનો વિરોધ, વગેરે બાબતોમાં પોતાનો સ્વતંત્ર મત બતાવવામાં ગુજરાતણોએ પાછી પાની કરી નથી, તેજ રીતે ગઇ કાલે જે કાર્ય રૂઢીની આંધળી ભક્તિને લીધે કરતાં સ્ત્રીઓ ડરતી હતી, તે આજની ગુજરાતણો નિર્ભયતાથી કરી શકે છે. એકાદ રવિવારે જુહુના દરિયા કિનારે લટાર મારનાર જોઇ શકશે કે કોઇ પણ દેશની સ્વતંત્ર સ્ત્રીઓના જેવી નિર્ભયતા અને આત્મશ્રધ્ધાવાળી ગુજરાતણો એકલી કે પુરૂષોનાં ટોળાં સાથે હસતી, રમતી, કુદતી, સાગર કિનારે સ્વતંત્ર પંખિણીની માફક ઉલ્લાસથી ફરતી, હોય છે. એટલુંજ નહિં પણ પાણીમાં પગ મકતાં ભયથી કંપતી જેમને કલ્પી શકાય એવી ગુજરાતણો જુહુના સાગરનાં મોજાંઓ ઉપર પ્રતિદિન પ્રાતઃકાળે તરતી-પુરૂષોની હરિફાઇ કરતી, પુરૂષોને ય તરાવતી-અને છતાં પોતાના ઘરકામમાં ય કુશળતા દાખવતી દેખાય છે.

ઉપલા મધ્યમવર્ગની ગુજરાતણો કુવામાં કે દરિયામાં તરતાં શીખે એ એક ડગલું આગળ ચાલ્યા જેવું જ છે. અને ખાસ કરીને સાંતાક્રુઝની ગુજરાતણોએ એ દિશામાં પહેલ કરી છે. થોડાક મહિનાઓ પર રા. ભાનુશંકર યાજ્ઞિકના પ્રયાસથી સાંતાક્રુઝમાં પોદાર રસ્તા ઉપરના રા. પ્રધાનના બંગલાના કુવામાં ગુજરાતણોએ તરતાં શીખવાનો પ્રયાસ કર્યો. અને નાની મોટી વયની લગભગ ત્રીશેક ગુજરાતણોએ તે કળામાં સારી રીતે પ્રગતિ કરી, જે જોઇને કેટલાય નૌજવાનોને તરતાં શીખવાની પ્રેરણા મળી; અને એ વર્ગનો લાભ લગભગ ૧૦૦ સ્ત્રી-પુરૂષોએ લીધો.

કેટલાકોને કદાચ આમાં કશું જ નવું નહિં લાગે. વહેમ અને શંકાની ભતાવળો જેમને ઘેરી રહી હશે, જેઓ સ્ત્રીઓ ઘુંઘટા તાણી ઘરમાં ભરાઇ રહે તેમાં જ સાચું આર્યત્વ સચવાઇ રહેવાનું માનતાં હશે. તેમને વખતે આ સાહસિક ગુજરાતણો માટે મિથ્યા ક્રોધ પણ થશે. પરંતુ તરવા માટેનો ખાસ પોશાક પહેરી વિના સંકોચે જાહેરમાં તરવા માટે

સ્ત્રીઓ તૈયાર થાય તે જરૂર પ્રશંસાને પાત્ર છે. એટલું જ નહિં પણ સ્ત્રી જાતિની ઉપર હિંદુ સમાજે નાખેલાં ખોટાં બંધનોની સામે એક પ્રકારનું દેખીતું બંડ જ છે.

એક વખત એવો હતો કે જ્યારે ગુજરાતણો કુવામાં પડતી, પણ સાસુ કે 'ધણી' સાથેની તકરારોમાંથી છુટવા માટે ડૂબી મરવા માટે જ્યારે આજે કુવામાં પડતી ગુજરાતણો પોતાના પતિની ઇચ્છા અને સંમત્તિ સાથે જાતે તરી બીજાને સમય આવે તરાવવાના હેતુથી કુવામાં પડે છે: ગઇ કાલ અને આજ વચ્ચેના આ દેખીતા ફરકની અસર અત્યારે ભલે ઘણી નાની અને અલ્પ લાગતી હોય, પરંતુ જે બહેનોએ આટલું સાહસ કરવા જેટલી હિંમત બતાવી છે, તેઓ ભવિષ્યની ગુજરાતણોનાં સાહસ અને ધૈર્યની જ્યોતીધર જેવી મનાશે, એમાં લગારે નવાઇ નથી! આજે તો ઘરડા માણસો પણ બુટ પહેરે છે. પરંતુ ૫૦ વર્ષ પહેલાંનાં સુધારકોએ જૂના ચાંપીયા જોડાને બદલે વિલાયતી ઢબના બુટ પહેરવા માંડ્યા ત્યારે એટલા પરિવર્તનથી એ સમાજમાં ભયંકર કોલાહલ થઇ પડ્યો હતો. તે દશા આજે નથી તો પણ નહાવા માટેનાં ખાસ ટૂંકાં અને શરીરને બરાબર બંધ બેસતાં વસ્ત્રો પહેરી જાહેરમાં સ્નાન કરવા અને કુવા તેમ જ મહાસાગરમાં તરવાની હિંમત કરવી, એ સ્ત્રીઓની સ્વાભાવિક શરમાળવૃત્તિ તરફ જોતાં, હિંમતનું કામ છે. ભલે એક ડગલું આગળ જવા જેટલી આ હિંમત મનાય, પરંતુ ચાલુ રૂઢી અને પ્રણાલિકા વાદની સામે તો આ ભારે ક્રાંતિ છે. અને જ્યારે એમને પગલે ચાલીને ઠામ ઠામ ગુજરાતી બહેનો તરવાની, જાહેરમાં ઘોડે-સ્વારી કરવાની અને બીજી રમતોની હરિફાઇમાં ભાગ લેતી થશે, ત્યારે જ આ બહેનો પ્રગતિની ધ્વજધર જ મનાશે એમાં કશો જ શક નથી.

બાજુમાં આપેલાં ચિત્રો માત્ર કુવા વર્ગનાં જ છે. પરંતુ તે ઉપરથી જોઇ શકાય છે કે, તરતાં શીખતી બહેનોમાં સહુથી નાની કુમારી વાસંતી મોદી તો માત્ર દોઢ બે વર્ષની છે, હજી તે તુંબડાની મદદથી તરે છે, પરંતુ તેની બહેન કુમારી બિંદુ બીજલાલ મોદી પાંચેક વર્ષની છે, તે તો સ્વતંત્ર રીતે તરી શકે છે.

આ બહેનો થાણા, ભાંડુપ વગેરે સ્થળે તળાવોમાં તરવા માટે પણ જઇ આવી છે, અને હવે તો જુહુના સાગર કાંઠે સાંટાક્રુઝ એરીઆ કમિટીના પ્રમુખ શ્રી જયસુખલાલ મહેતાએ તરનારી સ્ત્રીઓને વસ્ત્રો બદલવા માટે ખાસ છાપરું તૈયાર કરાવી આપેલું હોવાથી તેમની સંખ્યા વધતી જ જાય છે, વધારે ખુશ થવા જેવું તો એ છે કે ત્રણ ચાર બહેનો તો અડધા માઇલ જેટલે તરી શકે છે, અને રવિવારે જ્યારે જુહુના સાગર તરંગો ઉપર ગૌરાંગનાઓ તરતી હોય છે, ત્યારે હિંમત અને સાહસમાં કેટલીએ ગુજરાતણો તેમને હઠાવી જાય છે એ સ્પષ્ટ જણાઇ આવે છે. એ બતાવી આપે છે કે, ગુજરાતણોને જો સમાજ પુરતી છૂટ આપે, ખોટી સામાજિક રૂઢીઓનાં બંધનો ઢીલાં મૂકવામાં આવે તો સાહસ અને પરાક્રમમાં તે ગમે તે દેશની સ્ત્રીઓની સાથે હરિફાઇ કરી શકે જ.

આ બહેનોનાં સાહસ અને હિંમતનો ચેપ બીજી બહેનોમાં ફેલાય એ ઇચ્છવા યોગ્ય છે.



BY ROYAL WARRANT.

# *Lilac & Lilies*

*A New Perfume by*
ATKINSONS




"LILAC & LILIES" is a new departure in the presentation of flower perfumes, being a harmonious blending of two equally beautiful though distinctive floral odours to make an exquisite bouquet.

ATKINSONS, the Bond Street Perfumers, have so skilfully balanced the charming values of the finest Lilac and Lily Essences that the result gives to this new Perfume an even more delightful note than either flower is able to deliver of itself. Both are flowers of the Spring, delicate alike in form, colour and odour, and combine to yield a fragrance that is the very Spirit of the Spring Goddess.

**ATKINSONS**
THE BOND STREET PERFUMERS
LONDON W.1.
*and 2 Rue de la Paix PARIS.*

*RESIDENT REPRESENTATIVES FOR BOMBAY PRESIDENCY*

# Kalianji & Company

(SOLE PROPRIETOR KALIANJI COOVERJI BHATIA)

29, 31 & 33, BORA BAZAR STREET, FORT, BOMBAY.

# ઘેલી બંગાલણ

## નવયુગની નારી પતિના વૈભવ કરતાં સહચાર વધુ વાંછે છે

: લેખક :

**શ્રી જમનાપ્રસાદ મહેતા**

રાત્રે આઠેકનો સુમાર હશે; ઇશ્વર પ્રસાદ ઠાકોર અને હું શહેરમાંથી કોલેજની ન્યુ રેસીડન્સી તરફ પાછા ફરતા હતા. આનંદપુરા છોડી આગળ આવતાં આ ભાગ વડોદરા જેવાં રાજનગરનો રાજમાર્ગ છે એમ ઘડીભર ભૂલી જવાય છે. એક તરફ આડું ફરી બેઠેલી સુંદરી જેવી હોસ્પિટાલ અને બીજી તરફ અનંત શાંતિનું સ્મરણ આપતું રાજકુટુંબનું અંતિમ વિશ્રાંતિ સ્થાનઃ એ બે વચ્ચેથી પસાર થતો, અવરજવરના પ્રમાણમાં કંઇક વધુ પહોળો રસ્તો નિર્જન લાગે છે. હમે બે ચુપચાપ આગળ ધસ્યા જતા હતા. આગળ જતાં ખામોશીમાં જેવી વિશ્વામિત્રના પુલ ઉપર આવતાં મેં કહ્યું. "ઇશ્વ, આજ જરા મોડું થયું છે હોં, મહારાજ જમવાને રાહ જોતો હશે." તે વખતે નીચે પૂલના ઊંડાણમાં નદીનાં મલિન અને નીરવ જળની શાંતિનો ભંગ થતો હોય એમ લાગ્યું, અને ઇશ્વરપ્રસાદ કંઇ બોલે તે પહેલાં કંઇ અવનવુંજ બની ગયું. ઓવારાનાં પગથીયાં ચઢી આવતી એક વ્યક્તિને કંઇક અસ્પષ્ટ અવાજ સાથે ઝડપથી હમારી તરફ આવતી જોઇને હમે અટકી ગયા, અને થોડીક વારમાં ભૂતને ન માનનારાઓએ ભય તો માન્યો.

તેણે પાસે આવતાં ફરી પોકાર્યું: "ઇશુ, ઇશુ, તુમિ ઓખન કોથાય, ઇસુ, ઇશુ, આમાર ઇસુ,"

તરતનોજ બંગાળી શીખતો હોવાથી મેં ભાંગ્યું તુટ્યું બંગાળી ચલાવ્યું, અને ટુંકમાં હમારી ઓળખાણ આપી.

દિવાની જેવી દેખાતી સ્ત્રીની મુખમુદ્રા એકદમ ફરી ગઇ, અને ત્યારે એક સ્વસ્થ સુંદરી હમારી પાસે ઉભી હતી એમ હમને ભાન થયું. લાલ બનારસી કિનારનું સાડું વસ્ત્ર તેનાં સૌંદર્યને ઢાંકવા મથતું હતું. સિંદુર પુરેલો સેંથો અને અમૂલ્ય અલંકારોથી વિભૂષિત શરીર જોઇ એનાં સૌભાગ્ય અને સંપત્તિની કલ્પના થઇ, અને આવી પત્નીથી દૂર રહેનાર પતિને માટે જાણે અજાણે તિરસ્કારની લાગણી થઇ આવી, તેમજ કાયા અને માયાને ભય ન ગણનાર યુવતિને માટે માન ઉત્પન્ન થયું. એટલામાં તો તેણે પોતાની કથા કહેવી શરૂ કરી:

"હું એક ધનાઢ્યની પુત્રી છું, એક જમીનદારની કુલવધૂ છું, એક લક્ષ્મીપતિની પત્ની છું, એક લક્ષ્મીનંદનની માતા હોત તો હું તમને આ સ્થિતિમાં મળત કે કેમ એનો સંશય છે.

મારા પિતા વેણીમાધવ નીલ વરસો થયાં કલકત્તામાંજ રહેતા આવ્યા છે. તેમની

આવકનો ખાસ આધાર ત્યાંના રેસકોર્સ અને શેરબજાર ઉપર છે. રેસકોર્સના રસીયા હોવા ઉપરાંત તેઓ સંગીતના શોખીન



"તમેજ કહો પત્નીને પતિના સલાહકાર થવાનો હક્ક નથી?"

[પૃષ્ઠ: ૧૦૭૮]

અને ચિત્રકળામાં પ્રવીણ છે, અને ઉચ્ચ શિક્ષણથી છેક અજાણ્યા નથી. તેમણે પોતાની પુત્રિઓને બને તેટલું શિક્ષણ આપી રૂપમાં રસ ભેળ્યો છે, એટલો બધો કે, નીલ કુટુંબની નણે કન્યાઓનાં યૌવન એક વાર કોલુતોલાના યુવકોને ઘેલા કરતાં હતાં. આ અરસામાં મારા શ્વસુર વિનોદભુષણ બસુ પાસેના મકાનમાં રહેવા આવ્યા. બીરભુમની વિશાળ જમીનદારી ઉપરાંત તેઓ શણનો વેપાર ઠીક ખેડી રહ્યા હતા, તેને અંગે તે કલકત્તા વારંવાર રહેતા. તેમના એકના એક ઇશ્વરશરણ પ્રેસીડન્સી કોલેજમાં અભ્યાસ કરવા કલકત્તા આવી રહ્યા હતા. હમારા બંગાળીઓમાં બને છે તેમ હમારા વિવાહ તે વખતે ગોઠવાયામાં, આવ્યા અને ટુંક વખતમાં આ જયાલક્ષ્મી નીલ બસુ કુટુંબમાં ભળી.

ફુલશય્યાની એ પ્રથમ રાત્રી હજીયે મારા સ્મૃતિપટ ઉપર જેવી ને તેવી તાજી જ છે. નવપરિણીત યુગલનાં મહદ્ધેનથી ઘેરાયલાં હૃદયોનો પ્રથમ મીલન માટે શો તનમનાટ હોય છે? એમણે પણ ત્યારે કંઇ ન્યૂનતા રાખી ન હતી. યુરોપીયન યુવતિઓનાં અનુકરણમાં બંગાલી યુવતિઓએ એક ફેશન તરીકે જુનાં ઉમાંગદ સ્વીકાર્યાં છે. તેવા એકથી મને વિભૂષિત કરી એ બોલ્યા. "જય, તમે હમારી ગૃહલક્ષ્મી છો. વરસો થયાં કોઇ સુકુમાર હાથે આ ઘરો સુવ્યવસ્થા પામ્યાં નથી. તમે તેને વ્યવસ્થિ કરજો."

મેં ટુંકમાંજ પતાવ્યું: "હંસુ, હવે સૌ મારાં જ છે."

આમ અપૂર્વ ઉત્સાહ અને અપ્રતિમ પ્રેમથી પરસ્પરે ભેટતાં ભેટતાં જીવન સરિતા વહતી હતી પણ થોડાક વખતમાં એ ઘેન ઉતરી ગયાં, અને હમે એક-બીજાને પરખી ગયાં."

આ બધી પ્રસ્તાવના પછી શો ઇતિહાસ યોગ્યપદ્મ છે તે મને હજીયે સમજાયું.

નહિ; જાણે હોકરની મુખમુદ્રા સમજવા પ્રયત્ન કરતી હોય એમ લાગ્યું.

"મારાં સાસુજીના સ્વર્ગવાસ પછી ઇશ્વર શરણનાં એક દૂરનાં માશી કૈલાસી દેવી ચૌધૂરીના પાપી જીવનમાં મારા શ્વસુર પડ્યા હતા. તે નાના બાબુજીના સુખ સંચાલનાર્થે બીરભૂમ આવી રહ્યાં હતાં. પાછળથી તેમનું સામ્રાજ્ય નિરંકુશ થયું અને તેમના ત્રણ પુત્રો ચૌધરીગૃહનો ત્યાગ કરી બીરભૂમમાં બાબુજીનો સત્કાર સાધી રહ્યા. મારા શ્વસુર અને કૈલાસીદેવીના સ્વર્ગવાસ પછી ઇશ્વર શરણ એમના સિવાય કોઇને આપ્તજન ગણતા નહિ; અને ચૌધૂરી ભાઇઓ પણ બીજાની જેમ બાબુજી ઉપર પડતા દેતા નહિ, તેમના સત્કારમાં અને તેમની સલાહથી ઇશ્વર શરણ અભ્યાસ, તંદુરસ્તી, અને લક્ષ્મી ગુમાવી રહ્યા હતા. અને કંઇક અંશે અશંખલ અને પ્રમાદી બન્યા હતા, એમને અભ્યાસ માટે, વેપાર માટે કે બીજી સાર્વજનિક બાબતો માટે વખત ન હતો. શીનેમા, નાટક, હોટલ, કલબ, રેસકોર્સ, એ એમનો કાર્યક્રમ ભરી દેતાં, અને તિજોરી ખાલી કરતાં.

"આ વિનાશ પંથે જતા બાબુજીને સાચી સલાહ આપનાર અમારા ઘરના મુનીમજી ગોકુલદાસ જ હતા. વેપારમાં ઇશ્વરશરણનું દુર્લક્ષ હોવાથી ખોટ જણાવવા લાગી-આથી મુનીમજીએ એમને પોતાને હાથ લેવા પ્રયત્નો કર્યાં, અને તેમાં કંઇક ફળિ; ભૂત પણ થયા ખરા. ધીમે ધીમે સ્વભાવે ગંભીર થઇ એમણે સલાહ માની.

શેઠને માટે સેવકોને શું લાગણી હોઇ શકે તેને ખ્યાલ શ્રીમંતોને આવતો હોય તો ઘણા શ્રીમંતો પોતાની શ્રી સ્થિર કરી શકે. પરંતુ તેમને એવી લાગણીઓ સમજવાની ફુરસદ હોતી નથી. મારા ઇશ્વર શરણને પણ એમજ થયું. થોડાક વખતમાં મદનલાલ ચૌધરીને પોતાની હાર માલમ પડી, અને બાબુજીના મન ઉપરથી ગોકુલદાસને દૂર કર્યા.

"આપણો સ્વાર્થ આપણે સમજીએ અને સાચવીએ કે આપણો મુનીમ? ગુજરાત છોડી તારાં ભલાં માટે અહીં આવ્યા હોય એમ બતાવે છે, પણ જો જો" આવા શબ્દોથી બાબુજી ધીમે ધીમે પૂછડીઆ તારા માફક સરી ગયા, અને એક દિવસ સુરાપાનની ધૂનમાં ગોકુલદાસને કહી દીધું, "તમારે મારી વાતમાં પડવાનું શું કારણ? તમને પરદેશીને મારી સાથે સ્વાર્થ વિના શું સ્નેહ હોઇ શકે?"

જે ગોકુલદાસે પેઢીમાં આખી પચીસી ગાળી હતી, તે મુનીમજી અપમાનિત થઇ ખિન્ન મુખે જતા હતા, ત્યાં વિશ્વાસ ચૌધૂરીના શબ્દો તેમણે સાંભળ્યા, "પ્રભુ, રસ્તે બેઠેલા મોચીને સ્વાર્થ વિના તારાં બુટની વધુ કાળજી હોઇ શકે!"

આ બનાવથી હું પણ કંઇક મુઝવણમાં પડી."

કંઇક થાક્યા હોઉં તેમ મેં હોકાર તરફ જોયું. તે રસ્તાની બાજુમાં બેસી ગયો હતો; તેની ધીરજ ખૂટી હોય એમ લાગ્યું, કેમકે તેને કંઇ સમજ પડતી ન હતી, પણ હું આ ઇતિહાસ અધૂરો મૂકવા ઇચ્છતો ન હતો.

ફરી ચાલ્યું: "ઇશ્વરશરણ ધીરે ધીરે ગૃહજીવનથી પણ વિમુખ થતા હતા. ઘણા વરસોથી માતા કે બ્હેન વિનાનું ગૃહજીવન એમણે ગાળ્યું હતું, અને પાછળથી તે તરફ એ વળી શક્યા જ નહિ. શયનગૃહમાંથી બ્હાર પડી એમના વ્યવસાયમાં પડી જતા. જમવાની ફુરસદ કાઢી ફરી એ જ યંત્રણા ચાલુ થતી. સાંજે

ક્લબમાંજ જમી લઇ મોડી રાત્રે ઘેર આવતા. સુરાથી મત્ત થવાથી કે આરામના અભાવે અસ્વસ્થ થવાથી ઘેર આવી નિદ્રાવશ થઇ જતા. સારાયે દિવસમાં પત્ની કે ગૃહ એમને હૃદયે વસતાંજ ન હોય એમ થવા લાગ્યું. એવામાં એક અણુધાર્યા બનાવે પતિ પત્નીને સત્ય સ્વરૂપમાં ખડાં કરી દીધાં. એમનાથી એક મોટી રકમનો ચેક ખોવાયો હતો, અને તે અનાયાસે મારા હાથમાં આવી પડ્યો. બને તેટલી શોધ કરી એ સ્હાંજે ક્લબમાં ગયા, અને મોડી રાત્રે પાછા ફર્યા. તેમના આવ્યા પછી એમણે એક ગુમાવ્યાની વાત કરી, કે મેં તેમના થમાં ચેક પાછો મૂકી તેમને શાંત કર્યા. ધારતી હતી કે ઠોકર લાગવાથી એ મજુ થશે. ધીમે ધીમે મેં એમની ભલોનું ન કરાવવા માંડ્યું, પણ એ પ્રણયરાત્રી રી પ્રલયરાત્રી થશે એમ હું જાણી શકી હે. લાંબા વખત સુધી એમણે મને શબર સાંભળી લીધી. પછી એણે પોતાનો બચાવ કર્યા વિના ટુંકમાંજ પતાવ્યું: "જયા, તમારે આ બાબતોમાં પડવું નહિ. તમે ગૃહલક્ષ્મી છો અને ગૃહલક્ષ્મીજ રહો. ઇશ્વર શરણ બસુતું કોઇ માલીક નથી."

મામલો ગંભીર છે એમ મને સમજાયું નહિ, મેં કહ્યું: "આ દુનિયામાં બીજું કોઇ નહિ પણ પત્નીજ પતિનાં સુખ દુઃખની સાથી છે, તો પછી તે પતિને સલાહ કેમ ન આપે?

તે સાંભળી ઘડીક એ ચૂપ રહ્યા."

આ વખતે બોલનાર યુવતિ ઉશ્કેરાઇ ગઇ હતી, તેણે મને પૂછ્યું "તમેજ કહો કે પત્નીને પતિના સલાહકાર થવાનો હક્ક નથી!"

અને હું જવાબ આપું તે પહેલાં તેણે શરૂ કર્યું: "સુરા પરી ચ્હડી હોય એમ એમણે પલંગ ઉપરથી દૂર થવા માંડ્યું, અને બોલ્યા: "મને તારી સલાહની જરૂર નથી હું આજ ઘડીએ ચાલ્યો જઇશ."

એ ઓરડામાંથી બ્હાર જવા લાગ્યા. મેં એક બૂમ મારી કહ્યું "પણ વ્હાલા......"

"અરે તારા વ્હાલા ગયા યમને ઘેર" કહી એ ચાલ્યા ગયા "ઇસુ, ઇસુ, મારા ઇસુ," કરી હું તરફડી, પણ કશું સાંભળવા કે જોવા તે ત્યાં હતા જ નહિ. એ જ એમનાં છેલ્લાં દર્શન."

વંચિતાને પતિની ઝાંખી થતી હોય, એમ તેણે અનિમેષ નયને દૂર જોયું, અને થોડાંક આંસુથી તેને ધોઇ નાખી ફરી ચલાવ્યું: "કલહરાત્રિની પછી સ્વાર વધુ કલહમય થઇ."

એક ચૌધરીએ આવી મને પૂછ્યું: "ભાભી કાલ રાત્રે શું થયું હતું?"

મેં કંઇક કહેવા જેવું કહી તેને દુર કરવા પ્રયત્ન કર્યો, પણ સર્પની જીભે ઝેર વિના બીજું શું ઝરે?

"ભાભી, ગમે તેમ, તમારે બાબુજીના બ્હારના જીવનમાં શા માટે માથું મારવું જોઇએ?"

"બીજી બાજુથી ચૌધરીભાઇઓએ બાબુ-જીને સમજાવ્યું, કે જયાને પ્રજા નથી તેથી સઘળું પોતાને નામે રાખવા ઇચ્છે છે. તો નવી વહુ લાવી તારો સંસાર શા માટે સુધારતો નથી?"

અને સ્હાંજે નોકરો વાત કરવા લાગ્યા કે 'બાબુજી નવી વહુ લાવનાર છે.'

મેં તેજ રાત્રે ઘર છોડ્યું અને 'સાનો માર્ગ સગવડ ભર્યો કર્યો.

ભાઇ પ્રિયતમનું નામ સાંભળી ભાન ભૂલીને તમારો આટલો સમય લેવા માટે દિવાની ગણી માફ કરશો."

છેલ્લા શબ્દો બોલી કંઇ પણ મદદ લેવાની ઇચ્છા બતાવ્યા વિના તે જે રસ્તે આવી હતી તે જ રસ્તે પાછી ગઇ.

ઠાકોર અને હું ધીમે પગલે ઘેર આવી ચુપચાપ સુઇ ગયા.

હજીયે સાંજે સ્હામેના ઠાકોરખાનામાં ઢોલા વાગતા હોય ત્યારે એ ઘેલી બંગાળણ વિશ્વામિત્રીના મલિન જળમાં પગ ડૂબાવી બેઠી હોય છે. અને થોડીવારે "ઇસુ, ઇસુ, આમાર ઇસુ" એવી એની ઝીણી ચીસ સંભળાય છે. શું નવયુગની નારીને પતિના સાક્ષાત્કાર થવાનોય હક્ક નહિં? શું પતિની વાસનાઓને તૃપ્ત કરવાનું રમકડું, તેનું ઘર સાફ કરનારી સોંઘી મજુરણ, અને તેની રસોઇ કરનાર પેટીયા સાટે કામ કરનાર રસોયણ થવામાંજ સ્ત્રીને સંતોષ થાય ખરો?

# નોંધ

## નકામી ધાંધલ:

શાહીવાદી ટોળકીના હાથમાં ગ્રેટ બ્રિટનનાં રાજ્યસૂત્રો હતાં, તે વખતે હેતુપૂર્વક નિમવામાં આવેલી સાયમન ટોળકીમાં હિંદીઓના પરસ્પરના વિખવાદનો લાભ લઇ કોઇ પણ હિંદીને નિમવામાં આવ્યો નહિં. કેમકે શાહીવાદીઓ ઉદ્દામ રાષ્ટ્રવાદીઓની કે સ્વરાજ્યસ્ટોની ઉપર વિશ્વાસ મૂકવા તૈયાર ન હોય અને વિનિત મતવાળાઓ પોતાની જાત શિવાય કોઇનું પ્રતિનિધિત્વ ધરાવતા નથી તેની તેમને ખબર, એટલે જે વિનિતોને તેઓ પહેલાં પંપાળતા હતા તેમની પણ તેમણે ગણના કરી નહિં. એથી ગોરા સાહેબો સાથે કમિશનમાં બેસવાનાં શમણાં જોઇ રહેલા વિનિતોને તેથી માઠું લાગ્યું, અને જે કમિશનને અંગે લાલાજીનું બલિદાન લેવાયું તેવા ગોઝારા કમિશનનો હિંદીઓએ જે બહિષ્કાર કરવાનો નિશ્ચય કર્યો હતો, તેમાં કુંભ રાશીના કેટલાય વિનિતો ભળ્યા. છતાં એમના એ ભળવામાં ભેદ હતો. મોં સવાદીયા માણસને જમણવારમાંથી જુદો રાખ્યો હોય, અને કોઇને કોઇ બહાને તે જમણમાં ભાગ લેવા તક શોધતો હોય, એવી વૃત્તિ વિનિતોના બહિષ્કારમાં રહી હતી; અને તેઓ ગોરા કમિશન સાથે બેસવાની નિરંતર તક શોધ્યા કરતા હતા જ. પણ તે તક એમને મળી નહિં. શાહીવાદી સરકાર અને તેના નિમેલા વણનોંતર્યા કમિશને બહારનો આડંબર તો ઘણોય કર્યો, પણ તેમનાં અંતર હિંદે સંગીન રીતે કરેલા એમના કરમા બહિષ્કારથી વલોવાઇ રહ્યાં હતાં. બીજી તરફ સંપૂર્ણ સ્વતંત્રતાની ભાવનાના જુવાળ દેશભરના નૌજવાનોમાં ફેલાતા રહ્યા, ઠામઠામ યુવક સંઘો રચાવા લાગ્યા, કામદારોએ જાગૃતિ બતાવી, બારડોલી પછી ખેડૂતોમાં પણ ચેતન આવવા લાગ્યું, અને બ્રિટિશ બેકારીના આંકડા વધવા સાથે હિંદ માટે ત્યાંથી નિકાશ થતા માલના આંકડા નીચે ઉતરવા લાગ્યા. લાહોરની મહાસભા માથે આવી ઉભી, એ અરસામાં બ્રિટનની નવી ચૂંટણીએ શાહીવાદી ટોળકીને ઉથલાવી પાડી, તેને સ્થાને મઢી અને શાહીવાદની તરફ વિશેષ ઢળેલા, એવા કહેવાતા ઢીલા મજુરવાદીઓના હાથમાં સત્તાનાં સૂત્રો આવ્યાં.

શાહીવાદી ટોળકીએ ચારે તરફ બ્રિટનની વિરૂધ્ધ આગ સળગાવી મૂકી હતી. તેને લીધે સામ્રાજ્યવાદના મોતનાં નગારાં વાગવાં શરૂ થયાં હતાં, એથી શાહીવાદી મનોદશાવાળા બ્રિટિશ મતદારોએ રામ્સે મેકડોનલ્ડના સલામત હાથમાં સૂત્રો મૂક્યાં. આ નવી ટોળી દેખીતી રીતે સમાજવાદી છે, પરંતુ એના મોળા સમાજવાદની પાછળ સામ્રાજ્યવાદની સાંકડી ભાવના ઠાંસી ઠાંસીને ભરી છે. એથી કહેવાતી કામદાર સરકાર સત્તામાં આવતાં જ સામ્રાજ્યનાં સખળડખળ થઇ રહેલાં અંગોને મજબૂત બનાવવાની તૈયારી કરવા માંડી. ઇજીપ્તના બળભળેલા મામલાને લોર્ડ લ્યોઇડનું રાજીનામું સ્વીકારી શાંત પાડવાનો દેખાવ કરી નાખ્યો અને સુદાન ઉપરનો કાબુ કાયમનો કરી દીધો. વૉસી વિનિતોને નરમ પાડયા, છતાં તેમને સ્વતંત્રતાનો છાંટો પણ બતાવ્યો નહિં; નૌકા કાફલાની બાબતમાં અમેરિકાની સાથે મતભેદ પડેલા, અને ઔદ્યોગિકક્ષેત્રના

જાપાને ચીનને હાથ કરી લીધું' અમેરિકાની સાથે હથિયાર ખખડાવવાનો સમય આવી પહોંચેલો, એ દશાને તાત્કાલિક સમાધાની ઉપર મૂકવા મેકડોનલ્ડે સાહસ કરીને અમેરિકાની મુસાફરી કરી, તેમાં ફ્રાન્સ-ઇટાલીની સામે થવાની પણ છાની વાતો નક્કી થયાની હકિકતો બ્રિટિશ પત્રોએ હવે તો પ્રસિદ્ધ કરી છે; કેનેડાની છટકેલી કમાનને સીધી કરવા ત્યાં પણ લટાર મારી, બીજી તરફ જર્મનીની મમતા ખેંચવા ર્‌હાઇન જલદી ખાલી કરવાની વાત સ્વીકારી અને છીનીઆમાં કામદાર સરકારના ખજાનચીએ શાહીવાદી સરકાર કરતાં પણ વધુ ઉગ્રતા બતાવી, સાંકડા વિચારનાં ટોરી પત્રોની યે પ્રશંસા મેળવી. રશિયા સાથે તૂટેલો સંબંધ બ્રિટનની ખેપરી ચગાડવા સાંધી અને હવે તો ઇરાકનું પણ સમાધાન કરી ત્યાં સામ્રાજ્યના પાયાનાં મૂળ ઉંડાં ઉતારવાની બાજી ખેલાઇ ગઇ છે.

બાકી રહ્યું હિંદ. એ તો સામ્રાજ્યની કામધેનુ! લાત ખાય, ખાણુ ન દેખે અને જોઇએ તેટલું દૂધ દોહી શકાય, એવી ગાયને રિઝવીને વધુ લાભ લેવો છતાં કશું આપવું નહિં, તેવી કરામત પણ કામદાર સરકારે કરી! કલકત્તાનો ઠરાવ લાહોરની મહાસભા સુધી ચાલુ છે, પછી ગાંધીજીએ પણ સ્વતંત્રતાવાદી બનવાનું જાહેર કર્યું છે, પણ તે પહેલાં સાયમન સાતડીનો રિપોર્ટ બહાર પડે તેમ નથી; દેશની સામે થઇ શાહીવાદીઓનો સાથ કરવા નીકળેલા હિંદીઓની ટોળકી લંડનમાં અંદર અંદર લઢી પડી, અને તેમને હિંદના પ્રતિનિધિ મનાવવાની ભવાંઇ વધુ વખત ખેલી શકાય તેમ નથી એવું લૉર્ડ ઇરવીને જણાવ્યું, એથી મહાસભાની બેઠક પહેલાં હિંદીઓમાં મતભેદ પડાવવા કંઇક મંઘવાળ લગાડવાની જરૂર ઉભી થઇ, એ મતભેદ વિના સાયમન સાતડીના રિપોર્ટને માટે હિંદમાં કશી જ તક નથી એ સત્તાવાદીઓના હવે તો ખુલ્લા થયેલા ભયે, જમણવારની મિજલસમાં ભાગ લેવા તક શોધતા મોં સવાદીઆઓ જેવા, કેટલાક વિનિતોને તક આપવા માટે સંસ્થાનોના જેવું સ્વરાજ્ય હિંદને આપવું એ બ્રિટિશ સરકારની ઇચ્છા છે, એવાં વચનો વાઇસરોયને મુખે ઉચ્ચારાવવાની તદબીર રચાઇ. અને વિલાયત ગયેલા કેટલાક વિનિતોને પંપાળી 'મોટાભા' બનાવવા તેમને દરવાજે તોડવા મારેના હાથી જેવા બનાવીને તૈયાર રાખવામાં આવ્યા.

એટલે વાઇસરોયનાં વચનો ઉપર દેશના સ્વાભાવિક નેતાઓ વિચાર કરે તે પહેલાં તો મુંબાઇના મૂઠીભર વિનિતોએ મળીને નાચકુદ કરવી શરૂ કરી, જાણે હિંદને આજને આજ જ સંસ્થાનો સમું સ્વરાજ્ય મળી ગયું ન હોય? પાર્લમેન્ટની ઉમરાવોની સભામાં થયેલાં ભાષણોથી, તેમ જ લૉર્ડ રીડીંગે કરાવેલા ખુલાસા ઉપરથી, એટલું જ નહિં પણ આમની સભામાંના હિંદી વઝીરના ભાષણ અને વડા વઝીર રામ્સે મેકડોનલ્ડના અંગત ખુલાસા ઉપરથી સંપૂર્ણ રીતે પૂરવાર થાય છે કે, બ્રિટિશ રાજ્યદ્વારીઓ તરફથી હિંદીઓની સાયમન સપ્તક વિરોધી નીતિમાં ભાગલા પડાવી, સાયમન રિપોર્ટ પ્રસિદ્ધ થાય તે વખતે હિંદુસ્થાનનું વાતાવરણ દેશહિતને યોગ્ય અભંગ એકતાવાળું ન રહે તે કરવા માટે જ આ બધી રમત કરવામાં આવી છે. પરંતુ તેટલામાં વિનિત નેતાઓ લટુ બની ગયા, એટલું જ નહિં પણ સ્વરાજીસ્ટ અને રાષ્ટ્રમતવાદી મનાતા નેતાઓએ પણ ઉતાવળ કરી જે ધાંધલ કરી

મૂક્યું, તે જોઈને કોઈપણ વિચારક દેશભક્તને નવાઈ લાગ્યા વિના નહિં જ રહી હોય.

...

## દિલ્હીનો ખરીતો

દિલ્હીમાં ભેગા થયેલા નેતાઓએ આમ છતાં પોતાની જવાબદારી ઉપર વાઈસરોયના ભાષણમાં થયેલા સંસ્થાનો સમા સ્વરાજ્યના ખુલાસાનો તેમ જ ગોળમેજી પરિષદનો શરતી જવાબ આપનારો ખરીતો પ્રસિધ્ધ કરીને સ્વતંત્રતાવાદી હિંદીઓ અને નરમ ધેંસ જેવા વિનિત હિંદીઓની વચ્ચેનો માર્ગ લીધો છે. એમણે રજુ કરેલી શરતો સામાન્ય નજરે જોતાં ઘણાકોને સંતોષકારક લાગે છે; પરંતુ પાર્લમેન્ટમાં થયેલા ખુલાસા પછી અને મીરતના કેદીઓના સંબંધમાં હિંદી વઝીરે કશો જ વિચાર નહિં કરવાની વાણી ઉચ્ચાર્યાં પછી, બ્રિટિશ રાજ્યદ્વારીઓ પાસેથી ગોળમેજી પરિષદમાંથી કશું જ મેળવી શકાય એ આશા જ વ્યર્થ છે. તો પણ શ્રી કેળકર જેવા વિચારના પ્રતિ સહકારી રાજદ્વારીઓ ગોળમેજી પરિષદ ઉપર હજી જે વિશ્વાસ રાખી રહ્યા છે, તેવા વિચારના રાજ્યદ્વારીઓની આંખો ઉઘાડી, તેમને સંપૂર્ણ સ્વતંત્રતાવાદી બનવા માટેના કારણ તરીકે એ પરિષદ કારણભત થાય, તો તેટલા પુરતું–હિંદના રાજદ્વારીઓની એકતાની ખાતર–રાજરમતની એક કલા તરીકે ભલે અલાહાબાદમાં મહાસભાની કાર્ય વાહક સમિતિએ તેમ જ દિલ્હી ખરીતા ઉપર સહીઓ મૂકનારાઓને હજી એક વધુ તક આપવી તે ઠીક છે. એથી બ્રિટિશ રાજ્યદ્વારીઓ અને ખાસ કરીને મેકડોનલ્ડ પક્ષના કામદારોની પણ કસોટી થશે.

## કામદાર પક્ષે શું ઉકાળ્યું?

બાકી તો જેમની દૃષ્ટિ સાફ છે તેમને ૧૯૨૪ અને ૧૯૨૯ ની કામદાર પક્ષની નીતિમાં કશો જ ફરક દેખાતો નથી. હિંદમાં અત્યારે જે દમનનીતિનો દોર ચાલુ છે, લાહોર મહાસભાના માર્ગમાં અનેક પ્રકારનાં વિઘ્નો નાખવાની નોકરશાહીની શરમાવનારી ગુપ્ત રીતો શરૂ થઈ છે, અને મીરતના કેદીઓને જ્યુરી આગળ પોતાનો મુકદમો ચલાવવા જેટલા મનુષ્યના સામાન્ય હક્ક પણ આપવામાં આવતા નથી તે જોતાં કામદાર સરકાર હિંદનું કશું જ હિત કરી શકે તેમ નથી એ ખુલ્લું જ છે: તેની સાથે સામ્રાજ્યના પાયા મજબૂત કરવા માટે શસ્ત્રોની કામદાર સરકારે અત્યાર સુધીમાં જે જે કાર્યો કર્યાં છે તે સરખાવતાં, કોઈ પણ સમજદાર હિંદીનો વિશ્વાસ બ્રિટનના તમામ પક્ષના રાજદ્વારીઓમાંથી ઉઠી જાય, અને સ્વાશ્રયથી જ હિંદ પોતાનું હિત સાધી શકશે એમ તે માનતા થાય તો તેમાં કામદાર સરકારના સભ્યોએ અને બ્રિટિશ રાજદ્વારીઓએ પોતાનો જ આભાર માનવો જોઈએ.

...

## લંડન કે લાહોર?

સકલાટવાળાએ હિંદમાંની પોતાની છેલ્લી મુલાકાત વખતે એક એવું સૂત્ર ઉચ્ચાર્યું હતું કે જે પ્રત્યેક હિંદીના હૈયે કોતરાઇ રહેવું જ જોઈએ. તેમનું સૂત્ર એ હતું કે, હિંદે પોતાને શું જોઈએ છે તેનો વિચાર કરવાને બદલે બ્રિટન શું આપી શકશે તેનો વિચાર કરે છે તે ખોટું છે. આપનારને પોતાને માટે વિચાર કરવા દઈને, હિંદે તો

પોતાને શું જોઈએ છે તેનો જ વિચાર કરવો જોઈએ. એટલે હિંદી નેતાઓએ લંડન તરફ સાવધાનતાની દષ્ટિ રાખીને હિંદને શું જોઈએ છે તે કરાવવા માટે એટલા લાહોર તરફ જ નજર રાખવી ઘટે. લંડનમાં અત્યારે શાહીવાદી રાજ્યદ્વારીઓ અને તેમની લાગવગ નીચેનાં પત્રો હિંદને સંસ્થાનો સમું સ્વરાજ્ય આપવાની વાત નીકળતાં જે ઝેરી પ્રચાર કરી રહ્યાં છે તે જોતાં બ્રિટિશ શાહીવાદીઓ હિંદને સહેલાઈથી પોતાના પંજામાંથી છોડવા તૈયાર નથી, પરંતુ યુદ્ધ પછી જગતભરની રંગીન પ્રજાની પલટાયલી મનોદશા જોતાં, ગ્રેટબ્રિટનના ઘરના પ્રશ્નોની અઘટામણો જોતાં અને આંતરરાષ્ટ્રીય રાજકારણના રંગો તપાસતાં, હિંદ સાથે અક્કડપણાની રીતે કામ નહિં લેતાં, મૂડી અને શાહીવાદ તરફ ટળેલો કામદાર વર્ગ મખમલના મોજામાં લોખંડી મુક્કો છૂપાવીને મોઢે મીઠું બોલીને જ કામ લેવા માગે છે. બ્રિટનમાં બેકારીનો પ્રશ્ન મુશ્કેલ છે, બ્રિટિશ માલની ખપત ધીરે ધીરે ઘટતી જાય છે અને યુરોપીયન રાષ્ટ્રોના સંગઠનની જે વાતો થાય છે તેથી બ્રિટિશ વ્યાપારને મોટો ફટકો પડવા સંભવ છે; એટલે ખુદ કામદાર સરકાર કોઇ પણ રીતે બ્રિટિશ માલ સંસ્થાનો અને હિંદમાં ખપાવવાનો પ્રયત્ન કરી રહેલ છે. આ બધાં કારણોને લીધે 'સામ્રાજ્યના નિર્બંધ વ્યાપાર' (Empire Free Trade) ની હિલચાલે ત્યાં વધુ જોશ પકડ્યું છે. તે માટે સામ્રાજ્યના આર્થિક પ્રશ્નો ચર્ચવા માટેની પરિષદ મેળવવાની તજવીજ ચાલે છે, તેમાં પણ હિંદને ભોગે ગ્રેટ બ્રિટનનું ભલું કરવાની યુક્તિઓ રહેલી છે; એથી સાવધાન રહીને લાહોરમાં હિંદી રાજ્યદ્વારીઓએ સંપૂર્ણ આર્થિક સ્વતંત્રના માટે પણ હિંદ માટે સ્વતંત્રતાની આગ્રહ ભરી માગણી જરૂર છે.

...

## સીધીઓમાં જાગૃતી.

દક્ષિણ આફ્રિકામાં ગોરાઓના લાભ માટે હિંદીઓને હેરાન કરવામાં આવે છે, તેથી પણ વધુ હેરાનગતિ ત્યાંના મૂળ વતનીઓને ભોગવવી પડે છે. એમની પાસેથી મધ્યકાલીન યુગના જેવો જજીયા વેરો બળજબરીથી વસુલ કરવામાં આવે છે, તેમના નૈસર્ગિક હક્કોને છુંદી મારવામાં આવે છે, અને તેમને એમની સંખ્યાના પ્રમાણમાં પોતાની જ માતૃભૂમિના રાજકારણમાં હિસ્સો લેવા દેવામાં આવતો નથી. એ બધાથી કંટાળીને સીધીઓએ હમણાં બળવો કર્યો અને નિયમ પ્રમાણે ગોરા શાહીવાદીઓએ તેની જવાબદારી મોસ્કોના કામ્યુનીસ્ટો ઉપર મૂકી. પરંતુ જાગૃત થયેલા સીધીઓએ તુરત જ જગતને જાહેર કર્યું કે અમારે ને કામ્યુનીસ્ટોને કશો જ સંબંધ નથી. અમારો વિરોધ ગોરાઓને હાથે અમારી જે પાયમાલી થઇ રહી છે તેની સામે છે. આમ છતાં જનરલ સ્મટ્સ ઓક્ષફર્ડમાં ભાષણ આપતાં આફ્રિકામાં ગોરી સંસ્કૃતિનું સામ્રાજ્ય સ્થાપવાની વાતો કરી રહ્યો છે. પરંતુ બહારથી સામ્રાજ્યવાદને સંગીન બનાવવાની વાતો કરનારા તમામ શાહીવાદી રાજ્યદ્વારીઓ સમસ્ત વિશ્વની રંગીન પ્રજાની જાગૃતિથી એટલું તો સમજી જ ગયા છે કે, ભલે હજી થોડાંક વધુ વર્ષ રંગીન જાતિને દબાવી રાખી શકાય, પરંતુ નજીકના ભવિષ્યમાં એ રંગીન પ્રજાઓની સ્વતંત્રતાનો સ્વીકાર કર્યા સિવાય શાહીવાદી મનોદશાવાળી

ગોરી પ્રજાનો છૂટકો નથી. એ સ્વતંત્રતાનો સ્વીકાર શાંતિ અને સરળતાથી કરવો કે અકળાયલી પ્રજાઓ અહિંસાનો માર્ગ લેવા પ્રેરાય તેમની સામે યુદ્ધમાં ઉતરી, જગતની શાંતિમાં વિઘ્ન નાખી ને પછી કરવો તે જોવાનું કામ ગોરા શાહીવાદીઓનું છે.

...:

## અસ્પૃશ્યો અને મંદિર પ્રવેશ:

જ્યારથી માની લીધેલા અસ્પૃશ્યોએ પોતાની અપમાનીત દશાથી કંટાળીને, જાગૃત થઇ પોતે હિંદુ હોઇ હિંદુઓનાં મંદિરોમાં પ્રવેશવાના પોતાના નૈસર્ગિક હકકની બજાવણી માટે સત્યાગ્રહનો માર્ગ લીધો છે, ત્યારથી સનાતની હિંદુ સમાજ ખળભળી ઉઠયો છે. અને જે દલીલો હિંદને પરાધીન અને અપમાનીત દશામાં રાખવા માટે ગોરા મુત્સદીઓ કરે છે, તેવી જ દલીલ બાજી તેમણે પણ આદરી છે. એટલું જ નહિં પણ અમેરિકા અને આફ્રિકામાં રંગીન પ્રજાની જાગૃતિને દબાવવા પશુબળ વાપરવામાં આવે છે અને તેની વાતો થાય છે, તેવી વાતો પણ અંત્યજોને ડરાવવા માટે કરવામાં આવે છે. આવી વાતો કરનારાઓ એવું માની લેવાની ભૂલ કરે છે કે, તેમની એ વાતો અને વિચારોની સાથે તમામ ઉજળીયાત હિંદુઓ મળતા થાય છે. પરંતુ વસ્તુસ્થિતિ તેમ નથી. હિંદુ કોમનો ઘણો મોટો વર્ગ અત્યારે અંત્યજો તરફ સમભાવ બતાવે છે, અને તેમની તરફ પશુ કરતાં પણ હલકું વર્તન બતાવવાની બાબતમાં સનાતનીઓના સાથે બિલકુલ મળતો નથી, એ વાત કહેવાતા સનાતનીઓ ભૂલી જાય છે! સનાતનીઓને પોતાના વિચારોનું પાલન કરવું હોય તેટલા માટે તેમને સમાજનું અહિત થતું ન હોય ત્યાં સુધી સંપૂર્ણ છૂટ હોવી જોઇએ; પણ તેથી કંઇ કરોડોની સંખ્યાના અંત્યજ સમુહને કચડાયલી દશામાં રાખવાનો, અને તેમ કરીને સારાયે હિંદુ સમાજનું અકલ્યાણ કરવાનો તેમને અધિકાર નથી. એ વાત શાંતિથી સમજવાને બદલે અસ્પૃશ્યોની અને તેમની મદદમાં ઉભા રહેનારા હિંદુઓની સામે સામાન્ય જનતાને ઉશ્કેરવા, તેમ જ તેમને



ખોટી રીતે અસભ્ય શબ્દોથી ઉતારી પાડવા જતાં સનાતન ધર્મનું કે હિંદુ સમાજનું કશું જ કલ્યાણ થવાનું નથી. રાજકારણ અને ધર્મ એ બે જુદી જુદી વસ્તુઓ છે. પણ રૂઢીને ધર્મનું નામ આપી, તે રૂઢીના પાલન માટે રાજકારણી નજરે દેશની સ્વતંત્રતામાં વિઘ્ન નાખવાની તજવીજ સનાતની હિંદુઓ કરવા માગતા હોય અને પ્રગતિના પ્રત્યેક કામમાં તેઓ ધર્મનો ડર બતાવતા હોય, તો તેમનો એ ડર કોઇને પણ ડરાવી શકવાનો નથી, એટલું નહિ પણ તે ધમકાથી બુધ્ધિમાન હિંદુઓ મંદિરો, મૂર્તિઓ, શ્રાધ્ધ બાળલગ્ન વગેરે માર્ગે વળવાના પણ નથી. જો સનાતની હિંદુઓ ખરેખરી રીતે હિંદુ સમાજનું હિત ચ્હાતા હોય તો તેમણે ખોટી જીદ પકડી ન રાખતાં વ્યવહારૂ માર્ગ લેવાની જરૂર છે.

તે જ રીતે અસ્પૃશ્યોએ પણ જો પોતાની સ્થિતિ સુધારવી હોય તો, સહુથી પહેલાં અંદર અંદરના ભેદને દૂર કરવા પડશે. ઢેડ ભંગીથી અભડાય, તેને પોતાના મંદિરમાં પ્રવેશ કરવા ન દે અને તંદુરસ્તીના નિયમ પ્રમાણે સ્વચ્છતાનું પાલન ન કરે ત્યાં સુધી તે ઉજળીયાત હિંદુઓ પાસે ન્યાય માગવામાં, તેમનાં મનાતાં મંદિરોમાં પ્રવેશનો હક્ક માગવામાં વાજબી નહિં મનાય. જો વાલપખાડીના અંત્યજ મંદિરમાં ભંગીઓને પ્રવેશવાનો અધિકાર ઢેડ જાતિના ભાઇઓ નહિં આપે તો તેમને માધવબાગ, મમ્માદેવી કે મહાલક્ષ્મી પ્રવેશનીં માગણીનો અધિકાર નહિં રહે એ વાત તેમણે બરાબર સમજવી રહી. એ સુધારણા તેમણે પહેલી અને તાત્કાલિક કરવી જોઇએ. તે પછી શાંતિ, સંયમ અને સંગઠનની દ્રષ્ટિએ તેમણે પોતાના સામાન્ય મનુષ્ય તરીકેના અધિકાર મેળવવા તૈયાર થવું જોઇએ.

...

## શારદા બીલ અને બાળલગ્નો!

બાળલગ્ન પ્રતિબંધ કાયદો આવતા એપ્રિલ મહિનાથી ધારાપોથી ઉપર ચડશે, તે પછી શરમાવનારાં અને સમાજ તેમ જ લગ્નના નામને કલંકિત કરનારાં બાળલગ્નો કરનારાઓને દંડ અને સખ્ત થવાનો સંભવ ઉભો થશે; તેથી એ કાયદો અમલમાં મૂકાય તે પહેલાં ગુજરાતમાં સંખ્યાબંધ બાળલગ્નો ચાલુ મહિનામાં અને તે પછી થઇ જવાનાં છે, એવી બુમાબુમ કરવામાં આવે છે. આ બુમાબુમ સર્વથા ખોટી કે પાયા વિનાની છે એમ અમે કહેતા નથી, પરંતુ તેને જે સ્વરૂપે રજુ કરવામાં આવે છે તેમાં ઘણી જ અતિશયોક્તિ છે. તે અતિશયોક્તિ કરનારા બે વર્ગ છેઃ (૧) સનાતની રૂઢી રક્ષકોનો અને (૨) એન્ગ્લો ઇન્ડિયન પત્રોનો. સનાતની વર્ગ આ કોલાહલથી એવું બતાવવા માગે છે કે, જુઓ આ તમારા સમાજ સુધારાના પગલાંથી ઉલટું સમાજમાં બાળલગ્નો વધી પડયાં છે, અને એન્ગ્લો ઇન્ડિયન પત્રોના તંત્રીઓએ બુમાબુમને મોટું સ્વરૂપ આપીને, પરદેશીઓની નજરે હિંદીઓને ઉતારી પાડી, જુઓ સરકારે બાળલગ્ન અટકાવવા માટે કાયદો પણ કર્યો, છતાં હિંદીઓ જ બાળલગ્નોને ચાહનારા છે, તેઓ કદી પણ સુધરે તેમ નથી; તેથી સ્વરાજ્યને માટે નાલાયક છે. તેથી અમે એ બન્ને વર્ગના કોલાહલથી દોરવાઇ નહિં જવાને બુદ્ધિમાન હિંદુઓને આગ્રહ કરીએ છીએ. તેમણે કોઇ પણ જાતના નિર્ણય ઉપર આવતાં પહેલાં બધી બાજુનો

વિચાર કરવો જરૂરી છે. તેમ કરતા જણાશે કે, શારદા બીલથી બાળલગ્નો અટકે તેવું કશું છે જ નહિં. એ કાયદો નાની વયે થયેલાં લગ્નોને રદ બાતલ ઠરાવ તો નથી, તેમ સ્ત્રીઓને સજા પણ કરતો નથી, એટલે જેમને પોતાના સંતાનોના દુશ્મન બનવું જ છે, તેઓ તો દંડ ભરીને પણ બાળલગ્ન કરી શકશે જ. અને અત્યારે જે વર્ગ બાળલગ્ન કરવા તૈયાર થયો છે, તે તો શારદા બીલ પસાર થયું ન હોત તો ચાર છ મહિના પછી પણ પોતાનાં સંતાનોને રૂઢીની ઝોળીમાં ધકેલી મૂકવાનો જ હતો! તેથી શારદા બીલથી જ બાળલગ્ન વધ્યાં છે એવું મનાવવાની ઉપર બતાવેલા પક્ષોમાથી કોઇની પણ બાજીમાં ન ફસાતાં, જ્યા લાગવગ પહોંચી શકતી હોય ત્યા બાળલગ્ન કરવા તૈયાર થયેલા માબાપોને સમજાવવા, અને સામાન્ય રીતે એ કાયદાની અસરથી થોડાક વર્ષો પછી સમાજને થનારા લાભની તરફ જ દૃષ્ટિ રાખવી એ જરૂરનું છે.